હરિ: ૐ તત્સત

નારાયણ ગ્રંથમાળા                    પુષ્પ ૬૦ મું.

# તત્વામૃત

અથવા

## દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો જાતિય અનુભવ.



**ભાગ ૧ લો.**



લેખક અને પ્રકાશક,

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

ચાઇના બીલ્ડીંગ; ભીંડી બજાર—મુંબઇ.



પ્રથમ આવૃત્તિ.                    પ્રત ૨૦૦૦



સંવત ૧૯૮૦.                    સને ૧૯૨૪

મૂલ્ય રૂ. ૨-૮-૦

તત્વામૃત



શ્રીમાન સ્વ૦ શેઠ અમરચંદ માવજી.

લક્ષ્મી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ, કોટ, મુંબઈ.

# અર્પણ.

શ્રીમાન શેઠ અમરચંદ માધવજી.

મુંબઈ.

સંસાર ચક્રમાંના બે ચક્ર: પ્રારબ્ધ અને પુરૂષાર્થના યોગે આપ સામાન્ય સ્થિતિએથી પ્રભુકૃપા વડે ઉંચ દશાને પામ્યા. સંપત્તિ યશ કીર્તિ પ્રાપ્ત થતાં મનુષ્ય મિથ્યાભિમાન અને અનેક દુર્ગુણને આધીન થઈ પાપ પ્રવૃત્તિ કરવા પ્રેરાય છે પરંતુ આપ તેવા કોઈ દોષને વશ ન થતાં સ્વધર્મમાં અધિક નિષ્ઠાવાન બની જ્ઞાતિ અને ધર્મ શ્રેયના અનેક શુભ કાર્યો કરી આશીર્વાદ લીધા છે. આપના એવા જનહિતકારી અનુકરણીય કાર્યો પ્રત્યેના માનમાં આ ગ્રંથ આપને સપ્રેમ સમર્પણ કરૂં છું.

પ્રભુ કૃપાકાંક્ષી,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# નિવેદન.

આખલ વિશ્વના ચાલક શ્રી હરિની કૃપાથી મારા વિવિધ અનુભવનો આ ગ્રંથ ગુજરાતી ભાષા જાણવા સમજવાવાળી એવી કાઠિયાવાડ ગુજરાત કચ્છની પ્રજાને, કાંઇક અવનવું જાણી તેમાંથી ઉપયોગી જણાતું તત્ત્વ ગ્રહણ કરી, સ્વજીવનને હિતકર માર્ગે દોરી, મનુષ્ય જન્મ ધર્યાનું સાર્થક થાય એવા હેતુથી પ્રકટ થાય છે. છ માસ પહેલા જાહેર કર્યા મુજબ જો કે આ પુસ્તક વહેલું પ્રસિદ્ધ થવું જોઇતું હતું પરંતુ મારા લખેલા અન્ય પુસ્તકો: હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણ નીતિ વગેરેની માંગ લોકો તરફથી તેમ પાઠશાળાઓ, લાઇબ્રેરીઓ તથા દેશી રાજ્યોના કેળવણી ખાતા તરફથી ઉપરાઉપરી થતાં તેની ત્રણ ત્રણ આવૃત્તિ ચાર માસ જેટલી અલ્પ કાલાવધિમાં પ્રસિદ્ધ કરવાની ફરજ પડીતેથી; તેમજ કાંઇક પ્રેસની તથા મારા પ્રવાસની અગવડતાને લઇને જરા વિલંબ થયો છે એ માટે આતુર લાગણીના અગાઉથી નામ નોંધાવી થયેલા ગ્રાહક બંધુઓની ક્ષમા ચાહું છું. આ વખતે અમદાવાદ ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસના માલિક મારા મિત્ર રા. રા. સોમાલાલ મંગળદાસ શાહની તબિયત પણ નાદુરસ્ત હતી છતાં પૂર્ણ કાળજી રાખી જેમ બન્યું તેમ તેમણે જલદી છાપી આપ્યું છે તે માટે તેનો અત્રે આભાર માનું છું.

દરેક ગ્રંથકાર પોતાના પુસ્તકની પ્રસ્તાવના ભૂમિકા કિંવા ઉપોદ્ઘાત લખે છે, તદ્વત મારે પણ કાંઇક લખવું જોઇએ;

પરંતુ અન્ય પ્રકટ થતાં પુસ્તકોની અને પ્રસ્તુત પુસ્તકની વસ્તુ સંકલનામાં આકાશ પૃથ્વી જેટલું અંતર છે. તે ગ્રંથો પ્રાયઃ અનુવાદ, અનુકરણ કે કલ્પનાના આધારે લખાયલા હોય છે ત્યારે આ ગ્રંથ કેવળ જાતિ અવલોકન અને અનુભવથીજ લખાયલો છે માટે તેની ઉપોદ્ઘાત હું લખું એ કોઇ રીતે મને ઉચિત ન લાગ્યું. કદાચ તેમ થાય તો નિષ્કારણ પુનરૂક્તિનો દોષ વ્હોરી લેવો પડે, માટે મેં અમદાવાદના ડે. કલેકટર પરમ ધર્મજ્ઞ સાક્ષર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. ને વિનતિ કરી ને તે તેમણે અવકાશ ન હોવા છતાં સ્વીકારી વિદ્વતાપૂર્ણ ઉપોદ્ઘાત લખી આપી મારાપર કૃપા દર્શાવી છે તેથી તેમના જેવા મહાનુભાવ તટસ્થ ગૃહસ્થના હસ્તે હિંદુ સમાજને આ ગ્રંથનું ખરૂં હાર્દ સમજવામાં આવશે એટલુંજ નહિ પણ તે સાથે સાથે હાલના વિપ્લવ કાળમાં કયો માર્ગ ઉચિત અનુચિત અને ગ્રાહ્ય અગ્રાહ્ય છે તે પણ તે તત્ત્વજ્ઞ પુરૂષના વિચારોદ્વારા જાણી શકાશે; માટે વાચકવૃંદને મારી નમ્ર સૂચના છે કે ગ્રંથ સાથે ઉપોદ્ઘાત પણ લક્ષપૂર્વક વાંચવા વિચારવા શ્રમ લેવો.

ગ્રંથ અડધો છપાઈ રહ્યો ત્યાં સુધી એમાં ફોટાઓ મૂકવાનો સંકલ્પ ન હતો પરંતુ મિત્રો સાથેના વાતચિતના પ્રસંગમાં પ્રસ્તુત ગ્રંથ વિશે વાત નિકળતા અમારા મિત્રોઃ રા. દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા તથા રા. છગનલાલ ગોપાળજીની એવી સૂચના થઈ કે ગ્રંથમાં વસ્તુ પ્રસંગને અનુસરતા અને લોકોને ધ્યેયરૂપ એવા આદર્શ પુરૂષોના ફોટાઓ મૂકાય તો તે ગ્રંથની ઉપયોગિતામાં ઉમેરો કરશે. મિત્રોની ઉક્ત સૂચના જો કે ખર્ચાળ હતી

છતાં પણ તે કિંમતી હોઇ મેં તેનો આભાર સ્વીકાર કરી આ ગ્રંથમાં ૧૬ ફોટાઓ મૂકયા છે. બીજા અનેક કામ હોવા છતા સ્નેહભાવે મેસર્સ જોશી બ્રધર્સે ફોટા તુરતજ છાપી આપ્યા તે બદલ તેનો પણ આ સ્થળે ઉપકાર માનું છું.

જગતના વિધ વિધ ક્ષેત્રોમાં વિચરી પ્રાપ્ત કરેલ અનુભવના દોહન રૂપ આ પુસ્તક છે માટેજ એનું નામ "તત્વામૃત" અથવા "દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો જાતિય અનુભવ" રાખેલ છે. આશા છે કે સત્ય ચાહકો અને શોધકો આ પુસ્તકનું શાંત ચિત્તે શ્રવણ મનન અભ્યાસ કરી કાંઇને કાંઇ ઉપયોગી તત્વ ગ્રહણ કરી લાભ લેશે આપશે; યદિ એમ થશે તો હું મારો પ્રયત્ન સાર્થક થયો માનીશ.

ચાઇના બીલ્ડીંગ-ભીંડી બજાર;
મુંબાઇ.
સં. ૧૯૮૦ ચૈત્ર રામનવમી.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# ઉપોદ્‌ઘાત.

જે ગ્રંથ કઠિન હોય તેના સંબંધમાં ઉપોદ્‌ઘાત યોગ્ય ગણાય, પરંતુ જે ગ્રંથ પોતે પ્રસાદમય છે તેને ઉપોદ્‌ઘાતની જરૂર નથી. પરંતુ જેમ આપણું મુખ અને તેમાં રહેલા ગુણ દોષો આપણે નેત્રવાળા છતાં જોઈ શકતા નથી, તેથી તેના સ્વરૂપને સમજવા કાંતો આપણે સામું દર્પણ ધરી પ્રતિબિંબ વડે નિર્ણય કરીએ છીએ, અથવા આપણા મુખને પ્રત્યક્ષ જોનારને પૂછી નિર્ણય કરીએ છીએ. તેમ 'તત્ત્વામૃત'ના લેખકે અન્ય વિચારક દ્વારા ગ્રંથનો પ્રવેશ કરાવવા પ્રયત્ન કર્યો છે તે અણુઘટતો ગણાય તેમ નથી.

"તત્ત્વામૃત" એટલે કોઈ શાસ્ત્રીય વિષયની ચર્ચાનો ભરેલો ક્લિષ્ટ ગ્રંથ હશે એવો ભય ગુજરાતી વાચકના મનમાં તરત થાય તે દૂર કરવા આરંભમાં જણાવવું જોઇએ કે આ ગ્રંથ તેવા શાસ્ત્રીય બાબતોમાં માથું મારતો નથી. શ્રી. નારણજી પુરુષોત્તમ સાંગાણીની આ કૃતિ તેમના આ સંસારના પોતાના બાળપણથી તે લગભગ ઉત્તર અવસ્થા પર્યંતના દેશ વિદેશમાં પ્રાપ્ત થયેલા અનુભવનું વ્યવહાર ઉપયોગી ફળ છે, અને તે સાથે પરમાર્થની દિશાની ઝાંખી પણ દર્શાવે છે.

વાચકે એટલું પણ લક્ષ્યમાં રાખવું જોઇએ કે સમુદ્રમથનમાંથી વિષ અને અમૃત નીકળ્યાં હતાં. તે વિરોધી ફળ પ્રકટ કરવામાં દોષ સમુદ્રનો નહતો પરંતુ દેવો અને અસુરોની ભાવના અને તેમના રાગદ્વેષનો હતો. વિષનું પાન શ્રીશંકરે કરી જગતને બચાવ્યું, અને અમૃત દેવોને મળ્યું, અને અસુરો જેવાને તેવા

રહ્યા. વિષથી અસુરો મરી ગયા હોત તો ‘ધર્મનો જય છે અને પાપનો ક્ષય છે’ આ સનાતન સૂત્ર જાણી બીજા કોઇ જન્મમાં મનુષ્ય થઇ ક્રમશઃ દેવપદ પ્રાપ્ત કરવાની તક તેમની ચાલી જાત. આ નિયમથી “તત્વામૃત” ગ્રંથનાં પૃષ્ટોમાં લેખકની ધગધગતી સનાતન હિંદુ ધર્મની સ્વાભિમાનની લાગણીને લીધે કેટલાક સર્વમાન્ય લોકપ્રસિદ્ધ મોટા પુરુષોના સંબંધમાં કડક વિષ જેવાં વાકયો જણાશે, પરંતુ લેખકના આશયમાં રહેલા શુદ્ધ શિવ સ્વરૂપે તે વિષ કંઠથી નીચે ઉતરવા દીધું નથી એમ સ્પષ્ટ નિષ્પક્ષપાતી વાચકને સમજાશે.

ગ્રંથકર્તાએ આ પુસ્તકમાં પોતાના જીવનની સર્વ બાબતોના અનુભવોનું ચિત્ર સરળ અને મનોહર કલમ વડે ચિતર્યું છે, અને તે લગભગ વીસ વર્ષ પર્યંતના દેશ વિદેશમાં સેવેલા પર્યટનની પીઠ ઉપર ચિતરાયેલું છે. સારાંશ તે નવલકથા જેવું કલ્પિત ચિત્ર નથી, પરંતુ સંસારના પ્રપંચમય પ્રસંગોમાં મનુષ્યને ધારે તો શું શું શીખવાનું વ્યવહાર અને પરમાર્થમાં મળે છે તેનું આબેહુબ હાલતું ચાલતું “સીનેમા” ના પ્રદર્શન જેવું ચિત્ર છે.

શ્રી. સાંગાણીએ હિંદુસ્થાનના ખુણેખાચરે પ્રવાસ કર્યો છે એટલુંજ નહિ પણ લગભગ આખા એશિયા ખંડમાં અને યુરોપના ફ્રાન્સ, ઇંગ્લંડ, ઇટલી વિગેરે દેશોમાં પ્રવાસ કરી પર પ્રજાઓના ગુણદોષો સારી રીતે જાણ્યા છે. ગ્રંથમાં ગુંથાયેલા તેમના અનુભવો નીચેના વર્ગમાં મળી શકે છેઃ-

૧ આચાર–વિચાર, ૨ સનાતન હિંદુધર્મ, ૩ વેપાર ધંધા, ૪ રાજકીય પ્રવૃત્તિ.

આચાર વિચાર સંબંધમાં શ્રી. સાંગાણીજીનું મંતવ્ય એવું છે કે સનાતન હિંદુધર્મમાં નિષ્ઠાવાળા પ્રવાસીને શુદ્ધ વનસ્પતિના ખોરાક અને મદ્યાદિ પાનવિના સારી રીતે જીવન ગાળવાની અનુકૂળતા મળી આવે છે, માત્ર જેઓ પોતાની જન્મભૂમિમાં ભ્રષ્ટ થયેલા હોય છે, અથવા પોતાના ધર્મમાં અશ્રદ્ધાવાળા હોય છે તેમને પરદેશમાં ભ્રષ્ટ જીવન ગાળવાનાં બહાનાં જડી આવે છે. આ કારણથી જેઓ અહીં ભ્રષ્ટ છે તેઓ ત્યાં સ્વચ્છંદે વર્તે છે અને જેઓ અહીં શુદ્ધ છે તેઓ ધર્મના ટેકથી ત્યાં પણ શુદ્ધ જીવન ગાળી શકે છે. 'જે ધર્મનું રક્ષણ કરે છે તેનું સ્વયં ધર્મ રક્ષણ કરે છે, પણ જે ધર્મને હણે છે તેનું હનન ધર્મજ કરે છે"–આ સનાતન સત્યને તેઓ પોતાના અનુભવથી સાબીત કરે છે.

સનાતન હિંદુધર્મ સંબંધમાં શ્રી સાંગાણી ચુસ્ત હિંદુધર્માભિમાની છે. આ જમાનામાં રાજકીય પ્રવૃત્તિએ બીજી બધી પ્રવૃત્તિઓ ઉપર એટલું બધું અણુઘટતું દબાણ કર્યું છે, કે ધર્મ પ્રવૃત્તિને જાણે સ્વતંત્ર અવકાશજ ન હોય, અને હોય તો રાજકીય ભાવનાને અનુકૂલ ધર્મ ભાવનાએ થવું એવો બળાત્કાર થાય છે. આપણા હિંદુધર્મમાં રાજધર્મ એ એક ધર્મશરીરનું અવયવ છે, પરંતુ તે સ્વતઃ અવયવી નથી. રાજ્યનીતિશાસ્ત્ર ધર્મશાસ્ત્રના તાબાનો વિષય છે, તે સ્વતંત્ર વિષય નથી. જ્યારે રાજ્યતંત્ર અને તેના પ્રવર્તકો અથવા તેની સુધારણાની ઇચ્છા રાખનારાઓ ધર્મના અંકુશની અવગણના કરે છે, ત્યારે ધર્મનો વિપ્લવ થાય છે અને અર્થ અને કામ આગળ તરતા થાય છે જેના પરિણામમાં એક શૂલ કાઢતાં બીજી ઘણી ઉપાધિઓ ઉભી થાય છે.

હિંદુધર્મનાં તત્ત્વો સર્વ સાધારણ ધર્મરૂપે સ્વીકારાયાં છે, અને તે સર્વ દેશ, કાલમાં સમાનપણે આચારમાં મૂકવા જેવાં છે. ઉદાહરણ તરીકે યોગશાસ્ત્રનાં પ્રથમ અંગના સાધનો—અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. પરંતુ વિશેષ ધર્મો સામાન્ય અથવા સાધારણ ધર્મનો બાધ કરી શકે છે. તેથી વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમ ધર્મ નૈમિત્તિકધર્મ ગૌણધર્મ તે તે પ્રસંગે અને તે તે જાતિએ, પાળવાના હોય છે. જેઓ સાધારણ ધર્મ અને અસાધારણ અથવા વિશેષ ધર્મોનો ખીચડો કરી હિંદુધર્મ અનુસાર અમારી પ્રવૃત્તિ છે એવું દર્શાવવા પ્રયત્ન કરે છે તેઓ આ જમાનાનું ધર્મ વિષયમાં સાહસ કરે છે. મનુષ્ય પ્રાણીને સાહસ કરવાની સ્વતંત્રતા છે, પરંતુ તે માત્ર પોતાનેજ નુકશાન થતાં સુધીની છે. પોતાનો પણ આત્મઘાત કરવાની સ્વતંત્રતા નથી, જો કે આત્મા તેનો પોતાનો છે. તેનું કારણ એવું છે કે સમષ્ટિના નિયામક પરમેશ્વરના કર્મફળના શાસનને વશ વર્તી તેણે જન્મ ધારણ કર્યો છે, અને તેજ શાસનને અનુસાર દેહ છોડવાનો છે. સ્વેચ્છાથી આત્મઘાત કરનારને "અંધતમસૂથી ભરેલા સૂર્યના પ્રકાશ વિનાના નરકમાં" અવતરવું પડે છે. જયારે આત્મઘાત કરવામાં પણ સ્વાતંત્ર્ય નથી, કારણ કે સમષ્ટિના તંત્રને વશ વર્તવાનો જીવાત્મા ઉપર અંકુશ છે, તો બીજાના વ્હાલા વિષયો, સ્ત્રી પુત્રાદિ, શરીર, પ્રાણ વિગેરેને જોખમ પહોંચે એવું ધર્મ સંબંધી સાહસ કરવાની હિંદુધર્મમાં છૂટ નથી. વ્યવહાર માત્રમાં પરમેશ્વર અને શાસ્ત્રની મર્યાદા છે. પોતાના અંતરાત્માના અવાજની જેઓ હિમાયત કરે છે

તઓએ પરમેશ્વર પાસેથી તેમના અંતરાત્માની વીણા પરમાત્માના શુભ સૂરને સંભળાવે છે, અને પોતા । સંસારમાં ડૂબેલા જીવાત્માની વાણીના બેસૂરા અવાજ કાઢતો નથી—તેવું પ્રમાણપત્ર લાવવું જોઇએ. પરંતુ આવું કોઇ લાવી શકતું નથી, તેથી શાસ્ત્રને અનુસાર તર્ક કરી પોતાના અવાજને આગળ કાઢવો ઘટે છે. જીવનું વ્યક્તિ સ્વાતંત્ર્ય ખરૂં પરંતુ તે સમષ્ટિના તંત્રને અવિરોધી રહી ભોગવવાનું. યોગશાસ્ત્રની પરમસિદ્ધિ દર્શાવનારા શાસ્ત્રો પણ કહે છે કે યોગીનું સામર્થ્ય પરમેશ્વર જેટલું ખરૂં પરંતુ તે 'જગદ્વ્યાપાર વિનાનું' સારાંશ સનાતન હિંદુધર્મની ગહન બાબતમાં રાજતંત્રના પ્રદેશમાં નિપુણતા ધરાવનારા મોટા પુરૂષોએ પણ 'આ આપણો વિષય નહિ' એમ સમજી અટકવામાં ભૂષણ છે. પોતાના જ્ઞાનની મર્યાદા જાણી પ્રવૃત્તિ કરવામાં ડહાપણ છે. તેની અવગણના કરવામાં મૂર્ખાઇ અને ધૃષ્ટતા છે.

મોટા અનુભવી અને પૂજ્ય પુરૂષોમાં પણ આ દોષ ઉભો થાય તો સામાન્ય ગતાનુગતિક મનુષ્યો ભૂલ કરે તેમાં નવાઇ જેવું નથી. આપણો આશય ગમે તેવો શુદ્ધ હોય પરંતુ ભૂલભરેલી મન, વાણી અને શરીરની ક્રિયા થયા પછી બીજાને નુકશાન કરવામાં તે અટકતી નથી. આ કારણથી આશયશુદ્ધિ ઉપર પોતાની યોજના અજમાવનારે પોતાના જેવી યોગ્યતા વાળા સાહસિકો ઉપર તે પ્રથમ અજમાવી જોવી ઘટે છે. પોતાનું ઘર કોઇને સળગાવવું હોય તો પોતાના ઘરની આસપાસ અડધા માઇલ પર્યંત તે આગના તણખા ન ઉડે એવી વાનપ્રસ્થની પર્ણકૂટી બાળી શકે, નગરમાંનું પોતાનું ઘર પણ તેનાથી બાળી શકાય નહિ.

સનાતન ધર્મ બાબતમાં લેખકના નિશ્ચયો યૂયં યૂયં વયં વયમ્-તમે તે તમે અને અમે તે અમે-એ સૂત્ર પ્રમાણે સ્વાભિમાન ભરેલા છે. પ્રત્યેક ધર્મ તે તે મર્યાદામાં તે તે દેશકાળમાં યોગ્ય છે, પરંતુ સર્વધર્મ ખીચડો તે સ્વધર્મ નથી. ધર્મનો બાબત કંઇ કેવળ વિચાર મર્યાદાની નથી, પરંતુ તે આચારના પ્રદેશમાં ઉતરનારૂં તત્ત્વ છે. તેથી ધર્મના સત્ય નિશ્ચયો સમજાયા પછી આચારમાં શિથિલતા તે ધર્મનું પાલન નથી, પરંતુ ધર્મનો ઉપહાસ છે. સનાતન ધર્મનું જીવંત શરીર આ ઉપહાસને સત્વર સમજી જાણે છે, અને તેને "પોતાનો" કહેવાનું મૂકી દે છે. પછી આંગળીઆત જેવા થઈ આપણે હિંદુ છીએ એમ કહીએ તો કોઇ ના કહેતું નથી.

આપણાં તીર્થાદિ સ્થાનોમાં અને આપણા આચાર્યોમાં ધર્મને બદલે અપધર્મ અથવા અધર્મ પેઠાં છે તેનો કડવો અનુભવ શ્રીસાંગાણીને થયો છે. તે સ્થાનોમાંનાં તે દૂષણો દૂર કરવા પ્રત્યેક હિંદુએ નિર્ભયતાથી પ્રવૃત્ત થવું જોઇએ. તપ સંબંધમાં લેખકના પોતાના અનુભવ બતાવી આપે છે કે શરીરનાં કષ્ટતો એ વાસ્તવ તપ નથી.

વેપારધંધા સંબંધમાં શ્રીસાંગાણીને પરદેશમાં ઘણું જાણવાનું તથા શીખવાનું મળ્યું છે, જો કે તેમની સૂચનાઓ અધિક જણાતી નથી.

રાજ્યકીય પ્રવૃત્તિમાં લેખક સ્વર્ગસ્થ લોકમાન્ય તિલક મહારાજના અનુયાયી છે. તેઓ સનાતન હિંદુ ધર્મના અભિમાનીને રાજ્યતંત્ર શ્રીતિલક મહારાજના પ્રભાવના આકર્ષણમાં

બાસેલું તેજ યોગ્ય લાગે તેમાં કંઈ આશ્ચર્ય નથી. શ્રીગાંધીજી સાથે લેખકને ઘણો ગાઢ પરિચય થયેલો જણાય છે, પરંતુ તે પરિચય પરિણામે તેમને હિતકર જણાયો નથી, તેમ તેમના અભિપ્રાય પ્રમાણે પ્રજાને પણ અનર્થકર થયો છે. આપણા દેશની, વર્તમાન જમાનાની એવી કોઈ મોટી વ્યક્તિ નહિ હોય કે જેના સંબંધમાં શ્રી સાંગાણી નહિ આવ્યા હોય. સર્વના સંબંધમાં આવી તેમના ગુણદોષનું ચિત્ર પોતાને જેવું સમજાયું છે તેવું તેમણે આલેખ્યું છે. કેટલાક પ્રસંગોમાં રમુજી ટુચકા પણ મીઠું મીઠું હાસ્ય ઉત્પન્ન કરે તેવા ચિતર્યાં છે.

હું ધારૂં છું કે શુદ્ધભાવથી આ ગ્રંથ વાંચનારને વ્યવહારની ઝીણવટ તથા મનુષ્ય પોતાના ધર્મના અભિમાન સાથે ટેકવાળું જીવન કેવી રીતે ગાળી શકે છે તે સરલતાથી સમજાશે. આટલી સમજણ સામાન્ય ગુજરાતી વાચકના મનમાં ઉત્પન્ન થાય તો લેખકનો આ પ્રયત્ન સફલ થયો ગણાય તેમ છે.

અમદાવાદ<br>શાહીબાગ.<br>તા. ૭–૪–૨૪ } નર્મદાશંકર દેવશંકર મહેતા.

# અનુક્રમણિકા.

હરિ, ૐ તત્ સત્

# તત્ત્વામૃત

અથવા

## દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો જાતિય અનુભવ.

यं ब्रह्मा वरुणेंद्र रुद्र मरुतः स्तुवंति दिव्यैः स्तवै
र्वेद सांगपदक्रमोपनिषदै र्गायंति यं सामगाः
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः

પંદર વર્ષ પર્યંત દેશ વિદેશની મુસાફરીથી, વાંચન અને વિચારથી, સમાગમથી અને યથાસાધ્ય જાહેર જીવનમાં અવિશ્રાંત સમય વ્યતીત કરવાથી જે કાંઇ અનુભવ પ્રભુ કૃપાએ પ્રાપ્ત થયો છે તે દેશજનો સમક્ષ યથાવિધિ નિવેદન કરવાની તક મળતાં જગન્નિયંતા શ્રીહરિનો ઉપકાર માનું છું, અને તે કૃપાળુનું સ્મરણ કરી પ્રારંભ કરૂં છું:—



# શિક્ષણ.

## ૧

ભારતવર્ષમાં વર્ણ અનુસાર બાળકોને વિદ્યાલાભ ઉપાર્જન કરવાની જે અનુકૂળતા પ્રાચીન કાળમાં ધર્મનિષ્ઠ હિંદુ રાજાઓના શાસનતળે મળતી હતી તેતો કાળના કારણે બિલકુલ ન રહી; એટલુંજ નહિ પણ તે મહાનુભાવ રાજા મહારાજાઓ અને ઋષિમુનિઓ પણ અત્યારે અદૃશ્ય થઇ ગયા છે. અત્યારે દેશમાં જેટલી સરકારી દરબારી નિશાળ—સ્કૂલો છે તે સ્પષ્ટ રીતે કહીએ તો કુમળા હૃદયના બાળક ઉપર અનેક નિરર્થક બોજાઓ નાંખવા ઉપરાંત તેના પુષ્કળ વર્ષ એળે ગુમાવી ધર્મકર્મહીન તાબેદાર કલાર્ક—મહેતાજી બનાવનાર છે. આવી ગુજરાતી નિશાળમાં છઠ્ઠી ચોપડી સૂધી અભ્યાસ કરી અંગ્રેજી ખાનગી માસ્તર પાસે દશ માસમાં બીજી અંગ્રેજી પૂરી કરી રાજકોટની સૌરાષ્ટ્ર હાઇસ્કૂલ માં ત્રીજીમાં દાખલ થયો. દર માસે પાંચ રૂપિયા માબાપ તરફથી મળે તેમાં ઓરડી ભાડે રાખી હાથે રસોઇ કરી ભણવું. હાઇસ્કૂલના ચાલક સદ્ગત શ્રીયુત્ ઘનશ્યામ પંડિત તથા શ્રીયુત્ સીતારામ પંડિતની કૃપાથી બીજા ત્રણ વર્ષમાં મહા પ્રયાસે અભ્યાસ જયારે મેટ્રીક સૂધી પહોંચ્યો એટલામાં બંગભંગની ચળવળ શરૂ થઇ. આ વખતે એટલે સંવત્ ૧૯૬૩ ની સાલમાં વિદ્યાર્થી વર્ગમાં એવી વાતો ફેલાવા માંડી કે, વડોદરાના મહારાજા અને બંગાળી બાબુઓ જે છોકરાની ઇચ્છા હોય તેને સ્કોલરશિપ આપી જાપાન અમેરિકા હુન્નર ઉદ્યોગ શિખવા મોકલાવે છે. છોકરાના માબાપ છોકરાને ઉત્પન્ન કરી તેનામાં કેવા

સંસ્કાર નાંખવા જોઇએ, કેવા પ્રકારની શીખામણ અને દેખરેખ થકી બાળક લાયક સદાચારી બનશે, તેમ કેવી જાતના આહાર વર્તનથી છોકરો તંદુરસ્ત અને બળવાન બુદ્ધિમાન થશે એ વાતનો જેમ માબાપમાં અભાવ છે તેમ નિશાળના શિક્ષકોમાં પણ છે. સ્કૂલના મહેતાજી માસ્તરો તેને જે કાંઇ પગાર મળે તે ફક્ત મેળવવાના હેતુથીજ શિક્ષક બનેલા છે. તેમનામાં એટલે શિક્ષકોમાં તેઓ પોતે અનેક વિદ્યાર્થીઓના વિધાતા–જીવન નિર્માણ કર્ત્તા ગુરૂ છે એવા જ્ઞાનનો સંપૂર્ણ અભાવ છે; અને તેથી જ આપણા બાળકો સ્કૂલમાં જઇ કેળવણી–જ્ઞાન મેળવી કેળવાવાને બદલે ઉલટા ઘણી જાતના દોષો શીખી લાવે છે. આમાં ખરી રીતે શિક્ષણ ખાતાનો દોષ છે કે તેણે પ્રજાને નમાલી રાખવાને માટે તેવી પદ્ધતિ તથા સાધન સ્વીકાર્યાં છે. સરકાર પરદેશી, પરજાતિય અને પરધર્મી હોઇ તેવો માર્ગ ગ્રહણ કરે એ સમજી શકાય તેવું છે તથા દેશી રાજા રજવાડાઓ તેઓના કૃપાપાત્ર સેવક હોવાથી કાંઇ પણ શિક્ષણ ક્રમમાં સુધારો ન કરે એ પણ બનવા જોગ છે; પરંતુ માબાપે અને શિક્ષકોએ પોતાનું કર્ત્તવ્ય વિચારી વેઠ ન કાઢવી જોઇએ. કારણ, બાળકને ઉંચ કે નીચ, મહાન્ કે અલ્પ, સુખી કે દુઃખી, બળવાન કે નિર્બળ, સદાચારી કે દુરાચારી, પરોપકારી કે સ્વાર્થ લંપટ, બુદ્ધિમાન્ કે મૂર્ખ, ઉદ્યોગી કે આળસુ, ધર્મનિષ્ટ કે નાસ્તિક, જે કાંઇ બનવા બનાવવાની તક છે તે તેની બાલ્યાવસ્થા–વિદ્યાર્થીપણાનો સમય છે. પાછળથી પાકે ઘડે કાંઠા ચડવા અશકય બને છે. અમોને પણ આ વખતે સારી શીખામણ આપી કર્ત્તવ્ય અક-

તર્જ્યનું ભાન યોગ્ય સ્વરૂપમાં કરાવે તેવું કોઇ નહતું તેથી ઉડતી સહાયની વાતો સાંભળી એક સહાધ્યાયી સાથે જાપાનથી હુન્નર ઉદ્યોગ શીખી આવવાના સંકલ્પે કોઇ ત્રીજા માણસને ખબર આપ્યા વિના રાજકોટ છોડી આગળ ચાલ્યા.

## વ્યામોહ અથવા પારકો આધાર.

૨

મૃગ, પતંગ, હાથી, મીન જેમ તૃષ્ણામાં લોભાઇ બંધનને પામે છે તેમજ મનુષ્યો પણ ભગવાનની માયામાં અટવાય છે. રાજકોટના નીકળ્યા વડોદરા આવી ધર્મશાળામાં ઉતારો કરી રાજમહેલ તરફ ગયા. રાજમહેલ નજીક પહોંચી ચોકીદાર પોલીસને પૂછ્યું કે મહારાજાને મળવા ઇચ્છીએ છીએ તો ક્યાં અને ક્યારે મુલાકાત થઇ શકશે ! અમારા આવા પ્રશ્નને પોલીસ લોકોએ ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવી કહ્યું કે મોટા ગવર્નર જેવાને મુલાકાત મળવી મૂશ્કેલ જણાય છે તો તમારા જેવા નાદાન છોકરાવને તો થવીજ અશકય, માટે તમો ચાલ્યા જાવ. કોઇ પણ જાતની વિશેષ ગમ ન હોવાથી મહારાજા ન મળ્યા તો પરવાર નહિ બંગાળી બાબુ લોકોને મળી જોઇતી સહાય મેળવશું, આવી ધારણા મનને આપી આગળ વધ્યા. અજમેર, આગ્રા, પ્રયાગ થઇ કલકત્તા આવ્યા.

કલકત્તા આવી ધર્મશાળામાં સામાન રાખી જે કોઇ બંગાળી ગૃહસ્થ મળે તેને ભાંગી તૂટી અંગ્રેજી અને પોણી ગુજરાતી ભાષામાં વાત કરી પૂછતાં કે, અમો જાપાન જવાના

જીજ્ઞાસુ છીએ તો કોણ એવા ગૃહસ્થ કે સંસ્થા સહાય આપી જાપાન મોકલાવે છે? માયાળુ લોકોની ભળામણ પ્રમાણે અઠવાડીયું જયાં ત્યાં ગોથા ખાધા, ઘણાને મળ્યા પણ કોઇએ દિલાસો આપ્યો નહિ તેથી પાસે અધિક સાધન ન હોવાથી નોકરી તત્કાળમાં સ્વીકારી પાછળથી સાધન થયે આગળ જશું એમ વિચારી નોકરી શોધવા લાગ્યા. કલકત્તામાં આપણી દેશી પેઢી ઘણી છે તેમ કામ કરવાવાળા માણસો પણ ઘણા આવે જાય છે, તેથી ત્રણ ચાર દિવસમાં જયારે તપાસ કરતા નોકરી ન મળી ત્યારે મુંઝાયા. એક દેશી ભાઇએ ભળામણ કરી કે ગભરાવાની જરૂર નથી. રંગુન સ્થળ બહુ સારૂ છે, ત્યાં વેપાર ધંધો ધીકતો ચાલે છે અને આપણા દેશી લોકો ઓછા છે તેથી નોકરી તુરત મળી જશે માટે સ્ટીમરમાં બેસી રંગુન જાઓ. આ સલાહ ઠીક લાગવાથી અમો રંગુન તરફ વિદાય થયા.

આવી અજ્ઞાનતા—મોહ અને પારકા આધારે અનેક માણસ ફસાય છે. મોરીશીયસ તથા ફીજી વગેરે ટાપુમાં તથા આસામના ચાના બગીચામાં દલાલ લોકો ભોળા લાલચુ લોકોને મોટા મોટા લાભની આશા આપી તેની પાસે ગીરમીટ ખત લખાવી લઇ સ્ટીમરમાં ચડાવી દે છે અને પાછળથી દુષ્ટ કારખાનાવાળાઓ તરફથી કામ કરનારને વધારે નહિ પણ ખોરાકી જેટલુંય મળતું નથી અને કામ એવું સખ્ત તથા હલકામાં હલકું—વિષ્ટાના ટોપલા ઉપડાવવા જેવું કરાવે છે, જે વિશે અમોએ અનેક ફસાયલા માણસોના મુખેથી ઘણું સાંભળ્યું છે. સરકારી રક્ષણના અભાવે ત્રણ પ્રકારના આંધળાઃ સ્વાર્થ, જન્મ અને કામ અંધની માફક દશા થાય છે.

દૈવયોગે કોઇ બચી ગયું એ કૃતાર્થ બાકી જગતના બીન અનુભવીને ફસાવવાના સંયોગ ઘણા રહે છે.

## બરમા.

### ૩

બરમાના મુખ્ય શહેર રંગુન બંદરે કલકત્તાથી ત્રણ દિવસ સ્ટીમરની મુસાફરી કર્યા પછી આવી પહોંચ્યા. આગબોટની પ્રથમ મુસાફરી હોવાથી જ્યારે સ્ટીમર દરિયાના મોજામાં આમતેમ ડોલવા લાગી ત્યારે ફેર ચડવા સાથે ઉલટી થતી. આગબોટનો થર્ડક્લાસ તો રદીમાં રદી હોય છે. એમાં પેસેન્જરની ગિરદી પણ પુષ્કળ હોય છે એટલે એ વર્ગના મુસાફરો બળવાનના બે ભાગ જેવું કરી સૂવા બેસવાનું સ્થાન જમાવે છે. જ્યાં તેઓ સૂવે બેસે છે ત્યાંજ ઉલટી, થુંક, એંઠું, કચરો, પાણી વગેરે નાંખી પારાવાર ગંદકી કરી મૂકે છે. થર્ડ કલાસમાં પેસંજરની સંખ્યા અતિ વિશાળ હોવાથી રેલવે–આગબોટને ખરી આવક–કમાણી તેઓ કરાવે છે છતાં તેઓ તરફ સત્તાવાળાઓ બેદરકારી બતાવી તેઓના ભોગે ફર્સ્ટ અને સેકન્ડ કલાસ મુસાફરોને સુખસગવડના સાધનો જોઇએ તેથી વિશેષ પુરા પાડે છે; કારણકે આ બે વર્ગમાં કાળા નહિ પણ ગોરા મોઢાના માનવીઓનો આવરો જાવરો વિશેષ હોય છે.

રંગુન એક સુંદર બાંધણીનું શહેર છે. દુનિયાની સપાટી પર આવાં સીધી બાંધણીના શહેર અમારી નજરે બહુ જુજ આવ્યા છે. એક નંબરથી લઇ સો અને તેથી વધારે અનુક્રમ

વાળી ગલ્લીઓથી શહેર વસેલું છે. વળી બબ્બે ગલ્લીઓ બાદ એક પહોળો રસ્તો-રોડ ગોઠવેલો છે તેથી જાણીતા કે અજાણ્યાને ક્યાંય ભૂલા પડવાનો સંભવ રહેતો નથી. શહેર પણ ત્રણ લાખની વસ્તીવાળું છે. વસ્તી દરેક દેશની છે. કાઠિયાવાડી, કચ્છી, ગુજરાતી, મારવાડી, મેમણ, વોરા, યુરોપીઅન, યાહુદી, ચીના, જાપાનીઝ, બંગાળી, પંજાબી, હિંદુસ્થાની, પઠાણ, ચટી, ચોલીઆ, જેરબાદી તથા બરમીઝ જાતની પ્રજા છે. બરમીઝ પ્રજાનો શબ્દ છેલ્લે મૂકવાનું કારણ, તે લોકોનું તે પાટનગર હોવા છતાં બરમીઝ પ્રજા પ્રમાણમાં રંગુનમાં ઘણી ઓછી છે. રંગુનની આસપાસ ઇરાવદી નદી છે અને નદીની ખાડી સાથે દરિયો મળી જાય છે. ઇરાવદી નદીના બન્ને કિનારે ચોખાની ૫૦-૬૦ મીલો છે; એથી સંપાન-હોડી, વહાણ, સ્ટીમ લોંચનો આવરો જાવરો ઘણો રહે છે. આપણા દેશીની સંખ્યા સને ૧૯૦૮ માં ૨૫૦૦ માણસના આશરે હતી જેમાં એકસોને આશરે પેઢીઓ હતી. એક મેમણ ગૃહસ્થની મીલમાં કેશીઅર તરીકે નોકરી મળી જવાથી રહેવાની સ્થિરતા થઇ.

બરમા પ્રાંત બહુ ફળદ્રુપ રસાળ અને સમ શીતોષ્ણ છે. વરસાદનો ભાગ જરા વિશેષ રહે છે. વધારે વરસાદને લીધેજ કમોદ-ચાવલનો પાક લગભગ અડધી દુનિયાને પૂરો પડે તેટલો મોટો ઉતરે છે. ચોખા ઉપરાંત કપાસ, કઠોળ, હીરા અને ગ્યાસલેટ ઉત્પન્ન થાય છે. આ દેશમાં આપણી માન્યતા પ્રમાણે વીર અર્જુનના સમયમાં સ્ત્રીઓનું રાજ્ય હતું તે સત્યજ છે એવી પ્રતીતિ અહીંની સ્ત્રીઓ, બરમીઝ પુરૂષો કરતાં છૂટથી અને

નિપુણ બુદ્ધિથી ઘર વ્યવહાર અને વ્યાપારના કામકાજ કરે છે તે પરથી અત્યારે પણ થાય છે. અહીં પુરૂષો, સ્ત્રીઓનું દાસત્વ–રસોઇ અને તેવું ઘાટીઘુટીનું કામ કરતાં એમ કહેવાતું એ પણ ખરૂંજ છે; કારણકે હજુ પણ બરમીઝ પુરૂષો તેવી હાલતમાં હોવાને લઇ ઘણી બરમીઝ સ્ત્રીઓ મુસલમાન કોમના વોરા ચોલીઆ તથા યુરોપીઅન ચીના સાથે ઘર માંડી રહેલ છે, જેની પ્રજા જેરબાદી તરીકે ઓળખાય છે.

બરમાનો પ્રદેશ માંડલે મેમ્યો તરફ અતિ રમણીય અને ઠંડો છે. હિંદુસ્થાનના બડેખાઓ જેમ મહાબલેશ્વર, નિલગીરી, ડહેરાડુન, સીમલા, ડાર્જીલીંગમાં ગ્રીષ્મ રૂતુ વખતે મોજ માણે છે તેમ બરમાનો ગવર્નર પણ મેમ્યો સિધાવી જાય છે. પ્રજામાં હવે આપણું જોઇ જોઇને ચેતન આવવા માંડયું છે. બરમીઝ પુરૂષો ભણી ગણી કોર્ટ કચેરીમાં રહેવા લાગ્યા છે તેમ પોતાના હક્ક માટે ધારાસભામાં પણ મથન કરે છે. બરમીઝ સ્ત્રીપુરૂષોનો પોષાક લુંગી અને ચોળી જેવા કપડાથી અંગ ઢાંકવા પૂરતો છે. માંસ મદ્યનું સેવન તેઓ બુદ્ધ ધર્મ પાળતા હોવા છતાં બહુ પ્રમાણમાં કરે છે. તેઓ મોટા મોટા ફૈયા–મંદિર બંધાવી અંદર બુદ્ધદેવની વિશાળ મૂર્તિને રાખી તેને ધુપ દીપથી સેવે છે. તેઓના ધર્મગુરૂ–પુંગી પણ ફૈયામાંજ રહે છે. પ્રથમ બરમા જ્યારે સ્વાધીન હતું ત્યારે તેની અતુલ સંપત્તિ–હીરા મણિ માણેકનો ઉપયોગ ફૈયાની દિવાલોમાં જડાવવામાં કરતા. લોકો કહે છે કે રંગુનના મોટા ફૈયામાં તમામ હીરા જડેલા હતા તે હીરા, સત્તા જતાં અન્ય સત્તાવાળાએ કાઢી કાચના ટુકડા બેસાડયાનું કહેવાય

છે. બરમીઝ લોકોમાં ગામડાની પ્રજા બહુ જંગલી હોય છે તે એટલે સુધી કે તેઓ તરવાર જેવા ધાવ નામના હથિયારથી માણસનું નિષ્કારણ છેદન કરતા પણ ખંચકાતા નથી. બરમીઝ લોકો ગાવા બજાવવાના તથા નાચના ઘણા શોખીન છે. ભાષા બરમીઝ હિંદની ભાષાથી તદ્દન નિરાળી છે છતાં બોલવામાં સહેલી છે.

---

## સરસ્વતીની મહત્તા અને આરાધના.

### ૪

निर्विघ्नं तस्य विद्या प्रभवति सततं चाश्रुतं ग्रन्थ बोधः
कीर्ति स्त्रै लोक्यमध्ये निवसति वदने शारदा तस्य साक्षात्।
दीर्घायुर्लोकपूज्यः सकलगुणनिधिः सन्ततं राजमान्यो
वाग्देव्याः संप्रसादा त्त्रिजगति विजयीजायते सत्सभासु ॥

જગતમાં જેજે મનુષ્યો અભ્યુદયને પામ્યા છે તે સઘળા કોની પ્રસાદીથી? અમુક માણસ ગરીબ હતો, કોઇ બોલાવતું નહોતું, અન્નવસ્ત્રે દુઃખી હતો પણ હવે તો મોટો શ્રીમંત બની ભારે વૈભવ ભોગવે છે, અને તેને સહુકોઇ માન આપે છે આ બધો કોનો પ્રતાપ! તત્ત્વતઃ વિચાર કરીએ તો ભગવતી સરસ્વતીની કૃપા કટાક્ષ થતાંજ મનુષ્યનું જીવન ફરી જાય છે.

વડોદરામાં પ્રસિદ્ધ થતાં મહાકાલ, પ્રાતઃકાલ, ભક્ત, યમદંડ વગેરે માસિકના અંકો એક મિત્રના યોગે રંગુનમાં જોવામાં આવ્યા. શ્રીમાન્ નૃસિંહાચાર્યજી તથા શ્રીયુત્ છોટાલાલભાઇની જીવંત લેખિનીનાલેખ વાંચતા મનપર ઉંડી અસર થઇ. તત્કાળ ઉક્ત માસિકોનો

ગ્રાહક થઇ શ્રેયસ્સાધક વર્ગ તરફથી પ્રકટ થયેલા સમર્થજ્ઞાની શ્રી નૃસિંહાચાર્યજીના લખેલા પુસ્તકઃ ત્રિભુવન વિજયખંડ઼ા, પંચવૃદ વૃત્તાંત, સિદ્ધાંતસિંધુ, સદુપદેશશ્રેણી, અધ્યાત્મ બલપોષક ગ્રંથમાળા વિગેરે મંગાવ્યા. સાથે સાથે ચંદ્રકાન્ત, સરસ્વતીચંદ્ર, મહાભારત, શ્રીભગવદ્ગીતા, યાજ્ઞવલ્કય સ્મૃતિ પણ મુંબઇથી મંગાવી વાંચવા માંડયું. ચંદ્રકાન્તના વાંચને વૈરાગ્ય વૃત્તિને ઉત્પન્ન કરી અને મહાકાલના વાંચને ફલાહાર, ઉપવાસ, પ્રાણાયામ, મહત્ત્વાકાંક્ષાનું સેવન કરવાની વૃત્તિ જાગ્રત કરી. રંગુનમાં ડીસેમ્બરથી એપ્રીલ માસ સુધી ધાન–ચોખાની મોસમ હોવાને લઇ કામકાજ પુષ્કળ રહે છે પણ મોસમ સમાપ્ત થતાં છ માસ બગાસા ખાવા જેવો અવકાશ રહે છે. જો કોઇ ભાગ્યશાળી જીવ તેનો સદુપયોગ કરી શ્રેય પ્રાપ્ત કરવા ધારે તો કરી શકે. અમોને, આવો યોગ–એકાન્ત–નિવૃત્તિનો સમય મીલમાં પ્રાપ્ત થવાથી કોઇ વખત ફળાહાર તો કોઇ વખત નિરાહાર રહી પ્રાણાયામ અને પુસ્તકોનું વાંચન કરવા માંડયું. શુદ્ધ આહાર વિચાર અને અભ્યાસના યોગે વૃત્તિ બહુજ નિર્મળ, દઢ, પ્રભુપરાયણ રહેવા માંડી. જેમ જેમ આગળ વધવા માંડયું તેમ તેમ પોતાનામાં ઘણી અપૂર્ણતા, અલ્પજ્ઞતા જણાવા માંડી. હવે તે શી રીતે દૂર કરી પૂર્ણતા પ્રાપ્ત થાય એવી પ્રેરણા થવા લાગી. આ અરસામાં કાઠિયાવાડ–વતન જવાનું થતાં એક મિત્રની સૂચનાથી લાખ–શિલ્પ લાખનો ઉદ્યોગ લાભકારક હોઇ તે બરમામાં ધીકતો ચાલતો હોવાથી તેનું કેન્દ્ર મોગલ સરાઇ પાસે મીરજાપુર છે ત્યાંથી શીખી લેવાનું નક્કી કરી મીરજાપુર આવ્યો.

# મીરજાપુરમાં લાખનો ઉદ્યોગ.

૫

જાહેર ખબર અને ભવ્ય આડંબરથી અજનું ગજ અને રાયનું પર્વત બનાવનારા આ સમયમાં જે કોઇ તેથી અજ્ઞાત રહે છે તે માર્યો જાય છે. એક વખત બંગાળાના ગવર્નર કાર્માઇકલ સાહેબને ઓક્સફર્ડ-ઇંગ્લાંડથી આવેલા રેશમી રૂમાલો પસંદ પડયા તેથી તેણે ઓક્સફર્ડ લખ્યું. ઓક્સફર્ડવાળાએ કલકત્તાની કું. વાળાને લખ્યું એટલે કલકત્તાવાળાએ મુર્શિદાબાદવાળા કારીગરને બનાવી મોકલવા લખ્યું. કહેવાનો અર્થ એકે અજાણુતાના કારણે પાસેની વસ્તુનો લાભ લઇ આપી શકાતો નથી. આજ પ્રકારે હિંદમાં ઘણા હુન્નરો છે. અનેક શહેર ગામડામાં નાના મોટી અસંખ્ય વસ્તુઓ બને છે પણ તેનો પ્રચાર કરવાના જ્ઞાન અને ઉત્તેજનના અભાવે, કેટલીક વેળા યુરોપની હરિફાઇએ તથા કેટલીક વેળા અધિકારીઓના જુલમથી: જેમકે ઢાકાની મલમલ અને ગળી બનાવનારા હિંદી કારીગરોનાં હાથ આંગળા સત્તાવાળાએ કાપી નાંખવાથી ઘણા દેશી ઉદ્યોગ છેદાઇ ગયા છે અને અવશેષને આપણી ગાડરડી પ્રજા કાંતો ચાલી તો વિલાયતીનાજ તોરપર, કાં જર્મન જાપાનીઝ ઉપર અને કદાપિ તેમાંથી પાછી વાળી કોઇ પોતાની માન્યતા ખાદી રેંટીયા તરફ ઘસડી જવા માગે તો તે તરફ દોડશે પણ સ્વાત્મ બુદ્ધિથી સ્વદેશીના દેશ લાભકારી તત્ત્વને ગ્રહણ કરી જે વાપરવું તે તમામ દેશીજ વાપરવું અને જે સ્વદેશમાં ન બનતું હોય-જે વસ્તુઓ પરદેશથી મંગાવી તેના આધારે પરાધીનતા અને નુકશાન વેઠવું પડતું હોય તે, કુશળ બુદ્ધિના માણસને ત્યાં શિખવા મોકલી અગર તે દેશના જાણકરને બોલાવી

દેશમાં બનાવવાનું ધોરણ પસંદ કરવાનું કોઇકજ વિચારે છે. જયાં સૂધી આમ સ્થિર બુદ્ધિથી ઘટીત ઉપાય વિચારી માર્ગ ન લેવાય ત્યાં સૂધી શક્તિનો મિથ્યા વ્યય સિવાય કોઇ સ્થાયો લાભ થવાને બદલે એકાંગી બનવાથી હાનીજ છે.

મીરજાપુર ગામ મોટું છે, સ્ટેશનવાળું છે તથા ગંગાજી તટે આવેલું છે. લાખના નાના મોટા વીશ કારખાના છે જેમાં એક બે અંગ્રેજ માલિકીના પણ છે. બરમા કાનપોર વિગેરે જીલ્લામાંથી વેપારીઓ કાચી લાખ મંગાવી રાખે છે. લાખને સાફસુફ કરાવી બે ચાર વખત સારી પેઠે ધોવરાવી નંખાવી સ્ફટિક જેવી ચોખ્ખી કરી મૂકે છે. પછી સૂકવી ભઠ્ઠીમાં ગાળે છે. કારખાનાવાળા કારિગરોને રોકી તેની પાસે લાખ ગળાવી તેના લાંબા પહોળા પાતળા પડ બનાવી રાખી મૂકે છે. જયારે બહારગામ મોકલવાની હોય ત્યારે તે પડને ભાંગી નાખી કોથળામાં ભરે છે. લાખને ગાળતાં જે મેલો ભાગ વધે છે તેની ફોનોગ્રાફની ચુડીઓ–પ્લેટો કલકત્તામાં બને છે. આ લાખ ઘરેણા વગેરેમાં ભરાય છે; પણ અંગ્રેજી કારખાનાવાળાઓ મશીનરી રાખી સીલની લાખની વેંત જેવડી સ્ટીકો પણ બનાવે છે. દરેક કારખાનામાં નાના મોટા ૧૫ થી ૨૦ માણુસ કામ કરતા હોય છે. પગાર વધારેમાં વધારે રોજના રૂા. ૦॥ થી ૧॥ સૂધી અપાય છે.

લાખનું કામ તો શીખ્યા. હાથથી સેમ્પલ બનાવી ખાત્રી પણ કરી તો તેમાં સંતોષ મળ્યો. કાચી લાખ બરમામાં જોઇતા પ્રમાણુમાં મળી શકે છે, પરંતુ તેનું કારખાનું સારા પાયાપર કાઢી નિભાવતાં રૂા. એક લાખ જોઇએ તે રકમ કયાંથી તૈયાર કરવી! આ આવરણ આવતાં સગવડના અભાવે શીખેલું મનમાં રહ્યું.

# યોગ સાધના.

૬

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोधिकः**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥**

લાખના ધંધામાં નાશિપાસ થતાં સ્વતંત્ર વેપાર કરવાના હેતુથી મુંબઇ આવવાનું બન્યું. નોકરી ગમે તેવી સારી હોય તો પણ ગુલામી છે તેમાં ધન એકત્ર થઇ શકે નહિ તેમ શેઠ નાખુશ થાય તો કયારે રજા આપી દે! એ પરાધીન ગણાય, પરાધીનતામાં સ્વપ્ને પણ સુખ હોતું નથી. વ્યાપારમાં લક્ષ્મીને વાસ છે વિગેરે ભાવનાથી મુંબઇ કરીઆણા બજારમાંના એક વેપારી સાથે આડતનું નક્કી કરી રંગુન સીંગાપુર ચીનથી પરવડતો કરીઆણાને માલ ભાગીદારીમાં મંગાવવા માંડયો. ધંધો સાધારણ રીતે શરૂ થઇ ચૂકયો, માલની આપલે થઇ રહી હતી તેવામાં–સને ૧૯૦૯ માં ઠાકુરદ્વાર રસ્તાપર માધવજી સગળજી બ્રહ્મભટ્ટ–" યોગ પ્રવર્ત્તક મંડળ " એ રીતની જાહેર ખબરવાળું બોર્ડ વાંચવામાં આવ્યું. ઉક્ત મહાશયની મુલાકાત લઇ વાતચીત કરતાં " યોગ પ્રવર્ત્તક મંડળ " એટલે શું ? એમ પૂછવાથી તેણે જણાવ્યું કે, હું યોગ એટલે સમાધિ શીખવું છું. જે માણસ યોગ સાધે છે તેના સકળ દુઃખ, પાપ, ચિંતાનો નાશ થઇ તેને અનંત ઐશ્વર્ય અને મોક્ષ જેવું નિત્ય સુખ મળે છે. આ યોગ નષ્ટ થવાથી જ લોકો અત્યારે આટલા બધા દુઃખી છે પણ આપણા પૂર્વજ ઋષિમુનિઓ યોગ સાધનાને જીંદગીનું પ્રથમ ને આવશ્યક સાધન

માની સાધતા તેથી તેઓ પરમ પ્રતાપી–જ્ઞાની થઇ ગયા માટે તમે પણ યોગ સાધો.

જ્યારે માધવજીભાઇએ યોગનું આટલું બધું ઉત્કૃષ્ટ વર્ણન કર્યું ત્યારે તે ખરેખર દિવ્ય વિદ્યા હશે અને આપણે શ્રેયસ્ પ્રાપ્તિના જીજ્ઞાસુએ તે અવશ્ય સાધવી જોઇએ; આમ મન સાથે વિચાર થતાં ઉક્ત ભાઇશ્રીને પૂછ્યું કે, યોગ આચરવાનો વિધિ શું? પ્રશ્નના જવાબમાં તેણે યોગ સાધવાની રીતિ તથા ગ્રંથાવલોકન કરવાનું સૂચવ્યું. તેમ કરતાં આ પ્રમાણે તાત્પર્ય સમજાયું:—

યોગ સાધનારે આહાર વિહારની શુદ્ધિ કરી બ્રહ્મચર્ય, સત્ય અને મૌન (કામ પૂરતુંજ બોલવું) ના સેવનવડે એકાન્ત પવિત્ર સ્થળમાં સદ્દગુરૂની પ્રેરણા પ્રમાણે ક્રિયા કરવી. જે માણસ સકળ કામનાઓને ખસેડી સાત્વિક આહાર, લીલું સૂકું ફળ, દૂધ, ચોખા, મસાલા મીઠા વિનાની મગનીદાળ વિગેરેના સેવનથી યોગારંભ કરે છે, તેણે ચાર પ્રકારના યોગઃ લયયોગ, મંત્રયોગ, હઠયોગ અને રાજયોગમાંથી પ્રથમ હઠયોગનો આરંભ કરવો. હઠયોગનું લક્ષણઃ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ. યમ એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર અને શૌચ પાળવો. નિયમ એટલેઃ તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઇશ્વરપૂજન, સિદ્ધાંત વાક્ય શ્રવણ, મતિ, લજ્જા, જપ ને વ્રત પાળવા. આસન એટલે સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન, પશ્ચિમતાન, મયુરાસન, મત્સ્યેંદ્રાસન, ગોરક્ષાસન, ધનુરાસન, વૃક્ષાસન વગેરે ચોરાશી લક્ષ યોનિના ચોરાશી લાખ આસનમાંથી કોઇ પણ મુખ્ય પસંદ કરી સ્થિર થવું. પ્રાણાયામ એટલે ભીનાશ હવા ગંદકી અને ખરાબ દેખાવથી

મુક્ત એવી સુંદર શાંત જગ્યામાં મૃગચર્મ, દર્ભ કે ઉનનું આસન નાંખી તેપર બેસી ઉપર જણાવ્યા આસનમાંથી કોઇ એકાદ આસન સારી પેઠે શીખી લઇ આસન વાળી ટટાર બેસવું. ૐકાર એ ભગવાનનું સ્વરૂપ છે તેનો મનવડે ઉચ્ચાર કરતાં કરતાં નાકના ડાબા નસ્કોરામાંથી ધીમે ધીમે શ્વાસ ૐ ૧૬ વખત બોલાય તેટલો વખત ખેંચવો. પછી બન્ને નસ્કોરા બંધ રાખી ૬૪ વાર ૐ બોલાય ત્યાં સૂધી રોકવો અને ૩૨ વાર ૐ બોલાય ત્યાં સૂધી ધીમેથી છોડવો. જે નસ્કોરાથી શ્વાસ છોડવો તેથીજ પાછો લેવો અને લઇ રોકવો બાદ ધીમેથી છોડવો, આમ કરવાથી એક પ્રાણાયામ થાય છે. શ્વાસ લેવો રોકવો અને છોડવો તેને અનુક્રમે પૂરક, કુંભક ને રેચક કહે છે.

પ્રાણાયામથી ચિત્તની એકાગ્રતા થાય છે. પ્રાણાયામના પણ આઠ પ્રકાર છે. પ્રાણાયામ કરતા પહેલા જેનું શરીર કફપિત્તથી દુષિત હોય તેણે નેતિ, બ્રહ્મદાતણ, ધૌતિ, બસ્તિ, નૌલિ, કપાલભાતિ ને ગજકરણી નામની મલશોધક ક્રિયાઓ કરવી. મનુષ્યદેહમાં ૭૨ હજાર નાડીઓમાં મુખ્ય ઇડા, પિંગલા ને સુષુમ્ણા નામની ત્રણ નાડીઓ છે, તેને મહામુદ્રા, મહાબંધ, મહાવેધ, ખેચરી, જાલંધર બંધ, વગેરે વીશ મુદ્રાઓદ્વારા જાગ્રત કરી કુંડલિની જે નાભિમાં પડેલી છે તેનું ઉત્થાન કરવું. કુંડલિની ઉત્થાન થાય એટલે તુરતજ પોતાના ઇષ્ટદેવ, શ્રીકૃષ્ણ, વિષ્ણુ, રામ કે શિવજીના ધ્યાનવડે સમાધિ સિદ્ધ થાય છે. પ્રાણાયામ કરતી વખતે દષ્ટિ નાકની ડાંડી ઉપર રાખવી. ક્રિયા કરી પરવાર્યા બાદ યોગ સાધનાને સહાયક એવા પાતાંજલ યોગ દર્શન, ગીતાજી, યોગવાસિષ્ઠ,

પંચદશી, વિચારસાગર, વૃત્તિ પ્રભાકર, આત્મપુરાણ કે ઉપનિષદ્ જેવા ગ્રંથનું શ્રવણ–વાંચન મનન કરવું.

પ્રાણાયામની ક્રિયા સિદ્ધ થયે અર્થાત્ ચિત્ત નિરોધ થયે સમાધિ લાગતા યોગીને આઠ પ્રકારની સિદ્ધિઃ અણિમા, લઘિમા, મહિમા, ગિરિમા, પ્રાપ્ત, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ આવી મળે છે; પરંતુ યોગીએ તેમાં લુબ્ધ ન થવું. જે પુરૂષ સિદ્ધિમાં લલચાઇ તેનો પ્રયોગ કરે છે તે યોગના મુખ્ય ફળરૂપ મોક્ષથી ભ્રષ્ટ થાય છે.

ઉપર પ્રમાણે યોગનું સ્વરૂપ જાણી, વાંચી, અનુભવી અમોએ યોગક્રિયા કરવા માંડી. અત્યંત ઉત્સાહથી નિયમોનું સેવન, વૈરાગ્ય વૃત્તિથી કરતા કરતાં હૃદયમાં શાન્તિ, શ્રીકૃષ્ણનું ઝાંખું જ્યોતિ સ્વરૂપનું દર્શન, કુંડલિનીનું ફરવું તથા શરીર બિલકુલ હલકું જણાવા લાગ્યું. આ અરસામાં મારા પૂજ્ય પિતાશ્રીને ખબર પડતાં તેઓશ્રી આવી પહોંચ્યા અને યોગ સાધના છોડી દેવા સમજાવવા લાગ્યા. આમ છતાં મનની દઢતા કાયમ રાખી ક્રિયા ચાલુ રાખી પરંતુ યોગ શિખવનાર યોગીરાજનું પોકળ દષ્ટિએ અનુભવતા શિથિલતા આવી. પ્રવર્ત્તક મહાશયે પ્રથમ પૈસા માગ્યા, બાદ ટર્ફ કલબની લોટરીની ટિકીટના રૂા. ૧૦ ભરવા જણાવ્યું, બાદ તેલનો વેપાર શરૂ કરવાની ઇચ્છા બતાવી, બાદ સંયમ–સમાધિમાં ઉપવાસ કે ફળાહાર કરી તેઓ બેસવાના છે એમ કીધા પછી અચાનક તેના ઘેર જઇ ચડતા તેઓશ્રી વહેવારૂ ગૃહસ્થોની માફક સ્ત્રી પુત્ર સાથે ભોજન આરોગતા દેખાયા; એથી એવા પરોપદેશે પાંડિત્યમ્ જેવા ધંધાદારી યોગીપરથી શ્રદ્ધા ઉઠી ગઇ. પ્રવર્ત્તક મહાશય પાસે જવાનું પડતું મૂકી પિતાશ્રીની ઇચ્છાથી વતન જઇ કુટુંબને મળી રંગુન ગયો.

# યોગીની શોધમાં પર્યટન.

૭

**मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मांवेत्ति तत्त्वतः ॥**

રંગુન આવ્યો પણ જે સ્વાદ–યોગનો નિરતિશય આનંદ ચાખ્યો હતો તે દૃષ્ટિ સામે તરવા માંડયો. ક્યાંય કોઇ કામમાં ચેન ન પડે. જો દ્રવ્ય સંપાદનાર્થ ફરીથી ધંધો કે કોઇની ગુલામી સ્વીકારવીજ છે તો યોગ સાધના આગળ લંબાવી સિદ્ધિઓજ કાં ન મેળવવી? શા માટે અમૃત છોડી વિષને પીવું; આવું આવું મન સાથે વિચારી રંગુન પહોંચ્યા પછી પાંચમે દિવસે પાછો સ્ટીમરમાં બેસી કલકત્તા આવ્યો. અહીં તદ્દન સાદા પોષાક અને દેખાવમાં ઉતર્યો પછી વિચાર્યું કે યોગ યોગીગમ્ય છે. યોગી વિના સ્વતઃ ક્રિયા કરવી મુશ્કેલ છે એટલુંજ નહિ પણ કોઇ ક્રિયા આડી અવળી થઇ જાય તો લાભને બદલે પ્રાણ શરીરથી નિકળી જવા પર્યંત વિષમ પરિણામ ભોગવવું પડે છે માટે પ્રથમ યોગી શોધવા. યોગી તીર્થ જેવા પવિત્ર સ્થળમાંજ મળવા શક્ય છે, આમ સંકલ્પ કરી યોગીની શોધ માટે તીર્થસ્થળોમાં ભટકવા માંડયું.

જગન્નાથ એ પવિત્ર અને દ્વારકા, રામેશ્વર, બદ્રીનારાયણ અને જગન્નાથ એ ચાર ધામમાં એક ધામ છે વળી તે કલકત્તાથી નજીક હોઇ ત્યાં વખતે યોગીની ભેટ થઇ જાય એમ ધારી પ્રથમ જગન્નાથ આવ્યો. દરિયામાં સ્નાન કરી શ્રીજગદીશ ભગ-

વાનના દર્શન કર્યા બાદ યોગીરાજની શોધ કરવા માંડી પણ ક્યાંય મન ન ઠર્યું. સાધુ સંન્યાસીઓના અખાડા તપાસ્યા તો ત્યાં ગંજેડી પેટભરા સાધુ અહીં ત્યાંની વાતો કરતા જણાયા. જગન્નાથપુરી શહેર મોટું છે. રસ્તા પહોળા છે શહેરની મધ્યમાં ભગવાનનું મંદિર છે અને મંદિરની બાજુમાંજ ભવ્ય રથ છે જે રથમાં ભગવાનને પધરાવી અશાડ માસમાં રથયાત્રાની બહુ ભારે સ્વારી દર વર્ષ નીકળે છે. પુરીમાં ઓડીઆની વસ્તી છે; તેઓ ગરમ પ્રદેશને લઇ શરીરે ઉઘાડા, ઓછું ભણેલા અને ગરીબ સ્થિતિમાં મોટે ભાગે જીવન ગાળે છે.

જયારે જગન્નાથજીમાં યોગીરાજના દર્શન ન થયા ત્યારે ગયાજી આવી શોધવા માંડયું. ફાલ્ગુમાતામાં સ્નાન કરી શ્રી વિષ્ણુપાદના દર્શન કર્યા. યોગી તો પ્રાપ્ત થવા દુર્લભ હતા પણ અહીં અસંખ્ય પંડયા–ગોરના ટોળા પૂછી પૂછી સતાવવા લાગ્યા. માબાપ હૈયાત હોવા છતાં શ્રાદ્ધ કરવાનો આગ્રહ કરવા માંડયા. ભારતવર્ષના લગભગ તમામ તીર્થક્ષેત્રોમાં પંડયા–ગોરો ધર્મકર્મ વિમુખ બની કેવળ સ્વાર્થબુદ્ધિથી યાત્રી વર્ગને સતાવે છે એ તો છેજ પણ તે સૌથી ગયાજીમાં કાંઇક વિશેષ જણાયું. ગયા શહેર અતિ પ્રાચીન છે પણ સુંદરતા કે જાહોજલાલી રહી નથી.

કાશીનું મહાત્મ્ય લાંબા કાળથી શ્રવણ કરેલું હતું તેથી ગયાજીથી સીધો કાશીપુરીમાં આવ્યો. સપ્તપુરીઃ કાશી, કાંચી, મથુરા, માયા, અવન્તિકા, દ્વારામતી અને અયોધ્યામાં કાશી એ એક વિશ્વનાથ ભગવાનની પુરી છે. ગંગાજીમાં સ્નાન કરી શ્રીવિશ્વનાથ, અન્નપૂર્ણા, વેણીમાધવ, કાશી કરવત, કાલભૈરવના દર્શન કરી

યોગી મહાત્મા વિશે પૂછપરછ કરવા માંડી. સાત દિવસ સૂધી શોધ કરી પણ હેતુ સિદ્ધ ન થયો એટલે શ્રીરામચંદ્રજીની રમણ ભૂમિ અયોધ્યાપુરી આવ્યો. સરયુમાં સ્નાન કરી શ્રીરામચંદ્રજી ભગવાનના અને બીજા મુખ્ય મુખ્ય મંદિરોમાં દર્શન કરી સાધુઓના અખાડાંઓમાં યોગીની શોધ કરવા માંડી પણ દુષ્પ્રાપ્ય. શહેર મોટું છે છતાં રિદ્ધિસિદ્ધિ વિનાનું દેખાયું. મુસલમાન નવાબના હાથમાં સત્તા હતી તે પણ અત્યારે છિનવાઇ ગઇ છે. વાનરોના દળ મોટા મોટા છે. અયોધ્યાથી ત્રીજે દિવસે નીકળી હરિદ્વારપુરી આવ્યો. ગંગાજીમાં હરકીપાયરી કુંડમાં સ્નાન કરી યોગી વિશે પૂછપરછ કરતાં ઋષિકેશની ભળામણ થઇ તેથી સંન્યાસીઓથી સેવિત ઋષિકેશ આવ્યો પણ અહીંએય યોગીના દર્શન ન થયા. સંન્યાસીઓમાં કેટલાક શાસ્ત્ર ઉપનિષદ્નું પઠનપાઠન કરનારા જણાયા પણ જોઇતી વસ્તુ ન મળી એટલે પાસેના તપોવનમાં એક વૃદ્ધ મહાત્માની ખ્યાતી સંભળાતા ત્યાં જઇ તેના દર્શન કર્યા. આ વૃદ્ધ પુરૂષ તપસ્વી હતા. તેનું શરીર કૃશ થઇ ગયેલું હતું. તેઓ યોગ વિશે અનુભવી ન હોવાથી બદ્રીનારાયણ–હિમાલયમાં યોગી પ્રાપ્ત થશે એવી આશાએ બદ્રીનારાયણ તરફ પ્રયાણ કર્યું. પાંચ દિવસ સૂધી ધોધમાર વરસાદથી તથા પર્વતોના સાંકડા રસ્તાપર વિકટ ચડાઇ ઉતરાઇ ઉઘાડે પગે ચડવી ઉતરવી પડવાથી તેમજ સાથે લીધેલા પૈસા ઓછા થઇ જવાથી યોગી મળવા અશકય ધારી પાછો ફર્યો; અર્થાત્ દુઃખથી ક્ષણિક વૈરાગ્ય ઉડી જતાં રંગુન આવ્યો. ઘરના દુઃખથી, ભયથી, ત્રાસથી કે શુષ્ક જ્ઞાનથી પણ કાચા હૃદયના માણસોને ,પોપટીઓ વૈરાગ્ય ઉદ્ભવે

છે અને લાંબો ટુંકો વિચાર કર્યા વિના કેટલાક સંસાર છોડી ચાલ્યા જાય છે પરંતુ પાછળથી ઠોકરો ખાતાં પશ્ચાત્તાપ થાય છે. જો એટલેથી સમજી ઘેર પાછા ફરે તો બચી શકે છે નહિ તો ઘણા અવળે રસ્તે ચડી દુર્ગતિને પામે છે, જેમકે હમણાના સાધુ સંન્યાસીઓનો મોટો ભાગ. તેઓ નથી રહ્યા સંસારના કે પરમાર્થના. એવા ઉભય ભ્રષ્ટ થઇ બીજાને ભારરૂપ થાય છે. સાચા વૈરાગ્યની અને નૈષ્ઠિક બ્રહ્મચારી સંન્યાસીની તો બલિહારી છે. તેઓ તો પ્રત્યક્ષ દેવરૂપ હોઇ વંદનીય ગણાય.

## મહત્ત્વાકાંક્ષા.

૮

### यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।

મનુષ્ય પ્રકૃતિ અનુકરણ કરનારી છે. જેમ દર્પણમાં સામેની વસ્તુનું પ્રતિબિંબ સ્વરૂપાનુસાર તત્કાળ પડે છે તેમ મનુષ્ય હૃદય પર પણ તે રાત્રિદિવસ જેવું વિચાર, વાંચન કે સહવાસ સેવતો હોય તેવીજ તેના મન પર અસર થાય છે. સિદ્ધાંત તરીકે "Simple life & high thinking" અર્થાત્ "સાદુ જીવન અને ઉચ્ચ વિચાર" દરેક મહાપુરૂષ પોતા સામે મૂકી ગયા છે પછી ભલે તે સાધ્ય હોય કે ન હોય પરતુ સમજુ માણસે તેને નજર આગળ રાખી તે પ્રમાણે ચાલવા કોશિષ કરવી જોઇએ.

આ વખતે અમારી ભાવના અત્યંત વ્યાપક બની હતી. મનુષ્ય જન્મ ધારણ કરીને પશુપક્ષીની માફક ઉદર નિર્વાહ જ

કરવો, બાળ બચ્ચાંને સાથે રાખી વિલાસ વૈભવ ભોગવવો, વેપાર નોકરી કરી ગમે તે રીતે ધન સંપાદન કરી શ્રીમંત કહેવરાવવું એવી એવી મોહક સ્વાર્થીય ભાવના સામાન્ય રીતે આપણા ગૃહસ્થીઓમાં પ્રવર્તિ રહેલ છે; તે પ્રત્યે સંપૂર્ણ અભાવ ઉત્પન્ન થઇ એમ મનમાં ઘોળાયા કરતું હતું કે દેહ છે ત્યાં સુધીમાં આલોક પરલોકનું સાર્થક થાય તેવું કર્મ ગમે તે ભોગે અવશ્ય કરવું જોઇએ. મનુષ્ય દેહ દુર્લભ છે, અનેક પુણ્યના યોગે ભગવદ્કૃપાથી મળે છે તેને ધર્મ કર્મ અને પરમાર્થમાંજ યોજાય તો સાર્થક છે અન્યથા સ્વાર્થવશ મૂઢ પ્રાણીને માટે દુઃખ પશ્ચાત્તાપ અને દુર્ગતિરૂપજ છે. નિર્બળ અને સંકુચિત વિચારવાળા જેઓ દેહને અને સંસારને શાશ્વત માની, શરીરનેજ આત્મા પરમાત્મા સમજી કોઇ પણ સત્કર્મ–પ્રગતિ કરવા પ્રેરાતા નથી તેઓ કીડા સમાન નકામા પૃથ્વીને ભારે મારે છે. પૂર્વકાળમાં ઋષિ મુનિઓ તપ, યોગ, ભક્તિ કે આત્મજ્ઞાનદ્વારા પ્રયત્ન વડે અનંત ઐશ્વર્ય મેળવી જગતના જીવોનું કલ્યાણ થાય તેવા તત્ત્વ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરી ગયા છે. જેમ ઋષિમુનિઓએ મંત્ર બળથી કે ભૂત ભવિષ્ય વર્તમાનના (સમાધિ) જ્ઞાનથી પરમાર્થ કરી અનંત પુણ્ય અને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે તેટલે અંશે નહિ તો પણ જેમ તે મહાનુભાવ પુરૂષોનું યુરોપીઅન લોકોએ એઠુંજુઠું અનુકરણ કરી, ભૌતિક લાભ–હુન્નર ઉદ્યોગ કળાકૌશલ્ય, નિત્ય પ્રતિ નવી નવી શોધો કરી જગતને અજાયબીમાં મૂકી માનવંત દરજ્જો પ્રાપ્ત કર્યો છે તેમ આપણાથી તેવી મહાનતા શા શામાટે મેળવી ન શકાય? અર્થાત્ આપણને પણ મહાનતા પ્રાપ્ત કરવાનો હક્ક છે અને તે

ઉચ્ચ અભિલાષા અને ઉદ્યમ વડે મેળવી શકાય છે. પુરૂષાર્થ કરવાથી પરિપકવ સમયે મનોરથ—મનઃકામના સિદ્ધ થાય છે, એ વાત નિર્વિવાદિત છે. સ્વાત્મગત વિચાર કરતા બાલ્યાવસ્થામાં પ્રથમ ઉંચો અભ્યાસ કરવાની ઇચ્છા થઇ અને તે સાધનની પ્રતિકૂળતા હોવા છતાં સિદ્ધ થઇ. પછી દ્રવ્ય કમાઇ દેશની મુસાફરી કરવાનો સંકલ્પ થયો એ પણ સફળ થયો. હવે આત્મજ્ઞાન મળે અને દેશની સેવા પૂરતું સામર્થ્ય સાધન મળે તોજ કૃતાર્થ થવાય કારણ કે એ બેઉ: આત્મજ્ઞાન અને સામર્થ્ય સાધન, આલોક પરલોક સફળ કરનારૂં છે; માટે તે સંપાદન કરવા તજવીજ કરવી ઘટે. આવા આવા વિચાર બરમા છોડવાની અગાઉ પખવાડીયાથી સ્ફુરી રહ્યા હતા.

મહત્ત્વાકાંક્ષા પ્રશંસનીય છે, દરેક માણસમાં તે હોવી જોઇએ એ પણ ખરૂં છે; પરંતુ તેના બે પ્રકાર—શુદ્ધ અને અશુદ્ધ ધ્યાનમાં રાખવા જેવા છે. શુદ્ધ એને કહેવામાં આવે છે કે જેમાં બિલકુલ આત્મસંયમ તથા પરમાર્થભાવ હોય અને અશુદ્ધ એ ગણી શકાય કે જેમાં કેવળ ઇંદ્રિય લોલુપતા તથા બીજાનું અનિષ્ટ કરવાની વૃત્તિ રહેલી હોય. પુરૂરવા મહા સમર્થ ચક્રવર્તી રાજા હતો. એના કોપથી દેવદાનવ મનુષ્ય થરથરતા હતા પણ જયારે તે વિષયાસક્ત બની ભોગ ભોગવવા તત્પર થયો ત્યારે સ્વર્ગસ્થાનથી ભ્રષ્ટ થયો હતો; કારણકે પરમાર્થ બુદ્ધિ રહિત એવા વિષયલંપટ મનુષ્યને સારાસારનું જ્ઞાન રહેતું નથી તેથી મનુષ્યે શુદ્ધ જનહિત-કારી અભિલાષા રાખવી એજ શ્રેયસ્કર ઠરે છે.

વળી મહત્વાકાંક્ષી માણસની ધારણા એમને એમ સફળ

થતી નથી. કેવળ ખાલી ખાલી કલ્પનામાં ઘણા માણસ બીજાના મહેલ જોઇ પોતાનું ઝુંપડું બાળી બેઠા છે અથવા ગાંડા બની ગયા છે. મહત્વ–આકાંક્ષાની સફળતા માટે મહત્ત્વના ભોગ આપવા પડે છે. અપૂર્વ ખંત, સાહસ, ધૈર્ય અને કષ્ટ સહ્યા પછીજ ફળ પ્રાપ્તિ થાય છે એ પણ લક્ષમાં રાખવાનું છે.

## અમેરિકા પ્રયાણ.

૯

**देशाटनं पण्डितमित्रता च वाराङ्गना राजसभाप्रवेशः ।**
**अनेक शास्त्राणि विलोकितानि चातुर्यमूलानि भवन्ति पञ्च ॥**

ઇશ્વરી નિયમ છે કે જેવાને તેવું મળી રહે છે. રાજાને બંગલો મળે છે તો ગરીબને ઝુંપડી મળી રહે છે. જ્ઞાનીને જ્ઞાની, વિજ્ઞાનીને વિજ્ઞાની અને દુઃસંગીને તેના જેવોજ મળી રહે છે. અર્થાત્ મનુષ્યના હૃદયમાં જેવી ભાવના ઘોળાતી હોય તેને તેવું ઉત્તેજન, પોષણ અને સાધન સોબત પણ તેવીજ આવી મળે છે. અમારા મનમાં જ્ઞાની થવાની, મોટા મોટા હુન્નર ઉદ્યોગ શીખી કરોડપતિ થવાની, દેશવિદેશનું અવલોકન કરી અનુભવ પ્રાપ્ત કરી દેશને ઉપયોગી થવાની તીવ્ર ઇચ્છા પ્રકટી હતી તેવામાં બરમામાં એકાદ વર્ષ રહી ગયેલ લુવાણા જ્ઞાતિના યુવક ભાઇ પરમાણંદ વાલજી હિંમત બેડી સ્વાશ્રયે જાપાન જઇ અમેરિકાના સાન્ફ્રાન્સીઝ્કો શહેર પહોંચ્યા. ત્યાં ગયા પછી તેણે અમેરિકાની બેષ્ટ સ્થિતિ સંબંધી બહુ આકર્ષક લેખ તથા પત્રો લખવા માં-

ડયા. ભાઇ પરમાણુંદે અમેરિકાની સુંદરતા, ઉદ્યોગ પરાયણતા, જાહોજહાલીનું દિગ્દર્શન કરાવી જણાવ્યું કે અમેરિકામાં અસંખ્ય માણસો કરોડપતિ-અબજપતિ છે, ત્યાં હુન્નરકળા અને વેપાર વાણિજયમાં ઘણી મોટી કમાણી છે. મજુરો પણ રોજના પાંચ ડોલર એટલે રૂા. ૧૫ કમાઇ સુખમાં જીવન ગુજારે છે જયારે હિંદુસ્થાનમાં લોકોને આખો દિવસ ગધા વૈતરૂં કરવા છતાં પેટ ખોરાકી જેટલા ચાર આનાના પૈસા પણ મળતાં નથી તો શા માટે તમો હિંદીઓ આ સ્વર્ગ સમાન સુવર્ણ ભૂમિ અમેરિકા નથી આવતા ? વિગેરે વિગેરે છાપામાં તથા ખાનગી પત્રોમાં તેણે ઘણું લખ્યું. ખરેખર અત્યારે પરાધીન હિંદુસ્થાનની દરિદ્રતાની અવધીજ છે જેનું અમો આગળ પર દિગ્દર્શન કરાવીશું. પરંતુ ભાઇ પરમાણંદ પોતે એકદમ નાની નોકરીમાંથી દુઃખ સહેતા સહેતા ગયેલા અને વળી ઝાઝો અભ્યાસ નહિ કરેલો તેથી તેમને મજુરી કરતાં રોજના દશ બાર રૂપિયા મળવા લાગ્યા એટલે તેને અધધધ થઇ ગયું. કંગાલને ટર્ફ કલબની લોટરીનું પ્રથમ ઇનામ રૂા. ૧૦ લાખનું મળતાં આશ્ચર્ય થઇ જાય તેમ થઇ જતાં ભાઇ પરમાણુંદે બહુજ અતિશયોકિત ભરેલી હકીકત પ્રકટ કરી ઘણા દુઃખી, ધન કમાવાની ઇચ્છાવાળા અને મારા જેવા મહત્ત્વાકાંક્ષીના ચિત્ત બહેકાવી દીધા. આવી ચિત્ત બહેકાવનારી હકીકત દર્શાવતા પહેલા તે યુવક ભાઇએ એટલો પણ વિચાર ન કર્યો કે કદાચ, કોઇ રૂપિયાની સગવડ ગમે તે ભોગે કરી ઘેરથી નીકળ્યો અને ચીન જાપાનથી અમેરિકાની ઇમીગ્રેશન ઓથોરિટીએ તેને અટકાવ્યો તો તેની કેવી દશા થાય ? તે કેવળ ખુવારજ થવા સંભવ.

અમેરિકા વિશે મને પ્રથમથીજ મોહ હતો કે એ દેશે ઘણી પ્રગતિ કરી છે. રોકફેલર અને કાર્નેજી જેવા કુબેર ધન ભંડારી અનેક ધનિક પુરૂષો સ્વાશ્રયથી થયેલા વિદ્યમાન છે. એડીસન જેવા શોધક પુષ્કળ છે. દિવસના અમુક કલાક કામ કરી વિદ્યાર્થી આજીવિકાનું સાધન કમાઇ રાત્રે જે ઇચ્છામાં આવે તે વિદ્યાકળા શિખવનારી શાળા કોલેજો ઘણી છે તેમાં ભણી શકે છે. અમેરિકાની ચીજો હિંદ મોકલવાથી અને હિંદની બનાવટ અમેરિકામાં વેચવાથી અનર્ગળ લાભ મેળવાય છે વિગેરે વાતો થોડી ઘણી સાંભળી હતી તેમાં, ભાઇ પરમાણંદના પત્રો તથા લેખો વાંચવાથી વિશેષ મોહ ઉપજયો. હવે દઢ નિશ્ચય કરી લીધો કે બસ અમેરિકા જવુંજ.

અમેરિકા જવાનો નિશ્ચય કરી પ્રયાણ કરવાની તૈયારી કરવા માંડી. ગરમ કાશ્મીરના સુટ બે જોડ, ડઝન ખમીસ, રૂમાલ તથા મોજા બુટની જોડી, ઓવરકોટ, સાત આઠ સારા સારા અંગ્રેજી ગુજરાતી પુસ્તકો, સૂકો મેવો તથા પખવાડીયું ચાલે તેટલી મીઠાઇ દહીથરા વિગેરે તૈયાર કરાવી પાસપોર્ટ કઢાવ્યો. અમેરિકન કાઉન્સિલરનું પણ સર્ટીફિકેટ તથા પિનાંગ, સીંગાપુર હોંગકોંગ, યોકોહામાની ઓળખાણ–ચીઠીપત્ર લખાવી લીધું. પરંતુ જયારે મિત્રોને આ વાતની ખબર કરી વિદાયગીરી માગી ત્યારે તેઓએ ઘણી પ્રકારે સમજાવી ભય, આફત, માત-પિતા વિગેરે તરફની ચિંતા બતાવી રોકવા કોશિષ કરી પણ તેથી જરાય હત્ ઉત્સાહ ન થતાં તેઓના મનનું યોગ્ય સમાધાન કર્યું એટલે પ્રસન્ન ચિત્તે તેઓએ સફળ સફર ઇચ્છી ઘટતી સહાયતા કરી. રંગુનથી અમે-

રિકાના કેલિફોર્નીઆ પ્રાંત—સાન્ફ્રાન્સીઝ્કો, સીઆટલ જવાને માટે સીંગાપોર, હોંગકોંગ યોકોહામા—જપાનનો રસ્તો સીધો અને અનુકૂળ હોવાથી સીંગાપોરની સ્ટીમર મળતા સને ૧૯૧૦ ના ડીસેમ્બરની તા. ૧ લીએ શ્રીહરિનું સ્મરણ કરી અમેરિકા તરફ પ્રયાણ કર્યું.

---

## પિનાંગ—સીંગાપુર.

૧૦

રંગુનના બારામાંથી બ્રિટીશ ઇન્ડિઆ સ્ટીમ નેવીગેશનની સ્ટીમર આસ્તે આસ્તે નીકળી મહાન્ સમુદ્રમાં આવી વેગથી ચાલવા માંડી. દરિયો શાંત હતો. પેસેન્જરોની ભરતી ઓછી હતી તેથી ઉપરના ડેક ઉપર આરામ ખુરશી નાંખી જળ, આકાશ તથા ભગવાનની અદ્‌ભુત રચનાનું અવલોકન કરવાની સુંદર તક મળી. બે દેશી ભાઇઓ સીંગાપુર સૂધી અને બે જપાન સૂધી જવાવાળા મળી આવવાથી વાતચીતનો પણ આનંદ પડતો. કોઇ પણ જાતના સમુદ્ર કે હવાના તોફાન વિના પાંચમે દિવસ પિનાંગ પહોંચ્યા. રવાના થયેલ સ્ટીમર મોટી મેઇલ સ્ટીમર હતી તેથી માલ અને પેસેન્જરો ખુબ લેતી ઉતારતી. અહીં પિનાંગમાં પણ તેને ઘણો માલ લેવા ઉતારવાનું હોવાથી તે એક દિવસ રોકાવાની હતી. સામાન કેબીનમાં પેક કરી અમો ચાર જણ પિનાંગ જોવા કિનારે ઉતરી પડયા.

પિનાંગ શહેર પ્રથમ મલાય સરકારનું હતું પણ ચાલાક અંગ્રેજે પગ પેસારો કરી હળવે હળવે વણિક વિદ્યા ચલાવી હાથ

કરી લીધું છે. શહેર મોટું છે. વેપાર ચોખા આયાત કરવાનો તથા કરીયાણું નેતર નિકાશ કરવાનો મોટા પાયાપર ચાલે છે. આપણા દેશીની પણ ત્રણ ચાર પેઢી આડતનું કામ કરે છે. શહેરની બાજુમાં બુદ્ધદેવનો મોટો પ્રૈયો–મંદિર છે તેનું તથા આસપાસના વનસ્પતિવાળા ખડકનું દષ્ય મનોરંજન છે. મલાય લોકો, ઉપરાંત ચીના, યુરોપીઅન ચોલીઆની વસ્તી આશરે પચાશ હજારની હશે. અહીં તથા સીંગાપુરમાં ડોલરનું ચલણ છે જે રૂ. ૧ાા ની બરોબર ગણાય.

બીજે દિવસે સ્ટીમર ઉપડી ૨૪ કલાકે સીંગાપુર આવી પહોંચી. સીંગાપુર સ્ટ્રેઇટ સેટલમેન્ટ અથવા મલાઇ ટાપુનું મુખ્ય શહેર છે. અહીંનો વેપાર બહુ મોટો છે. કલઇની પાટો, અંબર, નેતર, સાબુ ચોખા ટરપેન્ટાઇન તેલ, બુંદ દાણા અને કરીયાણા ની ઘણી ખરી વસ્તુ હિંદુસ્થાન, ચીન, જાપાન, વિલાયત ચડે છે. હિંદના દશ બાર વેપારીઓ પોતાનું તથા આડતનું કામ કરી રહ્યા છે. શહેરની બાંધણી સુશોભિત છે. મલાય લોકો ધર્મ કે આચાર વિચાર પાળવામાં જરાય સમજતાં નથી. આપણા હિંદુઓની પેઢીઓ છે તેઓમાંથી પણ ઘણા ખરાના ચારિત્ર્ય ખેદ ઉપજાવે તેવા જણાયા. અજ્ઞાન સ્વાર્થી માણસો પરદેશ વાસ કરતાં સંસર્ગ દોષથી ભ્રષ્ટ થાય એ સ્વાભાવિક છે. સીંગાપુર ગરમ પ્રદેશ છે તેથી ગરમી ઘણી પડે છે. વરસાદ પણ વર્ષમાં ઓછામાં ઓછો ૭ માસ પડે છે. અહીંથી જાવા, ફીજી, સીયામ, મણીલા, કોલંબો તથા ચીન વગેરે સ્થળ નજીક હોઇ ત્યાં જવાની સ્ટીમરો આવજા કરતી હોય છે. દરિયાપર ગોદી અને

સડક સરસ બાંધી છે. નિત્ય અનેક આગબોટ દેશ દેશાવરથી આવ જા કરે છે. કિનારાથી દૂર સમુદ્રમાં સ્ટીમર ઉભી રહેતા સ્ટીમરની આસપાસ નાના હોડકા મલાય લોકો લાવી રાખે છે. જો કોઇ મુસાફર સમુદ્રમાં પૈસો કે આની બેઆની નાંખે છે તો તુરતજ મલાય હોડીવાળો સમુદ્રના ઉંડા જળમાં કૂદી પડી નાંખેલી ચીજ હાથ કરી દેખાડે છે. ઘણાનો તો એજ ધંધો અને આજીવિકાનું સાધન છે. રંગુનથી સેકન્ડ કલાસ ફી રૂા. ૬૦ અને થર્ડ કલાસ ફી રૂા. ૧૫ લાગે છે.

---

## ચાઇના.

૧૧

જરમન સ્ટીમર કું. ની આગબોટને વિલંબ થતાં સીંગાપોરમાં એમ. એમ. નુરૂદીન કું. નામના દેશી આડતના વેપારીને ત્યાં ઉતારો કરી પાંચ દિવસ પસાર કર્યા. સ્ટીમર આવી પહોંચતાં મુસાફરી ચાલુ કરી. દિવસ રાત્રિ એક પછી એક એમ છ વિતાડતાં સાતમે દિવસ ચાયનાના મુખ્ય બંદર હોંગકોંગ નજીક આવી પહોંચ્યા. સમુદ્રના ભયંકર તોફાન તથા વાવાઝોડાને લઇ છ દિવસ પર્યંત હૃદયમાં જીવ હાલક લોલક થતાં ઘણાખરા પેસેન્જરો બેભાન દશામાં ખાધાપીધા વિના પથારીમાં પડયા રહ્યા હતા. પથારીમાં પણ સૂવાય તેમ નહોતું કારણ સમુદ્ર અતિશય ઉછાળા મારતો હોવાથી તેના દારૂણ મોજાની છોળો સ્ટીમરને સખત રીતે અથડાઇ તોપના જેવો પ્રચંડ અવાજ ઉત્પન્ન કરી સ્ટીમરનો પાણી કાપવાનો વેગ અટકાવી દેતી અને અંદર પાણી ઘુસાડી

ભીંજવી દેતી હતી. નાની નાની આગબોટ અને હોડકાઓ તો સમુદ્રના પરોણા–જલશાયી કઇક થઇ ગયા. અમો જે સ્ટીમરમાં હતા તે હેમ્બર્ગ–અમેરિકા લાઇનની ૧૪ હજાર ટનની મોટી સ્ટીમર ગોએબેન હતી, જે છેલ્લી યુરોપની યાદવાસ્થળીમાં ટરકીની મનવાર બનેલી. એ સ્ટીમર પણ પાણીથી ભરાઇ મોજાના મારથી ખોખરી થઇ ડસ્કા ખાતી હતી; પરંતુ ચાલાક કમાને વખત વિચારી અતિ સાવધાનીથી ચલાવી વાયરલેસ ટેલીગ્રાફની સહાયથી સંદેશો મોકલી બીજી સહાયક સ્ટીમર મંગાવી લીધી હતી જેથી અમો ડૂબવાની આફતમાંથી બચી ગયા.

હોંગકોંગ શહેર સ્ટીમરપરથી જોતાં અત્યંત રમણીય લાગે છે. શહેર પહાડપર વસેલું હોઇ તેની હરિયાળી ભૂમિ તથા સુંદર બાંધણીના મકાન મનોરમ જણાય છે. કિનારામાં પણ અનેક આગબોટ, વહાણ, હોડકા સારો દેખાવ આપે છે. શહેરની બે ત્રણ મુખ્ય બજારોના રસ્તા પહોળા, ભપકાદાર દુકાનો તથા રંગબેરંગી લોકો નજરે પડે છે. શહેર પહાડ ઉપર વસેલું હોઇ ઘણું ઉંચાણ નીચાણ એક રસ્તેથી બીજા રસ્તે જવામાં ચડવું ઉતરવું પડે છે. હોંગકોંગમાં ચીના લોકની વસ્તી તેના દેશનું મુખ્ય દ્વાર છે એટલે વિશાળ સંખ્યામાં હોયજ પણ ગોરાઓ તથા જાપાનીઓય પુષ્કળ છે. આપણા દેશના મુલતાની પારસીની પણ ચાર પાંચ દુકાન છે.

ચીના લોકો કામ કરવામાં એક્કા છે. એ મહેનતુ લોકોની સ્ત્રીઓ પણ તેટલીજ ઉદ્યોગ પરાયણ રહે છે. સ્ત્રીઓ પીઠ પાછળ છોકરૂં રાખી કામ કર્યાજ કરતી હોય છે. ખાનપાનમાં તથા

ચારિત્રમાં ચીના લોકો બહુ કનિષ્ઠ દરજ્જાના ગણાય. બુદ્ધધર્મ પાળે છે છતાં તેઓ ક્રુરતા હિંસા અને મૂર્તિપૂજાના આબેહુબ નમુના છે. હોંગકોંગથી કેનલમાં તથા રેલમાં ચીનની રાજધાની પેકીંગ જવાય છે. અહીં ભાષા ચીની જે લખવામાં જાપાનીઝ જેવી પણ બોલવામાં તદ્દન નિરાળી "ચેંગચુંગ ચીંગ ચાંગ" એવા નાકમાંથી ઉચ્ચાર કરવાવાળી કઠિનમાં કઠિન છે. ચીનના લોકો વ્યસની તથા વ્યવસ્થા રહિત છે તેથીજ ભારત કરતા પણ ચીનની પ્રજા અધિક સંખ્યામાં એટલે ૪૮ કરોડની હોવા છતાં હોંગ કોંગ શેંગાઇ જેવા નાકાના બંદર જે ચીનની કિલ્લારૂપ ચોકીઓ છે છે તે પણ યુરોપીઅનો હાથ કરી બેઠા છે; એટલુંજન હિ પણ ગોરાઓ ચીનના વેપાર રોજગાર તથા આંતરિક રાજકીય ખટપટમાં પણ ડખલગીરી કરી લાભ ઉઠાવી પ્રગતિ રોકે છે તોપણ ચીનાઓને ગણુગણુી બેસી રહેવું પડે છે. લોકોએ આગેવાન દેશભક્તની પ્રેરણાથી રાજાને ઉઠાડી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે ખરૂં છતાં અંદરની અશાન્તિ હજુ શમી નથી, કિંવા પ્રજાહિતના કાર્યોને ગતિ મળી નથી. યુરોપીઓના અતિ આવરા જાવરાથી અહીંના લોકો ભાંગ્યું તૂટયું અંગ્રેજી સમજી લે છે તેમ બોલી પણ શકે છે. ચલણ ડોલરનું ચાલે છે. જેની કિંમત રૂ. ૧।– છે. પરદેશી મુસાફરો સોના તથા ચાંદીનું ગમે તે દેશનું નાણું એકસચેંઇજવાળા વેપારીઓ જેઓ સ્ટીમરપર તથા શહેરમાં જગ્યા જગ્યાપર પૂછતાં ફરે છે તેની પાસે વટાવી શકે છે. મુસાફરે નોટ ન રાખતાં સોનાના સિક્કા જે ચલણ અંગ્રેજ સરકારે હિંદમાં કમી કરી નાંખ્યું છે તે ગીની પાઉન્ડ તથા જુજજાજ ચાંદીના સિક્કા પણ સાથે રાખવા.

હોંગકોંગમાં સ્ટીમર બે દિવસ રોકાણી ત્યાંસૂધી સહેલ કરી ત્રીજે દિવસ સ્ટીમર ઉપડતાં નિયમિત સમયે સ્ટીમરપર હાજર થઇ ગયા. બે દિવસ રાત્રિ પ્રવાસ કરતાં શેંગાઇ આવી પહોંચ્યા. અહીં ઠંડી પારાવાર જણાઇ. ગરમ સુટ ઉપર અવરકોટ પહેરવા છતાં હાથપગ કુઠા બની જતા હતા અને કાન બહેરા જેવા થઇ ગયા હતા. મુલતાની ગૃહસ્થો સાથે કિનારે ઉતરી શહેરમાં ગયા પણ જતાંજ એક સ્રીના સાત માલિક જેવી દશા અનુભવી. ચીન સરકારની નબળાઇના પરિણામે શેંગાઇ શહેર જાપાન, અંગ્રેજ, અમેરિકા, ફ્રેંચ, જરમન, ચીન એમ છ સાત રાજ્યોના અધિકારમાં વહેંચાયલું છે. કસ્ટમ, પોસ્ટ, સિક્કા વગેરે પણ દરેકનું નિરનિરાળું છે. આ ગીધોની ઝડપા ઝડપીથી વસ્તીને બહુ ત્રાસ વેઠવો પડે છે. શહેર ઘણા વિસ્તારમાં વસેલું છે. વેપાર પણ બહોળો હોઇ દરેક દેશના વેપારીઓ મોટી મોટી શોપો નાંખી પડેલા છે. હિંદુ-સ્થાનનું કોઇકજ કસવાળું ગામ જેમ મારવાડી વિના ખાલી હોય છે તેમ આપણા દેશના મુલતાની લોક પણ દુનિયાના ઘણા ખરા કમાણી આપનારા શહેરોમાં પ્રસરેલા જોવામાં આવે છે. અહીં બે ત્રણ મુલતાની દુકાનદારો છે જેઓ ચીની રેશમ તથા વાસણ હિંદ મોકલાવી હિંદી બનાવટ રૂ, સુતર ત્યાં વેચે છે. આ લોકો પોતાને હિંદુ કહેવરાવે છે છતાં તેમને દારૂ માંસ ખાવાપીવામાં જરાપણ છિટછાટ નથી. ચીના લોકોનું વાહન રીક્ષા છે. એ રીક્ષા નાનકડી વિકટોરીઆ ગાડી જેવી જેમાં એક માણસ બેસી આવજા કરી શકે છે. ખેંચનાર માણસ ઘોડાની માફક દોડતો ખેંચી જઇ સપાટામાં જયાં જવું હોય ત્યાં પહોંચાડી દે છે.

## જાપાન.

### ૧૨

નાના નાજુક છતાં પરાક્રમ કરી કીર્તિથી લોકોના મોઢે વખણાતા જે દેશમાં જવા માટે પ્રથમ અભ્યાસ છોડી રાજકોટથી નીકળવાનું બન્યું હતું તે ઉન્નતિગામી જાપાન દેશના કોબે શહેરમાં શેંગાઇ, શેંથાઉ થઇ પાંચમે દિવસ આવી પહોંચ્યા. જાપાન વિષે જેટલી પ્રશંસા હિંદમાં બેઠા સાંભળી હતી તે આજે કોબેમાં પગ મૂકતાં પ્રત્યક્ષ અનુભવી. સ્ટીમરમાંથી ઉતરી શહેરના ગલ્લી મહોલ્લા ઘર દુકાનો પુરૂષ છોકરાં સ્ત્રી આતુરતાથી જોતાં જોતાં નયનને તૃપ્તિ થતી નહોતી. ઘરો બેઠા ઘાટના એકથી બે માળના, મોટે ભાગે લાકડાના બનાવેલા, કુશળ ચિત્રકાર કારીગરની માફક રંગીન કાગળથીસજેલા, સ્વચ્છ, વ્યવસ્થાસર વસ્તુ ગોઠવેલા જોવામાંઆવ્યા. દુકાનો પણ તેવીજ છતાં ખુબી એ કે હિંદની માફક પરદેશી નહિ પણ સ્વદેશી—જાપાનની બનાવેલી વસ્તુઓથીજ તેમાં વસેલી દેખાણી. માણસઠીંગણા છતાં શરીરે કસાયલા મજબૂત બાંધાના, ઉદ્યોગી, પીતવર્ણી, ચીના જેવા ચપટા નાકના, સ્વચ્છ, નમ્ર અને વિનયી દેખાયા. સ્ત્રીઓ પણ પુરૂષોના જેવી જ વાંસે છોકરૂં બાંધી કામ કરનારી મહેનતુ દેખાણી. લોકોને પરસ્પરમાં પ્રેમ, રાજા પ્રત્યે અપૂર્વ પૂજ્યભાવ, રાજાને પ્રજા પ્રત્યે છોરૂ ભાવ જોતાં હિંદુસ્થાનનો પૂર્વકાળ —ભગવાન શ્રી રામચંદ્રજીનો સમય યાદ આવ્યો અને થોડી ક્ષણ બાદ અત્યારનો રાક્ષસી કાળ પણ સાંભરી આવ્યો એટલે અત્યંત સંતાપ થયો. અરે ! શું હિંદને પૂર્વની સ્થિતિ અર્થાત્ આ જાપાન અનુભવે છે તેવી પણ ઉન્નત સ્થિતિ પ્રાપ્ત નહિ થાય ! આવા આવા

સંજોગને અનુસરતા વિચારો ઉદ્ભવતા હતા. બે દિવસ કોબેમાં રહી જાપાનના મુખ્ય બંદર યોકોહામા શહેર તરફ પ્રયાણ કર્યું.

યોકોહામામાં મારે બે માસ રહેવાનું બન્યું તેથી યોકોહામા અને તેનાથી દૂર ૨૦ માઇલ વસેલું જાપાનની રાજધાનીનું શહેર ટોકયો વિગેરે અવલોકવાની ઉમદી તક મળી. કોબેથી યોકોહામા, ૨૪ કલાકે રેલવે અથવા સ્ટીમર રસ્તે જેમાં અનુકૂળતા આવે તેમાં મુસાફરી કરી પહોંચાય છે. યોકોહામામાં જાપાનમાં બનતી વસ્તુઓના વેપારીઓ મોટી મોટી પેઢીઓ બેંકો ખોલી રહ્યા છે. યુરોપીઅન અમેરીકન અને ચાઇનીઝોની તથા આપણા દેશીઓની પણ આશરે ૪૦ પેઢી છે. જાપાનમાં ખાસ કરી મુખ્ય ઉદ્યોગ રેશમી કાપડનો છે. બાકી રમકડા, કટલેરી, હોઝાયરી–ચાકુ છરી ગંજી-ફરાક, મોજા, ચીમની ગ્લાસ, દીવાસળાઇ, કપુર, મોરથુથુ, રંગ બેરંગી કાગળ, માટીના પ્યાલા રકાબી પણ મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. તેઓ હિંદથી ફકત કાચું રૂ સુતર આયાત કરે છે. યોકોહામાની પ્રવૃત્તિ વેપારમાં વિશેષ છે, કોબેની નિકાશમાં, ઓસાકાની વસ્તુ બનાવવામાં અને ટોકયોની એ બધાઓને ઉત્તેજન આપવામાં ખાસ કાળજી છે. પૃથ્વીપરના મુખ્ય શહેરમાં પ્રથમ લંડન, બીજું ન્યુયોર્ક, ત્રીજું પેરીસ, ચોથું બરલીન અને પાંચમાં નંબરમાં ટોકયો આવે છે. ટોકીઓ શહેર અતિ વિસ્તારવાળી જગ્યામાં પથરાયું છે. તેમાં વીશ લાખની વસ્તી છે. દરેક પ્રકારની વિદ્યા શીખવાની કોલેજ–યુનિવર્સિટીઓ પણ અહીં છે. પ્રજાવત્સલ પ્રતાપી રાજા મિકાડોની રાજધાની–પાર્લામેંટ પણ ટોકયોમાં છે. જાપાને યુરોપના સુધારાપર મોહિત થઇ હમણા હમણા પોતાની સાદી

સાત્વિક ટકાઉ માનભરી રીતભાત, ખોરાક પોષાક ભાષાદિ છોડી યુરોપીય ગ્રહણ કરવા માંડયા છે. કોલેજોમાં અંગ્રેજી વિશેષ ચાલતું હોવાથી આપણા દેશના બંગાળી દક્ષિણી વિદ્યાર્થીઓ પણ પંદર સત્તર રહે છે જેમાંના ઘણાખરા સાધને તંગ તથા સદાચારહીન દેખાયા. જાપાની રહેણી કરણી બહુ સસ્તી છે. પોષાકમાં તેઓ એક સાદો લાંબો ઝભો (સ્ત્રી પુરૂષ બન્ને) અંગપર નાંખી કેડે ભેટ બાંધી દે છે. ખોરાકમાં ચોખા અને મુળાની ભાજી મુખ્યત્વે ખાય છે પણ હવે યુરોપીઅનોની દેખાદેખીથી ઘણા જાપાનીઓએ સ્વભાષા છોડી અંગ્રેજીમાં બોલવાનું, સાદા ઝભાનું પહેરવું છોડી કોટ પાટલુન હેટ ઘાલવાનું શરૂ કરી દીધું છે. તેમ ખોરાકમાં પણ માંસ દારૂનો ઉપયોગ કરવા માંડયો છે.

જાપાન દેશમાં ચાર કરોડ માણસની વસ્તી છે. લોકોને આવક કમ છે તેમ ખર્ચ પણ કમી છે. ત્યાંનો પુરૂષ રોજના ઓછામાં ઓછા ચાર આના અને સ્ત્રી ત્રણ આના એટલે કે મહિનામાં પાંચ સાત રૂપિયા કમાય તો ગુજારો કરી શકે છે. આપણા લોકો પણ મહિને ૩૦ થી ૪૦ રૂપિયામાં સુખેથી રહી શકે છે. જાપાનીઓ ઘણા સ્વચ્છ રહે છે. ડીસેમ્બરથી માર્ચ સૂધી અહીં સખ્ત ઠંડી રહે છે, બરફ પણ પડે છે છતાં તેઓ દિવસમાં એક બે વખત ગરમ પાણીના ટબમાં નહાય છે. ઝરા શિક્ષણ ફરજીઆત હોવાથી મજુર સુદ્ધાં ભણેલા હોય છે. નિત્ય સવારે ઝાડુવાળો પણ એક પૈસાનું ન્યુસપેપર લઇ વાંચતો હોય છે. બુદ્ધિમાન્ પ્રજાવત્સલ રાજાએ પ્રજાને શિક્ષણ આપવામાં લોકોની અંગશક્તિ અને માનસિક બળ ખીલવવાપર ખાસ ધ્યાન આપ્યું છે. ૧૮ વર્ષ

સૂધી છોકરો તમાકુ બીડી જેમ આપણા દેશના ગમાર માબાપો ની પેઠે તેના ગમાર સંતાનો ફુંકે છે તેમ ત્યાં ફુંકી શકતો નથી. ગરીબ હોય કે રાજા હોય તોપણ તેના છોકરાએ ૧૮ થી ૨૧ વર્ષ સૂધી ફરજીઆત લશ્કરી તાલીમ લેવીજ જોઇએ અને તે તાલીમ લીધેલો યુવક સ્વદેશ રક્ષણના પ્રસંગે વોલન્ટીઅર તરીકે દેશસેવા કરવા બંધાયલો રહે છે. દેશમાં ઉપયોગી હુન્નર ઉદ્યોગ ન હોય અથવા જેને નવીન હુન્નર શીખવા યુરોપ અમેરિકા જવું હોય તેને રાજા, સરકારી ખર્ચે ગોઠવણ કરી આપી મોકલાવે છે. બી. એ. એમ. એ. ના અભ્યાસથી અર્ધ આંધળા, કંગાલ શરીર તથા નાસ્તિક બુદ્ધિવાળા ઠુંઠ મિજાસી આપણા દેશની સ્કૂલ કોલેજોરૂપી કારખાનાઓ જેમ પેદા કરે છે તેમ જાપાનમાં નથી; પણ ત્યાં વિવેકી શાંત પરગજુ તથા શરીરે પચીશ મિનિટમાં ૧૧ માઇલનો પહાડ ચડી ઉતરી શકે તેવા સશક્ત બનાવે છે. જાપાનમાં આવા પ્રકારની ઉપયોગી વિદ્યાથી વિભૂષિત એવા યુવાનોને પોલીસનું કામ સોંપવામાં આવે છે. જાપાનની પોલીસ બહુજ માયાળુ અને દયાળુ છે. જાપાનીઓ પેટમાં ઘરી મતલબ સાધી લેવાવાળા છે તેમ અનુકરણ કરવામાં પણ એક્કા છે. આ લોકો ધર્મ બુદ્ધનો પાળે છે પણ તે ફક્ત નામનોજ. બરમાંથી લઇ સીઆમ લંકા ચીન જાપાન આદિ પોતાને બુદ્ધિસ્ટ કહેવરાવે છે પણ કોઇ તેના સિદ્ધાંતનું પાલન કરતુંજ નથી. જાપાનના મકાન લાકડાના હોવાથી તેમાં વારંવાર આગ સળગી ઉઠે છે. ઓલવવાના સાધન પુષ્કળ છે છતાં કોઇ દિવસ કોરો, આગ લાગ્યા વિના ભાગ્યેજ જાય છે. લાકડાના

મકાન રાખવાનું કારણ જવાળામૂખી અને ધરતીકંપને લઇ પાકા પત્થરના બાંધવાથી ટકી શકતા નથી અને તે તૂટી પડતા ડટાઇ મરવાની ધાસ્તી રહે છે તેથી લોકો બનાવતા નથી; તોપણ હમણા બેંકો તથા ઓફીસવાળાઓ બાંધી રહ્યા છે. વળી જાપાનના જંગલોમાં લાકડા બહુ નિપજતા હોવાથી સસ્તા પણ મળે છે એટલે તે વપરાતા જાપાનનું દ્રવ્ય જાપાનમાંજ રહે છે. જાપાનીઝો મોંઘુ મૂલ્ય ખર્ચીને પણ સ્વદેશીજ ખરીદે છે. પરદેશીઓ હરીફાઇ કરી ન શકે તેટલા સારૂ રાજાએ પણ ભારેમાં ભારે જગાત આયાત માલ ઉપર નાંખી છે. કોઇ કોઇ માલપર તો ૮૦ થી ૧૦૦ ટકા અને તેથી પણ સીગારેટ તમાકુપર વધારે છે, જયારે અંગ્રેજ સરકારે હિંદના વેપાર વાણિજય ને તોડવા બારે બાર મોકળા રાખી ફ્રી ટ્રેઇડ પોલીસી સ્વીકારી છે. અરે ? પરદેશીઓને હિંદના ભોગે ઉત્તેજન આપવા માટે ઉલટી દેશી માલપર એકસાઇઝ ડયુટી લાદી છે.

જાપાન દેશ પહાડી છે. જંગલ પર્વત વિશેષ હોવાથી તે ઘણો રમણીય લાગે છે. તેની હરિયાળી વાંકીચૂકી ખાડીવાળી ભૂમિ આંખને આનંદ આપે છે. જાપાનની ખાડી નાના નાના પહાડોની વચ્ચે છે. રૂશિયા જેવું મહાન્ રાજય કે જેને લડવાની વિપુલ સાધન સામગ્રી તથા રાક્ષસો જેવું બળવાન લશ્કર હતું છતાં પરાસ્ત થવું પડયું તેનું કારણ જાપાનની સમયસૂચકતા, દેશપ્રેમ, અણીને વખતે દેશહિતાર્થે બલિદાન લેવા આપવાની તત્પરતા અને આટી ઘુંટીવાળી ખાડીજ છે; નહિતર રશિયન રાક્ષસો જાપાનીઝ મચ્છરોને ક્ષણમાત્રમાં ચોળી નાખવાનો સંકલ્પ કરી યુદ્ધે ચડયા

હતા. અત્યંત આફતના સમયે જ્યારે રાજા ૨૫૦૦ માણસને દેશહિતાર્થે ટોરપીડોમાં કેવળ મરવા માટે આમંત્રે છે ત્યારે ખરી દાઝવાળા જાપાની વીરો છરીથી પોતાનું કાંડુ ચીરી લોહી કાઢી તે લોહીવાળી ૨૫૦૦૦ અરજીઓ મોકલી ભોગ દેવા માટે રાજાને આગ્રહ કરી પ્રાર્થના કરે છે, એવા સ્વદેશપ્રેમી પ્રજાનું માન–સ્વતંત્રતા શી રીતે ખંડિત થાય ?

જાપાનમાં ચલણ યનનું છે. એક યનના સો સેન્ટ (પૈસા) મળે છે. યનની કિંમત રૂ. ૧॥ ગણાય. સીંગાપુરથી યોકોહામા ૨૧ દિવસે પહોંચાય છે અને સેકન્ડ કલાસ ફી રૂ. ૨૨૫ અને થર્ડ કલાસ રૂ. ૬૦ પડે છે. જાપાનીઝ વસ્તુ સસ્તી તથા મોહક ખરી પરંતુ વાપરવામાં તકલાદી હોઇ જલદી રદ્ થઇ જાય છે. શરૂઆત કરનારની હમેશાં આવી નબળી દશાજ હોય છે. ઘડાતા ઘડાતા ક્રમે ક્રમે પ્રવીણ–સર્વોત્કૃષ્ટ બની બનાવી શકાય છે. જાપાન દેશની ઉત્ક્રાન્તિ પ્રત્યક્ષ જોવા અનુભવવાથી એમ સિદ્ધ થાય છે કે પરમકૃપાળુ પરમેશ્વરને ત્યાં લવલેશ પક્ષ-પાત કાળાગોરા, ગરીબ શ્રીમંત કે નાના મોટાનો નથી. જે શ્રદ્ધા રાખી ખંતથી પ્રમાણીક બુદ્ધિએ ઉચ્ચ મનોરથ રાખી પ્રયત્ન કરે છે તો તે ૪૦ વર્ષ પહેલાનું છિન્નભિન્ન દરિદ્ર જાપાન જેમ ટૂંક વખત-માં તરતું થયું તેમ અવશ્ય યશ મેળવી શકે છે. જાપાન પોતાની પૂર્વાવસ્થાનું સ્મરણ કરાવતું જગતને કેમ જાણે શિખવતું હોય કે મનુષ્ય ધારે તે પ્રભુકૃપાથી કરવા શક્તિમાન છે. પુરૂષાર્થ આગળ પ્રારબ્ધ દાસત્વ ભોગવે છે, એવો આદર્શ દર્શાવવા મનવારો–લડાયક આગબોટો તથા લશ્કરની મોટા પાયાપર સર્વોપરી થવા તૈયારી કરી રહ્યું છે. આત્મ રક્ષણને માટે, યુરોપ અમેરિકાના એક એક

રાજ્ય સામે યુદ્ધમાં ટક્કર ઝીલવા માટે કે આસપાસના દેશપર હલ્લો લઇ જઇ સામ્રાજ્ય વિસ્તારવા માટે તેમ થતું હોય એવી અમારી આગાહી આપે છે. જાપાનીઓ બુદ્ધ દેવના અનુયાયી હોવાથી બુદ્ધ હિંદમાં જન્મેલ છે માટે તેના ભાઇ ભારતીઓને જાપાનીઓ પ્રથમ માનની દૃષ્ટિથી જોતાં પણ હમણા હમણા યુરોપીઓની સોબતથી સંકીર્ણ મતના તથા ધર્મ વિમુખ થયા જણાય છે; કારણ તેઓ હિંદી વિદ્યાર્થીઓને પાંચ સાત વર્ષ અગાઉ પ્રેમ પૂર્વક દાખલ કરી શિખવતા તે હવે આનાકાની ને અડચણો ઉભી કરી મૂળ વિષય તો ભાગ્યેજ બતાવે છે. ધર્મના બંધન ઢીલા હોય અર્થાત જ્યાં શુષ્ક જડવાદ–આત્માએ દેહનું અને દેહે આત્માનું સ્થાન લીધું હોય ત્યાં શુદ્ધ ચારિત્ર ન હોય એ સ્વાભાવિક છે. ઠંડા પ્રદેશમાં જાન્યુવારી ફેબ્રુવારી માસમાં મેંદાના લોટની માફક આકાશમાંથી ઝરમર ઝરમર બરફ વર્ષી રહ્યો હોય છે તેમ તે સાથે કવચિત્ વરસાદ પણ પડે છે. માણસના શરીર તથા રસ્તા બરફથી શ્વેત સ્ફટિક જેવા રમણીય આંખને અત્યંત આનંદ આપે છે. ઠંડીનો બચાવ કરવા લોકો ગરમ કપડા પહેરવા ઉપરાંત ઘરમાં, દુકાનમાં તથા ઓફીસમાં મકાન બંધાતી વખતે ભીંતમાં સ્ટોવ–ચુલો ગોઠવી દે છે જેમાં કોલસા બાળી ટાઢ દૂર કરે છે. અહીં આટલી ઠંડી છતાં હિંદના એદી માણસોની માફક જાપાનીઓ હુટીઆ વાળી ઘરમાં બેસી રહેતા નથી પણ સ્ત્રી પુરૂષો ખુલ્લી જગ્યામાં ખુબ તન મનથી કામ કરે છે. ચીના જાપાનીઓની ખોરાક ખાવાની રીત બહુ વિચિત્ર છે. વેંતવેંત જેવડી બે સળીઓને આંગળીઓમાં ભરાવી ઝપાટાબંધ તેવડે ચોખા ખાય છે.

યોકોહામામાં આપણા દેશી ભાઇઓની ૪૦ પેઢી છે તેમાં એક બે ભાટીયા પારસી સિવાય બાકીના મુલતાની વેપારીઓ છે. મુલતાની લોકો બહુ સહનશીલ અને સાહસિક દેખાયા. જો કે તેઓ ભણ્યા ગણ્યા બહુ ઓછું હોય છે તો પણ પોતાનું કામ હિંમતથી કરી લે છે. માંસ મદ્યનો આહાર તથા ગમનાગમનમાં તેમનામાંના ઘણાયને જરાય સંકોચ રહ્યો નથી. હિંદથી તેઓ દૂર હોવાને લઇ દેશીઓ પ્રત્યે સારી લાગણી રાખે છે. હિંદીઓની એક કલબ પણ છે જયાં સાંજે ઘણાખરા એકત્ર થઇ બીલીઅર્ડ, ટેબલપર લાકડી વતી દડાની ઠેલાઠેલ–આંટાઆંટ ખેલે છે. રંગુનમાંના એક સજ્જન મિત્ર ભાઇશ્રી ગોકુલદાસની ભળામણથી યોકોહામામાં રહેતા શેઠ કલ્યાચંદ ભુલચંદની કું. ના ભાગીદારોએ તથા મી. શેઠનાએ તથા ભાઇ વલભદાસે અમારી સારી રીતે સરભરા કરી અનુકૂળતા કરી આપી હતી એ ઉપકારનું વિસ્મરણ થઇ શકે તેમ નથી.

---

## જાતિય પક્ષપાત
### કિંવા
## પરાધીન હિંદીઓનો તિરસ્કાર.

### ૧૩

જેનું માન ઘરમાં નહિ તેનું બહાર તો કયાંથીજ હોય? જે પુત્ર ભાઇ કે માતા પિતા સ્ત્રી ઘરના અગ્રેસર માણસથી જગ જાહેર રીતે તિરસ્કાર પામ્યા હોય તેનું બીજા નજરે જોનાર કે

કાને સાંભળનાર અપમાન કરે એ સ્વાભાવિક નિયમ છે. હિંદ વડે અંગ્રેજ સરકારનું સર્વસ્વ નભતું-પોષણ પામતું હોઈ તેણે કૃતજ્ઞ બુદ્ધિથી હિંદીઓનો ઉપકાર માની હિંદીઓને સંતુષ્ટ રાખવા જોઇએ; પરંતુ શ્રીભગાવનના કહેવા પ્રમાણે જેની બુદ્ધિ કામ-અતિ સ્વાર્થથી દુષિત થઈ ગઇ છે તે કામથી ક્રોધને પામે છે, ક્રોધથી સંમોહ, સંમોહથી બુદ્ધિભ્રંશ અને બુદ્ધિભ્રંશથી વિનાશ પામે છે; એ મુજબ અંગ્રેજ સરકાર ખુદ હિંદમાં હિંદીઓને અસંતુષ્ટ રાખી તેના અધિકાર નીચેના કોલોનીઝઃ કેનેડા, ઓસ્ટ્રેલીઆ, ન્યુ ઝીલેન્ડ, ફીજી, સાઉથ આફ્રિકાદિમાં પ્રવેશ કરવાના દ્વારજ હિંદીઓને માટે બંધ કરી દીધા છે એટલે બીજા દેશને પણ "ગરીબકી ઓરત સબકી ભાભી" કરવાનું મન થાય એમાં નવાઇ નહિ. યુનાઇટેડ સ્ટેઇટ્સ ઓફ અમેરિકા વેપાર વાણિજ્ય તથા સમૃદ્ધિમાં ખીલેલું છે અને વિદ્યા હુન્નરકળા શિખવાના તથા મહેનત મજુરી કરવાના ત્યાં બહોળા સાધનો છે માટે પુરૂષાર્થ કરી લાભ લેશું, એવી શુભ નિષ્ઠાથી અનેક જાપાનીઝ ચાઈનીઝ અને હિંદીઓ દર વર્ષ સારી સંખ્યામાં અમેરિકા જવા લાગ્યા. અમેરિકાના કારખાના ખેતરોમાં અમેરિકન મજુર રોજના પાંચ ડોલરથી કામ કરી મોજશોખ ઉડાવે ત્યારે હિંદીઓ તથા ચાઈનીઝ જાપાનીઝો જેઓ ત્યાં એશિયાટીક નામથી ઓળખાય છે તેઓની સાદી રહેણી કરણી હોવાને લઇ ટૂંકા ખર્ચમાં પરવડતું હોવાથી તેઓએ ઓછા ભાવે એટલે નિત્યના ચાર ડોલર-બાર રૂપિયામાં મજુરી કામ કરવા માંડયું. જગતના લોકોની પ્રકૃતિ એવી છે કે તે પ્રથમ પોતાનો લાભ, સુખ, સગવડ પસંદ કરે છે,

તદ્વત્ કારખાનાવાળાઓએ મોંઘા અમેરિકન મજુરોને પડતા મુકી સસ્તા હિંદી જાપાનીઝ મજુરોને કામે રાખવા માંડયાં.

પોતાના દેશમાં પોતાનાજ દેશ ભાઇઓને હાથે પોતાનું અહિત અને પરાયાનો ઉત્કર્ષ થતો જોઈ અમેરિકન મજુરો સાંખી નં શકયા. અર્થાત્ દ્વેષાગ્નિથી પ્રજ્વલિત થઈ ઉઠયા. એકદમ મજુર સંઘની સભાઓ મળી અને દેશ વ્યાપી હડતાલ પડી. હડતાલથી ઘણાખરા કારખાના અટકયા એટલે સરકારી કમીશન તપાસ કરવા નિમાણું. કમીશનરોએ અભિપ્રાય આપ્યો કે એશિયાટીક મજુરોના આગમનથી તેઓએ સસ્તા દરે કામ કરવાને લીધે અમેરિકન મજુરોને અસંતોષ મળ્યો છે માટે તેઓને માટે કાંઈક પ્રતિબંધ મૂકવો જોઇએ. પ્રથમ તો કારખાનાવાળાઓએ ૮૦ ટકા અમેરિકન મજુર ફરજીઆત રાખવા, અને પછી મરજીમાં આવે તો ૨૦ ટકામાંથી એશિયાટીક મજુરોને કામે લગાડે. આવેલાને પાછા કાઢી તો ન શકાય, પણ નવા આવનાર લગભગ તમામ મજુરીના હેતુથી આવે છે, તેમને અટકાવવા માટે "ઇમીગ્રેશન લૉ" ઘડવો; જેથી અનેક અડચણોને લઇ એશિયાટીકોનું આવવું એકદમ અટકી નહિ જાય તો પણ ઘણું ઓછું તો થઈ જશે, એવો ઠરાવ થયો.

ઉક્ત ભલામણનો દેશમાં સર્વત્ર સ્વીકાર થયો અને ઇમીગ્રેશન લૉ અસ્તિત્વમાં આવ્યો. કાયદાની બજાવણી થતાં જાપાનીઝ ચાઇનાઝ સરકાર સ્વતંત્ર હોઈ જાતિ માનભંગથી છંછેડાઇ ઉઠી અને તેણે તેના પ્રતિઉત્તર તેવાજ કાયદા અમેરિકનોને માટે પોતાના દેશમાં ઘડવાની ધમકી આપી. આથી might is

right અર્થાત્ બળીયાના બે ભાગ પ્રમાણે અમેરિકનોએ જાપાનીઓને માટે પ્રતિબંધ ઢીલો કરી દીધો; પરંતુ પરાધીન હીનબળ હિંદીઓનું કોણ ઉપરાણું લે ! જો ધારે તો ઉપરાણું અંગ્રેજ સરકાર લઇ શકે પણ તેણે તો પોતાના તાબાનાજ કોલોનીઓમાં હિંદીઓને નાલાયક ઠરાવી અટકાયત કરી મૂકી બીજાઓને પોતાના અવિચારી પગલે ચાલવાનો દાખલો પૂરો પાડયો છે એટલે તે તો આવા અમેરિકાના ઇમીગ્રેશન લોથી ખુશજ થાય એમાં નવાઇ શી ?

હિંદીઓ અમેરિકામાં સ્વાશ્રયે કષ્ટ વેઠી ધન કમાતા, વિદ્યા હુન્નર શિખતા, અમેરિકનોનું જોઈ પોતાનું સ્વમાન જળવાય એવું માતૃભૂમિની સેવા કરવાનું વ્રત લઇ આવતા. વળી એક સારો બીજા દેશને સુધારે એ બધુંય અંગ્રેજોને ખકટતુંજ હોય તો બનવા જોગ છે. તાત્પર્ય કે હિંદીઓનું કોઇ માન-હક્ક રક્ષણ કરનાર ન હોવાથી ઈમીગ્રેશન લોના ભોગ બહુધા હિંદીઓજ બનવા લાગ્યા; આ ભોગમાં મારો પણ જાપાનથી અમેરિકા જતાં ભોગ લેવાયો.

ઇમીગ્રેશન ઓથોરિટીની સખ્તાઇ વિશે મને ખબર પડી ગઇ હતી એટલે એક હિંદી ભાઇ મી. શેઠનાને સાથે લઇ ત્રણ ચાર સ્ટીમશીપ કું.: ટોયો કીશન કઇશ્ય, નીપોન યુશેન કઇશ્ય, પેસીફીક સ્ટીમશીપ કું. વગેરેમાંથી ટોયો કીશનની સ્ટીમરની સેકન્ડ કલાસની ટિકીટ ૨૨ પાઉન્ડ આપી કઢાવી લીધી. ટિકીટ કઢાવતી વખતે સ્ટીમર કું. વાળાએ શરીરનું માપ લીધું, આંખો જોઇ, પાસે વીશ પાઉન્ડ ઉપર પૈસા છે એમ ખાત્રી કરી પછી લાંબુ અનેક કોલમવાળું ફોર્મ ભરાવી ટિકીટ ઇશ્યુ કરી. જાપાન-યોકોહામા

પહોંચ્યા પછી છ દિવસ જાપાનના મુખ્ય સ્થળો ઉપર ઉપરથી જોઇ સ્ટીમર તૈયાર થતાં સાતમે દિવસ સ્ટીમરમાં જઇ બેઠા. ઇ. લો. ઓથોરિટીનો ડાકટર સ્ટીમર પર આવી પેસેન્જરોને તપાસતો ફરતો હતો. તેની મારાપર દૃષ્ટિ પડી એટલે તેણે વાતચીત કર્યા પછી ટિકીટ જોઇ મારી આંખ તપાસી. બસ થયું! આંખની પાપણ નીચે સફેદાઈ છે તે ટ્રાકોમાનું દર્દ તમને છે, તે ટ્રાકોમા ચેપી હોવાથી જયાં સૂધી તમે તેમાંથી મુક્ત ન થાવ ત્યાં સૂધી અમેરિકા ઉતરી શકશો નહિ એમ કહી તેણે મને સ્ટીમર છોડવા કહ્યું. અત્યંત ખેદ, નિરાશા ક્રોધ અને આશ્ચર્ય વચ્ચે સ્ટીમરમાંથી કિનારે ઉતર્યો અને જોતજોતામાં તો તે સ્ટીમર બંદરનો કિનારો છોડી પૃથ્વીપરના દરિયામાં સૌથી મોટા અને શાંત ગંભીર પેસી-ફીક મહાસાગરમાં પ્રવેશ કરી આગળ વધી.

---

## ચિંતા, વેદના, નિશ્ચય અને સાહસ.

### ૧૪

દુઃખિત હૃદયે સામાન લઇ પાછો ઉતારે આવ્યો. જેણે જેણે આ હકીકત સાંભળી તે તમમે હિંદી હૃદય હોવાથી દુઃખ પ્રદર્શિત કરી આશ્વાસન આપ્યું. ઘરબાર દેશ ધંધો છોડી અનેક વિટંબના સહન કરતા કરત અહીં સૂધી પહોંચ્યો અને હવે અમેરિકા સીધે સીધું કે વાયા હોનોલુલુ થઇ જતાં ફક્ત સોળ દિવસને રસ્તે રહ્યું, જવાની ટિકીટ લીધી છતાં સ્ટીમર પરથી ઉતાર્યો તો હવે અહીં શું કરવું? પાછું તો ઇન્ડિયા જવું એ મરવા

કરતા અધિક શરમીંદુ છે. તેણે ટ્રાંકોમાના દર્દનું નામ લીધું છે તો કુશળ ડૉકટરને બતાવી આંખો સુધરાવી અને પછી અમેરિકા જવું પણ તેમ છતાંય નહિ જવા દે તો શું કરવું ! આવી આવી અનેક ચિંતા, ખાવા પીવાની અગવડ સાથે થવા લાગી. કુશળ ડૉકટર વિશે પૂછપરછ કરતાં યેકોહામાની મુખ્ય હોસ્પીટાલના ડૉકટરને બતાવવાની સલાહ મળતાં ડૉકટર સાહેબને મળી આંખો બતાવી. ડૉકટરે આંખ તપાસવાના સાધન લઇ તેના સહાયક ડૉકટરો સાથે પા કલાક આંખો તપાસી ઓપરેશન કરવાની જરૂર જણાવી. ડૉકટર સાહેબને તેમ કરવાની પરવાનગી આપી. એક પછી બીજી એમ બન્ને આંખોનું ઓપરેશન કરાવી સૂરદાસ બન્યા.

હજુ આંખોની વેદના ચાલુજ છે ત્યાં ડાબા પગના મૂળમાં ગુમડાની વ્યાધી વધી. ગુમડું દડા જેવડું થઈ અત્યંત પીડા કરવા લાગ્યું ઝટ ઓપરેશન થાય તો આરામ મળે એમ માની ડૉકટરની ના છતાં કાચું કપાવ્યું. ઓપરેશન થતી વખતના દુઃખનું શું પૂછવું ! એવું જીવલેણ દુઃખ પ્રભુ કોઇને ન દેખાડે. આંખો અને ગુમડાના ઓપરેશન એકાદ મહિનામાં નહિ જેવા રૂઝાયા એટલે વળી સ્ટીમરમાં જવા માટે કોશિષ કરી. આ વખતે પણ તેણે તેનું તે ટ્રાંકોમાંનું કારણ આપ્યું એટલે ફરીથી આંખો કપાવી. રૂઝ વળતાં પાછી ટિકીટ લઇ અમેરિકા જવા કોશિષ કરી. વારંવાર પૂછવામાં આવતું કે તમો ત્યાં જઇ શું કરશો ! તેને જે પ્રકારે સંતોષ મળે તે રીતે હું જવાબ આપતો કે મુસાફરી કરીશું, વેપારી છીએ એટલે પરવડશે તો વેપાર પણ કરીશું

કિંવા અમારા દેશને ઉપયોગી એવા હુન્નર ઉદ્યોગ શિખવા જેવા લાગશે તો સાથેના પૈસાનો ઉપયોગ કરી શીખીશું. આમ છતાં પણ જવાની મંજુરી ન મળી એટલે ખેદનો પાર ન રહ્યો.

હિંદીભાઇઓ કે જેની સાથે બે માસ સૂધી પરિચય થતાં સ્નેહ બંધાયો હતો–તેઓની સલાહ લીધી કે મારે તો "**कार्यं साधयामि वा देहं पातयामि**" જેવો નિશ્ચય છે. ગમે તેટલું દુઃખ મુશીબત હજુ પણ વેઠવી પડશે તોય તે સહન કરવા તૈયાર છું; પણ અમેરિકા જવું છે એ નિશ્ચિત છે માટે અન્ય કોઇ રસ્તો બતાવો. પારસી ગૃહસ્થ મી. શેઠના ભણેલા હોઈ દેશ વિદેશની રીતભાતથી થોડા ઘણા વાકેફ હતા તેમણે કહ્યું; તમો લંડન વિલાયત થઇને જાઓ તો સુખેથી–વિના અટકાયત ન્યુયોર્ક અમેરિકા પહોંચી શકશો. ઇમીગ્રેશન લોની બજાવણી એશિયાટીકોનું આવાગમન જયાં વિશેષ છે ત્યાં તે રસ્તેજ થાય છે, યુરોપમાંથી અમેરિકા જનારને કોઇ અટકાવતું નથી; માટે અહીંથી સીધા ઇંગ્લાંડ જાઓ. તેમ છતાં જો કદાચ ત્યાંથી જતાં પણ ઓથોરિટી અટકાવવે તો દક્ષિણ અમેરિકાના બ્રાંઝીલ, કયુબા, મેકસીકો થઇને પણ રેઈલ અને પગ રસ્તે સંયુક્ત અમેરિકા પહોંચી શકાય છે. હા, એક વાત છે કે એ રસ્તો બહુ લાંબો, જોખમી, વિકટ તથા ખર્ચાળુ છે. ત્યાંના લોકો જંગલી હોવાથી મુસાફરને લૂંટી લઇ કવચિત્ શરીરને પણ નુકશાન પહોંચાડે છે.

મી. શેઠનાની સલાહ મુદ્દાસર હોઈ રૂચી. યુરોપ થઈ જવાનું નક્કી કર્યું. કદાચ યુરોપના કોઈ દેશથી અમેરિકા ન ઉતરવા દે તો છેવટ દક્ષિણ અમેરિકા જેને આપણા લોકો પાતાળ

કહે છે ત્યાં થઇને જવાનું સાહસ કરવા વિચાર દૃઢ થયો. પરમેશ્વર રક્ષણ કરવાવાળો સમર્થ છે એટલે ભયનું કોઈ કારણ નથી એમ મન સાથે વિચાર કરી યોકોહામા ટુ લંડન સીધી ટિકીટ નિપોન યુસેન કઇશની સ્ટીમરની પાઉન્ડ ૨૨ આપી કઢાવી.

---

## કોલંબો.

### ૧૫

સન ૧૯૧૧ ના ફેબ્રુવારીની ૧૦ તારીખે સ્ટીમર તૈયાર થતાં ખાવા પીવાનો સામાન સાથે લઈ સ્ટીમર ઉપડવાના ટાઇમે સ્ટીમરમાં દાખલ થતાં સ્ટીમર રવાના થઈ. રમણીય, હુન્નરી, દેશપ્રેમી, બરફથી આચ્છાદિત શુભ્ર જાપાન તરફ ફરી એક વખત ઉત્સુકતાથી નિહાળી તેના અમુક શુભ ગુણોનું ચિન્તવન કરતા કરતા યોકોહામાથી કોબે, કોબેથી નાગાસાકી, ત્યાંથી શેંગાઇ, ત્યાંથી હોંગકોંગ, ત્યાંથી સીંગાપુર પિનાંગ થઈ સીલોન–લંકાના અત્યારના પાટનગર કોલંબો બંદર આવી પહોંચ્યા.

ચીન સીંગાપુરનું વર્ણન અગાઉના પ્રકરણમાં થઈ ચૂકેલું હોવાથી તેમ પાછા ફરી કોલંબો પહોંચતા સૂધીમાં કાંઈ વિશેષ આશ્ચર્યજનક નવીન ઘટના બનેલી ન હોવાથી પિષ્ટપેષણ કરવું ઈષ્ટ નથી. કોલંબો બંદર મોટું શહેર છે. ત્યાંથી સીંગાપોર, ઓસ્ટ્રેલીઆ, આફ્રિકા, યુરોપ, અમેરિકા સીધી સ્ટીમરો આવજા કર્યા કરે છે. રાક્ષસરાજ રાવણની લંકાપુરી તો ચિરંજીવ વિભીષણને, તેની ઉત્કૃષ્ટ ભગવદ્‌ભકિતના પ્રતાપે શ્રી. રામચંદ્રજી

ભગવાને સદાને માટે ભેટ કરી છે; પણ તે સુવર્ણપુરી અત્યારે દેખાતી નથી. હમણા તો સામાન્ય શહેરો તથા ગામડાઓ લંકામાં દેખાય છે. કોલંબોમાં લંકાનો ગવર્નર–સુબો રહેતો હોવાથી શહેરને મકાન રસ્તા વગેરેથી ઠીક રોનક આપી છે. વેપાર પણ ધીકતો હોવાથી અહીં યુરોપીઅન વેપારીઓ મોટી મોટી કોઠી નાંખી પડેલા છે. અંગ્રેજીનો પ્રચાર અહીં કાંઇક વિશેષ લાગ્યો. કુલી મજુર પણ સામાન્ય રીતે અંગ્રેજીમાં વાત કરી શકે છે. લોકો શરીરે કાળા, ઉઘાડા અંગવાળા, માથે મોટા ચોટલાવાળા તથા બુદ્ધ ધર્મ પાળનારા છે. સીલોનના લોકોના શરીર મન બુદ્ધિની કાંઇક વિશેષ નબળાઈ જોઇને અંગ્રેજ સરકારે સીલોનને હિંદથી જૂદું પાડી દઈ સત્તા વધારે પડતી જમાવી છે. સીલોનમાં બુંદદાણા તથા રબ્બરનો પાક જબરો ઉતરે છે. આપણા દેશી વેપારીઓ પણ દશબાર જોવામાં આવ્યા. કોલંબોની બાજુમાં કેન્ડી શહેર જોવા લાયક છે. અહીં સખ્ત ગરમી અને વરસાદ વર્ષમાં લગભગ છ માસ પડે છે. કોલંબો શહેરની વસ્તી એક લાખથી વધુ હશે. ચલણમાં રૂપિયાનો સીકો ચાલે છે પણ તેના પૈસાને બદલે ચીન જાપાનની માફક સેન્ટરૂપી પૈસા નાણું છે. લોકોની ભાષા સિંહાલીઝ છે, જે હિંદની ભાષાઓથી તદ્દન નિરાળી છે.

## સ્વેઝ–પોર્ટસેઇડ.

૧૬

કોલંબો બે દિવસ સ્ટીમર રોકાઈ ત્રીજે દિવસ ઉપડી. અમો સૌ મુસાફરો સ્ટીમરના કપ્તાન પાસેથી રોકાવા ઉપડવાનો

ટાઇમ જાણી લઈ તે પ્રમાણે દરેક બંદરે સ્ટીમર ટચ થતાં, લંગર કરતા ચઢતા ઉતરતા હતા. ઇન્ડિઅન ઓશન–હિંદી મહાસાગરમાં થઈ સ્ટીમર એડન આવી. એડનમાં વધારે કામ ન હોવાથી સ્ટીમર ઝાઝું ખોટી થાય તેમ ન હતું એટલે અરેબીઆના મુખ–એડનને પૂર્ણ રીતિએ નિહાળવાની તક ન મળી. અંગ્રેજ સરકારે એડનપર કબજો મેળવી તેને મુંબઈ પ્રાંતના ગવર્નરની સત્તા નીચે મૂક્યું છે. એડન બંદર મોટું હોવાથી તેમ આખા અરેબીઆના ગામડાની ઘરાકી–માલની લેણદેણ એડનમાં થતી હોવાથી આપણા હિંદી ભાઇઓ મોટી સંખ્યામાં આવી વસેલા છે. કોઈ દુકાનદાર તરીકે કે કોઈ નોકરીઆત તરીકે કામ કરી રહ્યા છે. અગાઉથી આવેલા અત્યારે વેપારી તરીકે સારી ખ્યાતી અને શ્રીમંતાઈ ભોગવે છે. વેપારીવર્ગમાં ઘણા ખરા મૂળ વતની કાઠિયાવાડના છે.

કોલંબોથી એડન છઠ્ઠે દિવસે પહોંચ્યા પછી ચોથે દિવસે રેડસી–લાલ સમુદ્રમાં થઈ સ્ટીમર સ્વેઝકેનલ આવી પહોંચી. સ્વેઝમાં માલ પેસેન્જરની ઝાઝી ચડઉતર થતી નથી પણ ત્યાંથી પોર્ટસેઇડ સૂધી ૮૦ માઈલની ફક્ત સો હાથ જેટલી પહોળી નહેરમાં સ્ટીમરને પસાર થવાનું હોવાથી બહુ સાવધાનીથી કેનલના જાણીતા પેરટ–ભોમીયાને કપ્તાને સાથે લઈ ચલાવવી પડે છે. સિગ્નલ આપતા આપતા ધીમે ધીમે કલાકના ૫ માઈલની સ્પીડે રાત્રિ હોય તો સર્ચલાઈટના પ્રકાશના આધારે ચલાવવી પડે છે. કહે છે કે હિંદ લોભી અંગ્રેજ સરકારને સ્વેઝ નહેરનું બંદર હાથ કરતાં અને નહેર ખોદાવી તૈયાર કરતાં કરાવતાં

આજ સૂધીમાં કરોડો પાઉન્ડ ખર્ચાઈ ગયા છે. સાબાશ છે અંગ્રેજોની રાજકીય ચાણાકય બુદ્ધિને ! કે જગતના ઘણા ખરા ભાગોમાં–દેશોમાં તેણે યેનકેન પ્રકારેણ કિલ્લારૂપી બંદરો સર કરી પોતાના રક્ષણ અને જાતને માટે તથા માલ લાવ લઈજા કરવાને માટે માર્ગ મોકળો રાખ્યો છે.

સ્વેઝથી પોર્ટસૈઈડ બાર કલાકે પહોંચ્યા. આ બંદર છે તો નાનું પણ એશિયામાં યુરોપીઅનોને પ્રવેશ કરવાનું દ્વાર હોવાથી તીર્થરૂપ થઈ પડયું છે. પ્રથમ તે ઈજીપ્ત દેશની વસાહતીનું હતું પણ અત્યારે ફ્રેંચ ગવર્મેન્ટના અધિકારમાં છે. શહેરની બાંધણી ફક્ત સમુદ્ર કિનારાપરના એકજ રસ્તાપર રોનકદાર છે. ઈજીપ્તની સુંદર કારિગરીની ચીજો અહીંથી મળી શકે છે. કેરો અને એલેકઝાંડ્રા અહીંથી જઈ શકાય છે. ભાષા ઈજીપ્શિયન તથા ફ્રેન્ચ અંગ્રેજી પણ ચાલે છે. શહેરમાં અપટુડેટ તમામ સાધન મળી શકે છે.

---

## માર્સેલ્સ.

### ૧૭

પોર્ટ સેઇડ એક દિવસ રોકાઈ બીજે દિવસ સ્ટીમર ઉપડી મેડિટરેનીઅન સમુદ્રના ભયંકર મોજાના માર સહન કરતી કરતી પાંચમે દિવસ ફ્રાન્સના મુખ્ય બંદર માર્સેલ્સ આવી પહોંચી. આ વખતે માર્ચ માસની આખર હતી તોપણ ઠંડી સીતમ પડતી હતી. દરિયો અત્યંત તોફાની હતો તેથી સ્ટીમરને કિનારે આવતા બાર કલાક લાગ્યા. સ્ટીમર બંદરે ટચ થતાં જાપાનીઝ ઉતારૂઓ સાથે ઉતરી શહેર જોવા નીકળી પડયા.

યુરોપ કેટલું આગળ વધ્યું છે, તેઓએ સત્તા, દ્રવ્ય, વિદ્યા, વેપાર અને વૈભવમાં ક્યાં સૂધી વધારો કર્યો છે તેનું પ્રથમ દર્શન યુરોપથી અપરિચિત એવા મુસાફરને અહીં માર્સેલ્સમાં થાય છે. કિનારામાં અસંખ્ય સ્ટીમરો માલ ચડાઉ ઉતાર કરી રહી છે. ફ્રેન્ચ મજુરો પ્રસન્ન મુખથી હજારોની સંખ્યામાં ગોદીપર કામ કરી રહ્યા છે. ગગનચુંબિત ઉંચા ભવ્ય મકાનોની હારમાળા સર્વત્ર દૃષ્ટિએ પડી રહી છે. અપટુડેટ ફેશનની દુકાનો, લાઇબ્રેરીઓ, મ્યુઝીઅમો, કોલેજો, કોર્ટોની અપૂર્વ શોભા નિહાળતા નિહાળતા છેક સાંજે સ્ટીમરમાં પાછા આવ્યા.

માર્સેલ્સ ફ્રાન્સનું મુખ્ય બંદર છે. ઉપરાંત માર્સેલ્સને યુરોપનું પ્રવેશદ્વાર પણ કહી શકાય. અહીંથી ઇંગ્લાંડ, જરમની ઇટાલી, બેલજીઅમ, રૂશિયા, ઓસ્ટ્રીઆ વગેરે દેશોનો મેઇલ તથા પેસેન્જરો પણ અહીં ઉતરી રેઇલ રસ્તે જાય છે. માર્સેલ્સ થી લંડન રેઇલ રસ્તે બે દિવસે પહોંચાય છે જયારે આગબોટ રસ્તે આટલાન્ટીક મહાસાગરમાંથી પસાર થઈ લંડન પહોંચતાં સાત દિવસ લાગે છે તેથી ધનિક અને કામધંધાવાળા મુસાફરો માર્સેલ્સ ઉતરી જાય છે. દેશવિદેશના ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણુસોની ચિત્તવૃત્તિ આકર્ષવાને માર્સેલ્સ કાંઈ ઓછા મોજશોખના સાધન ધરાવતું નથી ! સ્ટીમર કિનારે પહોંચતાંજ ચિત્રકાર્ડો વેચવાવાળા, દુરબીનવાળા, સેન્ટ લવન્ડરવાળા વગેરે સુંદર ચીજો બતાવી ચિત્ત આકર્ષે છે. શહેરમાં કોઈ પ્રકારની ઉણપ જોવામાં આવતી નથી સિવાય કે પવિત્ર ધાર્મિક જીવનની. શહેરમાં વસ્તી આશરે આઠ લાખની હશે.

# ખાનપાન અને સહવાસ દુઃખ.

૧૮

હિંદુ જેવો ઉત્તમ દેહ અને સનાતન ધર્મ, પ્રભુ કૃપાએ પૂર્વના અમોઘ તપના પુણ્ય પ્રભાવે પ્રાપ્ત થયા છે તેની મહત્તા ન સમજતાં ઘણા નષ્ટ બુદ્ધિ–અવિચારી હિંદુઓ હિંદ બેઠાજ દુરૂપયોગ કરે છે. શરૂઆતમાં ખરાબ સોબત, અંગ્રેજી શિક્ષણ, ગમે તેવો પોષાક અને આહારવિહાર, હોટેલ, ચા, બીડી, નાટકાદિનું સેવન કરતા કરતા સહેજે ધર્મ કર્મપરથી મનોવૃત્તિ ઉઠી જઈ સ્વચ્છંદતા આવવા માંડે છે. ક્રમે ક્રમે ઈરાની હોટેલ અને માંસ મદ્ય ખાવાપિવામાં પણ ઘૃણા કે બાધા તેઓને રહેતી નથી. આવા ઘરમાં–સ્વદેશમાંજ ભ્રષ્ટ થઇ ચૂકેલા માણસો, હિંદ છોડી પરદેશ જાય તેના માટે તો કાંઇ મિમાંસા કરવાની હોયજ કયાંથી? તેઓ તો જયાં જાય ત્યાં તેને છૂટ સગવડજ છે; પરંતુ આચારવિચારને અત્યંત ચૂસ્ત રીતે વળગી રહેવાવાળા માણસને માટે આ પ્રવાસ અને તે પણ અજાણી હાલતમાં કરવો અતિ દુઃખદાયક છે. અમોને પ્રવાસમાં ખાવાપીવાનું ઘણું દુઃખ વેઠવું પડતું. કેટલીક જગ્યાએ ફક્ત કેળા અને ચાથી, કેટલીક જગ્યાએ લીલા સૂકા ફળ અને દૂધના આહારથી અને કયાંક સગવડ મળી તો ( નાનકડો સ્ટોવ એક માણસની સગવડ પૂરતા બે ત્રણ વાસણ સાથે રાખ્યો હતો તેનો ઉપયોગ કરી ) પુરી બટેટા તળી લેતો.

ચાનું પીણું અત્યંત હાનીકારક છે અને તેના અનેક દોષ જાણી તેને તજી દીધેલો હતો એટલુંજ નહિ પણ સોડાવોટર, ચા, બીડી, સોપારી, પાન, હોટેલ, પરદેશી સાકર, દવા, કપડાં બિભત્સ

શૃંગાર શિખવનારા નાટક સીનેમા પણ છોડી, તેના દોષ પરિચિત વર્ગને સમજાવી તેને પણ છોડાવતો. આમ છતાં જાપાનથી અહીં માર્સેલ્સ સૂધીના સીધા બે માસના દરિયાઇ પ્રવાસમાં સાધનના અભાવે ચાનું સેવન કરવું પડયું હતું. આથી મનમાં અત્યંત ગ્લાની થવા સાથે પેટમાં પણ બળતરા થતી; પરંતુ નિરૂપાય. ઠંડીવાળા પ્રદેશમાં જમતી વખત સિવાય બીજી વખત પાણી પીવાની ભાગ્યેજ જરૂર પડે છે. યુરોપીઅનો તો સોડા જીંજર અને તેને ગળસુંઠીમાં પાયેલી વાઇનની પ્યાલી પીને તેની પ્રકૃતિ-ને સંતોષતા રહે છે.

ખાવાપીવાના સંકટ સાથે માર્સેલ્સથી રવાના થયા પછી દુઃખમાં એક ઓર વધારો થયો. સ્ટીમરમાં કુલ ૨૦૦ ના આશરે પેસેન્જરો હતા જેમાં ત્રીશબત્રીશ જાપાનીઝ પેસેન્જર પણ હતા. તેઓ સઘળા ગ્રેજ્યુએટો હતા અને જાપાન સરકારની સહાય મેળવી ઇંગ્લાંડમાં મનવાર—લડાયક આગબોટનું કામ લીડઝ ખાતે શીખવાની ઉત્તમ સોઇ હોવાથી ત્યાં જતાં હતાં. તેઓ સાથે જાપાનથી નીકળતા બે ત્રણ દિવસમાંજ ઘાટી મિત્રતા બંધાણી હતી. અનેક પ્રકારનો વાર્તાલાપ કરતા કરતા દિવસ રાત્રિ સુખ સંતોષમાં નિર્ગમન કરતા. સવારે પાઉડરથી દાંત સાફ કરી ખરચું પાણીથી પરવારી, સમુદ્રના ગરમ પાણીના મોટા ટબમાં પંચીયુ પહેરી કલાક દોઢ કલાક જાપાનીઓ સાથે નહાતો. તે લોકોને તદ્દન મા'એ જણ્યા જેવા નગ્ન થઇ નહાવામાં સંકોચ હોતો નથી. પુરૂષ પુરૂષ સાથે તો કદાચ તેઓ સભ્યતા છોડી વર્તે તો ઠીક પરંતુ સ્ત્રીઓ સાથે નગ્નપણે નહાવામાં પણ શરમાતા નથી. જાપા-

નમાં એક તળાવ છે તેને જાપાનીઝો બહુ પવિત્ર અને રોગ વિનાશક માની તેમાં સ્ત્રી પુરૂષો નગ્ન નહાય છે. યુરોપીઅનોની ખાસીયત પણ એજ પ્રકારની છે. હોંગકોંગ સૂધી તો હું પોષાકમાં ધોતીયું લાંબો કોટ ટોપી પહેરી રહ્યો પણ પછી એક દિવસ સ્ટીમરના ઉપલા ભાગમાં વરૂણદેવના જળ તરંગનું નિરીક્ષણ કરતો ઉભો હતો. પવન પણ મંદમંદ ગતિમાં વાઇ આનંદ આપતો હતો. સામેના ફર્સ્ટ કલાસના ડેક ઉપર યુરોપીઅન સ્રીપુરૂષો સૃષ્ટિ-સૌંદર્ય નિહાળતા ઉભા હતા. મને સારી પેઠે દશેક મિનિટ જોયા પછી બે યુરોપીઅન સ્ત્રીઓએ કેપ્ટનને જઇ ફરિયાદ કરી કે સામેના ડેકપર એક હિંદી અસભ્ય પોષાકમાં છે જે અમને ઠીક દેખાતું નથી; માટે તેને જણાવી સભ્યપણું સાચવવા કહો. કેપ્ટને મને બોલાવી કહ્યુંઃ ગૃહસ્થ, તમારે અહીં કોટ, પેન્ટ, ધોતીને સ્થાને પહેરવા જોઇએ. તમારી ધોતીથી તમારા પગ ખુલ્લા દેખાય છે તે ઘણા યુરોપીઅન મુસાફરો પસંદ કરતા નથી. આ વખતથી તે હિંદના કિનારે પહોંચતાં સૂધી મારે અંગ્રેજી પોષાકમાં રહેવું પડયું હતું. અંગ્રેજી પોષાકમાં રહેવાનું બીજું પણ કારણ હતું કે જે આગળ ઉપર દર્શાવાશે. હવે ધોતીમુક્ત પોશાકવાળાને અસભ્ય કહેનારી લેડીઓ રોજ બપોરના ચાર વાગે અડધી છાતીથી તે ગુહ્ય અંગ ઢંકાય તેવડી ગળી જેવા રંગની ચડ્ડી પહેરી સ્ટીમરમાં એ ગોરાવદની લોકોને માટે ખાસ જળક્રીડા કરવા સારૂ મોટું હોજ બાંધ્યું હતું તેમાં જ્યારે તેઓ સ્ત્રી પુરૂષો કલાકોના કલાકો ચેષ્ટા કરતા પડયા રહેતા હતા ત્યારે તે ફેશનના ગુલામોની અસભ્યતા અદ્રશ્ય થઇ જતી હતી. ખરેખર સમયે–વિચાર ક્રાન્તિએ

જબરજસ્ત ઉથલો માર્યો છે, જેમાં કઇક ખોટું સાચું મનાય મનાવાય છે અને કંઇક સાચું માર્યું જાય છે.

ચંચળ જાપાનીઓ સાથે ટબમાં સ્નાન કરી પાસે ભાતું હતું તેમાંથી ખાઈ પાણી પીઇ ડેકમાં પુસ્તક લઈ વાંચવા બેસતો. જાપાનીઓ પણ તેટલામાં જમી પરવારી આવી પહોંચતાં. તેઓ જાપાનની રીતિનીતિની વાતો સંભળાવતા ત્યારે હું હિંદની હાલત કહી બતાવતો. એક દિવસ ચંદ્રમાદેવની સુંદર ચાંદની ખીલી રહી હતી. આસપાસ સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું આ વખતે તેઓએ જાપાનીઝ ભાષામાં વાતચીત કરવા માંડી. હું આશ્ચર્ય-ચકિત થઈ સાંભળતો બેઠો હતો. મેં પૂછ્યું ભાઈ! તમારી ભાષા તો સહેલી છે. યોકોહામામાં રહેતા અમારા કઇક હિંદી ભાઈ છૂટથી જાપાનીઝ ભાષામાં વાત કરે છે જો તમે મને શીખવો તો હું બદલામાં તમોને હિંદી શીખવું! તેઓએ મારી ઇચ્છાને તુરતજ વધાવી લીધી અને તત્કાળ પ્રારંભ કરી દીધો. આમ શીખતા શીખવતાં બપોરના ભાગમાં જાપાનીઓ અવનવી અદ્ભુત જાપાનીઝ કસરતો કરતાં તેમાં પણ ભાગ લેતાં છેવટે ખુબ પરિચય વધતાં પરોણાગત ચાખવાનો સમય આવ્યો.

જાપાનીઝ મિત્રો મારો સાદો ફળફુલનો તથા પુરી મીઠાઇનો ખોરાક નિત્ય લેવાતો જોઈ દયા ખાતા. તેઓને મેં હિંદી ખોરાકની પ્રસાદી કઇક વખત ચખાડી વનસ્પતિ આહારની શ્રેષ્ટતા સમજાવી હતી પણ તે માંસાહારના કીડા, અનેક જન્મના સંસ્કારથી બદ્ધ ભાવનાવાળા થયેલા તેને એકાએક એ વાત કયાંથી ગળે ઉતરે! એક દિવસ તો તેઓ જમી દારૂ ખુબ ચડાવી દારૂની પ્યાલીઓ

ભરી ત્રણ ચાર જણા મારૂં સ્વાગત કરવા આવ્યા. મેં તેઓને વિનયથી બહુ સમજાવી લાગણી માટે ઉપકાર માની પ્યાલીઓ પાછી લઈ જવા કહ્યું પણ તે મોહાવેશમાં આવેલા માને કેમ? હું તેઓની ઇચ્છાને સંમત ન થયો એટલે તેઓએ મારા હાથ પગ પકડી મુખમાં રેડવાની ચેષ્ટા કરી. આ વર્તણુક મારાથી સહન થઈ શકી નહિ. આવા કંગાલોના મોહયુક્ત બળાત્કારને આધીન થવામાં કાયરતા માની હું જોર મારી તેઓના હાથથી છૂટો થઇ ગયો અને પ્યાલીઓને લપાડક મારી નીચે પાડી નાંખી એકદમ ડેક ઉપર ચાલ્યો ગયો.

પ્રેમનો બદલો આવી રીતે તિરસ્કારમાં મળ્યો માની જાપાનીઓ ક્રોધાગ્નિથી બળવા લાગ્યા. મારી વર્તણુકને માટે દંડ દેવા તેઓ ટોળાબદ્ધ થઈ ડેક ઉપર આવ્યા. હું પ્રથમથીજ ચેતી ગયો હતો તેથી કપ્તાનના આશ્રયમાં જઈ, તેને યથાસ્થિત હકીકત નિવેદન કરી તેની પાસે બેઠો હતો તેથી જાપાનીઓ મને કાંઈ ઈજા તો કરી ન શકયા પણ લંડન પહોંચતા સૂધી સાત દિવસ મારે ખુલ્લા ડેકમાં તેઓનો ડર રાખી બહુજ સાવધાનીથી ઠંડીમાં ભરતજીના મૃગલી સમાગમના જેવું કષ્ટ સહેવું પડયું હતું.



# લંડન.

## ૧૯

વેપાર વાણિજય અને સામ દામ દંડ ભેદની નીતિ લડાવવામાં કુશાગ્ર બુદ્ધિ અંગ્રેજ પ્રજાએ હિંદુસ્થાનપર કલ્પનામાં ન આવે એવી સાવભોમ સત્તા જમાવી લોકોને નવા નવા ચમત્કારો બતાવી આંજી નાંખ્યા છે તે એટલે સૂધી કે એ ગોરાઓ જે દેશના વતની છે તે લંડન-વિલાયત શું દેવ દાનવ કે ગંધવ-ભૂમિ હશે! હિંદમાં જયારે આટ આટલી અલૌકિક હુન્નર-વિદ્યા બતાવી રહ્યા છે ત્યારે ખુદ લંડન-ઇંગ્લાંડમાં કેવી અને કેટલી હશે! અહા! પ્રભુ એ યોગ કયારે આપે કે આપણે લંડન જઇ પ્રત્યક્ષ જોઇ શકીએ! પરંતુ તેની ગમે તેટલી અલૌકિકતા હોવા છતાં ત્યાં જવાથી તો ભ્રષ્ટ નહિ થવાતું હોય? વગેરે તક અને વાતો આપણે હિંદમાં બેઠા કરીએ છીએ, તે લંડન શહેરમાં આજે બે માસ ને ચાર દિવસનો લાંબો પ્રવાસ ઠેઠ જાપાન-યોકોહામાથી શરૂ કરી સૃષ્ટિની વિલક્ષણતાનો અનુભવ લેતાં લેતાં આટલાન્ટીક મહાસાગરમાંથી ઇંગ્લીશ ચેનલ અને ચેનલમાંથી ટેઇમ્સ નદીમાં પ્રવેશ કરી જગવિખ્યાત લંડન શહેરના બંદરે આવી પહોંચતા અતિવ આનંદ થયો.

આજે સન ૧૯૧૧ એપ્રીલ મહિનાની તા. ૧૪ શુક્રવારનો દિવસ એ અંગ્રેજોની હોળીનો દિવસ હોવાથી અંગ્રેજો કામકાજ બંધ રાખી ઠેકઠેકાણે આનંદ ઉત્સવ મનાવી રહ્યા હતા. કિનારે ઉતરતા પહેલા સ્ટીમરના ડેક ઉપર થોમસ કુકસ, કોકસ કું. જેવા કઇક આડતીઆ તથા હોટેલવાળાઓ પેસેન્જરને ઓળખાણ માટે વીઝીટ કાર્ડ આપી આવશ્યક હકીકત જણાવી પોતાની

મારફત ઉતરવા—સામાન પહોંચડાવવાનું કહેવા લાગ્યા. આ લોકો પાસેથી જરૂરી વિગત જાણી સામાનને સ્ટીમરમાંજ સહીસલામત જગ્યાએ રહેવા દઇ લંડન શહેરમાં ઉતરવા સારૂ અનુકૂળ ઠેકાણું શોધવા નીકળી પડયો. થોમસ કુકની સલાહ પ્રમાણે પ્રથમ ઇન્ડિયન હાઉસ જયાં ઘણા હિંદી વિદ્યાર્થીઓ રહે છે તેનો ગલ્લી મહોલ્લો પૂછતાં પૂછતાં ટ્રામમાંથી ઓમ્નીબસમાં—મોટી બે માળની મોટરમાં અને બસમાંથી અંડર ગ્રાઉન્ડ રેલવે (જમીન નીચે ચાલતી ટ્રેઇન)માં બેસી ચાર કલાકે મકાન મલ્યું. લંડનના મકાનોના દરવાજા બંધજ હોય છે. તેના દરવાજે ઘંટી રાખેલી હોય છે, તે દબાવવાથી નોકર—મેઇડ સર્વન્ટ બારણું ખોલે છે એટલે તેને કાર્ડ આપી પૂછાવતાં મકાનની અંદર દાખલ થવાની રજા મળે છે.

ઇન્ડિઅન હાઉસમાં આ વખતે પંદર સતર વિદ્યાર્થીઓ હતા તેમાંથી કેટલાક બારીસ્ટરનું, તો કેટલાક ડોકટરનું કામ શીખતા હતા. ભાઇ તાલચકર કરીને એક દક્ષિણી યુવક જે તાજેતરતમાંજ અમેરિકાથી આવી ત્યાં ઉતર્યા હતા તેમની પ્રથમ ભેટ થઇ. તેમની સાથે અનેક પ્રકારની વાતચીત થતાં તેણે લંડન તથા અમેરિકાની હાલત તેના અનુભવ પ્રમાણે દર્શાવી ઉતરવા માટે ગુજરાતી ગૃહસ્થ જીવનચંદ લલ્લુભાઇ નોટીંગહીલ ગેઇટ—લીંડન ગાર્ડનમાં રહે છે તેમને મળી તેની સલાહ લઇ ઉતારો પસંદ કરવાનું કહેતાં ભાઇ તાલચકરનો ઉપકાર માની ટ્રામ—બસ—ટ્રેઇનમાં બેસી લીંડન ગાર્ડન આવ્યો. મકાનમાં દાખલ થતાં શેઠ જીવનચંદ લલ્લુભાઇ જેઓ સુરતના વતની છે, જેમની ઝવેરાતની પેઢી મુંબઇમાં મુખ્ય ગણાય છે અને લંડન તથા પેરીસમાં જેની શાખા છે; તેમની વતી હમણાં લંડનમાં મેનેજર

તરીકે રા. ખુપચંદભાઇ કામ કરતા હતા પણ આજે તે ભાઇ તથા તેમની સાથે મકાનમાં રહેતા ઇન્ડિઅન સ્પેસી બેંકના મેનેજર અને એકાઉન્ટન્ટ મી. દિવાન અને મી. ચોકશી તથા ભાવનગરના એક ડોકટરી વિદ્યાભ્યાસ કરવા આવેલ બ્રાહ્મણ યુવક લંડનનો કારભાર બંધ હોવાથી સહેલગાહ કરવા નીકળી પડયા હતા. મકાનમાં શેઠનો મારવાડી રસોઇઓ ભાઇ છગનલાલ તથા મકાન અને વાસણ સાફસુફ કરનારી અંગ્રેજ સ્ત્રી નોકરડી હતા તેઓ મળ્યા. તેમણે સત્કાર કરી ડ્રોઇંગ રૂમ–દિવાનખાનામાં બેસાડયા.

મારવાડી વાણિક ભાઇ છગનલાલ અભણ છે પણ બહુ વિવેકી અને દેશ ભાઇઓને અત્યંત પ્રેમથી ઉપયોગી થવાવાળો છે. રાત દિવસના મ્હાવરાથી તે પણ સામાન્ય રીતે અશુદ્ધ અંગ્રેજીમાં બોલી કામકાજ લઇ શકે છે. તેમણે મારી હકીકત પૂછી મને અમેરિકાના જાણકાર એવા બે ત્રણ હિંદી ગૃહસ્થોની મુલાકાત કરાવી લંડનની પુષ્કળ માહિતી આપી. રા. ખુપચંદ, રા. દિવાન વગેરે ફરીને મકાનમાં આવતા તેઓ જોડે મુલાકાત થઇ. તેઓએ પ્રેમ બતાવી સાથે ભોજન કરવા આગ્રહ કર્યો તેમ અજાણતાને લઇ મકાનની બીજે સગવડ ન થાય ત્યાં સૂધી એટલે ચાર છ દિવસ પોતાને ત્યાં રહેવા કહ્યું.

લંડનમાં હોટેલ એટલે રહેવાની તથા જમવાની જગ્યા, અને રીસ્ટોરન્ટ એટલે ફક્ત જમવાનું સ્થળ અને ફેમીલી હાઉસ એટલે કુટુંબવાળું ઘર. ભાઇ છગનલાલની મદદથી શેફર્ડબુશ મહોલ્લો જે લીંડન ગાર્ડનની પાસેજ હતો ત્યાં મીસ રાઇસ કરીને એક ઇન્ડિઅનોને ચાહનારી ભલી બુઢી અંગ્રેજ બાઈ હતી તેની

હોટેલમાં જગ્યા–કમરાનું ભાડું સાત દિવસ જેને લંડનમાં વીક કહે છે અને એ વીકના ધોરણપર ઘણા ખરા સરકારી વેપારી ખાતામાં પગાર લેવાય દેવાય છે તે વીકની દશ શિલિંગ–રૂ. ૭ાા ભાડું ફક્ત રહેવાનું ઠરાવી સ્ટીમરમાંથી ગુડઝ ડીલીરીંગ કું. મારફત સામાન મંગાવી લીધો. ખરેખર આટલે દૂર દેશાવરમાં જાતિભાઈ–દેશબંધુ પ્રત્યે પ્રેમની લાગણી દર્શાવી ઉપયોગી થનાર ભાઇ છગનલાલ જેવા સજ્જનને અનેકાનેક ધ. વાદ ઘટે છે, કે જયાં તદ્દન અપરિચિત દશામાંથી આગંતુકના દુઃખનો કેટલોક ઉગારો થઇ આશ્વાસન પામી અંતરથી આશિષ આપે છે.

લંડન શહેર પ્રથમ તો આઠ દશ દિવસ ખુબ જોયું. નાના મોટા રસ્તા, સુંદર ભવ્ય મકાનો, અતિ વિખ્યાત મ્યુઝીઅમો, લાઇબ્રેરીઓ, સુશોભિત પાર્ક–બગીચાઓ, પાર્લામેન્ટનું મકાન, બારીસ્ટર થવાની ઈન, કોલેજો, રાજમહાલ બર્કીંગહામ પેલેસ, કાચના મહેલો, એકઝીબીશનો તથા મારકીટ અને જેઇમ્સ ફીનલે જેવા બાદશાહ વેપારીના વેપારી સ્થળો આતુરતાપૂર્વક અવલોકન કર્યાં. લંડન સારી પેઠે જોયા પછી અમેરિકા–ન્યુ યોર્ક જવા તૈયારી કરી. થોમસ કુકની મારફત ટિકીટ લેવા પ્રયાસ કર્યો એટલે તેણે ઇમીગ્રેશન લોની અડચણ બતાવી. અમેરિકન કાઉન્સિલને મળ્યો પણ તેણેય કાંઈ માર્ગ કરી આપ્યો નહિ. તેથી છેવટે દક્ષિણ આફ્રિકાના બ્રાંઝીલ કયુબા જરમની–હેમ્બર્ગ થઇને જવાનું સાહસ કરવા તૈયાર થયો.

જરમની થઇને બ્રાંઝીલ જવાની તૈયારી કરી રહ્યો હતો એવામાં એક પારસી ગૃહસ્થ જે લંડનમાં ઘણા વર્ષથી રહે છે

તેની ભાઇ છગનલાલે મુલાકાત કરાવી. તેમને લઈ મુંબઇના સુપ્રસિદ્ધ વેપારી શેઠ સર વસનજી ત્રીકમજી જેઓ સહકુટુંબ મહેતાજી, નોકર ચાકર તથા પંડિત લાલન સાથે યુરોપ જોવા આવ્યા હતા તેમની મુલાકાત થઇ. શેઠે અત્યંત માયાળુતા દર્શાવી મને મળેલી અને મળતી નાશીપાશી સંબંધમાં ઘણીક આશ્વાસના અને શુભ સલાહ આપી બ્રાંઝીલ જેવા જંગલી અતિ દૂરના મુલકમાં જીંદગીનું જોખમ ખેડી જતો અટકાવ્યો.

અમેરિકા જવાનો માર્ગ બંધ થવાથી મારૂં હ્રુદય અત્યંત ખિન્ન થયું. હોંશકોંશ તમામ ઉડી ગયા અને નિરાશામાં ગોથા ખાવા લાગ્યો. અગાધ પ્રયત્ન, શક્તિ ઉપરાંત ખર્ચ, મુસાફરી તથા ખાન પાનના અસહ્ય કષ્ટ વેઠી સાહસ ખેડયું છતાં ફળીભુત ન થયો તેથી જીંદગીપર કંટાળો ઉપજયો, તે એટલે સૂધી કે એક વખત તો શરીરનો અંત આણવાનું પણ મન સાથે નક્કી કર્યું પરંતુ પાછું વિચાર્યું કે આપઘાત તો બહુ ભયંકર છે, અનેક જન્મ પર્યંત નરકમાં સડાવનારો છે, એવી દુર્ગતિએ હાથે કરી જવું એ કાયરનું કામ છે દુઃખ–અડચણ એ તો વીરતાની કસોટી છે, જે પુરૂષ તેવી મુશ્કેલીઓને લેશ પણ ન ગાંઠતાં આગળ પુરૂષાર્થ કર્યે જામે છે તેજ ફત્તેહ પામી શકે–મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરી શકે. હવે લંડનમાંજ બની શકે તો અભ્યાસ અથવા વેપાર કરવો અને તેમ ન બને તો ફ્રાન્સ, ઈટાલીથી અમેરિકા જવાની કોશિષ કરવી પણ કંટાળવું નહિ જોઇએ; આમ મનનું સમાધાન કરી લંડનમાં ભ્યાસ કરવાની સગવડ તપાસવા લાગ્યો.

ભિન્નભિન્ન સંસ્થાઓમાં તપાસ કરતા લંડનમાં ત્રણ બાબત શીખવાની અનુકૂળતા જણાઇ. એક બેરીસ્ટર–વકીલાત શીખવાની, બીજી ડોકટરી વિદ્યા શીખવાની અને ત્રીજી બેંકીગ–બુક કીપીંગની વિશેષ વિચારતાં દરેકમાં કમમાં કમ ત્રણ વર્ષ જોઇએ. ત્રણ વર્ષમાં ખાવા, પીવા, રહેવા, કપડા તથા અભ્યાસના પુસ્તક ફી વગેરેનું ઓછામાં ઓછું સાત આઠ હજાર રૂપિયાનું સાધન જોઇએ. મારી પાસે રકમ હતી તેમાંથી અડધા ઉપરાંત પ્રવાસ અને ખાનપાનમાં વપરાઇ ગઈ હતી. બાકીની બચત રકમમાંથી ઠેઠ સૂધી ટકવું અશકય જણાયું એથી છેવટ પારસી ગૃહસ્થની સલાહને અનુસરી દેશી રાજા મહારાજાઓ જેઓ પોતાની ગરીબ હિંદી પ્રજાના પરસેવાની કમાણીની લૂંટ મારી દર વર્ષે વિલાયત આવી મોજમજાહ ભોગવે છે તેમની મુલાકાત લઇ સ્કોલરશીપ અથવા લોન મેળવવાની તજવીજ કરવા માંડી. આ વખતે શ્રીમાન કીંગ જયોર્જ પાંચમા રાજયગાદી પર બેસવાના હોવાથી તેમના રાજયાભિષેકની ક્રિયામાં ભાગ લેઈ પોતાને વફાદાર તરીકે ગણાવવા શ્રીગણેશમાં જામનગરના મહારાજા રણજીતસિંહજી તથા ઇડર, ગાયકવાડ, અલવર ગોંડલાદિના રાજાઓ લંડનમાં પધારી કોઈ સાધારણ મુસાફરની માફક હોટેલોને તો કોઇ સાધારણ ગૃહસ્થની માફક લંડન શહેરના પરામાં મકાન ભાડે લઈ પોતાના પદને શોભાવતા હતા.

પ્રસ્તુત રાજા મહારાજાઓમાં ગોંડલ સ્ટેઈટનો હું મૂળ વતની હોઈ તે સ્ટેઈટના નામદાર ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીને સ્વતંત્ર તથા દેશપ્રેમી સ્વભાવના સમજી તેમની

મુલાકાત લેવા માટે, હિંદના દેશી રાજા અને પ્રજારૂપી ગુલામોને ગુલામીની જંજીરમાં જકડી કેવળ હિંદના ભલા માટેનો દંભ રાખનાર અંગ્રેજોના આપખુદી તત્ત્વવાળી પાર્લામેન્ટની પ્રેરણાનુસાર મનસ્વી કારભાર કરનાર ઇન્ડિઆ ઓફીસ મારફત પત્ર લખ્યો. ઉત્તરમાં ઠાકોર સાહેબે તેમના ઉતારાવાળી ગ્રોવેનર હોટેલમાં મળવા સમય આપ્યો, તે પ્રમાણે જઈ મળ્યો. ઠાકોર સાહેબે પ્રેમથી સ્વાગત કરી કોચપર બેસાડી પોતે પણ બાજુમાં બેઠા. વાતચીત ચાલતાં મુલાકાતનું પ્રયોજન પૂછ્યું. ઉત્તરમાં મેં તમામ હકીકત વિગતવાર જણાવી, પોતાની પ્રજાને છોરૂ તરીકે ગણી સ્કોલરશિપ કે લોન અભ્યાસ કરવા માટે આપવા વિનતિ કરી. થોડો સમય વિચાર કર્યા બાદ ઠાકોર સાહેબે કહ્યું હું ગોંડલ દિવાનને લખી ભળામણ કરીશ તમે પણ દિવાન સાહેબને લખો. આથી મેં કહ્યું આપ ખુદ રાજકર્ત્તા અહીં હાજર છો પછી દિવાનનું બહાનું શું કામનું ? આ પછી બીજી કેટલીક વાત થઈ છેવટ કાંઈ સાર ન નીકળ્યો. હવે લંડન શહેર તરફ દૃષ્ટિ દોડાવી. તે એવા હેતુથી કે દેશી કે વિલાયતી વેપારીને ત્યાં હાલ થોડો સમય કામ કરી પૂછી તક મળતાં અમેરિકા પહોંચીશ અથવા પોતાની મુડી વિના સ્વતંત્ર ધંધો તો ન થઈ શકે પણ પરિસ્થિતિથી જાણીતા થયા બાદ કોઈ પૈસાવાળો ભાગીદાર ગોતી વેપાર ખેડીશું; પણ ફોગટ ફેરો ફરી દેશ તો પાછું એમને એમ ન જવું.

પાઠક, આવો હવે લંડનની રસિક હકીકતથી વાકેફ થઈ કાંઈક સંસાર ઉપયોગી લાભ ઉઠાવો. લંડન શહેર જગતની સપાટીમાં દુનિયાપરના તમામ મોટા અને મુખ્ય શહેરોમાં પ્રથમ

પંક્તિનું છે. શહેર ટેઈમ્સ નદીના કિનારે વસેલું છે. ઇંગ્લંડમાં લંડન એ અડધી દુનિયાના દેશોની રાજધાનીનું શહેર હોવાથી લંડનની જાહોજલાલી દિનપરદિન અધિક અધિક વધતી જાય છે. શહેરની ૮૦ લાખની વસ્તી ગણાય છે જેમાં દુનિયાપરની સઘળી પ્રજા દૃષ્ટિએ પડે છે જોકે વિશેષતઃ તો અંગ્રેજ છે. સાર્વભૌમ સત્તા હિંદ, ઇજીપ્ત, ચીનની માફક ભેદ પામી નથી પણ કેવળ અંગ્રેજોના હાથમાંજ છે. મોંટેગ્યુ સાહેબ જેવા જ્યુ પણ પોતાને પ્રથમ બ્રિટનનાજ કહેવરાવે છે અને ઇંગ્લાંડનો લાભ ખાસ ધ્યાન રાખી સંભાળે છે શહેરના રસ્તા અતિ સ્વચ્છ અને પહોળા છે. બબ્બે ત્રણ ત્રણ માઇલે હાઇડ પાર્ક કેંઝીંગ્ટન ગાર્ડન, વિક્ટોરીઆ પાર્ક, જ્યુ ગાર્ડન જેવા અત્યંત સુશોભિત રંગબેરંગી વનસ્પતિ ફુલથી છવાયલા ત્રણ ત્રણ માઇલના વિસ્તારવાળા બગીચાઓ આવે છે. આ બાગોમાં તળાવો, તળાવમાં ફરવાના નાના નાજુક હોડકાઓ, તળાવની બાજુમાં બનાવી કાઢેલા રમણીય પર્વતો, લાઇબ્રેરી, જાનવર પશુ પંખીનું ચીડીઆખાનું, મોટા મોટા દેશભક્તો, જ્ઞાની વિજ્ઞાની પુરૂષોના બાવલાઓ, બેંડ વાજાઓ, વક્તાઓના લોકોની ઠઠ વચ્ચે થતાં ભાષણો અને રાત્રે અંધારૂં થતાં સ્ત્રી પુરૂષોની સ્વચ્છંદ ક્રિડા પણ થતી હોય છે.

ટેઇમ્સ નદીના કાંઠે પાર્લામેન્ટનું મકાન આવેલું છે. પાર્લામેન્ટના મકાનપર માળના થર નથી પણ તેના ઓરડા દિવાનખાના તથા સભા હોલની બાંધણી બહુ કુશળતાપૂર્વક બાંધેલી છે. પાર્લામેન્ટ છ છ માસે ખોલે છે ત્યારે શહેનશાહ સાહેબની જરૂર પડે છે. દરમ્યાનમાં આશરે પોણા કરોડ રૂપિયા

બાર મહિને ખાધા ખોરાકીના આપી તેના નામે કારભાર તો લોકોના ચૂંટાયલા પ્રતિનિધિઓ જેની સંખ્યા ૫૦૦ થી અધિક હોય છે તે અને તેમાંથી પણ ચૂંટાયલું ૨૦-૨૧ નું કેબીનેટ, પ્રધાન મંડળ ચલાવે છે.

પાર્લામેન્ટના મકાનથી થોડેક છેટે બારીસ્ટર થવાનો અભ્યાસ કરવાનું ઇન-મકાન છે ત્યાં ફક્ત એક કલાટ પ્રોફેસર સાહેબ શીખવે છે બાકી તેની સૂચના પ્રમાણે ઘરે વાંચવાનું રહે છે. છ છ મહિને એમ પાંચ પરીક્ષા થાય છે. બેરીસ્ટર થવાની ફી કાંઇ ૯૦ પાઉન્ડ ભરવાની હોય છે.

અહીંથી નજીક ટેઇમ્સ નદી છે તેમાં સેંકડો સ્ટીમર વહાણ સ્ટીમલોંચ ઉભી હોય છે, ઇંગ્લાંડનું વાણિજ્ય ઘણે સ્થળેથી થાય છે. માનચેસ્ટર લીવરપુર, ગ્લાસગો વગેરે સ્થળેથી અતિ મોટા પ્રમાણમાં માલ ચડે ઉતરે છે; તો પણ લંડનની ગોદીમાંય લાખો મજુરો માલ ચડ ઉતાર કરતા હોય છે. ટેઇમ્સ નદીને ખોદીને ખાડી જેવી એક ફર્લોંગ પહોળી તથા ૩૦ ફુટ ઉંડી બનાવી છે, તેથી આગબોટોને જવા આવવાની છૂટ રહે છે, જેમ કલકત્તાની ગંગા નદીમાં છે.

બકીંગહામ પેલેસ બરાબર શહેરની મધ્યમાં છે. તેની અંદર રાજા સાહેબનો નિવાસ હોવાથી જવા દેતા નથી. દરવાજા પર તોપ બંદુક નગ્ન તરવાર ભાલાનો પહેરો પોલીસ કરતી હોય છે. એક માઈલથી અધિક વિસ્તારમાં મહેલ પથરાયલો છે. બહારથી તે ઘણો ભવ્ય અને ચિત્તાકર્ષક મજબુત બાંધણીનો દેખાય છે.

લંડનના મકાન એકંદરે તમામ દેખાવદાર છે. આઠમાળથી કોઈ મકાન વધારે માળનું ઉંચુ જોવામાં આવતું નથી. દરેક મકાનની નીચે અંડર ગ્રાઉન્ડ ફ્લોર—જમીન નીચે માળ હોય છે પણ તેની પાસે નીચે જવા સારૂ રસ્તાની તથા હવા અજવાળું આવી શકે તેવા બારી બારણાની સોઈ રાખેલી હોય છે. રસોઈ અંડર ગ્રાઉન્ડ ફ્લોરમાંજ થાય છે તેમ રસોઈની જણસ પણ તેની બાજુના સ્ટોર રૂમમાં રહે છે. મકાનની અંદર દીવાનખાનું જે ડ્રોઇંગ રૂમના નામથી ઓળખાય છે તે, ડાઇનીંગ રૂમ—જમવાનો ઓરડો તથા કુટુંબના પ્રત્યેક માણસ દીઠ એક એક ઓરડી હોય છે. દીવાનખાનું, ટેબલ ખુરશી કોચ આઇનો કબાટ રાઉન્ડ ટેબલ તેપર ફૂલનું કુંડુ વગેરેથી શણગારેલું હોય છે. અને દરેક ઘરની દિવાલમાં શિયાળાની શરદી નિવારણ માટે સ્ટોવ પણ ગોઠવેલા હોય છે. સુવાના ઓરડાઓ પણ ટેબલ ખુરશી પાણીનો નળ આયનો તથા ગાદલું ચદર બિછાવેલો મોટો પલંગ વગેરેથી સજ્જ હોય છે. નહાવાના બાથરૂમ તથા કાગળના ભુંગળાથી ગોઠવાયલા પાયખાના પણ હોય છે; કારણ કે ગાંડગુવાળા અંગ્રેજ મેલું સાફ કરવામાં પાણીની જગ્યાએ કાગળનો ઉપયોગ કરે છે. મકાન વાળી જાડાને રોજ સ્વચ્છ રાખવામાં આવે છે. બારી બારણા પણ પાણીના પોતાવતી લૂછી સાફ કરાય છે.

વેપારીઓ સવારે નવ વાગેથી દુકાન, ઓફિસ, બેંકો ખોલી સાંજના પાંચ વાગે બેંકો ઓફિસો અને સાત વાગે દુકાનો બંધ કરે છે. સૌ સવારે ઘરેથી નાસ્તો કરી નવ વાગે જાય છે, બપોરે એક વાગે રેસ્ટોરામાં ખાય છે, અને રાત્રે સાત વાગે

ઘેર વાળું કરે છે, જો ઇશ્વરે બાયડી છોકરાં ઘર આપ્યું હોય તો; નહિંતર ફકડ સ્ત્રી પુરૂષ ગમે ત્યાં રેસ્ટોરામાં ખાઈ લે છે. રેસ્ટોરા થોડે થોડે અંતરે આવેલા હોય છે. સામાન્ય રેસ્ટોરામાં જમનારને રોજનું ઓછામાં ઓછું બે શિલિંગ ખર્ચ આવે છે, પણ સેસીલ કે સેવોઇ જેવી અતિ મહાન્ રાજમહાલય જેવી હોટેલમાં તો ટંકે પાઉન્ડનું પણ ખર્ચ આવી શકે. હોટેલો, શોપો, પોસ્ટ તાર ઓફિસોમાં મોટે ભાગે સ્ત્રીઓ કામ કરતી હોય છે. પુરૂષના પગાર કરતાં સ્ત્રીઓનો પગાર સસ્તો હોય છે. હોટેલોના શોખીન પેસેન્જરોને આ સ્ત્રી નોકરડીઓ પ્રેમ પાશમાં બાંધી વખતે ઘણાને બાવા બનાવી મૂકે છે. વેજીટેરીયન રેસ્ટોરા પણ કોઇ કોઇ સ્થળે છે.

લંડનમાં રહેનારને ઘણી સગવડ મળે છે. ખાવાની તમામ ચીજઃ આટો દાળ, શાક તમામ જાતનું ફળ, માખણ મધ, દૂધ પુષ્કળ પ્રમાણમાં ઠેકઠેકાણે મળે છે. મકાનના દરવાજે ચીઠ્ઠી લખી ચોડવાથી દૂધવાળો દૂધ દઈ જાય છે અને ટેલીફોનથી દુકાનદારને ઓર્ડર આપતા દુકાનદાર ચીજ વસ્તુ મોટરમાં તુરત મોકલી આપે છે. લંડનમાં એક એક એવા ગભ્ભર ધનાઢય વેપારી પડેલા છે કે તેની માઈલ માઈલના વિસ્તારમાં બિલ્ડીંગ હોય છે અને તેમાં મુંબઇની મુળજી જેઠા કાપડ મારકીટની માફક ગલ્લીઓ છે. દરેક ગલ્લીમાં જૂદી જૂદી પ્રકારનો વેપાર ગોઠવ્યો હોય છે. કોઈમાં કાપડ, કોઈમાં ઝવેરાત, કોઈમાં કટલેરી, કોઇમાં હોઝાઇરી, કોઈમાં ગંધીયાણું, કોઈમાં ફળ મેવો, કોઈમાં સેંટ લવંડર તેલ, એમ દરેક વસ્તુ એકજ દુકાનદારને ત્યાંથી જૂદા. જૂદા ડિપાર્ટમેન્ટ–

ખાતામાંથી મળી શકે છે. દરેક ખાતાનો મેનેજર કે સેઇલ્સમેન અતિ સભ્યતાઇથી વાત કરી ઘરાક ખરીદે કે ન ખરીદે તો પણ માનપૂર્વક દરવાજા સૂધી ઘરાકને વળાવવા જાય છે. કિંમતમાં ક્યાંય બે ભાવ થતાં જણાયા નહિ. હા, એટલું છે કે વેપારીને સામટો માલ ખરીદવામાં તેઓ વખતે કમિશન આપે છે.

શહેરની મધ્યમાં બ્રિટીશ મ્યુઝીઅમ નામની મોટી જગવિખ્યાત લાઇબ્રેરી અને સંગ્રહસ્થાન છે. અહો ! આ પુસ્તકાલયમાં લાખો પુસ્તકો જે કદી સ્વપ્નામાં પણ ન આવે એવા કિંમતી અને દુષ્પ્રાપ્ય કરોડો રૂપિયા ખર્ચી એકત્ર કર્યા છે. જૂદા જૂદા વિષયવાર વિભાગ પાડી અતિ ઉંચા વિશાળ કબાટોમાં પુસ્તકોનું બરાબર જતન થાય છે. સંસ્થાનો મેમ્બર ગ્રંથનો ઉપયોગ કરી શકે છે. કલકત્તાની ઇમ્પીરીયલ લાઇબ્રેરી તથા વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરી પણ અમોએ જોઈ છે પરંતુ આના પ્રમાણમાં તો તે ઊંટ આગળ બકરૂં ગણાય.

શહેરનો વિસ્તાર, લંબાઈ પહોળાઇ ૫૦ માઇલથી અધિક હોવાથી તેના ચાર વિભાગ નોર્થ, સાઉથ, ઇસ્ટ અને વેસ્ટ રૂપે પાડયા છે. મુખ્ય રસ્તાઓ, ગલ્લીઓ અને પેટા ગલ્લીઓ અસંખ્ય છે. શહેરની મધ્યનો ભાગ જેટલો ભવ્ય છે તેટલો નાકાનો નથી. છેવાડે નાના નાના બેઠા ઘાટના મકાનો બંધાયલા છે, જે કંઇક હિંદના મકાનોનો ખ્યાલ આપે છે. ધનિક લોકો, શહેરમાં ચાલતી ટ્રામ, ઓમ્નીબસ, મોટર, અંડર ગ્રાઉન્ડ રેલ્વે અને કારખાના તથા વેપારીઓના કોલાહલથી બચવાને ખાતર શહેર નજીક આવેલા બેઠા ઘાટના મકાનવાળા પરામાંજ રહેવાનું

વધારે પસંદ કરે છે. લંડનમાં જેઓ પૈસાદારો છે, તેની પાસે કરોડોની દોલત છે. તેઓ અતિ મદથી ઉન્મત્ત બની અભિમાનથી પીડાય છે. અને જેની પાસે કાંઇ નથી તેઓ દિવસમાં ૧૦ કલાક સખ્ત મહેનત કરે છે છતાં જેને કામ નથી મળતું તેઓ પેટનો ખાડો ન પૂરાવાથી દયામણે ચહેરે ભૂખે મરે છે. શ્રીમંતોના ૧૫ ટકા છે ત્યારે નિર્ધનના ૮૫ ટકા છે. ઇંગ્લાંડમાં ભીખ માગવાની રીત નથી તેથી ભીખારી લોક છાબડીમાં જોડાની વાધરી તથા દિવા-સળીની ડબી રાખી ફરે છે. યુરોપના દેશોમાં દયાનો છાંટો નથી, ધર્મશાળા કે સદાવ્રત પણ નથી કે જ્યાં ગરીબ, નિરાધાર, રોગી કે વૃદ્ધાવસ્થાથી પીડિત જઈ આશ્રય લે.

લંડનમાં પુરૂષો સ્ત્રીઓ કરતાં ડ્રેસમાં બહુ ટાપટીપ કરે છે. વળી નવી ફેશનના સુટ કરાવી સવાર સાંજ રાતના જૂદા જૂદા પહેરે છે. સ્ત્રીઓ અહીં ધણી પાસે પોતાના અંગત અને ઘરના કેટલાક કામ કરાવી પુરૂષોને અર્ધ ગુલામ જેવા રાખે છે. પતિવ્રતા ધર્મ તો ભારત સિવાયની કોઈ અન્ય દેશની સ્ત્રીઓને ઇશ્વરે અર્પણ કરેલ લાગતો નથી. પાળે તો આપથી નહિં-તર ન બન્યું એટલે તુરત Divorce—છૂટા છેડા થાય છે. ધણીની હાજરીમાં સ્ત્રી ગમે તેની સાથે એકાન્તમાં હરે ફરે બેસે ઉઠે છતાં ધણીથી કાંઈ ન કહેવાય, પણ જો પુરૂષ બીજી સ્ત્રીના પ્રેમ-પાશમાં પડેલો દેખાય તો તે માર્યો જાય. સગપણ થયા પહેલા ઘણી જુવાન સ્ત્રીઓ પુરૂષો સાથે સ્વચ્છંદે વિચરે છે. પચાશ વર્ષની ડોશી થાય છે છતાં તેને પરણવાનું મન થતું નથી, કોઈના બંધનમાં મૂકાવું ગમતું નથી પણ સ્વચ્છંદે વિચરવું ગમે છે.

લગ્નની બાબતમાં અહીં છોકરા છોકરીઓની ઇચ્છા વિરૂદ્ધ મા બાપથી વર્તી શકાતું નથી. લગ્ન થયા પછી તો માબાપને અહં બ્રહ્માસ્મિ, કોણ તું અને કોણ હું! એવો વ્યવહાર કરવાનું ઘણાના કપાળમાં સરજાયું હોય છે. નિર્ભાગી હિંદમાં પણ હમણા હમણા તેવું બનવા લાગ્યું છે. અંગ્રેજ લોક સ્વભાવે સ્વમાની, ઉદ્ધત, પુરૂષાર્થી, દેશપ્રેમી, પક્ષપાતી તથા સાહસિક છે. લંડનની બાજુમાં કેમ્બ્રીજ ઓકસફર્ડમાં ઉત્તમ પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરી શકાય તેવી કોલેજો છે. ઇંગ્લાંડે શિક્ષણને ફરજીઆત બનાવી પ્રજાને ૯૪ ટકા લખતી વાંચતી કરી છે. નિત્ય સવાર સાંજ સેંકડો ન્યુસપેપર પ્રકટ થાય છે જેમાં પ્રત્યેકની એકથી પાંચ લાખ પ્રત પ્રતિદિન ખપે છે. હિન્દુસ્થાનના અલ્પ સાધનવાળા છાપાઓની માફક અહીં છાપાઓની કિંમત દોઢ બે આના પડતી નથી પણ અડધી પેની એટલે બે પૈસામાં છાપું વેચાય છે. બ્રેડફર્ડ, લીડઝ, લીવરપુલ, માન્ચેસ્ટરમાં લોઢુ, કાપડ, તમાકુ વગેરેના સેંકડો કારખાના છે. તેઓ લાખો કરોડોનો માલ બનાવી સરકારી સહાય વડે દેશ પરદેશમાં, ખાસ કરી કામધેનુ રૂપ હિંદમાં ખપાવી અનર્ગળ નફો મેળવે છે.

લંડનની હવા ઘણી સરસ રહે છે. ખાસ કરી એપ્રીલથી ઓકટોબર સૂધી યુરોપ અમેરિકા જાપાન ચીન રહેવા જેવા દેશ છે. જાન્યુઆરી ફેબ્રુઆરીની અનહદ ઠંડીમાં જાપાનમાં રહેતાં મને ઘણો ત્રાસ વેઠવો પડયો હતો. લંડનમાં હમણા એપ્રીલ માસ ચાલતો હોવાથી હવા બિલકુલ હિંદુસ્થાનની માફક સમશીતોષ્ણ હતી. ઇંગ્લાંડમાં આ વખતે આપણા આશરે સાતસો આઠસો હિંદીઓ હતા જેમાંના ઘણાખરા વિદ્યાર્થી તરીકે આવેલા હતા.

તેઓ લંડનમાં તેમ કેમ્બ્રીજ ઓકસફર્ડમાં હોટેલ કે ફેમીલી હાઉસમાં રહી શીખે છે. શીખતાંશીખતાં જુવાની, એકાન્ત, વિકારી ખાનપાન, છૂટ, ગોરી ચામડી વગેરેના કારણે ઘણા વિદ્યાર્થી મૂળ હેતુથી ભ્રષ્ટ થઈ પોતે દુઃખી થાય છે અને સ્વદેશમાં માબાપને કરે છે. ઝવેરાત મોતી હીરાના વેપારી પાંચ છ છે તેમાં સુરતના વતની રા. હીરાલાલ બેકર ઘણા મળતાવડા પરોપકાર વૃત્તિના જુવાન પુરૂષ છે. બીજા પણ દશબાર વેપારીઓમાં પાંચ છ પારસી અને પાંચેક મુલતાની તથા સુરતી છે. તેઓ હિંદની કારીગરીના વાસણ શેત્રંજી મુરબા હાપુસ વગેરે સમયાનુસાર વેચવાની દુકાનો રાખી રહ્યા છે. પૂર્વે જણાવેલા રાજા મહારાજાઓ ઉપરાંત દેશભક્ત બાબુ બિપિનચંદ્ર પાલ, શ્રીયુત્ દાદા સાહેબ ખાપર્ડે પણ આ વખતે લંડનમાં હતા.

લંડનની પોલીસ અતિ બાહોશ તથા માયાળુ છે. તેઓ અજાણ્યા–રસ્તો ચૂકેલાને જાપાનીઝ પોલીસની માફક વિનયથી સમજ પાડી રસ્તો તથા ટ્રામ કે શહેર નીચે રેલ્વે ચાલે છે તે બતાવે છે. ટ્રામનો ચાર્જ માઇલે એક પેની–આનો હોય છે. લંડનમાં પાઉન્ડ –શિલિંગ–પેન્સનું ચલણ છે. શિલિંગના બાર આના અને પેન્સની એક આના બરાબર કિંમત છે. અંગ્રેજ લોકો બહુ ખાધરા હોય છે દિવસમાં ત્રણ ચાર વખત ખૂબ ખાય છે. સવારે આઠ વાગે બ્રેકફાસ્ટ જવની ખીર તથા પાઉ ચા સાથે કરે, બપોરે કેઇક માંસ અને ચાનું લંચ લે અને રાત્રે સાત વાગે ફરીને આવ્યા પછી માંસ ચોખા સુપ બાફેલા બટેટા વગેરેનું સપર લે અને ઉપરથી લીલા ફળ ખાય છતાં વચ્ચે વચ્ચે કેઇક ચોકલેટાદિ ખાતા જાય. દારૂ

ચીરૂટ સીગારેટ તો તેની ગળસુંદીમાં પાઈ છે એટલે આખો દિવસ પીતાજ હોય એમાં કાંઈ આશ્ચય નથી. આવા કુલક્ષણો આપણા હિંદીઓમાંથી ઘણાને સંસર્ગદોષે લાગુ પડી ગયા છે. ધર્મજ્ઞાનના અભાવે વાતાવરણની અસર થતાં મનપર સંયમ જુજજાજ વ્યક્તિ રાખી શકે છે. શેઠ જીવનચંદ લલ્લુભાઈ જેવા ધાર્મિક વૃત્તિના વેપારી તથા શેઠ વસનજી ત્રીકમજી જેવા પ્રવાસી શ્રીમંત ગૃહસ્થ નોકર રસોઈઆ સાથે લઈ જાય તેવાને કોઈ પ્રકારે ભ્રષ્ટ કે દુઃખી થવાનો સમય આવતો નથી. રાજા મહારાજામાંથી જેમ કેટલાક પ્રતિષ્ઠાની ખાતર નોકર ચાકર મુંબઈ કે એડન સુધી સાથે રાખે છે તેમ આપણા ગૃહસ્થોમાં શેઠ ત્રીભોવનદાસ મંગળદાસ જેવા જ્ઞાતિમિત્રોમાં પ્રતિષ્ઠા નિભાવવા હિંદથી ઉપડતી વખતે નોકરો સાથે લે છે પરંતુ પછી કોઇને એડનથી રજા આપે છે તો કોઇને લંડનથી રજા આપે છે. પરિણામ એ આવે છે બિચારા નોકર વિશ્વાસે રજળી મરે છે. શેઠ ત્રીભોવનદાસે તેમના નોકરને રજા આપ્યા પછી તે બિમાર અશક્ત થવાની અમોને ખબર પડતાં હોસ્પીટાલમાં બનતી સારવાર કરવા ગયેલ. જાપાનમાં પણ આમજ બને છે. જ્ઞાતિજનોને બતાવવા માટે કેટલાક વેપારી, રસોઈઆને સાથે લઈ જાય છે પણ જાપાન પહોંચ્યા પછી રસોઈઆ પેઢીના કલાર્ક મહેતાજી તરીકે કામ કરે છે અને ખરા રસોઇઆ તરીકે તો જાપાનીઝ સ્રીઓને રાખી લે છે, જેનો સદુપયોગ અને દુરૂપયોગ પણ થાય છે.

ઇંગ્લાંડની પાર્લામેન્ટે જોકે રાજયસત્તા રાજાના હાથમાંથી ઝુંટવી લીધી છે છતાં પણ રાજા ગમે તેવો હોય તોય તેનામાં

દેવી અંશ છે એ માન્યતા પ્રસંગ આવે છે ત્યારે તેઓમાંય પ્રકટી નીકળે છે. સન ૧૯૧૧ જુલાઇની ૨૨ મી તારીખ આવવાની તૈયારી છે. સદ્‌ગત્ રાજા એડવર્ડ સાતમા દેવલોક પામવાથી તેની પાછળ તેના પાટવીકુંવર શ્રીમાન્ જયોર્જ પાંચમાને રાજ્યાભિષેક કરવાની અતિ મોટા પ્રમાણમાં દબદબા ભરી તૈયારીઓ થઈ રહી છે. બકીંગહામ પેલેસથી પાર્લામેન્ટ અને તેની આસપાસ કોઈ સાત માઈલના વિસ્તારમાં શ્રીમાન્‌ની સ્વારી નીકળવાની છે. દુકાનો રસ્તાઓ, મકાનો, સરકારી કચેરીઓ સ્વચ્છ બનાવી રંગબેરંગી ધ્વજા પતાકાથી શણગારવામાં આવી છે. અધિકારીઓ સાધન એકત્ર કરવાની તથા વ્યવસ્થા જાળવવાની ખટપટમાં પડયા છે. મકાન અને દુકાનવાળા સ્વારી જોવા ઈચ્છનાર પ્રત્યેક મનુષ્ય પાસેથી સીટ–બેસવા ઉભા રહેવાની જગ્યા ભાડે આપી દશ શિલિંગથી પચાશ પચાશ પાઉન્ડ સૂધી ઉપજાવવાની ગોઠવણ કરી રહેલ છે. ઇંગ્લાંડના નાના મોટા શહેરોમાંથી, યુરોપના દરેક દેશોમાંથી તથા તાબેદાર રાજયોમાંથી અનેક રાજા પ્રજા નાના પ્રકારની ભેટ આપવા કે પ્રસંગની ધામધુમ જોવા નિત્ય હજારોની સંખ્યામાં લંડન આવે છે. વિધવિધ પ્રકારના ડ્રેસ હથિયારવાળું આર્મી અને નેવી ખાતાનું લશ્કર દેખાવ દઇ રહ્યું છે. એવામાં મુકરર તા. ૨૨ મી આવી પહોંચી. રાતના દશ વાગેથી ભાતાના પોટકા હાથમાં રાખી લોકો સ્વારી જોવા ઉપડી ગયા હતા. અમોએ પણ બે ત્રણ મિત્રો સાથે આવા અપૂર્વ પ્રસંગ રાજયાભિષેકની ધામધુમ, પ્રસિદ્ધ થયેલ પ્રોગ્રામ અગાઉ આઠ કલાક યોગ્ય સ્થળે જઇ પહોંચી, જગ્યા શોધી લીધી હતી. પોલીસ સોલ્જરોનો ખુલ્લી તરવાર ભાલું બંદુક

સાથે તથા ઘોડેસ્વાર સાર્જન્ટોનો બંદોબસ્ત પૂરતો હતો. સ્વારી નીકળવાના રસ્તાપર પોલીસની, હાથમાં તૈયાર બંદુક સાથે એક પછી એક એમ આગળ પાછળ ત્રણ હારો ઉભી હતી અને તેની પાછળ લોકોની હારો અનુક્રમે ગોઠવાઈ ગઈ હતી. રસ્તા વચ્ચે ખડેખાઓ લોર્ડ ઉમરાવ, રાજ્ય કુટુંબના માણસો અને અધિકારીવર્ગ સિવાય સામાન્ય લોકવર્ગનું હલનચલન બંધ થઇ ગયું હતું. જોતજોતામાં તો અસંખ્ય લોક એકત્ર થઈ ગયું. માઇલો સૂધી શ્વેતાંગ ગોરાઓની સખ્ત ભીડ જામેલી હતી તે એટલે સૂધી કે કોઈ તેને વીંધી આડે પેશાબ જવા માગે તો પણ તેમ બનવું અશકય હતું.

સવારના સાતવાગાનો સમય થયો. વિચિત્ર પ્રકારના લશ્કરીઓ બેંડના ધ્વની સંભળાવતા પ્રથમ નીકળ્યા. બાદ ઘોડેસ્વારો, પછી લશ્કરી લોકો અને સેનાધિપતિઓ, પછી દેશવિદેશના માનવંત પરોણાઓ, પછી કેટલાક હિંદી રાજાઓ, પછી ખડા ખડા ઉમરાવ વર્ગ અને પછી શ્રીમાન્ રાજા જ્યોર્જ પાંચમા તથા મહારાણી મેરીની સ્વારી સોળઘોડાવાળા રથમાં નીકળી. આ વખતે તોપોની સલામી અપાવા માંડી. લશ્કરી પોલીસોએ હથિયાર નમાવી માન આપ્યું. પ્રેક્ષક પ્રજાએ પણ ગગન ભેદી હીપ હીપ હુરેના અવાજો કરી રૂમાલ હાથવતી ફરકાવી માન આપ્યું. આ અલૌકિક દ્રષ્યના ફોટા જગ્યા જગ્યાપરથી ફોટોગ્રાફરો ખેંચતા હતા. સ્વારી ચર્ચ તરફ ગઇ. ત્યાં ખ્રિસ્તી ધર્મની વિધિ પ્રમાણે પાધરી બુવાઓએ ક્રિયા કરાવી અભિષેક કરાવ્યો. જ્યારે શ્રીમાન્ રાજાસાહેબને રાજ્યારોહણ કરવાની વિધિ ચાલતી હતી તે વખતે તેનો અત્યંત મોટો ઝભ્ભો ઉપાડવાનું સ્વર્ગીય માન હિંદી રાજાઓમાં કેટલાકને

રાજા રાણીની પાછળ ઉભા રહી ભોગવવાની તક મળી હતી. ધન્ય છે એ વીર વફાદાર પ્રાતઃસ્મરણીય ચંદ્રગુપ્ત પૃથુની સંતતીને!

આ વખતે એક એકઝીબીશન–પ્રદર્શન પણ ગોઠવવામાં આવ્યું હતું. એ પ્રદર્શનનું નામ કોરોનેશન એકઝીબીશન હતું. એકઝીબીશન ઘણું મોટું હતું. બે ત્રણ માઇલના વિસ્તારમાં હતું. તેની અંદર ઇંગ્લાંડ તથા હિંદની કારીગરીની વસ્તુઓ ગો-ઠવી હતી. પ્રેક્ષકને એક શિલિંગની ટિકીટ લઇ જતાં અંદર જવાની છૂટ મળતી. શરૂથી જોતાં જોતાં આખું પ્રદર્શન ફરી વળીએ તો ખાસા છ કલાક થાય; તોપણ બારિકાઇથી તો નજ જોઈ શકાય. પ્રદર્શનમાં ઇંગ્લાંડે હુન્નર ઉદ્યોગમાં કેટલી પ્રગતિ કરી છે, કરી રહ્યું છે અને કરવાનું છે એનું તથા હિંદી વિભાગમાં આગ્રા લખનો બરમાથી હિંદીઓ આવ્યા હતા તેની બનાવટ, એદીપણું, હોકો તમાકુ અને ગપાટાના ગુલતાનમાં તલ્લીનતા જોતાં હિંદ કેટલી અધોગતિએ પહોંચ્યું છે, પહોંચી રહ્યું છે અને પહોંચવાનું છે એનું પણ સ્પષ્ટ દર્શન થતું હતું.

આ સિવાય એક ક્રિસ્ટલ પેલેઈસ–કાચના ભવ્ય મહાલયમાં એકઝીબીશન લંડનથી ૨૦ માઇલ દૂર ગોઠવાયું હતું તે પણ જોયું. લગભગ ત્રણ માસ પર્યંત લંડનમાં અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિએ ઉત્તમોત્તમ જોવા અનુભવવા લાયક સ્થળોનું નિરીક્ષણ કરી વિશેષ નિરૂદ્યમીપણામાં રોકાવું હવે નિરર્થક ધારી આગસ્ટ માસની તા. ૧૧ માએ લંડન છોડી ડોવર કેલે વચ્ચેની ઇંગ્લીશ ચેનલ વટાવી પેરીસ ઉતર્યો. લંડનની જમીન નીચે ચાલતી રેલ્વે વિજળીના બળથી કલાકના ૪૦ માઇલની ઝડપે ચાલે છે. માઇલ માઇલ

શહેરની મધ્યમાં સ્ટેશનનું મકાન છે અને લીફ્ટમાં બેસી નીચે જતાં ટ્રેઈન મળે છે. અન્ડરગ્રાઉન્ડ રેલ્વેમાં કોઈ જાતનો ક્લાસ વર્ગ નથી. સીધા સળંગ ડબા પરસ્પરના કનેકશનમાં છે મખમલની ગાદીવાળી સીટપર ગરીબ શ્રીમંત વગર ભેદે સાથે બેસી શકે છે, જયારે હિંદમાં રેલ્વેની તદ્દન વિલક્ષણ સ્થિતિ છે. અહી લાંબી મુસાફરી કરનારી રેલ્વેના થર્ડ ક્લાસના ડબા પણ હિંદી રેલ્વેના સેકન્ડ ક્લાસ કરતા સારા હોય છે. અહીં કાળા ગોરાનો કે શ્રીમંત ગરીબનો ભેદ જેમ હિંદમાં એંગ્લો ઇન્ડિઅનોને ખાસ સગવડતા આપી રાખવામાં આવે છે તેમ રખાયેલો નથી. અવશ્ય, જે ભેદ આપણે હિંદમાં જ્ઞાતિ પ્રથાનો છે તે યુરોપમાં પણ એક નહિને બીજા રૂપમાં અસ્તિત્વ ધરાવે છે. લોર્ડ, નોકરીઆત, વેપારી અને મજુર એઓ સૌ દરજજાના પ્રમાણમાં એક બીજા સાથે રોટી બેટી વ્યવહારમાં જોડાય છે. કદાચ કયાંય ઉંચ નીચનું સમ્મેલન થઈ જાય છે તો તેઓ એક બીજા પ્રત્યે ઘૃણા દર્શાવે છે; માત્ર હિદમાંજ બેવકૂફો–કહેવાતા સંસાર સુધારકો પોતાનું જાળવી બીજાનું ટાળવા માટે વગર સમજે નાચ કૂદ કરે છે.



# પેરીસ.

## ૨૦

જગપ્રસિદ્ધ આ અલબેલી નગરી જોવાને કોનું મન તલપી રહેલું નથી ! મારા અનુભવ પ્રમાણે ભણેલ અભણ હરેક મનુષ્યનું હ્રદય જો પ્રભુ કૃપાએ અનુકૂળતા હોય તો પેરીસના અતિશય ગુણગાન સાંભળી તેના દર્શન કરવા આતુરતા ધરાવે છે. સંકટ તથા દ્રવ્ય હાની તો ઘણા પ્રકારની સહેવી પડી પણ દુનિયામાં જે કાંઈ સારભૂત છે—જેના પર મોહથી મન સદાકાળ ચોંટી રહેતું હતું, તેનું વાસ્તવિક હાર્દ શું છે ? તે જાણવાની પરમકૃપાળુ પરમેશ્વરે તક આપી; એ માટે હું મને પૂર્ણ ભાગ્યશાળી સમજી દુઃખ, મનોભંગની વ્યથા, તથા લાભ હાની ભૂલી ગયો. પેરીસ વિશે લંડનથી ઘણું જાણી લીધું હતું. કાઠિયાવાડી દેશભક્ત મી. રાણા જે ઘણા વર્ષથી સરકારની કફગીને પાત્ર ઠરવાથી ફ્રાન્સ–પેરીસમાં ફ્રેંચ ઓરત સાથે નીકા પઢી તેનાથી ઉત્પન્ન બાળબચ્ચાં સાથે રહી આજીવિકા માટે હીરામોતી ઝવેરાતનો ધંધો કરે છે. દેશભક્ત શ્યામજી કૃષ્ણવર્મા તથા બીજા નાના મોટા ૩૦ ૩૨ ઝવેરાતના હિંદી–બહુધા ગુજરાતી જૈન વેપારીઓ પેરીસમાં રહે છે, જેમાંના કેટલાક તો બાળ બચ્ચાં નોકર રસોઇઆ સાથે હિંદી ઢબે રહે છે. મી. રાણાપર ભળામણપત્ર લીધો હતો તેથી તેને જઈ મળતાં તેણે હોટેલ બતાવવા માણસ આપ્યું. હોટેલવાળા સાથે એક રૂમના અઠવાડિક ભાડાના ૧૨ ફ્રાન્ક (એક ફ્રાન્કની કિંમત ૧૦ આના થાય છે ) ઠરાવી ઉતારો કર્યો.

સામાન રૂમમાં બંધ કરી શહેર જોવા તથા દેશીભાઇઓને મળવા નીકળી પડયો. ભાષાની સગવડતા ખાતર ફ્રેંચ, રશિઅન જરમન, ઇટાલીઅન જાપાનીઝ વગેરે સેલ્ફ ટોટબુકો અગાઉથીજ પોર્ટસેઈડમાંથી ખરીદી સાથે રાખેલ હતી. જયાં જે ભાષા બોલવાની જરૂર પડે એમ લાગે ત્યાં તે ભાષાના આવશ્યક કામચલાઉ વાકયો મુખાગ્રે કરી લેતો. તેમ જે દેશ કે જે શહેરમાં જવું પડતું ત્યાંના નકશાઓ, પ્રસિદ્ધ સ્થળના ફોટાવાળા કાર્ડો વેચાતા લઈ સાથે રાખતો. Guide ભોમીઓ—પથદર્શક ને ઘટતો પગાર આપી સાથે રાખવો એ આવશ્યક હતું પણ જોઈતી માહિતી પૂછી લેતો એથીય પ્રવાસમાં સારી સગવડ જળવાતી હતી. પેરીસમાં ટ્રામ બસ અન્ડરગ્રાઉન્ડમાં બેસી તમામ સ્થળ જોયા. હિંદુસ્થાનમાં બેઠા ભોળા હિંદીભાઇઓ અજ્ઞાનતાથી માને છે કે પેરીસમાં કાચના મકાન, આરસપહાણના રસ્તા અને અમરાપુરી જેવા ભોગ વિલાસ છે; આવી માન્યતામાં લોકોની છેલ્લી માન્યતા ખરી છે. બાકી કાચના મકાન નથી પણ બારી બારણાં છે. તેમ આરસપહાણ રસ્તામાં નહિ પણ મકાનની અંદર ઓરડા ગેલેરીમાં બિછાવેલો છે. ભોગ વિલાસનું તો શું પૂછવું ! પેરીસની ૩૨ લાખ માણસની વસ્તી ગણાય છે, કહેવાય છે કે તેમાં ૧૪ લાખ સ્ત્રીઓ તો વારાંગનાનો અવતાર ધરી બેઠી છે. સ્થાયી કે પરદેશી જેઓ માની લીધેલા દેવતાઈ સુખ ભોગવવા સ્ત્રીઓ પાસે જાય છે તેને સ્ત્રીઓ નવા નવા અમીરી પોષાક, નગ્ન નાચ અને વિષય ભોગથી મનમાન્યા દામ લૂટી રંજન કરે છે. ફ્રાન્સની નૈતિક દષ્ટિએ એટલી તો અધોગતિ

થઈ છે કે સ્ત્રી પુરૂષો નહિ પરણુતા–સાંસારિક બોજો કે બંધન (એ દેહને આત્મા માનવાવાળા મૂઢ મતિઓને મન) ન વહોરતાં સ્વચ્છંદે વિચરી જીવન ગાળે છે. આથી ફ્રાન્સની પ્રજા ઘણી ઘટી ગઈ છે. ફ્રાન્સની સરકારે હવે નિદ્રામાંથી જાગ્રત થઈ પ્રજા વધારવા લગ્ન ફરજીઆત કરવાનો કાયદો પણ ઘડયો છે.

સ્ત્રીઓમાં સૌંદર્ય બીજા યુરોપીય પ્રદેશની સ્ત્રીઓ કરતાં વધારે છે. ઉપરાંત પોષાકની પણ ટાપટીપ બહુ છે. પેરીસમાં આપણા હિંદી વીરોમાંથી પણ કોઈ કોઈ ફ્રેંચ રમણીના હાથમાં હાથ ઘાલી ભમતા નજરે પડે છે. ફ્રાન્સમાં મોજશોખ વિલાસ ઘણા છે. તેમ હુન્નર ઉદ્યોગ પણ છે. જરીકામ, સેંટ, લવન્ડર મોજા રૂમાલ, સાબુ ઉત્તમ પ્રકારના બને છે. લોકો સ્વભાવે મિલનસાર તથા ઉદ્યોગી જણાયા. રસ્તા પહોળા સફાઈદાર છે. મકાનો લંડનની માફક સાત આઠ માળના સુંદર દેખાવડા છે. ફ્રાન્સની ચાર કરોડની પ્રજામાં પેરીસ શહેર સૌથી મોટું અને શ્રેષ્ટ પંક્તિનું ગણાય છે. દુનિયાના શહેરોમાં પેરીસનો ત્રીજો નંબર છે.

પેરીસમાં થોડે થોડે અંતરે ઘણા જોવા લાયક સ્થળો છે. શહેરના મધ્ય ભાગથી સાતેક માઈલ દૂર એફીલ ટાવર છે તે પૃથ્વીની સપાટીથી ૯૦૦ ફુટ ઊંચું ગણાય છે. તેના ઉપર અડધો ફ્રાંક આપી લીફ્ટ દ્વારા ચઢવાથી આખા પેરીસનો વ્યુ બહુ સરસ દેખાય છે. બીજું ઐતિહાસિક સ્થળ વીર નેપોલીઅન બોનાપાર્ટ કે જે રણકેસરીએ પોતાના અદ્‌ભુત પરાક્રમ તથા બુદ્ધિ કૌશલ્યથી અનેક યુરોપીય રાજ્યોને હતા નહતા ધૂળ ચાટતા કરી ફ્રાન્સના ઉદ્ધાર સાથે ચક્રવર્તીપણાની જય પતાકા ફરકાવી

હતી તે મહાનુભવ પુરૂષની ટોંબ–સમાધિસ્થાન જોવા જવું છે. આ સ્થળે ફ્રાન્સના તથા ઇતર સ્થળના હજારો સ્ત્રી પુરૂષો દૂર દૂરથી આવી સ્વર્ગસ્થ વીરના અલૌકિક પુરૂષાર્થનું સ્મરણ કરી વંદન કરે છે.

આજ તા. ૧૪ ઓગસ્ટનો દિન એ ફ્રાન્સની સ્વતંત્રતા પ્રાપ્તિનો મહાન્ પુણ્યશાળી દિવસ હોવાથી આખા પેરીસ શહેરમાં ઘરેઘર–ગલ્લીએ ગલ્લી લોકો આનંદ માની મનાવી રહ્યા છે. કામ ધંધો વ્યવહાર બંધ કરી કોઈ પણ પુરૂષ કોઈપણ સ્ત્રી સાથે અને છોકરો છોકરી સાથે પરસ્પરમાં આલિંગન કરી નાચ નાચી રહ્યા છે, મૃદંગ વગાડી રહ્યા છે અને નવા નવા વસ્ત્ર પહેરી ભાતભાતના તેના રિવાજના મિષ્ટાન્ન ઉડાવી રહ્યા છે. સરકારી ગોઠવણ પ્રમાણે આજ સવારના પેરીસથી સીન નદીની પેલી પાર ખુલ્લા વિશાળ મેદાનમાં લાખો માણસો એકત્ર થયા છે. પ્રથમ લશ્કરી સોલ્જરો દ્વારા બેંડ વગડાવી સલામી લેવરાવ્યા બાદ અનેક એરોપ્લેન, વિમાનોની હરિફાઈ આકાશમાં ચાલી રહી છે. આમ પાંચ છ કલાક જૂદી જૂદી જાતના લોક રંજનના દેખાવ તથા સ્વતંત્રતા એજ મોક્ષ છે, એમાંજ દેશજનોને સર્વ પ્રકારના સુખ છે એવા ભાવ સૂચક પ્રયોગો થયા પછી સ્વદેશ રક્ષણાર્થે લશ્કર અને હુન્નર ઉદ્યોગ ખાસ ઉપયોગી છે, એવું દર્શાવી લોકો છૂટા પડયા. બપોર પછી ખાઇ પી પાછા નાચગાન કરવા લાગ્યા. ફ્રાન્સનો છેલ્લો રાજા લુઈ થઈ ગયો તેનાથી પ્રજા પાલન થઈ શકયું નહિ. પ્રજા પીડાવા લાગી એટલે તેને ગાદી ભ્રષ્ટ કરી લોકોએ સ્વતંત્રતા જાહેર કરી, ત્યારથી તે આજ સુધી લોકો પોતાની વતી પ્રજાવત્સલ પ્રતિનિધિ-પ્રેસીડેન્ટ વગેરે અધિ-

કારીઓને ચૂંટી પાર્લામેન્ટ દ્વારા રાજકારભાર ચલાવે છે. ફ્રાન્સમાં ફરજીઆત શિક્ષણ તથા લશ્કરી તાલીમ લોકોએ લેવાની હોય છે એથી લોકો બળ બુદ્ધિ હુન્નરમાં પ્રગતિ કરી પૈસે ટકે સુખી સ્વતંત્ર છે. યુરોપ ચીન જાપાન અમેરિકામાં હથિયારની છૂટ છે. ફ્રાન્સમાં લોકો રાઇફલ વગેરે રાખવાનો વિશેષ શોખધરાવે છે. હથિયારની દુકાનો અને ખાવાપીવાના રેસ્ટોરા ઠામ ઠામ જોવામાં આવે છે. યુરોપમાં થોડા વર્ષ પૂર્વે નહાવા ધોવાનો તથા સ્ત્રીઓને ઘરેણા પહેરવાનો ચાલ ન હતો એમ કહીએ તો ખોટું નથી પણ હમણા હિંદના સંસર્ગથી તેઓ અઠવાડિઆમાં એક બે વખત નહાતા ધોતા શીખ્યા છે. દાતણ માટે બ્રશ પાઉડર યુરોપમાં પુષ્કળ બને છે પણ યુરોપીઅનો તેનો બહુ ઓછો ઉપયોગ કરે છે. ઉપરથી કપડાપર સેંટ લવંડર ભભરાવી ટાપટીપ રાખે એટલુંજ; બાકી શૌચાચાર અતિ કમ છે. મોટા મોટા દરજ્જા પોઝીશનમાં તે લોકો દૂર બેસી વાત કરે છે એ ઠીક છે પણ જો કદાચ પાસે બેસી સુવાસ આપે તો ઘણાના મોઢા ગંધાતા હોય છે. સ્ત્રીઓ પણ હવે સોનાની પાતળી બંગડી, વીંટી, મોતીની માળા પહેરવા લાગી છે. ફ્રાન્સમાં સોનાની વિપુલતા છે પણ દેશ બહાર લઇ જવા દેતા નથી. એતો હિંદુસ્થાનમાંજ પોપાબાઇનું છે કે જે કોઈ પરદેશી આવી થોડા દિવસ રહે છે તે હિંદીઓનો ઉપકાર માનવાને બદલે ઉલટો ડરાવી બાપીકું માની સતાવે છે- હાથ પડે તે નિધડક લઇ ચાલ્યો જાય છે. હિંદમાં પરદેશીઓને આવજા કરવામાં રોકટોક નથી; અટકાવ તો માત્ર ભલા ભોળા ગરીબ ધર્મવૃત્તિવાળા બિચારા હિંદીઓનેજ જયાં જાય ત્યાં છે.

પેરીસ જોયા અનુભવ્યા પછી પાછું અમેરિકા જવા વિશે પૂછપરછ કરવા માંડયું. બીજા દેશોની માફક અહીં પણ હિંદીઓને માટે તો ઇમીગ્રેશન લો જવાને તેવા રૂપમાં અસ્તિત્વમાં હતો. પેરીસમાં દેશી વેપારીઓ આશરે ૪૦ છે. તેઓમાં કેટલાક અંગ્રેજી બહુ ઓછું ભણ્યા હોય છે. વળી ફ્રાન્સમાં અંગ્રેજીનો ખપ પણ ભાગ્યેજ પડે છે તેથી અંગ્રેજી વિના ચલાવવા ધારે તો ચાલે. મેં નોકરી વિશે પેરીસમાં તજવીજ કરી ત્યારે વેપારીઓએ કહ્યું કે માણસ રાખવું એ મુંબઇની પેઢીની હાથમાં છે. શેઠ મુંબઇ રહે છે, અમે અહીં હમણા પૂરતા છીએ છતાં જરૂર જણાય તો પણ શેઠની સંમતિ વિના રાખી શકીએ નહિ. આ વાત તદ્દન સાચી હતી પરંતુ એક ગુજરાતી ભાઇ ગુલાબચંદ ભાવસારને મળતાં તેની સાથે રંગુનની ઓળખાણ નીકળી. તેણે તેનો પૂર્વ ઇતિહાસ કહ્યો કે હું રંગુનમાં ઝવેરી મનસુખલાલ ભગુભાઇમાં ૧૪ રૂપિયાની નોકરીમાં હેરાન હતો. મહેનત કરી તો ઇશ્વરે અત્યારે આ સ્થિતિ આપી છે, આમ કેટલીક વાતો કરી રંગુનવાસી તરીકે તેણે પ્રેમ બતાવ્યો. આ ગુલાબચંદભાઇને ભણેલા માણસની જરૂર હતી તેથી મેં રહેવા ઇચ્છા બતાવી. જવાબમાં તેણે રંગુનની પોતાની પૂર્વ હકીકત ભૂલી જણાવ્યું કે માણસની મને જરૂર છે એ વાત ખરી પણ એક તો તમે જૈન નથી વળી બીજું તમે કાઠિયાવાડી છો. તેઓ બહુ નાલાયક હોય છે; કારણ કે કાઠિયાવાડીનો મને પરિચય થયો છે. લીંબડીનો રહીશ મારે ત્યાં હતો તે છ વર્ષ મારી સાથે રહી કામકાજ શીખ્યો. કામથી પૂર્ણ વાકેફ થઈ પ્રમાણીક બુદ્ધિએ મને સંતોષ મળે તેવી રીતે વર્તતો; પરંતુ એક દિવસ તેણે કહ્યું, શેઠ ! હવે મને નોકરીમાં રહેવું

પોસાતું નથી, આપ થોડોક ભાગ કરી આપો તો ઠીક નહિતર મારૂં નાનું સરખું સ્વતંત્ર કામ કરવા ઇચ્છું છું. તેની આવી અયોગ્ય માગણીનો મેં સ્વીકાર ન કર્યો એટલે તે મારામાંથી નિકળી સ્વતંત્ર કામ કરે છે. તેના નિકળી જવાથી હું મુશિબતમાં મૂકાયો છું એટલુંજ નહિ પણ તે મારા ઘરાકોમાં પણ જઇ માલ વેચે છે એથી મને નુકશાન પહોંચે છે, માટે તમો કાઠિયાવાડીને હું રાખવા ખુશી નથી. આ સ્વાર્થી વેપારી ભાઇની કાઠિયાવાડીને ધિક્કારનારી, બિલકુલ પક્ષપાતી, સ્વાર્થી તથા મૂઢ માન્યતા વાળી વાતનો મેં તત્કાળ સજ્જડ જવાબ દીધો કે શેઠજી! તમો તમારી પૂર્વ સ્થિતિ કેમ ભૂલી જાવ છો! જો કાઠિયાવાડીને તમે દોષિત ગણો છો તો તમારા શેઠને તમોએ એક ગુજરાતી થઇ દગો દઇ આ સ્થિતિ મેળવી એ માટે તમારેજ એવી વાત કરતાં પહેલાં શરમાવું જોઇતું હતું. આટલે દૂર પ્રેમ, ભાઇચારો, ઉદારતા, પરમાર્થ ભાવ બતાવવાને બદલે જાતિય અને ધાર્મિક તિરસ્કાર ઉત્પન્ન કરે તેવી વાત કરો છો એ તમો પંડને અને આપણા દેશને કલંક લગાડનારૂં છો વગેરે મોઢાપર કહી તેની પાસે ઝાઝો વખત ન બેસતાં ચાલતો થયો.

હવે પેરીસની હાલત સારી પેઠે જોઈ અનુભવી લીધાથી વિશેષ તૃષ્ણા ન રહેતાં પેરીસથી રવાના થઇ મોડાને ચેમ્બરી થઈ ટ્રેઈન રસ્તે ઇટાલીમાં પ્રથમ ટયુરીન ઉતર્યો. રસ્તામાં યુરોપના ભિન્ન ભિન્ન પ્રદેશની નૈસર્ગિક-પર્વત વનસ્પતિની શોભા અત્યંત મનોરમ દૃષ્ટિ પડતી હતી.



# ઇટાલી.

## ૨૧

અદૂર દૃષ્ટિના મનુષ્યો ઇશ્વરની અગાધ શક્તિનો કિંચિત્ વિચાર કર્યા વિના તેને ઉલ્લંઘી પેલે પાર જવા માગે છે. જેમ અમેરિકન સાયન્ટિસ્ટોએ, સ્ત્રીઓ છોકરા જણે છે તેમ પુરૂષો કાં ન જણે ! એવો તર્ક બાંધી પુરૂષોદ્વારા છોકરા જણાવવા અગમ ડગમ પ્રયત્નો કર્યા પણ નિરર્થક. એક વખત હિંદુસ્થાનની માફક ઇજીપ્ત–મીસર અને રોમ–ઈટાલી પણ ઉન્નતિના શિખરે પહોંચ્યું હતું પરંતુ ઉદયાસ્તના ક્રમ પ્રમાણે આજે આ ત્રણેય મહાન્ ઉર્ધ્વગતિવાળા દેશો અતિ નિકૃષ્ટ દશાને પ્રાપ્ત થયાનું દૃષ્ટિગોચર થાય છે. દુઃખ પ્રસંગે મનુષ્ય પરાધીન છે તે તથા સમસ્ત બ્રહ્માંડની લીલા કોઇ એક અકલિત સત્તાના આધારે વિલક્ષણ રીતે ચાલી રહેલી છે એમ નાસ્તિકને પણ આમ જોતાં કબુલ કર્યા વિના છૂટકો નથી. બસ, આ અકળિત પ્રબળ સત્તા એજ ઇશ્વર. જેને ફાવે તે નામથી તેને સંબોધી તેની સ્તુતિ કરી કૃપા યાચે કિંવા સત્તા સ્વીકારે પણ સ્વીકાર્યા વિના ચાલેજ નહિ. હિંદુઓ શ્રીકૃષ્ણ, રામ, વિષ્ણુ વગેરે નામથી સ્મરણ કરે છે તો ઇતર પ્રજા ગોડ, અલ્લા, કુદરત કરીને તે સત્તાનું આરાધન કરે છે.

Rome was not built in one day અર્થાત્ એક દિવસમાં રોમ બન્યું નહોતું એમ વિદ્વાનો કહે છે. એનું તાત્પર્ય એવું કે રોમની જાહોજલાલી જમાવતા વર્ષોના વર્ષો અને ઉગ્ર

પરિશ્રમ વેઠવો પડયો હતો; એવી ઉત્કૃષ્ટ ખ્યાતિવાળા પ્રદેશમાં આજે પગ મૂકયો.

ઇટલીના ટયુરીન એકઝીબીશન વિશે લંડનમાં બહુ બહુ સાંભળેલું તેથી તેની અદ્વિતીયતા નિહાળવા ઉતરી પડયો. સાંજના છ થી રાતના બાર વાગ્યા સૂધી ફરી ફરીને તે જોયું. નવીનતા લંડનના પ્રદર્શનો કરતાં આમાં વિશેષ એ જણાણી કે આ પ્રદર્શનમાં ફક્ત ઇટાલીઅન બનાવટની વસ્તુઓ દૃષ્ટિએ પડી, અને તે ઇટાલીને એમ પ્રેરણા કરતી હતી કે હજુ દેશમાં પહોંચી વળવા ઉપરાંત દુનિયામાં ફેલાવા માટે ખંતથી પરિશ્રમ લેવાની ઇટાલીઅનોએ જરૂર છે.

બીજે દિવસ ઇટાલીના મુખ્ય બંદર જીનોઆ ગયો. આ શહેર ઘણું મોટું છે તેમ વેપારમાં અને માલ ચડાવા ઉતારવામાં માર્સેલ્સ જેવું છે. અહીંથી રોમ જોવા જવું હતું પરંતુ ઇન્ડિઆની સ્ટીમર બીજે દિવસ ઉપડવાની તૈયારીમાં હતી અને જો તે ચૂકાય તો બીજી સીધી મુંબઈ જનારી આગબોટ મહિના બાદ મળી શકે; એવી ખબર મળતાં રોમ જવાનો વિચાર મુલત્વી રાખી નેપલ્સ જોયું. આ શહેર જાપાનના કોબેની માફક સ્વચ્છ, રોનકદાર, રાજાની સહાય વડે ધીરે ધીરે આગળ વધતું દેખાયું. નેપલ્સથી કાડેંસીનીઆ થઇ મસીના આવ્યો. ઇટાલીની અંદર જાપાનની માફક વેસુવીઅસ નામનો જવાળામૂખી પર્વત છે તે વખતે વખતે ફાટે છે અને તેનો બળતો રસ ઉડી આસપાસના ગામડાઓને ભસ્મીભૂત કરી મૂકે છે. મસીના પણ જવાળામૂખીનો ભોગ થઇ પડેલું હતું. ઇટાલીઅન અને બીજી યુરોપીય ભાષાઓ

લીપીમાં-આલ્ફાબેટમાં અંગ્રેજી જેવી છે પરંતુ જેમ યુરોપીય તમામ ભાષા બોલવામાં અંગ્રેજીથી પૃથક્ છે તેમ ઈટાલીઅન પણ છે. અહીંના લોકોમાં લંડન પેરીસની માફક શ્રીમંતાઇ કે ઠાઠમાઠ ઝાઝા હતા નહિ પણ જાપાનની માફક ગરીબાઇ લાગતી હતી; જોકે તેઓ સ્વાધીન હોવાથી તેને શીઘ્ર દૂર કરવા યત્ન કરી રહ્યા હતા. ચલણમાં સીક્કા તરીકે ફ્રાન્ક બરોબર લાસા અને સેન્ટ ચાલે છે. લોકોનું ચારિત્ર ઇંગ્લાંડ ફ્રાન્સના કરતાં કંઇક ઠીક ગણાય. યુરોપીઅન લોક હાથથી ખાતા શીખ્યા નથી એટલે છરીકાંટાનો ઉપયોગ કરે છે.



# ખોરાક અને રહેણી કરણી.

૨૨

## मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ।

આપણા દેશમાં કેટલાકનો એવો વિચાર દૃઢ થઇ બેઠો છે કે વિલાયત વગેરે દેશોમાં જે કોઇ જાય તેણે માંસ મદ્ય ઇચ્છાએ કે બળાત્કારે ખાઈ ભ્રષ્ટ થવું પડે છે. આ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. યુરોપીઅન દેશોમાં ક્યાંય કોઇ બળ જબરાઈથી ખવરાવતું નથી. ત્યાં તો એવા એવા સમજુ, વિચારશીલ વિદ્વાનો પણ પાકવા લાગ્યા છે કે તેઓ શુદ્ધ વનસ્પાત આહારમાં લાભ, દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થવાનું માને છે. માંસ મદ્ય ખાવામાં બુદ્ધિ ભ્રષ્ટ થવા ઉપરાંત શરીરમાં નાના પ્રકારના રોગ, મેદ, અલ્પાયુષ્ય

વગેરે ગેરફાયદા વિજ્ઞાનશાસ્ત્રની રીતે સિદ્ધ કરી બતાવી તેઓ પોતે ચૂસ્તપણે વનસ્પતિ આહાર કરે છે અને સોસાઇટીઓ સ્થાપી, હોટેલો ખોલી વ્યાખ્યાનો દ્વારા ઉપદેશ આપી બીજાને તેમ કરવા પ્રેરે છે. આમ છતાં ઘણા હિંદી ભાઇઓ વિલાયત જઇ ભ્રષ્ટ થઇ આવે છે તેનું કારણ એ છે કે બહુ કરી દેશમાં જાહેર કે છૂપી રીતે તેઓ ભ્રષ્ટ જીવન ગાળતા હોય છે. કદાપિ દેશમાં તે શુદ્ધ રીતે રહેતા હોય.તો તેનું મન શિથિલ હોવું જોઇએ એટલે અત્યંત મલીન વાતાવરણની અસર આગળ નબળા મનનો માણસ ટકી ન શકે એ સ્વાભાવિક છે.

યુરોપ જવાની ઇચ્છા કરનારા પુરૂષોમાં ભાગ્યેજ કોઇ ધર્મભાવવાળો માણસ હોય છે. મોટે ભાગે તો યુરોપીય સુધારામાં મુગ્ધ થયેલા, તેઓના કમૂભાગ્યે યુરોપમાં ન જન્મતા હિંદમાંજ જન્મેલા હોય છે. તેઓની મનોવૃત્તિ હિંદમાં પવિત્ર હિંદુ કુળમાં જન્મ્યા છતાં યુરોપના આદર્શ ભણીજ હોય છે. આવા પતીતને શું બચવાનું હતું કે ભ્રષ્ટ થવાનું હતું? જો મનુષ્ય દૃઢ મનનો હોય અને સ્વદેશમાંજ ધર્મકર્મ આસ્થાપૂર્વક કરવા સાથે ફળાહાર, દૂધ, છાશ ઉપર રહેવાની ટેવ કેળવે તો આ જગતના કોઇ પણ ભાગપર તેને તેના વ્રતમાંથી ચલિત કરે તેવી શક્તિ કોઇ ધરાવતું નથી. "ભાઇને ગમે છે અને બાઇને જોઇએ છે" એવુંજ હોય ત્યાં તો તે તેને મુશ્કેલી આવી મળી નથી ત્યાં સૂધીજ બચી શકે છે.

આટલા માટે શાસ્ત્રકારોએ પરદેશગમનનો જે પ્રતિબંધ મૂકેલો છે તે તદ્દન યોગ્યજ છે; એટલુંજ નહિ પરંતુ તે હિતાવહ છે. ઋષિમુનિઓ ત્રિકાળજ્ઞ હતા. તેઓએ જ્ઞાનપૂર્વક જાણી લીધું કે

હિંદની ભાવી પ્રજા નબળા મનની થશે. ટુકડા રોટલાની ખાતર કે વિષયવાસનાની તૃપ્તિની આશામાં તેઓ ધર્મ ગુમાવી બેસશે; તેથી પ્રતિબંધ મૂકાય તો ઘણા જતાં અટકશે. આમ છતાં કદાચ કોઇ જઈ આવ્યું તો તેણે તીર્થયાત્રા કરી, ઉપવાસ કરી, પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થવું. આવી ધર્મરક્ષણની અને તે સાથે શરીર, મન, બુદ્ધિ તથા દ્રવ્યના રક્ષણની યોજના તો પરબ્રહ્મને જાણવાવાળા આપણા ઋષિમુનિઓજ કરી શકે; અને તે તેઓએ કૃપાળુ બુદ્ધિએ ધર્મશાસ્ત્રોમાં કરી છે.

શ્રીહરિની કૃપાથી એશિયા યુરોપમાં અમોને ચલિત કરનાર કોઇ ઉંધી ખોપરીનો મળ્યો નહોતો. તેમ બાલ્યાવસ્થાથીજ ભગવાને એવું મનોબળ અર્પણ કરેલ છે કે પોતાનામાં બરાબર દઢ રહેવું અને સંયોગમાં આવનારને તેની કુટેવનું ભાન કરાવી બની શકે તો તેને સમજાવી તેની પણ કુટેવો છોડાવવી. અલબત ખાવાપીવામાં ફળ ફૂલ દૂધ કેટલીક જગ્યાએ મળતા નહોતા; તેમ કેટલીકવેળા પુરી શાક જેવી સાદી રસોઇ સ્ટોવપર પણ કરવાની તક મળતી નહોતી છતાં દઢ મનને લઇ તે અગવડતા ઝાઝો વખત ટકી શકતી નહોતી. ધર્મનો એવો નિયમ છે કે "જે ધર્મનું રક્ષણ કરે છે તેનું સ્વયંધર્મ રક્ષણ કરે છે, પણ જે ધર્મને હણે છે તેનું હનન ધર્મજ કરે છે." મારેજ થોડી ઘણી અગવડતા અને મુશિબત સહેવી પડી તે અજાણપણાને તથા સાધનના અભાવને લીધેજ સહેવી પડી હતી; પરંતુ જો પ્રથમથી કોઇએ આવશ્યક માહિતી આપી હોત તો સંપૂર્ણ સાધન તથા દેશીભાઇઓપર ભળામણ પત્ર લઈ જતાં વિશેષ અડચણ વેઠવી ન પડત. યુરોપની

મુસાફરી દરમ્યાન પોષાક અંગ્રેજી ઢબનો પહેરવો પડતો. કોટ પાટલુન પહેરવાનું પ્રથમ કારણ યુરોપમાં ઠંડી સખ્ત પડે છે તેથી પગ ઉઘાડા રહે તો ઉતરડાઈ જાય; તેમ અહીંના લોકો ધોતી વગેરે તરફ ઘૃણા બતાવે છે. હા, પાટલુનની જગ્યાએ ચોરણી અને હેટની જગ્યાએ ટોપી કે પાઘડી પહેરી હોય તો ખુશીથી ચાલે. અહીં કોઇને એમ શંકા ઉઠશે કે દારૂ પણ ઠંડીથી બચવા માટેજ પીનારાઓ પીયે છે તો તે દલીલ બિલકુલ મૂર્ખતાભરી છે. ઉંચા જ્ઞાનવાળા ડૉક્ટરોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે દારૂથી ખરી ગરમી–ઉષ્ણુતા શરીરમાં આવતી નથી પણ કૃત્રિમ ગરમી આવી મગજને બેભાન કરે છે; જયારે ખરી ગરમી તો સુંઠ મરીનો કે આદુનો રસ પીવાથી શરીરમાં પેદા થાય છે.

## સમુદ્રની લહેર અને તોફાન.

### ૨૩

વરૂણદેવનું સ્થુળ સ્વરૂપ સમુદ્ર પ્રત્યે પાછા ઇટાલીથી આવવું પડયું. વરૂણદેવ જયારે શાંત હોય છે ત્યારે સમુદ્રનો દેખાવ હૃદયમાં અતિ આનંદ તથા નવીન નવીન ભાવ સ્ફુરાવે છે. પરમ પ્રભુશ્રી જગદીશ્વરની અગમ્ય લીલાનું ભાન શાંત સમુદ્રમાં જયારે મંદમંદ શીતલ વાયુ વાતો હોય છે ત્યારે સહજ થાય છે. જયારે દરિયો તોફાને ન ચડયો હોય તેમ સ્ટીમર શહેરના ઠકળાટથી મુક્ત હોય તથા વનભૂમિ નજીકના પક્ષીઓનું આકાશ માં ઉડવું બંધ થઇ ગયું હોય ત્યારે મધ્ય સમુદ્રમાં પ્રવેશ કરતા

શ્રીહરિના અવતારોનું રહસ્ય, ગીતાજી જેવા સર્વોત્કૃષ્ટ ભગવદ્ વાક્યોનો બોધ અને સૃષ્ટિ રચનાનો અદ્ભુત હેતુ વિચારી શકાય છે. સમુદ્રના ગંભીર જળનો તાર જોતાં જોતાં મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ, કવીશ્વરો, વિજ્ઞાનીક શોધકો એકાગ્રતામાં ડૂબકી મારી જગતપર ઉપકાર કરનારા તત્ત્વનો આવિર્ભાવ કરી શકે છે.

સમુદ્રની શોભા પણ અનુપમ છે. તે કયાંક સફેદ રંગ જેવો, કયાંક રાતા રંગ જેવા દેખાવવાળો, કયાંક લીલા રંગ જેવો, કયાંક કાળા રંગ જેવો એમ વિવિધ પ્રકારે દર્શન આપી હૃદયને આહલાદ્ આપે છે. સમુદ્રમાં અનેક રત્ન ભરેલા છે. મોતી એમાંથી ઉપજે છે, અંબર જેવી મોંઘી કિંમતી વસ્તુ એ સમુદ્રની ભેટ છે, મીઠું તેનું બને છે કે જે વડે મનુષ્ય જીવનનો નિર્વાહ થઇ શકે છે. સમુદ્રની ઉંડાઇનો થાક દેવ દાનવથી લાગવો અશકય છે તો મનુષ્યનું શું ગજું? પૃથ્વીપર જનસંખ્યા બધી મળી એક અબજ ને સીતેર કરોડની ગણાય છે પરંતુ સમુદ્રની પ્રજા જબરજસ્ત મગરમસ્તથી લઇ કાચબા અને માછલા સાપની અગણિત સંખ્યામાં છે; અર્થાત્ મનુષ્ય વસ્તીથી લાખોગણી છે. આટલાન્ટિક કે પેસીફિક મહાસાગર જેવા મહાન્ સમુદ્રમાં કોઇ કોઇ વ્હેઇલ નામની સ્ટીમર જેવડી ભયંકર મોટી માછલી દેખાવ દે છે તે સ્ટીમર સાથે અથડાતાં સ્ટીમરના પણ ચૂરેચૂરા થઇ જાય છે. તેનું મુખ એટલું પહોળું અને શરીર એટલું વિશાળ હોય છે કે મોટા મોટા વહાણોને પણ તે ગડપ કરી જાય છે. યુરોપીઅન લોકો ઘણી વખત જંગલમાં શિકારે જાય છે તેમ સમુદ્રમાં પણ શિકારે નીકળે છે. જો કોઇ એવું પ્રાણી હાથ પડે છે અને પોતે જાતે બચી મારવામાં સફળતા મેળવે છે તો તેમાંથી

તેઓ તેલ ચરબી વગેરે ઘણા પદાર્થ કાઢી સારૂ મૂલ્ય ઉપજાવે છે. કોઇ વખત મગરમચ્છોના પેટ ચીરી ગોરા લોકોએ કિંમતી ઝવેરાત કાઢયાનું પણ સંભળાય છે.

દરિયાઇ મુસાફરી પણ જયાં સૂધી દરિયો શાંત હોય છે ત્યાં સૂધી સુખકારક લાગે છે; પરંતુ જયારે સમુદ્ર તોફાનમાં ભેળાયા પછી માણસના કાળજા હાલકલોલક કરી નાંખે એવા પ્રચંડ મોજા ઉછળે છે ત્યારે માણસને અત્યંત ગભરાવી ઉલટી કરાવે છે. ખોરાક, ભૂખ લાગ્યા છતાં પણ ખવાતો નથી અને કયાંય બેસવા ચાલવા કે સૂવામાં ચેન પડતું નથી. તોફાન પણ ઘણી પ્રકારના થાય છે. કોઇ વખત હવાના વાવાઝોડા અને જળતરંગનું ઉછળવું, કોઇ વખત કેપ્ટન મહાશયોની પ્રમાદાવસ્થાને લઇ સ્ટીમર સ્ટીમરનું પરસ્પરમાં ભટકાવું કે ખડગ સાથે અથડાવું, વ્હેઇલ જેવા મગરમચ્છો સાથે અફળાવું કે માર્ગ ચૂકી બીજે માર્ગે ચડી ગોથા ખાવા, કોઇ વખત લોહચુંબકનો પહાડ સમુદ્રમાં હોય છે તેની પાસે સ્ટીમર પસાર થાય છે તો ચુંબકની આકર્ષણ શક્તિને લઇ લોઢાની સ્ટીમરના સાંધેસાંધા નોખા પડી જાય છે અને ભીતરનો સામાન તથા પેસેન્જરો જળ સમાધિને પામે છે.

સ્ટીમરની કે હરકોઇ સ્થળની મુસાફરીમાં પોતાના સ્વભાવને મળતાં એકથી વધારેનો સંગ હોય તો ઘણો આનંદ પડે છે. સોબત કદાચ ન મળે તો ખાવાપીવા પહેરવા ઓઢવાની ચીજો તો પૂરતા પ્રમાણમાં અવશ્ય પ્રવાસીએ સાથે રાખવીજ જોઇએ નહિતર ત્યાં ઉંચે આભ અને નીચે જળમાં ભૂખે પેટે ફરજીઆત તપશ્ચર્યા નહિ પણ વલવલવું પડે અને આખરે જળગતિને પણ પામવું પડે.

---



ગૌરક્ષણાર્થે અવિશ્રાંત ઉદ્યોગ કરનાર—

પૂજ્યપાદ ગોસ્વામી શ્રી૧૦૮ શ્રી ગોકુળનાથજી મહારાજ.



પૂજ્ય શ્રી પુરૂષોત્તમ નાનજી સાંગાણી

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બન્નરગેટ, કોટ, મુંબઈ.

# સ્વદેશ આગમન.

## ૨૪

## जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी।

પુત્ર ગમે ત્યાં જાય પણ જે સુખ માતા આપે તે કાંઇ થોડુંજ બીજેથી મળી શકે તેમ છે! જે ઉમળકો પુત્ર પુત્રી ઉપર માતાને આવે તે પરાયાને આવવોજ અશકય. પુત્ર નાલાયક થઇ માતાનું અપમાન કરે, દ્રોહ કરે, સેવા ન કરે તો પણ માતા તેનાપર થોડોજ ક્રોધ કરવાની હતી! જનનીનો સંતાનપર પ્રેમ અગાધ હોય છે. કદાચ છોરૂ અણસમજ કર્મવ્યહીન નિવડે છે તો માતા તેના અપરાધને કમાતા થઇને નહિ મણ છોરૂ કછોરૂ સમજીને ઉપેક્ષા કરે છે. આવી ગુણવતી માતા તે કોણ! જન્મ આપનારી જનની કે બીજી કોઇ! જન્મ આપનારી માતા તો નિઃસંદેહ દેવી સ્વરૂપ માતા ખરીજ પણ તેનાથીય અધિક સુખ આપનારી, જન્મથી તે મરણ પર્યંત લાડકોડ પૂરા પાડી સંતાનનું પાલનપોષણ કરનારી આર્યભૂમિ–હિંદમાતા છે. આવી માતૃભૂમિના અનેક ગુણ અને ઉપકારનું સ્મરણ કરી તેના સુજ્ઞ સંતાનો તેની તન મન ધનથી સેવા કરવા, તેની સકળ ચિંતા, દુઃખ, પરાધીનતા દૂર કરવા જીવના જોખમે પણ ઉદ્યુક્ત રહી દેશભક્તની માનવંત પદવીને પામી કૃતાર્થ થાય છે.

ઇટાલીથી પોર્ટસેઇડ, સ્વેઝ, એડન થઇ આવતા સતરમે દિવસે માતૃભૂમિના દર્શન થયા. રંગુનથી સીંગાપુર, ચીન, જાપાન, વળી જાપાનથી પાછા ફરી ચીન સીંગાપુર પિનાંગ કોલંબો એડન

સ્વેજ પોર્ટસેઇડ માર્સેલ્સ લંડન; અને લંડનથી ઇંગ્લાંડ ફ્રાન્સ ઇટાલીનો અતિ વિકટ અને વિસ્તીર્ણ ખર્ચાળ પ્રવાસ બરાબર નવ માસ પર્યંત કરી મુંબઇ તા. ૫-૯-૧૧ ના દિને ઉતર્યો. આટલો લાંબો પ્રવાસ ૧૮ વર્ષની વયમાં કોઇના સાથ વિના એકલેપંડે કર્યો છતાં મુસાફરીમાં ક્યાંય ચોરી લૂંટફાટ મારામારી કે ધોખાબાજીમાં ન ફસાયો એમાં પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાજ સમજવી. મુસાફરીમાં જે તે ન ખાવું, જે તે અજાણ્યાનો વિશ્વાસ ન કરવો, મોજશોખ નિદ્રા વગેરેમાં જીતેંદ્રિય થઇ રહેવું એ વગેરે આવશ્યક આત્મરક્ષણના ઉપાયોમાં સાવધાન રહેતો હોવાથી સહીસલામત સ્વદેશ પહોંચાયું.

મુંબઇ ઉતર્યા પછી સ્નેહી સંબંધીઓ સાથે અઠવાડિયું રહી કાઠિયાવાડ-દડવામાં માતા પિતા ભાઇ વગેરે કુટુંબને મળવા ગયો. દેશના લોકો અને તેમાં આગલા જમાનાના ઘરડાઓ બહુ ભોળા રહે છે. તેઓ જેની તેની વાતોપર વિશ્વાસ મૂકી ચિંતાથી ભડકી ઉઠે છે. માબાપને છોરૂ ઉપર કુદરતી પ્રેમ હોયજ છે પણ તેમાંય જો તે કમાઉ ચાલાક નિવડે છે તો તેઓ તેને પ્રાણ બરોબર ગણે છે, તેના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે; એટલુંજ નહિ પણ વિયોગે સતી સ્ત્રીની માફક પીડાય છે. મારા માબાપની પણ એજ સ્થિતિ હતી. તેઓ હું કુશળતાથી ઘેર જલદી પાછો આવી મળું એવી પ્રભુ પ્રત્યે આરાધના કરી કઇક બાધા-વ્રત દૂધ ઘી સાકર નહિ ખાવાના રાખી બેઠા હતા તેથી પ્રથમ તેમના દર્શન કરવાનું યોગ્ય ધારી દડવા ગયો.

વિદેશ જનાર ગૃહસ્થને શાસ્ત્રાજ્ઞાનુસાર આપણી હિંદુ જ્ઞાતિ

ઓ પ્રાયશ્ચિત્ત લેવરાવવાનું ફરમાવે છે. હું સ્વદેશ આવ્યા પછીના બે વર્ષમાં કોઇ સ્થળે પખવાડિઆથી અધિક રહ્યો ન હોવાથી મારો જ્ઞાતિ વ્યવહાર અટકયો નહોતો પણ સ્નેહદાવે એક નાતિલાને સંદેશો પહોંચાડવાની ગુન્હેગારીનો બદલો ચાખવાનો સમય પ્રાપ્ત થયો હતો. મારી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિનો એક યુવક બેરીસ્ટર થવા લંડન ગયેલ તેની મુલાકાત લંડનમાં થતાં તેના સાસરાને જમાઇએ ખુશી સમાચાર કહાવ્યા તે આપવા ગયો તેના બદલામાં તેણે નાતમાં વિલાયતના પેસેન્જર આવ્યા છે એવી વાત ચર્ચાવી જ્ઞાતિ મેનેજરની રૂએ હું ઉતર્યો હતો ત્યાં ગોર મારફત કહેવરાવી મોકલ્યું કે વિલાયતથી આવેલા ભાઇ સાથે સહભોજનનો વ્યવહાર કરશો નહિ. આ સદ્ગૃહસ્થે આવો શુભ બદલો આપવાનું કારણ એ પણ હોઇ શકે કે, મારો પરદેશ ગમનનો નિકાલ થઇ જાય તો પાછળથી તેના જમાઇને અડચણ ન આવે. હું બીજે દિવસ મુંબઇ છોડી બહારગામ ગયો ત્યાર પછી અનેક તીર્થસ્થાનોમાં અનેક વેળા દેહશુદ્ધિ કરી મુંબઇમાં દેશી ઢબે સાદાઇથી રહ્યો એટલે કાંઇ પણ ખટપટ વિના જ્ઞાતિ સાથે ભેળાઇ ગયો; પરંતુ તેના જમાઇને તો વિલાયતથી આવ્યા પછી જ્ઞાતની આજ્ઞાનો ભંગ કરી જ્ઞાતિ સામે થવાથી ત્રણચાર વર્ષ વ્યવહાર અટકાયતની સજા ભોગવવી પડી હતી. આપણા ભાઇઓમાં એક અદ્ભુત ગુણ છે કે પોતાનો કોઇ જ્ઞાતિ ભાઇ અમુક સાહસ કરી આવે છે એટલે તેના પ્રત્યે તેઓ માન દાખવી આગળ પાછળની કડવાસ ભૂલી જાય છે; પરંતુ અફસોસ છે કે વિલાયતી રંગમાં રંગાયલા ઘણા આપણા દેશી સાહેબો તે ભલમનસાઇનો

ગેરલાભ લઇ, તેને હલકા ભાટ ગણી, તેની સાથે ભળતા નથી. એક વખત એવો અનુભવ થયો કે; એક કપોળ યુવક કપોળ જ્ઞાતિની બોર્ડીંગમાં ભણી, કપોળ શ્રીમંતોની સહાયવડે વિલાયતમાં ઉંચી ડોકટરની પરીક્ષા જ્યારે પાસ કરી મુંબઇ આવ્યો ત્યારે તેનો ઉત્સાહ વધારી તેની ખ્યાતી પ્રસરાવવા ઉપરાંત કપોળ જ્ઞાતિએ તે યુવકના માનમાં મેળાવડો કર્યો. વિદ્યાભ્યાસ કરી સફળતાથી ઘેર આવવા માટે ધન્યવાદ અપાયા પછી યુવક મહાશય જવાબ આપવા ઉભા થયા. જવાબ આપતાં ડોકટરભાઇ બોલ્યા કે તમો મને માન આપો છો તે માટે ઉપકાર માનું છું. હું વિલાયતની સ્થિતિ ઘણા વર્ષ ત્યાં રહી અનુભવી આવ્યો છું. અંગ્રેજો અત્યારે ઘણી ઉન્નતિ કરી શકયા છે! એનું કારણ તેઓમાં નાતજાતના ભેદ નથી. આપણા દેશની અત્યારે અવનતિ થયેલી અને થતી જોવામાં આવે છે તેનું કારણ જ્ઞાતિઓ છે માટે, જ્ઞાતિઓ જડમૂળથી કાઢી નાખવી જોઇએ. અફસોસ! હિંદુ જાતિમાંથી આવા દૂધ પાઇ ઉછેરી હૃષ્ટપૃષ્ટ બનાવેલા સાપ તેના ઉછેરનારનેજ કાટવાના ઉદ્‌ગાર નિકળવા માટે! આ બાપડો, વિલાયતની ઇંદ્રજાલિક—મોહક માયામાં તેને જે વિદ્યા, ડિગ્રી વગેરેની સ્થિતિ પ્રાપ્ત કરાવી તે કરાવી આપનારનેજ ભૂલી ગયો. જો જ્ઞાતિ ન હોત તો તેનો જન્મ, અભ્યાસ અને આ માનપત્ર આપવાની સભા થઇ તેજ થતે કેમ? હિંદમાં જે અત્યારે દુર્દશા થયેલી જોવામાં આવે છે તેમાં આવા ઉંધી ખોપરીના, ધર્મ અને જ્ઞાતિની કિંમત નહિ આંકનારાનો મોટો હિસ્સો છે. ભોળા હિંદુ જ્ઞાતિજનો પણ પાત્ર અપાત્ર જોયા વિના ડિગ્રીના આડંબરમાં મોહ પામી

તિરસ્કાર સહન કરે છે અને અયોગ્યને ઉત્તેજન આપી જ્ઞાતિમાં કુસંસ્કારનું આડકતરી રીતે બીજારોપણ કરે છે, એ તેઓથી ક્યારે સમજાશે ?

---

## સ્વામી રામ શિષ્ય સમાગમ.

### ૨૫

કાઠિયાવાડથી મુંબઇ આવી વિચારવા માંડયું કે હવે માન સહિત રહી શકાય એવો ઉદ્યમ કયો કરવો ! રંગુન નિવાસ દરમ્યાન બે ગૃહસ્થોઃ રા. નરશી મોનજી તથા રા. પ્રેમજી કેશવજી સાથે અતિ ઘાટી મિત્રાચારી થઇ હતી. રંગુનનો કાંઇક દશકો મોળો જણાવાથી તે બન્ને ભાઇઓ આ વખતે મુંબઇમાં હતા. ભાઇ નરશી મોનજીની એવી સલાહ થઇ કે ડહેરાડુનમાં બાબુ પુરનસીંગ કરીને એક ગૃહસ્થ રહે છે. તે ભાઇ જાપાનમાં કેમી-સ્ટ્રીની પરીક્ષા પાસ કરી આવ્યા છે અને અત્યારે સરકારી ફોરેસ્ટ કોલેજના પ્રોફેસર છે. રસાયનવિદ્યાનું જ્ઞાન સારૂં ધરાવતા હોવાથી નવી નવી શોધખોળ પણ કરે છે અને સ્વામી રામતીર્થના મુખ્ય શિષ્ય હોવાથી તત્ત્વજ્ઞાનનમાં પણ પારંગત છે તો તેની પાસે જવાથી બેઉ લાભ મળશે. વળી તે રંગુનમાં મારા સમાગમમાં આવી ગયેલા હોવાથી તેની સાથે મારે મિત્ર તરીકેનો સંબંધ છે તેથી તે તમોને ભળામણપત્રથી બહુ ઉપયોગી નિવડશે.

સ્વામી રામતીર્થે અમેરિકામાં વ્યાખ્યાનો આપી નામના ઠીક પ્રસરાવી હતી. એમના પ્રયાસથી તત્ત્વજ્ઞાન જાણવાનો શોખ ઘણાને ઉદ્દ્ભવ્યો હતો. મને પણ તે વાતનો શોખ હોવાથી તથા રસાયનશાસ્ત્ર વિશે પણ પ્રેમ હોવાથી (જે શીખવા માટે અમેરિકા જેટલા દૂર દેશ જવા સાહસ કર્યું હતું તે ઘેર બેઠા ગંગા મળતી હોવાથી તેનો લાભ લેવા) ડહેરાડુન જવા નિશ્ચય કર્યો. કેરી–હાપુસ પાયરીની મોસમ હોવાથી તે તથા બાબુ પુરનસીંગના છોકરા માટે રમકડા સારી પેઠે લઈ ડહેરાડુન ઉપડયો; દિલ્હી સહરાનપર લકસર થઇ હરિદ્વાર ઋષિકેશ અને ત્યાંથી ડહેરાડુન આવ્યો.

બાબુને મળી ભેટની વસ્તુ આપી. એક બીજા સાથે પરસ્પર વાતો કરી સાંભળી ખૂબ સંતોષ પામ્યા. બીજે દિવસ બાબુને રસાયન શાસ્ત્રની ચાવી બતાવવા માટે અને જો તે ટુંક સમયમાં બતાવવું કે જાણી લેવું અઘરૂં હોય તો રંગ, દિવાસળાઈ, સાકર, કાચ વગેરેમાંથી જે જલદી શીખી શકાય તે બતાવવા કહ્યું. બાબુએ બે ત્રણ કેમિસ્ટ્રીના પુસ્તક આપી વાંચવા કહ્યું પણ તેથી શું વળે! બે ત્રણ દિવસ વીત્યા એટલે વળી મેં કહ્યું કે હું નકામો બેઠો છું માટે મારી ઈચ્છા મેં તમોને દર્શાવેલ છે તેમાંથી જે તમોને માફક આવે તે બતાવો તો ઠીક; પરંતુ તે પુસ્તકીય જ્ઞાનવાળા, કોલેજમાં પણ પુસ્તકીય જ્ઞાન હાઇડ્રોજન, ઓકસીજન શીખવવાવાળા મને પ્રેકિટકલ ઉદ્યોગ જેમાં ચટરોટીપટ ડાળ છે તે કયાંથી બતાવે! જરમન અમેરીકનનાજ ભેજા ઉંડા ઉતરી ધ્યેય પાછળ એકાગ્રચિત્તે પ્રયોગ કરતા રહી ફત્તેહ મેળવે છે. તેવું

જ્ઞાન–આવડત આપણા હિંદીઓમાં નથી. અહીં તો મોટે ભાગે તોતા–પોપટ છે, તોતાને જે પાઠ સ્કૂલમાં શીખવાનું મળ્યું હોય તે યાદ રહ્યા હોય તો તે બીજાને વાંચી કે કહી સંભળાવે એટલુંજ.

જયારે બાબુ મહાશયમાં અનુભવિક પદાર્થ વિદ્યાનો અભાવ જોયો ત્યારે તે વાત છંછેડવી પડતી મૂકી તત્ત્વજ્ઞાનની વાત પૂછવાનું શરૂ કર્યું; પરંતુ ચાર પાંચ દિવસના સહવાસથી તેની રહેણી કરણીનો પરિચય થતાં તેનાપરથી શ્રદ્ધા ઉઠી ગઇ હતી. તે ભાઇ પુરનસીંગ શીખ જાતિના બાલબચ્ચાવાળા ગૃહસ્થ છે. શીખ જાતિનો એવો નિયમ છે કે બીડી તમાકુ ન પીવાય, ડાઢી માથાના વાળ ન ઉતરાવાય તથા માથે પાઘડી રાખી તેમાં દાતરડા જેવું હથિયાર ધારણ કરવું જોઇએ. બાબુ પુરનસીંગ યુરોપીઅન પોષાકમાં રહી દાતરડા જેવું હથિયાર જેને તે લોક કરપાણ કહે છે તે રાખતા નહોતા. બાબુ ડાઢી માથાના વાળ કતરાવી નાખતા, બીડી સીગારેટ ફૂંકતા અને વિશેષમાં માંસાહાર પણ કરતા; તેથી તત્ત્વજ્ઞાનનો વિષય તેમની પાસેથી જાણવાની જીજ્ઞાસા કમ્ રહી હતી પણ જયારે ખાસ તેની પાસે આવવું થયું છે ત્યારે પૂછી ખાત્રી કરવી જોઇએ, એમ વિચારી પૂછ્યું કે બાબુજી ! આપણ ગૃહસ્થાશ્રમીઓને આત્મજ્ઞાન પ્રાપ્તિનો સરળ રસ્તો શો ? બાબુજી બોલ્યા, અરે યાર ! સબ આતમજ્ઞાનહી હૈ, બનારસકી વેશ્યાકી પાસ જાકે રહના એહી આતમજ્ઞાન. સબ સબકી મોજ હૈ, જો જીસમે દિલ લગાય વહી સુખ ઔર મોજ હૈ. બસ બાબુ સાહેબનું આતમજ્ઞાન સાંભળી લીધું. હવે મારી પણ ગ્રંથી ભેદાઇ ગઈ હોવાથી વિશેષ પૂછવા સાંભળવાની ઇચ્છા રહી નહિ.

ડહેરાડુનના હવાપાણી વિષે પ્રશંસા ઘણી થતી હોવાથી પખવાડિયું રહી તેને સારી પેઠે જોયું. શહેરમાં યુરોપીઅનોની મોટી મોટી સુંદર બગીચાવાળી કોઠીઓ છે. પેન્શનર અંગ્રેજો પણ બંગલાઓ એકાંત વિશાળ જગ્યામાં બંધાવી રહ્યા છે. ફોરેસ્ટ કોલેજ તથા પહાડના ઝરણા પણ જોવા જેવા છે. બાજુમાં સાત માઈલપર રાજપુર ગામ જયાં બ્હેરા મૂંગાની નિશાળ તથા કાચનું કારખાનું છે તે પણ જોઇ આવ્યો. બાબુને અંગ્રેજી ભાષામાં લેખ લખવા વાંચવાનું સારૂં જ્ઞાન છે. તે જે કાંઇ લખે છે તે તેની પાસે જે કોઇ ગૃહસ્થ મુલાકાતે આવે છે તેને વાંચી સંભળાવે ત્યારેજ જંપે છે. તેના બે ત્રણ લેખો સાંભળવાનો લ્હાવો લઇ મુંબઈ પાછો ફર્યો.

---

# કાશ્મીર એટલે પૃથ્વીનું નંદનવન.

૨૬

મુંબઇ આવ્યા પછી સ્વતંત્ર વેપાર કરવાની તજવીજ કરવા માંડી પરંતુ મુડી ન હોવાથી સ્વતંત્ર ધંધાનો આરંભ તો ન કરી શકાયો છતાં એટલી ગોઠવણ થઇ કે સીંગાપુર જઇ, ત્યાં રહી, મિત્ર વેપારીને કમીશન એજન્ટ તરીકે સીંગાપુરથી માલ પૂરો પાડવો. મિત્ર વેપારી એક બીજા વેપારીના ભાગમાં બીજાની મુડીથી ધંધો ખેડતા હતા; તેમના કહેવાપર ભરોંસો રાખી નાગપુર એક દિવસ રોકાઇ કલકત્તા રંગુન થઈ સીંગાપુર ગયો. જેમ હિંદમાં રેલ્વે સત્તાવાળા થર્ડકલાસના પેસેન્જરને બકરાની માફક ડબામાં પૂરી ગુંગળાવે છે તેમ રંગુનથી સીંગાપુર જનારી સ્ટીમરના

થર્ડ ક્લાસ પેસેન્જરોની પણ દશા થાય છે. દાદ કે ફરિયાદ —અંધેરી નગરીને ગંડુ રાજાની માફક ત્યાં ચાલે છે. સીલોન મદ્રાસની હવા બગડેલી છે એવી સીંગાપુર પિનાંગના અધિકારીઓની માન્યતાના આધારે તેઓએ હિંદના બીજા ભાગના પેસેન્જરોને પણ કોરેન્ટાઈનમાં પિનાંગની નજીકના એક ટાપુમાં સાત દિવસ પૂરી રાખ્યા. કોરેન્ટાઈન, ફર્સ્ટ સેકન્ડના મુસાફરોને લાગતી નથી; પણ તે માત્ર થર્ડ ક્લાસના ગરીબ સાધારણ વર્ગના હિંદીઓનેજ લાગે છે. અહીંની કોરેન્ટાઇનમાં મુસાફરોને રહેવાનો, ખાવાનો તથા હવાપાણીનો એટલો તો ભયંકર ત્રાસ વેઠવો પડે છે કે જેની સીમા નથી. ખાવા માટે જાડા જંગલી ચોખા, મસુરની ડાળ અને ઇંડામાંસ જેને ખાવું હોય તેને મળે છે. પાણી અતિશય ઝેરી ઝરણાનું કોહેલું પેશાબ કરતાં પણ વિશેષ ગંધ મારતું લાચારીએ પીવું પડે છે. ભીનાશવાળી તીક્ષ્ણ પવનના સુસ્વાટા મારતી ખુલ્લી જગ્યામાં સાત દિવસ ગુજારવાથી ઘણા સાજા સારા મુસાફરો પણ બિમારીને વશ થઇ જાય છે. તુતીનો અવાજ કોણ સાંભળે ! ઘણીએ ફરિયાદ અધિકારીઓને કરી કે આ કોરેન્ટાઈન નહિ પણ નરક સ્થાન છે, પરંતુ એ નિર્દય પશુઓ દાદ શાને માટે દે ? સાત દિવસ પર્યંત નરકવાસ જેવું કષ્ટ કહેવાતી કોરેન્ટાઈનમાં ભોગવી આખરે આઠમે દિવસ મુક્ત થઈ અધમુવી હાલતમાં એક દિવસ પિનાંગના આડતીઆને ત્યાં આરામ લઈ સીંગાપુર ગયો.

સીંગાપુરમાં માલના ભાવતાલ બજારની સ્થિતિ વગેરે જાણી, આડતીઆ સાથે માલ ખરીદી મોકલવાનું કમીશન ઠરાવી,

બજારની રૂખ તારથી મુંબઈ જણાવી ઓર્ડર મંગાવ્યો; પણ ઓર્ડરમાં "નસીબ બે ડગલા આગળને આગળ" ની માફક મિત્ર તરફથી મેલો આવ્યો કે અમો ભાગીદારો વચ્ચે અણબનાવ થયો છે માટે તમો તમારી સગવડ કરી મને એક હજાર રૂપિયાની રકમ મોકલાવો. સ્વપ્ને પણ વેરીને ન સંભળાય એવા અનિષ્ટકારક સમાચાર પરદેશમાં જ્યાં કોઇ પોતાનું નથી, મેળવેલું દ્રવ્ય હતું તે યુરોપ વગેરેના પ્રવાસમાં વપરાઈ ગયું હતું અને થોડું કાંઇ બચ્યું હતું તેમાંથી ડહેરાડુન વગેરે ઠેકાણે જઇ સીંગાપુર આવતાં પૂર્ણ થયું હતું. આ વખતે પાસે પૈસો પણ બચત ન હતો એવી હાલતમાં ઉપર મુજબ ભયંકર ખબર મળતાં હૃદય ભેદાવા માંડયું. દોષ કોને દેવો ! પૂર્વના કર્મ એવા હશે તેથીજ આમ સહન કરવાની તકો મળતી હશે એમ મન સાથે સમાધાન કરી પાસે સોનાનો છેડો હતો તે વેચવા કોશિષ કરી; પરંતુ નળ રાજાની માફક સોનાની વપરાશ વિનાના જંગલી દેશમાં ખરીદનાર કોઇ મળ્યું નહિ. છેવટે જે આડતીઆ પાસે શેઠ, વિદ્વાન્ તરીકેના માનથી રહ્યો હતો તેનીજ પાસે અતિ ખેદથી શરમ છોડી છેડો ગિરવી તરીકે આપી અઢાર ડોલર લીધા. આડતીયો બહુ લાયક માણસ હતો તેણે સારો-માઠો સમય તમામને આવે છે તે માટે ખેદ ન કરવો જોઈએ, એવી આશ્વાસના કરી છેડો પાછો આપ્યો; છતાં પણ મેં તો છેડો તેની પાસે રહેવા દઇ, તેના છોકરાના હાથમાં ચાર ડોલર આપી બાકીનામાંથી ટિકીટ લઇ રંગુન આવ્યો. રંગુનમાં વેપારની સ્થિતિ અગાઉ માફક જોવામાં ન આવી તેમ હવે વિલાયત ફરી આવ્યા પછી નોકરી કરવી એ મરણથી

અધિક છે એમ વિચારી કાશ્મીરને ફળદ્રુપ દેશ ધારી ત્યાં જઈ તપશ્ચર્યા કરવા નિશ્ચય કર્યો. તપ સિવાય બીજો કોઈ શ્રેયસ્કર માર્ગ સૂઝયો નહિ તેથી ઘેરથી રૂપિયા મંગાવી, સીંગાપુર મોકલવાના હતા તેટલા ત્યાં મોકલાવી કાશ્મીર તરફ પ્રમાણ કર્યું.

રંગુનથી કલકત્તા, દિલ્હી, અમૃતસર, લાહોર થઈ રાવલપીંડી આવ્યો. કાશ્મીર-શ્રીનગર શહેર રાવલપીંડીથીજ જવાય છે. ઘોડાના ટાંગા મોટર વગેરે વાહન મળે છે. રાવલપીંડીથી શ્રીનગર ૧૯૬ માઇલ દૂર હોઇ સાધારણ ટાંગા પાંચ દિવસમા, મેઇલ ટાંગા ત્રણ દિવસમાં અને મોટર એક દિવસમાં જો રસ્તામાં ન ખોટવાય તો પહોંચાડે છે. સાધારણ ટાંગામાં ત્રણ સ્વારી બેસી શકે છે. સ્વારી દીઠ ૧૦ થી ૧૫ રૂપિયા ભાડું લે છે. મેં ૧૨ રૂપિયા ઠરાવી કાશ્મીરની સીધી સુંદર પહોળી સડકે ટાંગામાં બેસી પ્રયાણ કર્યું. માર્ગમાં નાના પર્વતો, ઝરણાઓ, જંગલો તથા કોઇ કોઇ પર્વતની ઝાડીમાં ગોરા સોલ્જરોની છાવણી જોવામાં આવતી. મરે કરીને ગામ બીજે દિવસે રસ્તાની બાજુપર દેખાયું. ગોરાઓએ ગામને પર્વતોના શિખરપર વસાવ્યું છે, તેનો દેખાવ બહુ રળિયામણો છે. ચોથે દિવસ જંબુ નદી આવી તે ઓળંગી બારામુલા પહોંચ્યા. રસ્તામાં જયાં રાત્રિ પડતી ત્યાં ગામડાના ખુલ્લા વંડામાં એક આને ખાટલો ભાડે મળતો તે લઈ સૂઇ રહેતા. માર્ગમાં પાંચ પાંચ સાત સાત ગાઇલે દુકાનો આવે છે ત્યાંથી ખાવાપીવાની તમામ ચીજ મળી શકે છે. જંબુ નદી બહુ મોટી અને વેગવાળી છે. તેમાં ઠેઠ શ્રીનગરથી નાંખેલા લાકડા તરતા તણાતા પંજાબ સૂધી પહોંચે છે. કાશ્મી-

રના જંગલોમાં લાકડું ઘણું થાય છે. જંગલ ઠેકાથી–કોન્ટ્રાકટથી અપાય છે. બારામુલા ગામ મોટું છે, વેપારીઓ પુષ્કળ છે, કસ્તુરી વગેરે ત્યાંની દુકાનોમાંથી જોઇતા પ્રમાણમાં મળી શકે છે. ખરૂં કાશ્મીર અહીંથીજ શરૂ થાય છે. બારામુલાથી થોડુંક આગળ ચાલતા ડાબા હાથ તરફ વિજળીનું વિરાટ કારખાનું અને જમણા હાથપર તળાવ આવેલા છે, જે મહારાજાએ એક અમેરીકનની ભારે ભારે લાભ બતાવનારી સલાહને આધીન થઈ ત્રણ કરોડ રૂપિયાના ખર્ચે કરાવેલા છે. બારામુલાથી શ્રીનગર જે કાશ્મીરની રાજધાનીનું શહેર છે અને જયાં મહારાજા રહે છે તે ૩૨ માઇલ હોવાથી સાંજે પહોંચી ગયા.

શ્રીનગર–કાશ્મીરની શોભાનું શું વર્ણન કરવું? ખરેખર દેવતાને દુર્લભ ભૂમિ છે. શહેરમાં ઠેકઠેકાણે પ્રસરેલી એવી સાત નહેરો તથા દરેક નહેરમાં ઘર જેવી સોઈવાળા મોટા મોટા અસંખ્ય હોડકા દ્રષ્ટિએ પડે છે. શહેરમાં જે વસ્તુ લઈએ તે આટો, દાળ, શાક, દૂધ, ફળાદિ કાશ્મીરની હદબહાર મોકલવાની બંધી હોવાથી અત્યંત સસ્તા મળે છે. લોકો શાંત સાદા ખુબસુરત પણ દરિદ્રી કમજોર અને સ્વભાવે બીકણ છે. જયાં નજર કરીએ ત્યાં સફરજન દ્રાક્ષાદિ વૃક્ષ, વેલાના ઝુંડના ઝુંડ ફળથી લચબચ ભરેલા ઉભા છે. કમળના ફૂલવાળા તળાવમાં થઇને ચશ્મેશાહી જેવા બાગમાં જતાં જાણે સ્વર્ગના બગીચાનું દ્રશ્ય કેમ અવલોકતા ન હોઇએ? એવો ભાસ થાય છે. બરફ આવૃત ગગનચુંબિત શિખરોમાંથી જળના મધુર ઝરણાઓ વહે છે તે ઝરણાઓને ધોરીઆના આકારમાં એક વિશાળ બગીચાના

હોજમાં ભેળવી દીધા છે. હોજની બાજુમાં રંગબેરંગી ફળફૂલ-વાળા સુશોભિત વૃક્ષોની હારબંધ ઘટા અને ફુવારા ગોઠવી દીધા છે. એ અલૌકિક શોભા નિહાળવા ગીષ્મ ૠતુમાં વૈશાખથી આસો માસ સૂધી હજારો શ્રીમંત શાહુકાર રાજા મહારાજાઓ તથા ગોરા અધિકારીઓ આવે છે. આ અનુપમ બગીચાની બાજુમાં કેટલાક સુખી ગૃહસ્થો તંબુ નખાવી માસ બે માસ બાલબચ્ચા સહિત નૈસર્ગિક આનંદ સ્વાસ્થ્ય સુધારવા સાથે ભોગવે છે. અનેક હિંદી તથા અંગ્રેજ સ્ત્રી પુરૂષો આ સ્વર્ગીય દ્રશ્યના ચિત્ર હાથથી અને કેમેરાથી લેતાં જોવામાં આવે છે.

શ્રીનગરની બાજુમાં ગુલબર્ગ ગામ છે તેની પણ શોભામાં કચાશ નથી. દૂર દૂર બરફથી ઢંકાયલા પર્વત શિખરો, હરિયાળી જમીન, વચ્ચે વચ્ચે ઉંડી ખીણો, પર્વતના શિખરોપર જયાં બરફ નથી ત્યાં બેઠા ઘાટના નાજુક બંગલા વસેલા છે તે અદ્દભુત આનંદ ઉપજાવે છે. પ્રસિદ્ધ શ્રી અમરનાથ મહાદેવનું સ્થળ પણ તેટલુંજ દર્શનીય છે. આવું અપ્રતિમ શોભા સ્થળ હિંદમાં હોવા છતાં જેમ મૃગ તેની ડૂટીમાં કસ્તુરીની સુગંધ રહેલી છે એ જાણ્યા વિના જયાં ત્યાં ફાંફાં મારી દોડાદોડ કરી મૂકે છે તેમ આપણા રાજા મહારાજા અને શ્રીમંત લોકો લાખો રૂપિયાનું પાણી કરી યુરોપમાં ફ્રાન્સ સ્વીટઝર્લેન્ડ જાય છે અને પરિણામમાં લાંબા પ્રવાસથી દ્રવ્ય ઘર રાજયનું સત્યાનાશ વાળી, ધર્મભ્રષ્ટ બની ચારિત્ર્યથી બગડી દેશ આવે છે, એવાઓએ કાશ્મીર એક વખત નિહાળવું જોઇએ.

કાશ્મીર–શ્રીનગરમાં એક લાખની વસ્તી છે. કોલેજ સ્કૂલો પાઠશાળાઓ તથા રેશમના કારખાના ધીકતા ચાલે છે. ગરમ શાલ

ઉપર ભરતકામ બહુ સરસ થાય છે. મહારાજા હિંદુ જાતિના છે અને તેઓ ધર્મપ્રેમી સજ્જન છે. તેઓ સનાતન ધર્મમાં પ્રીતિવાળા હોઇ પંડિત વિદ્વાનોના સહવાસમાં રહે છે; પરંતુ અંગ્રેજો આગળ "મે તેરી ગઉવા" જેવા સ્વાભિમાન રહિત છે; એથી કોઇ સાધારણ અંગ્રેજ નોકર પણ તેઓનું અપમાન કરી જાય તોય તેનું તેને કાંઇ નથી. રાજ્યની એક કરોડ રૂપિયાની વાર્ષિક આવક છે છતાં પ્રજામાં વિદ્યા હુન્નર ઉદ્યોગની ખિલવણી જેટલા પ્રમાણમાં થવી જોઇએ તેટલી થઇ નથી. અહીં પાણીની પુષ્કળ છૂટ હોવા છતાં કશ્યપ ઋષિના શ્રાપવાળા કાશ્મીરીઓ શરીરે તથા કપડાએ પારાવાર ગંદા રહે છે. મુસલમાની પ્રજા સેંકડે ૭૫ ટકા જોવામાં આવે છે. હિંદુઓ ધર્મનિષ્ઠ છે તોપણ અહીંના બ્રાહ્મણ પંડિતો સુદ્ધાં માંસ ખાવામાં બાધ લેખતા નથી. સ્ત્રી પુરૂષોનો પોષાક ઘણો કઢંગો છે. તેઓ ફક્ત એક લાંબો ઝભો પહેરી શરીર ઢાંકે છે. ગોરા લોકોમાં તથા હિંદુસ્થાનીઓમાં જેઓ દુરાચારી છે તેઓ કાશ્મીરી સૌન્દર્યથી મુગ્ધ બની ગરીબ સ્ત્રીઓને થોડા પૈસા, ખાવાનું કે કપડા આપી, ભોળવાવી દુરાચાર કરે છે. નવેમ્બરથી માર્ચ સૂધી કાશ્મીરમાં બરફ પડે છે તેથી સખ્ત ઠંડી રહે છે. દુનિયામાં મનુષ્ય તરીકે જન્મીને એક વખત માણસે કાશ્મીર તો અવશ્ય જોવુંજ જોઇએ. હિંદુઓ તીર્થયાત્રાના નિમિત્તે પણ અહીં અમરનાથજીનું ધામ મોટું હોવાથી દર્શને આવી કાશ્મીરનું અનુપમ સૃષ્ટિસૌન્દર્ય નિહાળી શકે છે. અહીંની ભાષા પહાડી છે; પણ હિંદી લીપી કોર્ટ-કચેરી સ્કૂલોમાં ચાલતી હોવાથી સૌ કોઇ હિંદી સમજી શકે છે.

શ્રીનગરમાં પંજાબીઓ તથા ગોરા લોકની વસ્તી મોટી સંખ્યામાં છે. પારસીઓ પણ દારૂ પ્રોવીઝનની દુકાનો રાખી રહ્યા છે. કાશ્મીરમાં કેસર કસ્તુરી ઉંચા પ્રકારના થાય છે. કાશ્મીરની તમામ ઉત્પત્તિ શ્રીનગરમાં છૂટક કે જથ્થાબંધ મળી શકે છે. રાજા-સાહેબની ભોળપણનો લાભ લઈ અમેરીકન મહાશયે વિજળીના કારખાનાનો સામાન–મશિનરી મંગાવ્યું તેમાં તેણે ખૂબ ખીસા ભરી લીધા પણ લોકોને તો પાણીના મૂલ્યે સસ્તી વિજળી–ઇલેક્ટ્રીક પાવર મળી શકે છે. એક બત્તિના મહિને પાંચ આના આપે એટલે પછી ભલે લેનાર દિવસ રાત્રિ બાળ્યા કરે. પાવર આટલી નજીવી કિંમતે મળવાથી નિત્ય ચાર આનાનું શાકભાજી વેચનારની દુકાને પણ ઇલેક્ટ્રીક બત્તિ જોવામાં આવે છે.

શહેરથી ત્રણ ચાર માઇલના અંતરે પહાડ ઉપર જગદ્ગુરૂ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યનું સ્મરણ સ્થાન છે તે તથા તેટલેજ દૂર પહાડપર પ્રાચીન કિલ્લો જે અકબર બાદશાહના કિલ્લાના નામથી ઓળખાય છે તે બેઉ જોવાલાયક હોઇ જોઈ ઇપ્સિત હેતુ માટે તૈયારી કરી.

---

# રામબાગમાં તપશ્ચર્યા.

૨૭

**तपसा चीयते ब्रह्म ततोऽन्नमभि जायते ।**
**अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥**

ઋષિમુનિઓએ વેદ શાસ્ત્ર પુરાણ મહાભારતમાં તપનો મહિમા બહુભારે વર્ણવ્યો છે. તપથી સમસ્ત બ્રહ્માંડની ઉત્પત્તિ પોષણ અને ઉત્કર્ષ થાય છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે. શ્રીમાન્ ધ્રુવ, ભગીરથ, વિશ્વામિત્ર, માર્કંડેય જેવા શાશ્વત કીર્તિ મેળવનારા તપના અનુષ્ઠાનથીજ કીર્તિ મેળવી ગયા છે; માટે હું પણ તપ કરી ભગવાનને પ્રસન્ન કરૂં એટલે ઇષ્ટ મનોરથ જરૂર સિદ્ધ થશે; અને એવા સંકલ્પથીજ કાશ્મીર આવવું થયું હતું. કાશ્મીર દેશનું અવલોકન કરી લીધા પછી તપને અનુકૂળ સ્થાન શોધતાં શ્રીનગર શહેરથી ત્રણેક માઈલ દૂર મહારાજાની રામબાગ નામની ધર્મશાળા છે તે એકાન્તવાળી હોવાથી પસંદ કરી. આ નિર્જન ધર્મશાળાની બરાબર મધ્યમાં શિવાલય છે; શિવાલયની આસપાસ બગીચો તથા બગીચાના વૃક્ષલત્તાની લગોલગ ચોતરફ ધર્મશાળાની સેંકડો કોટડીઓ છે. રામબાગ ધર્મશાળા શહેરથી દૂર હોવાને લીધે તેમ દેખરેખના અભાવે ઉજ્જડ જેવી હતી. કોટડીઓ પણ અવાવરૂ બાંકોરા પીછોળીઆથી ભરપૂર હતી. આ સ્થળે કવચિત્ કોઈક સાધુસંત જેવો આવી ઉતરતો હશે. ધર્મશાળાની બિલકુલ નજીક પાણીની નહેર તથા જંગલ છે.

ઓરડી સાફસુફ કરી શેત્રંજી બિછાવી સ્વસ્થતાથી બેસી તપારંભ કરવા વિચાર્યું. ધર્મના કામને ઢીલ શી! બીજેજ દિવસથી ફક્ત સ્નાન શૌચ માટે સવારમાં વહેલા નહેરે જઈ આવવા જેટલી પ્રવૃત્તિ રાખી. મૌનતા ધારણ કરી નિરાહાર અને નિર્જળ રહી ઓરડીના દરવાજા બંધ કરી ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનું એક ચિત્તે આરાધન કરવા માંડયું. પગને ખાલી ચડી જતાં અઢેલીને સૂતાં સૂતાં, તથા કોઈ વખત ઉભા રહીને "ૐ નમો ભગવતે વાસુદેવાય" મંત્રવડે ઉપાસના કરવા માંડી. એક દિવસ બીજો દિવસ, ત્રીજો દિવસ એમ અનુક્રમે ત્રણ દિવસ રાત્રિ સુખપૂર્વક દઢતાથી પસાર કર્યા. વખત વખત તેજોમય ભગવાનનું સ્વરૂપ હમણાજ દર્શન દેશે, સાક્ષાત્કાર થાય એટલે શું માગવું! ઐશ્વર્ય માગવું કે આત્મજ્ઞાન! આત્મજ્ઞાનમાં તો ફક્ત પોતાનોજ સ્વાર્થ સર્યો ગણાય પણ હિંદુ પ્રજાને કે દેશને શું લાભ! દેશોદ્ધાર કરવા માટે તો ઐશ્વર્ય જોઇએ; તથા પ્રભુ પાસે ઐશ્વર્ય માંગવું. ઐશ્વર્ય માંગવું તો કેવા પ્રકારનું! વગેરે સંકલ્પ વિકલ્પ થઈ આવી એકાગ્ર આરાધનમાં ભંગ પાડતા; પણ તેજ વખતે સાવધતા રાખી પ્રાણાયામ કરી મનઃ અશાન્તિને દૂર કરવામાં આવતી. આવી રીતે તપ કરતાં કરતાં ચોથો દિવસ આવ્યો તે પણ તપશ્ચરણમાં ગુજારી રાત્રિમાં પ્રવેશ કર્યો. મધ્યરાત્રિનો સમય થવાની વખતે પેટમાં અત્યંત બળતરા ચાલી. પાણી વિના કંઠ પણ રૂંધાવા લાગ્યો. થોડીવાર તો ધ્યાન ન આપ્યું પણ પછી બળતરાએ બહુ જોર કર્યું. બીજી તરફથી ગમે તે થઈ જાય, ચાહે તો દેહ પણ પડી જાય તો ભલે પડે; પરંતુ આ

બળતરા તો માત્ર કસોટી છે. જે કસોટીમાં ઉત્તીર્ણ થાય છે તેજ સિદ્ધિને પામી શકે છે; હવે હમણાજ પ્રભુ પ્રત્યક્ષ થશે. અંદર બહાર તેજનો ભાસ થાય છે તે તેના આગમન સૂચક પૂર્વ ચિન્હ છે વગેરે ભાવ મંત્ર ઉપાસના અને ધ્યાન સાથે ઉત્પન્ન થતો. એવામાં બાર વાગ્યાના સમયનું કાળ ચોઘડીઉં આવ્યું. પેટમાં થતી બળતરાથી આકુળતા વધી પડી. પાણી પીવામાં શું બાધ છે! પાણી પીઇને પાછું તપમાં બેસી જશું વગેરે તર્ક વિતર્કથી ચિત્ત અસ્થિર થતાં આસનપરથી ઉઠી ધર્મશાળા બહાર નહેર પાસે ગયો. કોગળા સ્નાન કરી જળ પીધું. પેટમાં જળ પડવાથી શાન્તિ થઈ. પેટની શાન્તિ થઇ પણ હેતુની-વૃત્તિની અશાન્તિ થઈ ગઇ. એક પછી એક એવા એવા વિચાર સ્ફુરવા માંડયા કે અરે! આ કળિયુગમાં તપ તે સિદ્ધ થતાં હશે! જો તપ સિદ્ધ થતું હોય તો ચોવીશ કરોડ હિદુઓમાં કોઇ કેમ કરતું નથી? લોકો દુઃખ ભોગવતાં શા માટે સંસાર વ્યવહારના માર્ગો સ્વીકારે છે! ભગવાને શ્રીમુખે ગીતાજીમાં કર્મયોગ આચરવાનો ઉપદેશ આપ્યો છે માટે કર્મયોગજ આચરવો જોઇએ. સ્વામી વિવેકાનંદ પણ એ ભગવદ્ ઉપદેશને આચરવાનું જોરશોરથી કહી ગયા છે. હવે રંગુન જઇ કર્મયોગજ આચરવો. જો તપમાં સિદ્ધિ મળવાની હોત તો ત્રણ દિવસની અંદર મળી ગઇ હોત પણ તે ન મળી એટલે હવે આગળ પ્રયત્ન કરવો નકામો છે. આવો બુદ્ધિ વિભ્રમ, પાણી પીઇ ઉદર બળતરા શાંત કરવા જતાં થઇ ગયો.

બુદ્ધિમાં ફેરફાર થતાં શરીર સ્થિતિ સાંભરી આવી. અવાવરૂ

ઓરડાના મોટા મોટા ખાંકોરામાંથી લાંબા ઝેરી પીછોળીઆએ આખા શરીરે ડંસ મારી સોપારી જેવડા ગડ કરી મૂક્યા હતા, તેની વેદના થવા લાગી. દિવાસળી સળગાવી મીણબતી પેટાવતાં જોયું તો શેત્રંજી ઉપર કઈ પીછોળીઆ ચોંટેલા હતા. શેત્રંજી નીચે ખાંકોરામાં અસંખ્ય ડંસી જીવ ઉભરાઇ રહ્યા હતા તે ઉપરનો સામાન લઇ, ઓરડી બહાર ખંખેરી શિવાલયમાં શેષ રાત્રિ ગાળી. સવારે ભોજન પાન કર્યા. તપની પૂર્ણાહુતી થઇ એટલે હવે કર્મયોગ આચરવા સ્વસ્થાને આવવું રહ્યું. ખીસામાં જોયું તો ફક્ત આઠ રૂપિયા બાકી હતા, એટલા પૈસામાં કાશ્મીરથી મુંબઇ પહોંચવું અશક્ય હતું. બીજેથી સાધન મેળવતાં વિલંબ થશે એમ વિચારી આંગળીમાં વીંટી હતી તે ઓછે દામે પણ વેચી નાખી. ટુંકી બુદ્ધિના અંગ્રેજી ભણેલાઓ આજકાલ અંગ્રેજોના વાદે ઘરેણું પહેરવાનો રિવાજ નાપસંદ કરી ચાલે ત્યાં કઢાવી નાખે છે; પરંતુ ઘરેણું એ શરીરનું આભૂષણ હોઇ ભૂષણ–શોભા આપે છે એ વાત બાજુપર રાખીએ તોપણ ઘરેણું વસાવવાનો ખરો હેતુ આપત્કાળના પ્રસંગે તેનો ઉપયોગ કરી દુઃખ મુક્ત થવાનો છે એ આવા આફતના પ્રસંગે જણાય છે. હા, અત્યારના વિષમ સમયમાં બાળકોને ઘરેણું પહેરાવી છૂટું મૂકવામાં સોએ સો ટકા જોખમ છે; કારણ કે દાગીનો પહેરી એકલા પડેલ કઇક બાળકોના ખુન, દાગીનાની ઉચાપત અને ગુમાવાના અનેક દાખલા જોયા સાંભળ્યા છે. શ્રીનગરથી રાવળપીંડી પાછું ફરતાં ટાંગાવાળાને ગરજ હતી એટલે તેણે છ રૂપિયાથી ભાડે બેસાડી રાવળપીંડી પહોંચાડ્યા.

# વિભૂતિ પૂજા અથવા સ્વાર્થ પૂરતો સંબંધ.

૨૮

જેટલી સત્યયુગમાં પ્રેમ, કૃતજ્ઞતા, પરોપકારની લાગણી હતી તેટલીજ હમણા પ્રવર્તતા કળિકાળમાં દ્વેષ, કૃતઘ્નતા અને સ્વાર્થની ભાવના વેગથી કામ કરી રહી છે. આવી વૃત્તિથી કોઈક ભગવદ્ કૃપાપાત્ર વિરલ જીવજ મુક્ત હશે. સાધારણ સ્થિતિમાં જે શુભ વિચાર અને સ્નેહ મનુષ્યમાં જોવામાં આવે છે તે ધનવાન કે સત્તાધારી થયા પછી નિભાવવો કે જીરવવો સિંહ વીર્યના જેટલો દુષ્કર છે. કોઇક સુવર્ણ પાત્ર-સત્પાત્રજ તેને જીરવી શકે છે. આથીજ યોગવાસિષ્ઠમાં ભગવાન્ શ્રીરામચંદ્રજીએ વસિષ્ઠ ઋષિ સમક્ષ વૈરાગ્ય ઉપજવાના કારણો દર્શાવતાં સત્તા, લક્ષ્મીને બહુ વગોવ્યા છે. માણસમાં જ્યાં સૂધી સ્વાર્થ સરે તેવું લાગતું હોય, ચમત્કારથી કે સ્થિતિથી ઉપયોગી થઇ શકે તેવું જણાતું હોય ત્યાં સૂધી ઘણા સ્નેહ દર્શાવી મિત્રભાવ રાખે છે; અર્થાત્ વિભૂતિ પૂજા કરે છે; પરંતુ જેવો તેનો સ્વાર્થ સરી રહ્યો અથવા સામો માણસ કોઈ કામમાં નાશીપાસ થયો એટલે કોણ તું અને કોણ હું ! જેવો વ્યવહાર આજકાલ ઘણા કહેવાતા મિત્રો કરે છે.

રંગુનમાં અમારે એક ગૃહસ્થ સાથે ઘાટી મિત્રતા બંધાઈ હતી. તે ભાઇ પ્રથમ બદ્દચાલમાં ઘણું દુઃખ પામી-ઠોકરો ખાઈ સીધે રસ્તે ચાલવા ઉમંગી થયા એ અરસામાં અમારા વચ્ચે સ્નેહ બંધાયો. પ્રથમ કાપડની ગાંસડી પરના જુના બારદાનની ફેરીનો ધંધો, પછી કરીયાણાનો અને છેવટે ચોખા શેર વગેરેનો સટ્ટો કરવાથી નુકશાન જતાં તે ભાઇ હું અમેરિકા ગયા પછી તુરતજ રંગુન છોડી મુંબઈ આવી ધંધો રોજગાર એક ચિત્તે કરવા લાગ્યા.

મુંબઈમાં પ્રથમ કરીયાણાનો વેપાર, પછી લવીંગ, ખાંડ, રંગ અને છેવટે શેર બજારના સટ્ટામાં યાહોમ ઝંપલાવવાથી મિત્ર ભાઈ ગભ્ભર શ્રીમંત બની ગયા. ભાવના અનુસાર સિદ્ધિ મળે છે એ અગાઉની માફક આ વખતે પણ મેં પ્રત્યક્ષ જોયું. એ ભાઇનું મન સદાકાળ સર્વ સ્થળે વેપારમાં તલ્લીન રહેતું. તે જયાં હોય ત્યાં વેપારનું કોઠું, પડતર ખર્ચના આંકડા મૂકી ઉભું કરે ત્યારેજ ઝંપે. તેનો અભ્યાસ ઘણો થોડો હતો છતાં ગણતરી અને બળવત્તર ભાવનાના યોગે તેની ધારણા ઉપરાંત સ્થિતિ જામી. મોટર બંગલા બધું થયું; પરંતુ માયા–તૃષ્ણા જીરવવી અત્યંત કઠણ છે. અહંકાર, ઉડાઉપણું અને છે તેથી વિશેષ મેળવવાની ભાવના જાગ્રત થાય છે. આ ભાઇને પણ તેમ થયું અને બાપડાએ મેળવ્યું હતું તે બધુંય ગુમાવ્યું.

રંગુનમાં એ મિત્ર સાથે એવો સ્નેહ બંધાઈ ગયો હતો કે એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી માનતા. ઘડી પરસ્પર ન જોયા હોય તો મન વળગી રહેતું અને એક બીજાનો મોઢામાંથી પડયો બોલ જીલાતો. એમની સાથેના સ્નેહનીજ કિંમતે–ભરોંસો રાખી હું એક વખત મિરજાપુર, મુંબઈ, સીંગાપુર, ડહેરાડુન ગયો હતો. કાશ્મીરથી રાવલપીંડી આવ્યા પછી તપની વ્યગ્રતાને લઈ લગો લગ ૨૩ દિવસ નિદ્રા આવી નહોતી તેથી માથું ઘુમવા લાગ્યું એવામાં જરા ખાટી કેરી ખાવામાં આવી એટલે તુરત વિકાર થઇ આવ્યો. સખ્ત તાવ અને માથાનો દુઃખાવો રાવલપીંડીથી લાગુ પડયો તે લાહોર આવતા બહુ વધી ગયો. લાહોર સ્ટેશને ઉતરી ગયો પણ અપરિચિત સ્થળે બેભાન હાલતમાં વગર સારવારે પડયું રહેવું ઠીક નહિ ધારી ડહેરાડુન નજીક હોવાથી પૂર્વ પરિચિત

પુરનસીંગ બાબુના ઘેર ગયો. બાબુ સાહેબે તો દરકાર ન કરી પણ તેની ભલી સ્ત્રીએ દવા વગેરેથી થોડી ઘણી સારવાર કરી. બિમારીને લઇ કાંઇક પૈસા વધારે વપરાતાં પાસે થોડા બાકી રહ્યા તેથી બિમારાવસ્થામાં પચીશેક રૂપિયા પાસે વધારે હોય તો ઠીક એમ વિચારી મિત્રને મુંબઇ તાર કર્યો, કાગળ લખ્યો પણ કોણ જવાબ આપે ? પરમેશ્વર કોઈનું કયાંય અડયું રાખતો નથી. બીજા એક મિત્રને કલકત્તા ખબર પડતાંજ તેણે મનીઓર્ડર મોકલી તુરત કલકત્તા આવવા આગ્રહ કર્યો. માંદો માંદો કલકત્તે ગયો. આ મિત્ર ભાઇએ સગા ભાઇની માફક અત્યંત કાળજીથી ચાકરી કરી સાજો કર્યો એ તેનો ઉપકાર તો અનહદ ગણાય; પરંતુ તેમ કરવું તે તેની પવિત્ર ફરજ હતી.

રંગુનવાળા મિત્રને મુંબઇમાં રહેતા પ્રસંગોપાત મળવું થતું. વાત કરવામાં હું કહું તેટલું સાચું, હું કહું તેટલું ખરૂં એમ તેણે ગાંધીજીનું પદ પ્રાપ્ત કર્યું હતું. એક વખત એક અજાણ્યા ગૃહસ્થે મારી વાતો સાંભળીને પૂછ્યું કે, આ ભાઇ બહુ અનુભવી લાગે છે. તે તમારે શું સંબંધમાં થાય ? મિત્ર ભાઇએ જવાબ દીધો, એ મારા નોકરનો કાકો થાય. મારા કુટુંબી સંબંધે ભત્રીજો ગણાતા એક છોકરાને મિત્રને ત્યાં રાખેલો હોવાથી મને મિત્ર કહેતા તેને લજ્જા આવી એટલે તેણે નોકરના કાકા તરીકેની ઓળખાણ આપી. મિત્ર ભાઇના આવા તુમાખી સ્વભાવના બોલ ચાલની મને ખબર પડતાં પ્રભુ પાસે તેનું હિત યાચી તેને હળવા મળવાનું તથા તેની પાસે જવું આવવું વગેરે સંબંધ ઓછો કરી અટકાવી દીધો.

# ડૉ. પી. જે. મ્હેતા.

૨૯

જનની જણુતો ભક્તજણુ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંજણી, મત ગુમાવે નૂર.

જનની જન્મ ભૂમિને દિન જોઇ, દુભાતી જોઈ, તેની પીડા પિછાનનારા, માતૃ ભૂમિના અનેક ઉપકારોનું સ્મરણ કરી તેની યથાશક્તિ સેવા કરવા બહાર પડનારા ઘણા પુરૂષો આજકાલ જોવામાં આવે છે; પરંતુ પીળું એટલે બધુંય સોનું, સફેત એટલું તમામ દૂધ, મોટા મોટા લેખો લખી ભાષણો આપે એટલા તમામ દેશભક્તો, ગુહ્ય રીતે પરમાર્થ કરનાર પણ ઉપરથી શાંત મૌન જણાતાં એટલા સર્વ નકામ, ખાદીનું કુડતું–ટોપી ઘાલી ફરે એટલા દેશસેવક અને બાકીના ખાદી ઉપરાંત સ્વદેશીના તમામ રીતે હિમાયતી એ કંઇ નહિં એમ માનવું એ અતિ ભૂલ ભરેલું છે. સાચા દેશભક્ત પુરૂષો સૂક્ષ્મ બુદ્ધિથી દેશની નાડ જાણી સામ દામ દંડ ભેદના ઉપાયો દ્વારા સંયોગ જોઇને નિદાન કરનારા સ્વ. રોમેશ્ચંદ્ર દત્ત, લોકમાન્ય બાલ ગંગાધર તિલક, બાબુ મોતીલાલ ઘોષ કે દાદાભાઇ નવરોજજી જેવા મળવા ચાલુ સમયમાં તો વિરલજ છે. રંગુન નિવાસી ડૉ. પ્રાણજીવન જગજીવન મ્હેતા બારીસ્ટર એટ-લૉ, એમ. ડી. એ પણ ઉક્ત વિરલ સાચા દેશભક્તોની પંક્તિમાંના એક છે.

ડૉ. મ્હેતાનો પ્રથમ પરિચય મને સને ૧૯૧૦ માં અમેરિકા જતી વખતે રંગુનમાં ફક્ત બે દિવસજ થયો હતો; પરંતુ

કાશ્મીરથી પાછું આવતાં રંગુનમાં ચોખાની દલાલીનો ધંધો, વેપારીનું કોરસ્પોન્ડન્સ અને એક શ્રીમંતના છોકરાને ટયુશન આપવાનું કામ કરવા છતાં સારો અવકાશ મળતો તે બધોય ડોકટર સાહેબના સહવાસમાં ગુજારતાં તેમનો સ્વભાવ, રહેણી કરણીની ખૂબ પિછાન થઇ.

ડો. મ્હેતાએ સાધારણ હાલતમાં અભ્યાસ કરી ઉંચે નંબરે ગ્રેજ્યુએટ થઈ ના. મોરબી ઠાકોર સાહેબની સહાય મેળવી રાજકોટના મી. શુકલ સાથે બારીસ્ટર થવા વિલાયત ગયા. વિલાયતમાં ખંતથી અભ્યાસ કરી બારીસ્ટરની પરીક્ષામાં સફળ થયા. બારીસ્ટર થયા પછી ડોકટરી વિદ્યામાં રસ લાગવાથી અભ્યાસ કરી એમ. ડી. અને એલ. આર. સી. પી. વગેરે એડીન્બરોની ડિગ્રીઓ માન ચાંદ સાથે સંપાદન કરી સ્વદેશ આવ્યા. ડો. મ્હેતાએ, અભ્યાસ કરી આવ્યા બાદ મોરબી રાજ્યની સેવામાં રહેવા કબુલ્યું હતું છતાં પોતે સ્વતંત્ર પ્રકૃતિના પુરૂષ હોવાથી બંધનમાં રહેવુ રૂચ્યું નહિ. ઇડર રાજ્યમાં પ્રથમ મેડિકલ ઓફીસર તરીકે રહ્યા અને પછી મહારાજાએ પોતાના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે પસંદ કર્યા પણ રાજ્ય પદ્ધતિના દોષ જોવાથી ત્યાંથી તેઓ મુંબઈ ગયા અને મુંબઇથી રંગુન ગયા.

રંગુનમાં બારીસ્ટર કે ડોકટરનો ધંધો સ્વીકારવાને બદલે ડો. મ્હેતાએ હીરા માણેક વગેરે ઝવેરાતનો ધંધો શરૂ કરી લગભગ દર વર્ષ વિલાયત એન્ટવર્પ પેરીસ હીરાની કાપકૂટ તથા ખરીદી વેચાણ માટે જવા આવવા માંડયું. “વ્યાપારમાં લક્ષ્મીનો વાસ છે” એ સૂત્રાનુસાર ખંતથી ઉદ્યમ કરતા અત્યારે ડો. મ્હેતા પંદર વીશ લાખ રૂપિયો કમાઈ સ્થિતિ કુટુંબે સંપૂર્ણ સુખી છે.

જેમ જેમ ડો. મ્હેતાનો આર્થિક અભ્યુદય થવા લાગ્યો તેમ તેમ પરમેશ્વરની દયાથી તેનું માનસિક પરિવર્તન પણ સપાટાબંધ થવા લાગ્યું. અંગ્રેજી પોષાક, ભાષા, રહેણી કરણી, રીત રિવાજના પોતે કટ્ટર હિમાયતી બન્યા હતા તે મટી એકદમ દેશી આપણા હિંદુનો પોષાક, ભાષા, આહાર વિહાર રહેણી કરણીના પક્ષપાતી બન્યા. તે એટલે સૂધી કે પોતે એક અંગ્રેજી સાહિત્યના શ્રેષ્ટ કોટિના અભ્યાસી હોવા છતાં કોઇ દેશી ગૃહસ્થની સાથે વાતચિત કરતા, ગુજરાતી પુસ્તક કે પત્ર લખતાં પણ એટલી બધી સાવધાની રાખે છે કે અંગ્રેજી શબ્દનો ઉપયોગ કવચિતજ થવા દે છે. ઘરમાંથી પરદેશી સામાનને ઓછો કરી નાખી, નવો ખરીદવો તેટલો સ્વદેશીજ ખરીદવો એવો નિયમ રાખી, સહવાસમાં આવે તેને પણ સમજાવી સદ્ રસ્તે વાળવા લાગ્યા. બાળકો—છોકરા છોકરીઓ નાનપણમાં અયા—મદ્રાસી ધાવના હાથમાં ઉછર્યા હોવાથી તેઓ અંગ્રેજીમાંજ બોલી લખી વાંચી શકતા તેમના માટે સંસ્કૃત જાણનાર અધ્યાપક બોલાવી થોડા વખતમાં સર્વેને ગુજરાતી બોલતા વાંચતા કરી મૂકયા. કોટ પાટલુન ઝબા ફેંકાવી દઇ ધોતી પેરણ ટોપી ધારણ કરાવી દીધા. વિલાયત અભ્યાસ કરવા મોકલેલ જયેષ્ટ પુત્રને ઘેર બોલાવી કામ પૂરતો અભ્યાસ થતાં ડિગ્રીઓનો મોહ ત્યજી ત્યજાવી તેને ઝવેરાતની દુકાનમાં યોજી દીધો.

રહેણી કરણીમાં અદ્ભુત ફેરફાર કર્યા પછી ડો. મ્હેતાએ દુઃખી દરિદ્રી પરાધીન દેશબંધુઓ તરફ દ્રષ્ટિ ફેરવી, પોતાનો ઉદાર હાથ છૂટથી લંબાવવા માંડયો. કોઇપણ વિદ્યાર્થી કે દેશ

ભાઇ જઈ તેમને મળે એટલે તેને મુંબઈના તીસ્માર્ખાં શેઠ વકીલોની માફક પાંચમે માળથી નોકર મારફત વાત કરી હડધુત કરી કાઢી ન મૂકાવતાં પોતે જાતે મળી, આવકાર આપી, બેસાડી મિઠાશથી વાતચિત કરી તેની હાલત જાણ્યા પછી અન્ન વસ્ત્ર દ્રવ્ય કે પુસ્તકની બનતી મદદ આપવા માંડયા. કોઇ પણ ધર્મની સંસ્થાવાળા તેની પાસે જઇ સાર્વજનિક કામ માટે યાચના કરે એટલે પોતે જૈન ધર્મના હોવા છતાં સંકુચિત દષ્ટિનો ત્યાગ કરી સારી રકમ ભરી આપે છે. રંગુનમાં સ્થાનિક ચળવળ મુદલ ન હતી તેથી પોતે વારંવાર સમજુ માણસોમાં સ્વદેશ પ્રેમ ઉત્પન્ન કરાવી પ્રસંગોપાત મિટગો ભરાવતા. કોંગ્રેસ કમિટી સ્થાપન કરાવી (જેના તેઓશ્રી પ્રમુખ છે) આફ્રિકાના સત્યાગ્રહ વખતે હજારોનું ફંડ એકત્ર કરી મોકલાવ્યું. અને તેમના વિશાળ બંગલો શહેરથી બે માઇલ દૂર શાંત એકાન્ત જગ્યામાં છે ત્યાં ખેતર બગીચો રાખી અંગ કસરત તરીકે સવારે વહેલા ઉઠી ખોદવા વાવવાનું કામ પોતે જાતે કરે છે તેમ કલાસ ખોલી હાથની શાળોનો અભ્યાસ દેશની હાલત સુધારવાના જ્ઞાન સાથે કરાવે છે; અર્થાત્ સ્વરાજય પ્રાપ્તિના માર્ગો સમજાવવા વિષે પણ પ્રયત્ન આરંભ્યો છે.

આફ્રિકાના સત્યાગ્રહમાં સારી પેઠે મદદ કરી ડૉ. મ્હેતાએ વિદ્વતાભર્યા ત્રણચાર પુસ્તકો લખ્યા છે. ડેક પેસેન્જરોને તથા શિતળા-વેકસીનેશન ફરજીઆત કાઢવામાં લોકોને અત્યંત ત્રાસ વેઠવો પડતો તે માટે પોકાર કરી, સરકાર પાસે કમિટી નિમાવી, જેમાં તેમની પણ એક કમીશનર તરીકે સરકારે નિમણુંક કરેલી હતી, તે

કમિટીની તપાસનો ભલામણ રિપોર્ટ સરકારે બહાર પાડયો છે તેમાં મતભેદ થતાં તે પર ડો. મ્હેતાએ મિનિટ લખતાં સરકારની અથથી તે આજપર્યંતની કુટિલ નીતિનું એવું તો અદ્વિતીય દિગ્દર્શન કરાવી લોકોના હિત માટે ઉપાયો સૂચવ્યા છે તે સભ્ય સંસારની આંખ ખોલી નાંખે તેવા છે. આ રિપોર્ટની ભલામણથી સરકારને ઉક્ત બન્ને વિષયમાં ઘણો સુધારો કરવાની ફરજ પડી હતી. વિલાયતમાં તિલક મહારાજનું કોંગ્રેસ ડેપ્યુટેશન ૧૯૧૯ ની સાલમાં જે ઉમદું કામ કરી રહ્યું હતું તેમાં ડો. મ્હેતા પણ એક સભાસદ હતા. પોતે સાહિત્ય, ઇતિહાસ, દેશ પરદેશની રાજનીતિ તથા જનસ્વભાવના ઉંડા અભ્યાસી હોવાથી સ્વરાજ્ય પ્રાપ્તિના ઉદ્યોગમાં હિંસા અહિંસાના સવાલને મહત્ત્વ આપનારા નહોતા; પરંતુ ગાંધીજી સાથે બાલપણનો સ્નેહ સંબંધ હોવાથી તેની ઇચ્છાને અનુસરી હમણા વર્તે છે. ખેદની વાત છે કે આ સજ્જન દેશદાઝવાળા પુરૂષને એંટવર્પથી રંગુન આવતા પોર્ટસેઇડ આગળ લકવો –પેરેલીસીઝનું દર્દ થઈ આવવાથી શરીર મન બુદ્ધિ હમણા કામ કરતા અશક્ત બન્યા છે. હવે સારો સુધારો છે. પરમાત્મા તેમને આરોગ્યતા પ્રદાન કરી વાસ્તવિક માર્ગે દેશોદયના કાર્યમાં જોડે.

આ પુરૂષ એવા નિડર છે કે તે બિમાર હતા છતાં રંગુનમાં સોશી-અલ સર્વીસ લીગ સ્થાપી હુલ્લડ જગાડવાનો ખોટો આરોપ સરકારે મૂકવા માટે તે સામે અપૂર્વ લડત ચલાવી હતી, અને છેવટે સત્ય પ્રકાશમાં આણી સરકારનો બરમા છોડવવાનો ઓર્ડર પાછો ખેંચાવ્યો હતો. વિદ્યાર્થી અવસ્થામાં બંગભંગની તથા લાલ બાલ પાલની દેશભક્તિની વાતો સાંભળવાથી દેશસેવા એ પરમ

કર્તવ્ય છે એમ સમજાયું હતું અને એવી પ્રકારની શુભ ભાવના જાપાન વિલાયતના પ્રવાસથી વધારે દઢ થઇ હતી ખરી પરંતુ તેને સાચી પુષ્ટિ અને વ્યવહારૂ સ્વરૂપ તો ડો. મ્હેતાના સહવાસથીજ મળ્યું; એ માટે હું એમનો સદાનો ઋણી છું. ડો. મ્હેતાને અને મારે રાજકીય દૃષ્ટિબિંદુમાં અત્યારે ગાંધીજીને લઇ મતભેદ હોવા છતાં તેમના ઉપકારના સ્મરણમાં તેમના દેશોપયોગી જીવન પ્રસંગને સપ્રેમ આલેખું છું.

---

## વડોદરા કળાભુવન.

### ૩૦

સહવાસ શું નથી કરતા ! મનુષ્ય જીવનમાં જો કોઇ વિલક્ષણ ફેરફાર કરતું હોઈ તો સહવાસ—સત્સંગજ કરે છે. એટલા માટે આપણા શાસ્ત્રોમાં સત્સંગનો બહુ બહુ મહિમા વર્ણવ્યો છે. મહર્ષિ વસિષ્ઠ વિશ્વામિત્રની તપ સત્સંગ વિષે શ્રેષ્ટ કનિષ્ટપણાની તકરારમાં શેષશાયી ભગવાને ન્યાય આપતાં સત્સંગનેજ અધિક–ચડીઆતું ઠરાવ્યું છે. વડોદરા નરેશની બાલ્યાવસ્થા ગમે તેવી હશે પણ રોમેશ્ચંદ્ર દત્ત જેવા પ્રતાપી દેશભક્તની સોબત થતાં તેઓ હિંદમાં ગાયકવાડ, ગાયકવાડ સરકાર થઇ રહ્યા હતા. દત્તબાબુની હૈયાતી સૂધી તો મહારાજા સાહેબની દેશભક્તિ બની રહી પણ પછી સંગ છૂટી દુઃસંગ થતાં ઝાડના નામે વેચાતાં ફળ પણ બંધ થયાં.

દેશભક્ત દત્તબાબુના દિવાન તરીકેના સહવાસથી મહારાજા ગાયકવાડે દેશજનોને હુન્નર ઉદ્યોગ શિખવા માટે વડોદરામાં કળાભુવન નામની સંસ્થા પ્રોફેસર ગજ્જરની સલાહથી સ્થાપી છે. ડો. મ્હેતાનો વિચાર એમ થયો કે, જો તમો તે કામ વડોદરા કળાભુવનમાં જઇ શીખી લાવો તો રંગુનમાં હાથની શાળનું કારખાનું કાઢીએ. સ્વદેશી–સ્વરાજય તરફ મારૂં વલણ આ વખતે–એટલે સન ૧૯૧૨ માં સંપૂર્ણ વળી ચૂકેલું હોવાથી વગર આનાકાનીએ મેં વડોદરા જવાની તૈયારી કરવા માંડી. કામ ધંધાથી નિવૃત્ત થઇ મદ્રાસ રસ્તે વડોદરા આવ્યો. સાથે ડો. મ્હેતાનો ભલામણપત્ર કળાભુવનના પ્રિન્સિપલ મી. વોરાપર હતો તે તેને આપ્યો એટલે તેણે વણાટખાતાના શિક્ષકને બોલાવી કાળજીથી કામ શીખવવાની સૂચના કરી બોર્ડીંગમાં રહેવાની વ્યવસ્થા કરી આપી. કળાભુવનમાં બરાબર બે માસ વણાટકામ જોવા જાણવા રોકાયો, પણ તેમાં કારખાનાને યોગ્ય જાણવાનું પ્રેકિટકલ સાધન ભાસ્યું નહિ. સુતાર, લુવાર, કડીઆ, મીસ્રી, ઇંજીનીઅરીંગ, વણાટ વગેરે કામ શીખવાય છે પણ તે શીખવાથી વિદ્યાર્થી તે તે કામકાજમાં પારંગતતા મેળવી મોટા કાર્યો હાથ ધરી શકે તેવું લાગ્યું નહિ. જો એવુંજ હોય તો બાપડા શિક્ષકો ૧૫ રૂપરડીમાં (અમોને ભાઈ કરૂણાશંકર શીખવતા હતા તેનો પગાર પંદર રૂપિયા હતો તે.) શા માટે વેઠ કાઢે? હુન્નર શીખવો છે એમ બાળકને કે તેના વાલીને મન થાય એટલે બાળકને ત્યાં ત્રણ કે પાંચ વર્ષ ગાળવાનું મળે. પાંચ વર્ષ પછી પરીક્ષામાં પાસ થાય તો પંદર વીશ રૂપિયાનો ચાન્સ મળી શકે એવું જણાતાં કળાભુવનમાં વધારે સમય ગુમાવવો ઉચિત લાગ્યો નહિ.

વડોદરા શહેર ગાયકવાડ સરકારનું નિવાસસ્થાન હોવાથી શહેરના રસ્તા દરબારી બંગલા મકાનો ઠીક શોભાયમાન છે. કોલેજ, સેન્ટ્રલ લાઇબ્રેરી, ગાર્ડન વગેરે જોવા લાયક છે. મહા. રાજા દેશભક્ત તરીકે ખ્યાતી ધરાવતા હતા પરંતુ દિલ્હી દરબારમાં જાણી જોઇને કે ભૂલથી ના. શહેનશાહ સાથે શેકહેન્ડ કરતાં કરતાં ચકમક ઝરી ત્યારથી તેઓ અનહદ દબાઈ ગયા છે. રાજયમાંથી દેશભક્ત વ્યક્તિઓને દૂર કરી, રેસિડન્ટ સાહેબ ખુશ રહે એવી વફાદારીની વાતો પ્રજામાં થાય માટે પાકી વ્યવસ્થા કરેલી છે. સ્વરાજય સંબંધમાં કોઈ ઉં કે ચું ન કરી શકે અને કરે તો તેનું ફળ તત્કાળ તે ચાખે તેવી આજ્ઞા ફેરવી દીધી છે. પોતે વર્ષમાં આઠનવ માસ વિલાયત યુરોપજ રહે છે. સ્વરાજયમાં ક્વચિત્ આવી થોડો સમય રહે છે ત્યારે મોટર હાંકનાર ચોફર અને રસોઇઓ પણ યુરોપથીજ કોઈ યુરોપીઅન લેતાં આવે છે. હિંદુ મહારાજાને યોગ્ય તો અંગ્રેજ રસોઇઓ ચોફરજ અનુકૂળ હોય શકે ! દેશી બિચારાને વિલાયતી રસોઈ કે વિલાયતની ભાષા જે મહારાજાને પસંદ હશે તે કયાંથી બનાવતા બોલતા આવડે ? રાજપાટ પાછળથી દિવાન સુબા સરસુબા વગેરે પોતાની મરજી મુજબ ચલાવી બચત રહેતાં નાણાથી મહારાજાની તેજુરી ભરે છે એટલે મહારાજાને તો કામથી કામ છે, વર મરે કે કન્યા મરે એમાં ગોરને શું ! દક્ષિણા મળી એટલે હરહર મહાદેવ.

મહારાજા વિલાયત--યુરોપ રહે છે તેનો લાભ કાંઈ પોતે એકલા ભોગવે એવા સંકુચિત્ત દિલના નથી. સ્વદેશ આવી રાજયમાં હિંદુઓની નાતો જાતો કાઢી નાખવાની, ઢેઢ ભંગીઆ

સાથે ગાંધીજીની જેમ એકાકારો કરવાની વગેરે ભ્રષ્ટ હિમાયત પણ કરે છે. વડોદરામાં જગાતનું લાકડું ઘણું ત્રાસજનક છે. જુની ચીજ પર પણ ઢીંગલાની ડોશીને ડોઢીઉં મુંડામણુ જેવું છે.

હું જયારે રંગુન પ્રથમ વખત ગયો ત્યારે મહાકાલ યમદંડ વગેરે માસિક વાંચવાથી જણાયું હતું કે વડોદરામાં શ્રીમન્ નૃસિંહાચાર્યજી સ્થાપિત "શ્રેયસ્સાધક અધિકારી વર્ગ" નામની સંસ્થા છે અને તે ઉત્તમ કામ કરી રહી છે. તેમના વિશે માન હોવાથી સંસ્થા સ્થાપક મહાપુરૂષના જયેષ્ટ પુત્ર શ્રીઉપેન્દ્ર મહારાજને મળવા ગયો. શ્રીઉપેન્દ્ર મહારાજ ચા તથા તમાકુ નિષેધની અને વ્યસન મુક્ત રહી પરબ્રહ્મ ઉપાસનાની છોળો કવિતામાં ઉછાળતા હતા પણ તેની મુલાકાત કરી થોડો વખત તેની પાસે બેઠા પછી ચા પીતાં અને ખૂબ તમાકુ સુંઘતા જોયા એટલે આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વળી થોડો ઘણો મોહ બાકી હતો તે શ્રેયસ્સાધકોનું સમ્મેલન થયું તેમાં શ્રીઉપેન્દ્રના શૃંગારી ગૃહસ્થના જેવા હાવ ભાવ તથા યુવાન્ સ્ત્રીઓ વચ્ચે છૂટથી ભેળાવું વગેરે જોઇ ઉતરી ગયો. વાહરે હરિ! તારી માયા અગાધ અને અકળિત છે નારદજી જેવા દેવર્ષિ પણ પાર પામી શકયા નથી તો બીજા આજકાલના કીટપતંગીઆનું શું ગજું?

# મનઃ અશાન્તિનું શમન.

૩૧

કળાભુવનમાં કાંઈ સાર ન જણાતાં ડો. મ્હેતાને પત્ર લખી કાઠિયાવાડ જવા ધાર્યું. કામધંધો અળસાવી બીજું કાર્ય આરંભતા તે દરેકમાં નાશીપાશી થતાં પારાવર ખિન્નતા થઈ. છેલ્લામાં છેલ્લા શ્રીનગર–કાશ્મીરના પ્રવાસથી જે ઉદ્વેગ થયો હતો તે પાછો પ્રજવલિત થયો. એક તો હૃદયમાં જે મહત્ત્વાકાંક્ષા પ્રકટેલી હતી અને જેને જાપાન યુરોપની પ્રગતિ જોઇ અનુમોદન મળ્યું હતું, લંડન પેરીસના મોટા મોટા ધનાઢચ વેપારીઓ અને લોર્ડોની જાહોજલાલી જોવાથી તેના જેવા વૈભવ વિના સાધારણ સઘળું તુચ્છ લાગતું હતું; ત્યારે સંયોગ અને મનની વાસનાઓ વિલક્ષણરીતે કામ કરી રહી હતી, અથવા પ્રારબ્ધ કાંઈ જૂદોજ ઘાટ ઘડી રહ્યું હતું. ઐશ્વર્યને બદલે સાદી રહેણી કરણીથી તમામ પ્રકારના લોકોના સમાગમમાં આવતાં ખૂબ જોવા અનુભવવાનું પ્રાપ્ત થવાથી ત્યાંના લોકોના તામસી ભાવ–મિથ્યા મોટાઇ, અહંકાર, કર્તૃત્વાભિમાન દષ્ટિગોચર થયા હતા, તે ભગવત્ ચરણાભિલાષી જનને યોગ્ય ન ગણાય. નિત્યના સહવાસથી ગમે તેવા જ્ઞાનીને પણ અસર થાય એ સહજ છે. મહાવીર, અર્જુન હનુમાન જેવા પુરૂષોને પણ અહંભાવ થઇ આવતો; પરંતુ જેઓ ભગવાનના કૃપાપાત્ર હોય છે તેનો ઉદ્ધાર તુરતજથાય છે. મને તો વિજયની જગ્યાએ પરાજય મળ્યો હતો એટલે કદાચ ખોટું અભિમાન થઇ આવે તોપણ જગન્નાયક શ્રીહરિ કેમ ટકવા દે!

પૂર્વ જન્મના સુકૃતથી, પુરાણુ, મહાભારત, સ્મૃતિ ઉપનિષદ્ વાંચવાથી તથા યુરોપનો શુષ્ક જડવાદ પ્રત્યક્ષ જોવાથી હિંદુ ધર્મશાસ્ત્રો પ્રત્યે મારી જે કાંઇ શ્રદ્ધા હતી તેમાં અત્યંત ઉમેરો થયો હતો; તે એટલે સુધી કે જેમ કોઇ અવિચારી વ્યક્તિ પતિવ્રતા સ્ત્રીને તેના પતિના સંબંધમાં અપશબ્દ કહે, નિંદા કરે ને તે દક્ષપુત્રી પાર્વતીની માફક ભસ્મ થઇ જઇ ભસ્મ કરી મૂકે તેવી અવિચલ શ્રદ્ધા હિંદુ ધર્મશાસ્ત્રોના અલૌકિક અદ્વિતીય, પરમ હિતકારી તત્ત્વ જાણીને થઇ હતી તે અદ્યાપિ છે અને જયાં સૂધી જન્મ મરણુના ફેરા થવા સરજાયા હશે ત્યાં સૂધી દઢ રહેશે. યોગની મહત્તા અગાધ છે. ઋષિ મુનિઓ યોગ સાધી આત્માનંદ અનુભવી એક ક્ષણુમાં ગમે તે રૂપ ધારણુ કરવાની, અંતર્ધાન થવાની કે સ્વર્ગમાંથી પૃથ્વીપર અને પૃથ્વીપરથી સ્વર્ગપર આવાગમન કરવાની જેમ શક્તિ ધરાવતા હતા તેમ યરોપીઅનો પણુ Concentration of mind અર્થાત્ ચિત્ત વૃત્તિને સ્થિર-એકાગ્ર કરી નવી નવી કળાઓનો નિત્યપ્રતિ આવિષ્કાર કરે છે, એ જગજાહેર વાત છે. જો યોગમાં આટલું સામર્થ્ય છે તો યોગ જ સાધવો જેથી સર્વ શ્રેયની પ્રાપ્તિ થઇ શકે; પરંતુ પૂર્વના અનુભવે એમ શીખવ્યું છે કે યોગ સ્વતઃ ગમ્ય નથી. યોગીની સાન્નિધ્યમાં રહી યોગ સાધી શકાય છે; માટે કોઇક યોગી પાસે જવું. આ વખતે શ્રીમાન્ નથુરામ શર્માની ખ્યાતિ એક બ્રહ્મનિષ્ટ યોગી તરીકે કાઠિયાવાડ ગુજરાતમાં સારી પેઠે પ્રસરી હતી તેથી તેનું ઠામ ઠેકાણું જાણી લઇ તેનું મુકામ રાજકોટ હતું ત્યાં ગયો.

મહારાજ શ્રી નથુરામ શર્મા રાજકોટ સદરમાં એક ભાવિક ગૃહસ્થના બંગલામાં ઉતારો કરી ઉપરના ભાગમાં એકલા બેઠા

લખતા હતા તેને દંડવત્ કરી આવવાનું પ્રયોજન અથથી તે ઇતિ સૂધી કહી સંભળાવ્યું. મહારાજને કહ્યું:—મારૂં મન ક્યાંય નિરાંત વળવા દેતું નથી. વિધ વિધ મોટી મોટી અભિલાષ ધરીને બેઠું છે. યોગ, આત્મજ્ઞાન અને શાસ્ત્રવાક્યમાં મને બહુ પ્રીતિ છે. આપને એક યોગનિષ્ણાત યોગી સમજી આવ્યો છું તો કૃપા કરી મને માર્ગ બતાવો. હું આપની પાસે ગમે તેવી કઠિનતા વેઠી યોગ સાધવા ઇચ્છું છું. યોગી મહારાજે ઉત્તર આપતાં જણાવ્યું: ભાઇ! તમારે ગૃહસ્થીઓએ બીજે ક્યાંય રહેવાની જરૂર નથી. ઉપદેશ પ્રમાણે ઘેર જઇ વર્તો અને પ્રસંગોપાત મારી પાસે આવતા રહો. ઉપદેશ કઇ વિધિએ લેવો એ તમોને કારભારી સમજાવશે. મહાત્માજીના કહેવા પ્રમાણે નીચે જઇ કારભારીને મળ્યો. કારભારીએ કહ્યું તમો મહારાજની બનાવેલી ગીતા વગેરે ચોપડીઓ તથા ફોટો લઈ જાવ. આવતી કાલે ઉપવાસ રાખી પરમદિવસ સવારે સાકર નાળીએર અને સવા રૂપિયો લઈ આવી ગુરૂ મંત્ર લઇ જજો. ઉપવાસમાં અન્ન ન ખાતાં ગમે તે ફરાળ ખુશીથી કરજો.

અરે પરમાત્મા! આ તો ગુરૂમંત્રનો અખાડો! આવા ગુરૂમંત્રથી હું મારા વંશપરંપરાના ગુરૂ શ્રીગુંસાઇજી બાળકોથી દિક્ષીત થઇ સવા વર્ષની વયેજ પાવન થયો છું—બ્રહ્મસંબંધ જોડી બેઠો છું. ફક્ત ગુરૂમંત્ર લેવાના સંકલ્પથીજ અહીં નહોતો આવ્યો પરંતુ કંઇક આત્મતૃપ્તિ થાય તેવા તત્ત્વની ઝાંખી કરવા નીકળ્યો છું. બાકી આવા ગુરૂમંત્રો કરતાં પણ વિશેષ ફળદાયી ગુરૂમંત્ર તો હું પણ આપી શકું છું વગેરે સંકલ્પ વિકલ્પ કરતાં શર્મો

મહારાજની વિશેષ માહિતી મેળવવા રોકાયો. તેની પાસે આવજા રાખી પુસ્તક વગેરે ખરીદ્યા એવામાં મારા પૂજ્ય પિતાશ્રીને હું રાજકોટ આવ્યો છું એવી ખબર પડતાં તેઓશ્રી રાજકોટ આવી મળ્યા. મહારાજ નથુરામજી પણ શ્રીવલ્લભાચાર્ય બાળકોની માફક પધરામણી તથા શિષ્ય બનાવવા વગેરે માયામાં આસકત થયેલા જોવામાં આવતાં પિતાશ્રી સાથે દડવા જઇ અઠવાડિયું રહ્યો પણ શાન્તિ ન રહી.

'આનંદ' નામનું માસિક પત્ર કાઢી તેમાં ભક્તિરસના લેખો લખી તથા શ્રીરામાયણની કથાના કીર્તન દ્વારા રાધનપુરના માજી દિવાનશ્રી અનંતપ્રસાદ ત્રિવાડી શ્રેષ્ટ અસરકારક ઉપદેશ આપે છે અને તેઓશ્રી હાલ લીંબડી આવેલા છે એવું સાંભળતા તેને લીંબડી મળવા ગયો. તેઓશ્રી લીંબડી ઠાકોર સાહેબના બંગલામાં કથા કરતા બેઠા હતા તેમને પ્રણામ કરી સામે બેઠો. કથામાંથી નિવૃત્ત થતાં ત્રિવાડીજીએ, તમે કોણ, કયાંથી અને શું કામ આવ્યા છો! વગેરે પૂછયું એટલે સવિસ્તર હકીકત જણાવી કેટલીક શંકાઓ પૂછી મનની શાન્તિનો ઉપાય બતાવવા વિનતી કરી. એ ઉપરથી તેમણે શંકાઓનું યથામતિ પ્રમાણ આપી સમાધાન કર્યું અને મનઃ શાન્તિ માટે ભટકવું છોડી દઇ ઉદ્યોગમાં મન લગાડવા કહ્યું. તેમણે સમજાવ્યું કે આવું હરવા ફરવાથી તમોને ઉલટી વિશેષ અશાન્તિ થશે. ઉદ્યમમાં શાન્તિ છે, સુખ છે, અને લક્ષ્મીનો વાસ છે માટે ઉદ્યમ કરો. અને પ્રવૃત્તિ સાથે શ્રી ગીતાજી, ભાગવત, રામાયણનું સ્વાધ્યાય પણ કરો એટલે મનની અશાન્તિનું શમન થઇ જશે. અતિશય ભટકવાથી કંટાળ્યો હતો

એટલે તેમના વિચાર પૂર્વકના યોગ્ય ઉપદેશને માની લઇ મુંબઈ આવ્યો અને ઉદ્યમમાં જોડાયો. થયું પણ ત્રિવાડીજીના કહેવા પ્રમાણેજ કે ઉદ્યમમાં એકાગ્ર ચિત્ત થતાં અશાન્તિ દૂર થઇ ગઈ.



## હરિદ્વાર કુંભમેળામાં સ્વયંસેવક.

### ૩૨

**क्षान्त्या भीरुर्यदी न सहते प्रायशो नाभिजातः।**
**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥**

શ્રી અનંતપ્રસાદ ત્રિવાડી જેવા સત્પુરૂષના વાકયને માન આપી ઉદ્યોગમાં જોડાયો; પરંતુ આત્માના હિતનું સાધન કરવાનું તથા દેશ સેવાના ઉપાય હાથ ધરવાનું વિસર્યો નહતો. સંસ્કૃત જ્ઞાન તો સ્કૂલમાં માર્ગોપદેશિકા બે ભાગ જેટલું પ્રાપ્ત કર્યું હતું એટલે મૂળ સંસ્કૃત ગ્રંથ અવલોકવો વિકટ હતો તેથી મૂળ સાથે હિંદી ગુજરાતી ભાષાંતરવાળા ધર્મશાસ્ત્રીય ગ્રંથો વાંચવા વિચારવા માંડયા. છાપા વાંચવાથી સાહિત્યનો શોખ લાગતાં ગુજરાતી પ્રેસના તથા સાહિત્ય વર્ધકના પુસ્તકો ખરીદી તથા સરસ્વતી, ચિત્રમયજગત્, મોડર્ન રીવ્યુ વગેરેના ગ્રાહક થઈ વાંચવાનું ચાલુ રાખ્યું. આ વખતે તિલક મહારાજ જેલમાં હતા એટલે સ્વરાજયની પ્રવૃત્તિ સુતી પડી હતી. સર્વન્ટસ ઓફ ઇંડિઆ સોસાઈટી કોઇ કોઇ સામાજીક રાજકીય કામ કરતી. વિશેષ

અગત્યના કામો શ્રીયુત ગોપાળકૃષ્ણ ગોખલે જેવા તેના સંચાલક છે એટલે તુરતમાં આરંભાશે એવી આશાથી સોસાઇટીનું માન ભણેલા વર્ગમાં ઠીક હતું. હું પણ સેવા કરવાનો અભિલાષી હોવાથી તેના સભાસદ રા. ઠક્કર, રા. ચિતલીઆ, રા. જોશી વગેરેના સમાગમમાં આવવા લાગ્યો. મી. જોશી, સોશીઅલ સરવીસ લીગમાં વિશેષ ધ્યાન આપતાં. લીગમાં જોડાઈ સામાજીક સેવા કરવાનું શરૂ કર્યું. કોઇ બિમારને દવા આપવી, ફરતી લાઇબ્રેરીના પુસ્તકો વાંચવાનો શોખ લોકોમાં પેદા કરી વાંચવા આપવા, હોળી વખતે બિભત્સ શબ્દ ન બોલવા દેવા કે રંગ ઉરાડી કપડાં ન બગાડવા દેવા વગેરે કામ થતું. મુંબઇમાં કાલબાદેવી રોડ ઉપર મોરારજી ગોકળદાસ ચાલમાં રહેવાનું રાખ્યું હતું ત્યાં રા. હરજીવન કાળીદાસ મ્હેતા નામે ગૃહસ્થ રહેતા હતા. રા. ઠક્કરની ભળામણથી રા. મ્હેતા સાથે પરિચય થયો. આ ભાઇ સદાચારી અને પરોપકાર બુદ્ધિના સાત્વિક વિદ્વાન્ નર છે. બિસન્ટ બાઇના શિષ્ય હોવાથી તેમની આજ્ઞાનુસાર પણ શુદ્ધ ભાવે સેવા કરવા વાળા છે. સમાગમ ઘાટો થતાં અમો બન્નેએ વિચાર્યું કે મોરારજી ગોકળદાસ હોલ રાત્રિ વખતે બહુધા વપરાશ વગરનો રહે છે, ચાલીમાં છોકરા મોટી વયના ઘણા છે માટે મફત રાત્રિશાળા ચાલુ કરીએ. બન્નેની ઇચ્છા થતાં હોલના માલિક નરોત્તમશેઠની પરવાનગી લઇ રાત્રિશાળા શરૂ કરી. ક્રમે ક્રમે શીખવા આવનાર છોકરાની સંખ્યા ૬૦ ની થઈ. કોઇ ગરીબ છોકરો હોય તેને ચોપડી પેન નોટબુક પણ અમો આપતા. એવામાં હરિદ્વારમાં બાર વાર્ષિક કુંભ મેળો મોટામાં મોટો ભરાય છે અને તેમાં નાણા તથા વોલન્ટીઅરની જરૂર છે એવી વાત શ્રીયુત ઠક્કરના મુખે

સાંભળતાં સ્વયંસેવક તરીકે નામ નોંધાવી મિત્રોમાંથી ફંડ પણ એકઠું કરી દીધું.

પ્રયાગ સેવા સમિતિના આશ્રય હેઠળ હિંદના જૂદા જૂદા પ્રાંતમાંથી આશરે ૩૬૫ વોલન્ટીઅરોનું દળ હરિદ્વારમાં મહાન્ કુંભમેળામાં એકત્ર થયેલ બાર લાખથી વધારે હિંદુ યાત્રીઓની સેવા કરવા સંવત ૧૯૭૧ ના માઘ માસની કડકડતી ઠંડીમાં હરિદ્વાર આવી પહોંચ્યું, જેમાં હું પણ સામેલ હતો. આ સ્વયંસેવક સંઘના નાયક શ્રી હૃદયનાથ કુંઝરૂ હતા. દશે દિશામાંથી યાત્રીઓના ટોળાં ટ્રેઇન અને પગ રસ્તે હરિદ્વાર જેવા નાનકડા ક્ષેત્રમાં ઉભરાતા હતા. સંન્યાસીઓ, સાધુ, અતીત, નાગા બાવા ગૃહસ્થી સ્ત્રી પુરૂષ છોકરાઓ, રાજા મહારાજાઓ વગેરે આસ્તિક હિંદુ સપ્ત પુરીમાં શ્રેષ્ટ એવી હરિદ્વારના હરકી પાયરી નામના શ્રીગંગાજી સાથે સંયુક્ત કુંડમાં સ્નાન કરી પવિત્ર થવા આતુર હતા. નાના મોટા સરકારી અધિકારીઓ તથા પોલીસની સંખ્યાબંધ ટુકડીઓ શાન્તિ અને વ્યવસ્થા જાળવવા પહોંચી ગયેલ હતી. પરંતુ તે પોલીસ દાદાનું કામ તો એવું કે 'રીઝે તો બક્ષીસ માગે અને ખીજે તો દંડીકો મારે' તેથી લોકસેવકોએજ લોકોની સુખ સગવડ સાચવવાનું કામ તનમનથી ઉપાડયું હતું. સ્ટેશન પર હાજર રહી સામાન સાથે યાત્રીઓને ઉતારવા, જેને જે લાઇનમાં જવું હોય તેને ટ્રેઈનનો ટાઈમ કહી ટિકીટ લઇ આપવી, પાણી પાવું, અતિ સંખ્યાને લઇ કોલેરા તાવ કે બીજો રોગ ફાટી નીકળે અથવા કોઇ બિમાર થઈ જાય તેની સારવાર માટે આઠ દશ દવાખાના ખોલ્યા હતા તેમાં વ્યવસ્થા કરી આપવી,

સ્ત્રી છોકરા ગુમાઈ જાય તેને શોધી દેવા, રસ્તાની એક બાજુથી એક રસ્તે લોકોને જવા દેવા અને બીજે રસ્તે બીજી બાજુથી આવવા દેવા, હરકી પાયરી નામના કુંડ ઉપર પડયાના ત્રાસમાંથી લોકોને બચાવી ક્રમપૂર્વક સૌને સ્નાન કરવા દેવું વગેરે વ્યવસ્થા સ્વયંસેવકોએ સવાર સાંજ કે રાત બપોરની પરવા રાખ્યા વિના ઉજાગરા ભૂખ તરસ અને ઠંડી સહન કરીને પણ ઉત્તમ રીતે જાળવી હતી.

આ બાર વાર્ષિક કુંભમેળાનું મહાત્મ્ય એવું છે કે, કુંભનો દિવસ બાર બાર વર્ષે આવે છે ત્યારે દેવતાઓ અમૃતથી સ્નાન કરે છે, એ અમૃતમાં જો આપણી કાયા નહાય તો પાપમુક્ત થઇ પવિત્ર બને છે. હરિદ્વાર ગામ ઘણું નાનું છે. તેમાં માત્ર બેજ સાંકડા રસ્તા છે. આસપાસ જંગલો તથા હિમાલયના પર્વતો આવેલા છે. ધર્મશાળા પુષ્કળ છે. હરિદ્વારથી એક માઈલ પર દક્ષ પ્રજાપતિનું કનખલ, સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ અને પાંચ માઇલ દૂર આર્યસમાજ ગુરૂકુળ આવેલું છે. હરિદ્વારથી ઋષિકેશ સાત ગાઉ દૂર છે, ત્યાં રેલ્વે અને ટાંગાથી જઇ શકાય છે. સડક સીધી પહોળી સુંદર છે, એટલે કઇક યાત્રી પગે ચાલીને પણ જાય છે.

મહાનુભાવ ભગીરથ રાજાએ પોતાના પૂર્વજ સગર પુત્રોને તથા દેશને પાવન કરવાને માટે દશ હજાર વર્ષ પર્યંત ઘોર તપ કરી ગંગાજીને પૃથ્વીપર પધરાવ્યા હતા તે પતિતપાવની ભગવતી ગંગાનો પુણ્યમય જળપ્રવાહ જે નિત્ય લાખો જીવને પવિત્ર કરી રહેલ છે તે પ્રવાહને રોકી તેમાંથી ખેતીવાડી માટે પાણી

પૂરૂં પાડવાના બહાનાથી અધિકારી વર્ગ નહેર કાઢવા માગતું હતું તે અટકાવવા માટે ભારત ધર્મ મહામંડળના પ્રયાસથી દેશના સમર્થ પુરૂષો, રાજા મહારાજાઓ અને અગ્રગણ્ય શ્રીમાન્ લાગવગ વાળા પુરૂષોની વિરાટ સભા મળી હતી. તેઓના પ્રયાસથી આ વખતે તો શ્રીગંગાજીમાંથી હરિદ્વાર આગળ નહેર કાઢવાનું બંધ રહ્યું હતું.

કુંભ મેળો સમાપ્ત થતાં ઋષિકેશ દિલ્હી આગ્રા મથુરા જયપુર અજમેર થઇ મુંબઇ આવ્યા.

---

## શ્રીયુત્ ગાંધીજી સાથે પ્રથમ પરિચય.

### ૩૩

આફ્રિકાથી પરવારી હિંદનો ઉદ્ધાર કરવા માટે શ્રીયુત્ ગાંધીજી સને ૧૯૧૪ ની સાલમાં હિંદ આવ્યા. તેમની સાદી રહેણી કરણી ફળાહારનો ખોરાક, બહુધા દેશી ભાષામાં વાતચિત કરવાની ટેવથી આફ્રિકાની પ્રસિદ્ધિને લઇ તેમના પ્રત્યે માન ઉપજતું. દેશભક્તોઃ લાલ, બાલ, પાલ ત્રણમાંથી કોઈ જેલમાં તો કોઈ અમેરિકામાં હોવાથી લોકો ઇચ્છતા હતા કે કોઇને કોઇ અમને સ્વરાજય અપાવનાર નિવડો. ગાંધીજીને ઘણી જગ્યાએ લોકોએ પૂછ્યું કે આપ હિંદમાં રહી હિંદના ઉદ્ધાર માટે કયો માર્ગ લેવા ઇચ્છો છો? જવાબમાં ગાંધીજી જણાવતાં કે હું હિંદથી અપરિચિત છું તેથી ત્રણ વર્ષ સૂધી હિદની હાલતનો અભ્યાસ કરી પછી મારા (ગાંધીજીના) ગુરૂ ગોખલેજીની આજ્ઞા પ્રમાણે વર્તીશ. પ્રસંગોપાત ખેતીવાડી અને વગાટ કામમાં હિંદનો મોક્ષ

છે એમ કહેતા, એથી ભણેલ અને પ્રગતિશીલ વર્ગની તેમનાપરથી આસ્થા ઉઠી ગઇ હતી. લોકોએ ધાર્યું કે આ મોડરેટ પક્ષનો શિષ્ય જંગલીના કપડાં પહેરી શું ઉકાળશે? તો પણ સાદી રહેણી કરણી મને અતિ પસંદ હોવાથી તેના પ્રત્યે રંગુનવાસી ડૉ. મ્હેતાના સહવાસે ભાવ ઉત્પન્ન કર્યો હતો એટલે મને માન હતું. હિંદમાં આવ્યાના ખબર સાંભળ્યા ત્યારથી તેમની મુલાકાત લેવા મન આતુર રહેતું હતું. હરિદ્વારમાં તેઓ તેમના પત્ની કસ્તુરબાઇ સાથે આવેલા હતા. અહીં એમની સહજ મુલાકાત થઇ એટલુંજ નહિ પણ અઠવાડિયું સુધી પરિચય થતોજ રહ્યો. આ પરિચય ગાંધીજી મુંબઇ આવતાં તેમનો ફળ પુષ્પ પુસ્તકોથી યથાશક્તિ સત્કાર કરતા ગડી ભીંડી બજારના કાપડીઆ ભાઇઓની એસોસીએશન દ્વારા રૂપિયાની થેલી અને માનપત્ર અર્પણ કર્યું તેથી વધારે ઘટ્ટ થયો. તેઓ જ્યારે જ્યારે મુંબઈ આવે ત્યારે ત્યારે કામકાજ પડતું મૂકી સ્ટેશન જઇ તેમને ઉતારી યથાશકિત ઉપયોગી થતા. તેમના આશ્રમ માટે પુસ્તકોનો સારો સંગ્રહ ભેટ આપી તેમના મંગાવવા પ્રમાણે ફળ ફૂલાદિના કંડીઆ મોકલતા રહેવાથી પરિચય ખૂબ વધી ગયો. કોઇને કોઇ કામકાજ અર્થે એક બે દિવસે તો ગાંધીજીનો પત્ર હોયજ. ટુંકામાં ગાંધીજી હિંદનું શ્રેય ધાર્મિક દૃષ્ટિએ કરવા પ્રયત્ન કરશે તેમાં હું પણ મારો ફાળો આપી કૃતાર્થ થઇશ એવી માન્યતાથી ગાંધીજી આ વખતે મને પરમ પ્રિય થઈ પડ્યા હતા.

---

# સર્વન્ટસ ઓફ ઇન્ડિઆ સોસાઇટી.

## ૩૪

સ્વ. ગોપાળકૃષ્ણ ગોખલેનું અર્થશાસ્ત્ર સંબંધીનું જ્ઞાન ઉત્તમ હતું. તેમણે આયાત નિકાશના તથા બજેટની વિગતના આંકડા એકત્ર કરી બજેટ ઉપર ધારાસભામાં સારો પ્રકાશ પાડયો હતો એટલે તેમનું નામ ભણેલા વર્ગમાં જાણીતું થઈ પડયું હતું. સને ૧૯૧૪ સૂધી મોડરેટ પક્ષના આગેવાનોનું જોર સરકાર દરબારમાં છટાદાર બુલંદ અવાજે ભાષણ કરવાનું તથા કોંગ્રેસમાં ઠરાવ પસાર કરવાનું વધારે પડતું હતું. સર ફીરોઝશા મહેતા, ગોખલે, બેનરજી, વાડીઆ, વાચ્છા, ચંદાવરકર વગેરે મોડરેટ આગેવાનો દેશનું ભવિષ્ય કાગળ ઉપર ઘડતા હતા. શ્રીયુત ગોખલેની લાગવગ વધવાથી તેણે તેના અનુયાયીઓ: મી. શાસ્ત્રી, પ્રાંજપે, દેવધર, જોશી વગેરેને એકત્ર કરી સર્વન્ટસ ઓફ ઈન્ડિઆ સોસાઈટી સ્થાપી. જે ગ્રેજ્યુએટ થયેલ હોય અને જીંદગી પર્યન્ત સોસાઈટીની ધારણા પ્રમાણે પ્રવૃત્તિ કરવાનું સ્વીકારતો હોય તેજ આજીવિકા જેટલા સાધનથી સંતોષ પામી સોસાઈટીનો સભાસદ થઇ શકે એવો નિયમ ઘડવામાં આવ્યો હતો. ગોખલેજીની હયાતીમાં કુલ મળી આશરે ૨૬ સભાસદો થયા હતા. શ્રીયુત ગોખલે જોકે મોડરેટ વિચારના હતા પરંતુ બુદ્ધિશાળી હતા. તેઓ દહી દૂધમાં પગ રાખી સરકાર માબાપ નારાજ ન થાય તેવો પ્રજાનો કેસ રજુ કરી હક્ક માટે દલીલ કરતા. ગોખલેજી સંસાર સુધારાના હિમાયતી હતા પણ તેમણે તે વિષયમાં ઝાઝું લક્ષ આપ્યું નહોતું. તેમની સોસાઇટી દ્વારા

સ્ત્રી સુધારને અંત્યજ ઉદ્ધાર થાય એવું કામ મંદ ગતિએ થતું; પરંતુ જેમ 'ગુરૂ જાય ગોકળ ને પાછળ થાય મોકળ' અથવા સાપ જાય ને લીસોટા રહે તેવું તેમના સ્વર્ગસ્થ થયા પછી સોસાઇટીનું થયું છે.

સ્વરાજ્ય–હોમરૂલનો ઝુંડો ઉભો થયો તોય સોસાઇટીને કાંઇ કરવા જેવું કે તેવી હિલચાલને ઉત્તેજન આપવા જેવું જણાયું નહિ. રોલેટ એક્ટ–સત્યાગ્રહ–જલીયાવાળા બાગનો ભયંકર મામલો ઉભો થયો તોય સોસાઇટીને સ્ત્રી સુધાર અને અત્યંજ ઉદ્ધાર સિવાય આગળ ડગલું ભરવાનું સૂઝયું નહિ. હા, એક કામ સોસાઇટીએ કર્યું તે એ કે, ગાંધીજીના પૂર્વ જન્મના યોગે તેમનો ઢેઢપરનો પ્રેમ દબાયલો પડયો હતો, પોરબંદરમાં બાલ્યાવસ્થામાં તેઓ ઢેઢને વળગી પડતા તે હમણા ભૂલાયું હતું. આફ્રિકામાં ઢેઢો સાથે સહભોજન કે ભાઇબંધી થઇ હતી તેના પર હિંદુસ્થાન આવતાં બળવાન હિંદુધર્મે વિસ્મરણ રૂપી પડદો નાંખ્યો હતો; તે સંસ્કારને ગોખલેજીએ આફ્રિકાની લડતમાં ફંડ ઉઘરાવી મોકલવાના ઉપકારથી–ગુરૂને કુશળ દક્ષિણમાં અમદાવાદ ખાતે ગાંધીજીએ સત્યાગ્રહ નામનું આશ્રમ નમાર્ક હિદીવાનોની પ્રીતિ મેળવી આદર્શ પદ્ધતિનું સ્થાપવા ધારેલ તેમાં સોસાઇટીના એક સભાસદના આગ્રહથી દુદા નામના ઢેઢને (ગાંધીજીના આશ્રમમાં) દાખલ કરી તાજો કર્યો. તેણે ગાંધીજીને બંગાળના કાળા પહાડની માફક અંત્યજોદ્ધાર–ઢેઢ સેવા સ્પર્શ કરવા સિવાય જેલમાં ગયા ત્યાં સૂધી બીજું કાંઇ સૂઝવાજ દીધું નહિ. એ ધર્મ વિરૂદ્ધ આચરણ–પાપના પ્રતાપથીજ પોતે ડૂબી દેશને પણ ડૂબાડયો.

આમાં સર્વન્ટસ ઑફ ઈન્ડિઆ સોસાઇટીનો દોષ નથી; પણ એનો માત્ર જનમેજય રાજાના કોઢની જેમ નિમિત્તરૂપ છે. તે બાપડી એકનેજ અવળે માર્ગે વહેનારી કેમ કહી શકાય! જ્યાં બીજી સેંકડો સંસ્થાઓ અરે ખૂદ રાષ્ટ્રીય મહાસભા–કોંગ્રેસ જેવી સર્વ માન્ય, તમામ પ્રજાની રાજદ્વારી લડત ચલાવનારી સંસ્થા હિંદુ ધર્મના અતિ માર્મિક પ્રશ્ન–ઢેઢને સ્પર્શ કરવાની હિમાયત કરે અને ખરેખરો સર્વ પ્રજાઓના હિતનો ગૌરક્ષણનો સવાલ પડતો મૂકી ખિલાફતની બાંગ પોકારે ત્યાં દોષ કોને દેવો! વસ્તુતઃ એ બધું કાળનુંજ કારણ છે. મુંબઇમાં સોસાઇટીનો અનુભવ તો થયોજ હતો પણ તેના વાર્ષિક સમ્મેલનમાં ગાંધીજી સાથે પુનાના હેડક્વાર્ટરમાં જવાથી ખરી વસ્તુસ્થિતિ વિશેષ સમજવામાં આવી. પ્રાતઃસ્મરણીય છત્રપતિ શિવાજી મહારાજનું પુના તેની પાછળ કોલ્હાપુર નરેશ જેવા વંશજો ઉત્પન્ન થવાથી તેના હાથમાંથી તો તે ગયું પણ પૂર્વની જાહોજલાલીથી પણ ગયું છે. અત્યારે ત્રણ ચાર મીલો, ફરગ્યુસન કોલેજ, ઇજીનીયરીંગ કોલેજ વગેરે છે. લોક માન્યની જન્મ ભૂમિ પણ પુનાજ હોવાથી પુના હમણાં વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યું છે.

# સત્યાગ્રહાશ્રમ નિવાસ.

## ૩૫

નિત્યના પરિચયથી સને ૧૯૧૬ માં ગાંધીજી પ્રત્યે અત્યંત પ્રેમ-માન વધ્યું. તેમની પણ મારા પર લાગણી ઉત્તમ પ્રકારે અનુભવાતી. ગાંધી ઉપર પ્રેમ કે માન હોવાનું ખાસ કારણ તો એ હતું કે તે જલદી દેશોન્નતિના કાર્યો હાથ ધરી દેશને તારી દેશે એમ લાગતું. સને ૧૯૧૪ માં યુરોપનાં ભયંકર લડાઈ સળગી ઉઠી હતી. ગોરા ગોરા વચ્ચેનાં યાદવાસ્થળીનો લાભ લઈ ગાંધીજીની આગેવાની નીચે આપણે હિંદનું દારિદ્રય ફેડશું એવા સંકલ્પથી ઓફિસનો વ્યવહાર અટકાવી બન્ને માણસ-પતિપત્ની સત્યાગ્રહ આશ્રમમાં દેશસેવાર્થે જોડાયા. એક બે દિવસ વીત્યા એટલે ગાંધીજીએ દેશ સેવાનો ક્રમ નીચે પ્રમાણે આંકવા માંડયોઃ ઘઉં બાજરો સ્ત્રીઓ દળે છે તેમ તમારે પુરૂષોએ પણ દળવો, પાણી કુવાપરથી ખેંચી લાવવું, જમીન પડતર હતી તે ખોદવી, શાળ વણવાનું કામ શીખવું, ટટ્ટી-પાયખાને ગયા પાછી પોતાનું મેલું પોતે સાફ કરી નાંખવું, દૂધ ખાવાથી માંસાહાર થાય છે માટે દૂધ ખાઈ ન શકાય. માત્ર લૂખા ઘી વિનાના રોટલા, જુવારનું ધાન, ઘઉંની રોટલી તથા બાફેલી દાળ કે શાક નિમક વિનાનું ખાવું તેજ સાત્વિક ભોજન કહેવાય. બ્રહ્મચર્ય પાળી પોતાની સ્ત્રીને બેન માતા બરોબર ગણવી; (જેમ પોતે ચાર છ છોકરા પેદા કરી સ્ત્રી પુરૂષ એક બીજાને બાપુ બાના સંબોધનથી બોલાવે છે તેમ)

ઢેઢને અડકવું જોઇએ, મુસલમાન સાથે બેસી ડબલરોટી ખાવામાં હરકત નથી, ધર્મશાસ્ત્રો તો ક્ષેપક, સ્વાર્થી લોકોના બનાવેલા છે વગેરે અધ્યાય, એક પછી એક ગાંધી પુરાણમાંથી સાત દિવસ સુધી જેમ પરીક્ષિત રાજાને શુકદેવજીએ શ્રીમદ્ ભાગવત સંભળાવી મોક્ષ કરી દીધો હતો તેમ મને સંભળાવી મારો પણ મોક્ષ કરી દીધો; અર્થાત્ આ માણસ ભયંકર રીતે અજ્ઞાનતા ધરાવે છે; નહિતર આવી મિથ્યા, જગત્‌ના વ્યવહારથી તદ્દન ઉલટી, મનુષ્ય પ્રાણીનું અનિષ્ઠ કરનારી વાત ન કરે ! આવું વિચિત્ર પ્રત્યક્ષ જોઇ અનુભવી આઠમે દિવસે આશ્રમ છોડી મુંબઈ આવ્યા. ગાંધીજીની આવી અકલ્યાણકારી પ્રવૃત્તિ માટે દલીલ પૂર્વક તેમનું ધ્યાન ખેંચ્યું પરંતુ તેમનો હઠાગ્રહ ઓછો ન થતાં ઉલટો વૃદ્ધિંગત થતો જણાયો તેથી વ્યથીત હૃદયે તેમની સાથે રહેવું નિરર્થક લાગ્યું.

જેમ મને આશ્રમની રહેણી કરણીનો કડવો અનુભવ થતાં છોડી ચાલ્યા જવું પડયું તેમ બીજા પણ કેટલાક દેશસેવાની જીજ્ઞાસાથી આવેલા તેઓમાંથીય ઘણાખરા ચાલ્યા ગયા હતા. ઉપર પ્રમાણેના ક્રમની–દેશસેવાના સાધનો અજમાવવાની ખબર આશ્રમમાં દાખલ થવા ઇચ્છતાં એવા આતુર હૃદયોને પડી એટલે ઘણા દાખલ થતાં જ અટકી ગયા હતા. આ વખતે મોટી ઉમરની એકાદ વ્યક્તિ હતી બાકી આફ્રિકાથી તેમની સાથે આવેલ નાના નાના છોકરા તેના કુટુંબ શીખેના મળી ૧૩ હતા. બહારના માણસ તો ગાંધીજીની દેશ સેવાની વિચિત્ર પદ્ધતિથી ત્રાસે એ સહજ છે, પણ તે વખતે તો ખોરાક અને ઢેઢ સ્પર્શ કરવાની વાતથી તેની

પોતાની સ્ત્રી કસ્તુરબાઇ તથા તેમના ભાભી સુદ્ધાં નાસી છુટેલ હતા. તેમના ભાભી તો એટલું કડક તેમને રૂબરૂમાં કહી સમજાવતા હતા કે મોહનદાસ! તમે અમારા કુળમાં અંગારા પાક્યા છો. તમે ઢેઢને અડી ધર્મને બોળવા ઉભા થયા છો એથી તમારે અને અમારે કોઈક દહાડો ડૂબવાનો સમય આવશે. છોકરાઓમાંથી એક કલકત્તામાં રહ્યો, બીજો આફ્રિકા ચાલી ગયો અને ત્રીજો થોડા દિવસ મુંબઇ આવી તેના મામાને ત્યાં રહ્યો હતો; પરંતુ પાછળથી તેનો સીતારો ચડીઆતો થવાથી તેણે જે જે કાર્ય હાથ ધરી ચમત્કારિક લાલચો બતાવી તેથી ભોળા અજ્ઞાન લાલચુ લોક તેની પાછળ મુગ્ધ બન્યા. પૈસાની મદદ આપી તેની હામાં હા મેળવવા લાગ્યા. ઉગતા સૂર્યને સૌ કોઈ નમે એ નિયમ પ્રમાણે વિરોધીઓ પણ ઐશ્વર્ય જોઈ નરમ પડી ગયા. લોકોના પૈસાથી સાબરમતીના કિનારે ગાંધીજીએ બંધાવેલા સુંદર બંગલા, મકાનરૂપી ઐશ્વર્યનો લાભ લેવા આશ્રમમાં તેનું કુટુંબ પણ દાખલ થઇ ગયું અને મોહાંધ તથા આજીવિકા રહિત માણસોની ભક્ત મંડળી પણ ખાદી, ઢેઢ, અહિંસા, રેંટીઓ, શાન્તિનો પાઠ ભણવા ભણાવવા દાખલ થઇ ગઇ.



# હોમરૂલ લીગ.

૩૬

દિલ્હી શહેરમાં પાંચ પંદર દિવસ રહેવાને અમોને ઘણી વખત પ્રસંગ મળ્યો છે. ત્યાંના ઉસ્તાદ ઠગો જે કોઈ મુસાફર દિલ્હી ઉતરે તેની બાજુમાં ચડે. મુસાફરને દિલ્હી જે કારણથી આવવું થયું હોય તે કારણના પોતે જ્ઞાતા-ભોમીયા છે એમ જણાવી મુસાફરની ઇચ્છા તૃપ્ત કરવાની સોએ સો ટકા આશા બતાવે એટલે અજાણ્યો મુસાફર બાપડો લાલચમાં સપડાઇ ઠગો-નો શિકાર બને; તેવીજ રીતે આજકાલ રાજદ્વારી ક્ષેત્રમાં હમણા ઉસ્તાદી ચાલી રહી છે. લાલા લજપતરાયે એક વખત મારવાડી વિદ્યાલયમાં વ્યાખ્યાન આપતાં સ્પષ્ટ કહ્યું હતું કે, "ભારત માતાકી ઉન્નતિ કે લીયે હમલોક કોશિષ કર રહે હૈ,-સ્વરાજ્ય પ્રાપ્તિકે લીયે હમલોક અસહયોગ ચલા રહા હૈ પરંતુ એસા ભારતકા ઉદ્ધાર હોનેકા નહિ હૈ. જહાંતક ભારત અપના સંસાર સુધારા ન કર લેવે તહાંતક ઉન્નતિકી આશા રખના ફ઼ઝુલ હૈ. હમલોકને સંસાર સુધારાકે સંબંધમે કોઈ તેવીશ વર્ષ તક કામ કિયા લેકીન ઉસ વિષયમેં લોકકી અભિરૂચિ ન હોનેસે નિરાશ હોકર ઇસિ આંદોલન કર રહે હૈ. સંસાર સુધારો અથવા હિંદુ ધર્મને દરિયામાં ડૂબાડી દઈ, નાત જાત કાઢી નાંખી, ખ્રિસ્તી મુસલમાન ઢેઢ ભંગી સાથે રોટી બેટીનો વ્યવહાર શરૂ કરી દઇ સર્વત્ર એકાકાર-વર્ણસંકરતા ફેલાવાના કુટિલ સંકલ્પથી આજ-કાલ દેશભક્ત નેતામાં ખપતા કેટલાક નામધારી પુરૂષો કામ

કરી રહ્યા છે. શુદ્ધ નિષ્ઠા અને સાચી સ્વદેશ દાઝવાળા તો લો. તિલક જેવા વિરલ પુરૂષજ કામ કરનાર પાકે છે.

લોકમાન્ય તિલકે છ વર્ષની લાંબી જેલજાત્રા બરમા-માંડલેમાં ભોગવી સને ૧૯૧૪ માં જર્જરીત હાલતમાં છૂટા થયા છતાં એક યુવાન્ જેવા વેગથી યુરોપની માંહોમાંહની કાપાકાપીનો લાભ લઇ હોમરૂલ લીગ બેલગામમાં સ્થાપી જોરશોરથી કામ કરવા માંડયું. મીસીસ એની બીસેન્ટે તેમની આખી જીંદગીમાં અનેક સ્વાંગ ધર્યા છે. તેણી એક બાહોશ વક્તા તથા લેખિકા છે. લોકસમૂહને પોતા તરફ આકર્ષી મનવાંછિત કામ, માન, સેવા પૂજા કે બીજું કાંઈ મંતવ્ય સિદ્ધ કરવા તેણીએ ઘણો ઘણો પુરૂષાર્થ વીશ વર્ષ સૂધી ભારતમાં કર્યો પણ એકેયમાં વાર્યું થયું નહિ. પ્રથમ થીઓસોફીકલ સોસાઇટીનું કાર્ય આરંભ્યું, બાદ સંસાર સુધારાનું, પછી શિક્ષણ વિષયક કામ હાથમાં લીધું છતાં ન ફાવ્યા એટલે આજકાલ થઇ પડેલો લોકોનો પ્રિય વિષય સ્વરાજ્ય, જે સ્વરાજ્ય પાછળ લોકો ગાંડા બની સર્વસ્વ જતું કરવા તત્પર છે એવું વિચારી એ ઉદ્યોગી ડોશીમાએ ક્ષણપણ વિરામ લીધા વિના એકદમ સ્વરાજ્યની ચળવળ ઉપાડી લીધી. હિંદુસ્થાનમાં કરાંચીથી મદ્રાસ અને કલકત્તાથી મુંબઇ સૂધીના ભાગમાં વિજળી વેગે ફરવાનું શરૂ કરી અત્યંત ઉગ્ર વ્યાખ્યાન આપવા માંડયા. કેવળ વ્યાખ્યાન આપવાથી ધારેલી અસર થવી અશક્ય સમજી હોમરૂલ લીગો પણ ઠામ ઠામ સ્થાપવાનો આરંભ કરી દીધો.

પ્રથમ મુંબઈમાં ધરમશી મોરારજીના વાઇના બાગમાં

જુદા જુદા અભિપ્રાય ધરાવનારી આગેવાન વ્યક્તિઓને આમં-ત્રણ કરી પોતાની લીગ સ્થાપવાની યોજના તેણીએ રજુ કરી. મી. ચંદાવરકર અને ગાંધીજી મોડરેટ દષ્ટિએ-સરકાર માબાપના બેરખાં તરીકે વિરૂદ્ધ પડયા પરંતુ તે ઉગ્રવેગી બાઈ ગાંધી જેવા સાધુ પુરૂષને ( આ વખતે ગાંધીજીની સાદી રહેણી કરણી અને રાજદ્વારી કોઇ વિચાર બહાર પડેલ ન હોવાથી લોકો-ખાસ કરી આગેવાનો તેને સાધુ પંક્તિમાં લેખી કાઢતા ) કયાં ગાંઠે તેમ હતા! તેણીએ મદ્રાસ ખાતે હેડ ઓફીસ રાખી મુંબઇમાં અને ઇતર શહેરોમાં શાખા ખોલી દીધી. મુબઇની શાખામાં જમનાદાસ, બેંકર, સોબાની વગેરે પ્રથમ દાખલ થયા બાદ હું પણ દાખલ થયો; પરંતુ આ વખતે સ્વરાજયની ચળવળ ઝાઝી વ્યાપક ન હોવાથી લોકો ડરતા હતા કે વખતે સરકાર કોપશે તો કાંઇનું કાંઇ કરી દેશે; તેથી લીગના મેમ્બર તરીકે પણ નામ નોંધાવતા નહોતા. હેતુ, મિત્રોમાં ઓફિસોમાં તથા લોજોમાં ફરી દોઢસો બસો મેમ્બરો મેળવ્યા પણ મોટામાંથી કોઇ મેમ્બર તરીકે બહાર પડયું નહોતું. એવામાં મીસીઝ બીસંટ અને તેણીના બે જમણા ડાબા શિષ્ય: મેસર્સ અરૂન્ડેલ અને વાડીઆ પકડાયા પછી તો પૂછવુંજ શું ? ગમાર લોકો જેમ ગાંધીને મહાત્મા, બુદ્ધ, જેસસ, મહમદ કે રામકૃષ્ણનો અવતાર ગણી ગણાવી કાગળમાં ગોવર્ધન પર્વત તેના માથાપર મૂકી, હાથમાં મોરલી આપી વાંકે ટાંગે ઉભા રાખે છે તેમ ડોશીમાને પણ કેટલાક ભોળા લોકોએ દેવી, ભગવતી, જગદંબા વગેરે શબ્દોથી સંબોધ્યા. મીસીઝ બીસંટને છોડવવા માટે સત્યાગ્રહ શરૂ કરવાની તૈયારી થઇ જેમાં અમો પણ સામેલ હતા, ત્યાં એકાએક મીસીઝ બીસંટ શરતથી

બંબાઇ જેલમાંથી છૂટા થઇ આવ્યા. આ પકડા પકડી વખતે મી. ઝીણા જયકર જેવા આગેવાન વકીલ બારીસ્ટરો તટસ્થ હતા તેઓ પણ લીગમાં જોડાઇ ગયા, લાખો રૂપિયા ફંડમાં ભરાયા, હજારો મેમ્બર થયા અને બીસંટ બાઈની કલકત્તાની કોંગ્રેસના અધ્યક્ષ તરીકે પસંદગી પણ થઈ ગઈ.

મીસીસ બીસંટ જેલમાંથી છૂટયા પછી મદ્રાસ કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ બોલ્યા કે તમારે ઉચ્છૃંખલ થઇ શિક્ષકોની આજ્ઞા લોપવી નહિ. તમારૂં હિત સ્વરાજય કે બીજી બાબતોમાં લક્ષ ન આપતાં શિક્ષકોનું માન રાખી એકાગ્ર ચિત્તે અભ્યાસ કરવામાંજ છે. મીસીસ બીસંટની આ સલાહ ઉપયુક્ત છે; પરંતુ તેજ બાઇએ અલ્હાબાદની મેયો કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાન આપતાં તેથી વિરૂદ્ધ ઉપદેશ આપ્યો હતો. અલ્હાબાદના વિદ્યાર્થીઓને તેણીએ કહ્યું હતું કે, અભ્યાસ સ્વદેશનો લાભ સાચવીને કરવો જોઇએ. જે સ્કૂલ કોલેજમાં તમોને તમારા દેશભક્તના દર્શન કે, વ્યાખ્યાનનો લાભ ન મળતાં શિક્ષકો જેતું અને જેટલું શિક્ષણ આપે તેટલું સ્વીકારી લેવું ફરજીઆત હોય તે મહા અનર્થકારી છે. તેવી ગુલામગીરીની જંજીરમાંથી તમારે મુક્ત થઇ જવું જોઇએ. રાષ્ટ્રભાવના ખીલવવાની આડા શિક્ષકો આવે તો તેને પણ તમારે ગણકારવા ન જોઇએ વગેરે. આવું પરસ્પર વિરોધતાવાળું વલણ થોડાજ સમયમાં જોવામાં આવતાં તુરતજ મેં મારા મિત્રોને ચેતાવ્યા હતા કે ભાઇઓ ! આ બાઇ ભલે હિંદ હિતેષી કહેવરાવે છે પણ તેમાં કાંઇ ભેદ છે. શું ભેદ હતો તે વિલાયતમાં પાર્લામેન્ટ સમક્ષ લોકમાન્ય તિલક, પાલબાબુ,

દાદા સાહેબ ખાપર્ડે વગેરે ગયા હતા ત્યારે બીસંટે હિંદની વિરૂદ્ધમાં આંદોલન ઉપાડી નવા સુધારાને ટેકો આપ્યો હતો તેથી; તેમજ અમૃતસરમાં લોકોના સત્યાગ્રહ વખતે ડાયરે કતલ ચલાવી તેનો બચાવ કર્યો એ પરથી લોકોએ જાણ્યું. શ્રીયુત્ ખાપર્ડે વિલાયતથી પાછા ફરતા તેના સન્માનાર્થે શાંતારામની ચાલમાં જાહેર સભા થઈ તેમાં દાદાસાહેબ ખાપર્ડેએ મીસીઝ બીસેન્ટની વિલાયતની કામગીરીનું વર્ણન કરી તેણીને પુતનાની ઉપમા આપી ત્યારેજ તેણીની પાછળ ગાંડા બનેલા લોકો વિચારમાં પડયા કે આ ડોશી તે દેશભક્ત કે જાસુસ!

આપણા લોક ગાડરીઆ જેવા જે કોઈ શોરબકોર કરે તેની પછવાડે ચાલનારા, દેશલાભ નહિ જોનારા પણ વ્યક્તિપૂજા કરનારા છે. એક ક્ષમમાં ઠોકર ખાય, પાછા પડે તોય વોરામાંયલું નાડું ન છોડતાં લીધેલી વાત પકડી રાખી દેશની દુર્દશા થવા દે એવા છે. તેઓ અજ્ઞાનતાને વશ થઇ, નથી કોઇ કામ કરતાં કે નથી બીજા કોઇને કરવા દેતા. બીસંટ બાઇને બરાબર ઓળખ્યા ત્યારથી હોમરૂલ લીગના એક મેમ્બર તરીકે કારોબારી મંડળને પત્રો લખી ધ્યાન ખેંચ્યું પણ કોનામાં સત્વ છે કે બગડયું સુધારે અથવા નવેસરથી કરે!

મી. હસન ઇમામના પ્રમુખપદે મુંબઇમાં ખાસ કોંગ્રેસ સને ૧૯૧૮ માં ભરાણી તે વખતે ભાઇ શંકરલાલ લીગના સેક્રેટરી હતા. કોંગ્રેસમાં થયેલું ઉપયોગી કામ ગુજરાતીમાં સમજાવવા સારૂ ફરી મીટીંગો ગોઠવવા તેનું ધ્યાન ખેંચ્યું પણ ધાવસે

ફૂટાય ત્યાં સંગીન કાર્ય કરવાની કોને ફિકર હોય ! અમે અમારી ફરજ સમજી મોરારજી ગોકળદાસ હોલમાં પાંચ દિવસ સુધી મિત્રોની સહાયથી મેં તથા બહારથી આવેલા આગેવાન દેશભક્તોએ કોંગ્રેસના કાર્યને વ્યાખ્યાનો આપી સમજાવ્યું હતું.

---

# જ્ઞાતિ ઉન્નતિના વિધવિધ પ્રયત્ન.

## ૩૭

મુંબઇમાં આપણી હિંદુઓની જ્ઞાતિ સંસ્થાઓ તરફથી મીટીંગ થતાં તેના સંચાલકો વ્યાખ્યાન કરવા અમોને લઈ જતાં. વ્યાખ્યાનો દ્વારા જ્ઞાતિઓનું સંગઠન કરવા પ્રયત્ન થતો. ઉપરાંત સ્વદેશી, સ્વરાજ, વ્યસન નિષેધ, શિક્ષણ પ્રચારની ચળવળ યથાશક્તિ ચાલુ હતી. દુષ્કાળ પીડિત માણસ ઢોરને બનતી સહાય પહોંચાડવા સાથે ધર્મ કે દેશના ઉપયોગી કાર્યો માટે બનતું કાર્ય કરવાની પ્રવૃત્તિ ચાલુ હતી. મોરારજી ગોકળદાસ માર્કીટની જગ્યા બદલી ભીંડી બજાર-ચાઈના બીલ્ડીંગમાં રહેવાનું બનતાં ત્યાં મફત રાત્રિશાળા ખોલી, જ્ઞાતિના યુવાનોને તથા હિંદુ વર્ણના ભાઇઓને ગુજરાતી, હિંદી, સંસ્કૃત, અંગ્રેજી નામુંઠામું, જાહેરમાં બોલવા લખવાની રીત, કસરત, પ્રાણાયામ, સદાચાર, દેશસેવાના માર્ગ વગેરે બાબતોનું શિક્ષણ શિખનારની રૂચિ અનુસાર આપવાનું શરૂ કર્યું; પરંતુ ગાંધીજીને ફળાહાર કરવા માટે નોતરતાં તેમણે આ બધો ક્રમ જોઇ કહ્યું કે, "એ નકામું છે, એમાં

શક્તિનો ઉપયોગ કરવો નિરર્થક છે એથી કાંઇ સાર્થક થઈ શકશે નહિ." આથી નિરૂત્સાહી બની મન ઓછું દેવા માંડયું એટલે ૨૦ યુવકો આવતા હતા તે ક્રમે ક્રમે ઓછા થઇ ગયા.

મુનિ મહારાજ મોહનલાલજી લાઇબ્રેરીના પુસ્તકો તેના સેક્રેટરીના કહેવાથી વિષયવાર કબાટોમાં ગોઠવ્યા બાદ લાઇબ્રેરીમાં બેઠા બેઠા સાર્વજનિક માસિકો અને જ્ઞાતિઓના ચોપાનીઆઓ વાંચતો હતો. વાંચતાં વાંચતાં એમ વિચાર સ્ફુર્યો કે, અરે! બીજી અનેક પ્રવૃત્તિ થાય છે પરંતુ સ્વજ્ઞાતિ જેને આપણે ધર્મનિષ્ટ લોક ગંગાનું સ્વરૂપ માનીએ છીએ, તેની અત્યારે ધર્મકર્મના સંસ્કાર વિના, સદ્દશિક્ષણ અને ઐકયતા વિના, આગેવાનો શ્રીમંતો ને વિદ્વાનોની કાળજીવિના, કન્યાવિક્રયથી, સવેલાથી, વૃદ્ધલગ્નથી, કુસંપથી, અતિશય ખર્ચના બોજાથી પાયમાલી થઇ રહી છે. ખુબ જોયું અનુભવ્યું વાંચ્યું વિચાર્યું એમ મનમાં ડંકો રહે છે છતાં કાર્ય કરવાની રીત "charity begins at home" અર્થાત્ ધર્માદો ઘરથી શરૂ કર્યા વિના બીજી પ્રવૃત્તિ થઈ રહી છે, તે ખામીવાળી ગણાય. જયારે જ્ઞાતિ ધર્મ દેશ દુનિયા કે સાહિત્યના જ્ઞાન રહિત સજ્જનો, "મીઠી ખાઈ મકવાણીની વાર્તા અને કાનજીભાઇ કરમશીની કર્મકથા" જ્ઞાતિ અને સાર્વજનિક માસિકોમાં લખી પ્રકટ કરી રહ્યા છે ત્યારે મારામાં ભગવાને કામ કરવાની શક્તિ મૂકી છે છતાં જ્ઞાતિ માટે કાંઈ કરતો નથી એ શરમ જેવું ગણાય. આવા વિચાર થતાં જ્ઞાતિ ઉન્નતિની હિલચાલ શરૂ કરવામાં માસિકને મુખ્ય આવશ્યક સાધન મા... [illegible] ...વાનો નિશ્

ઘરે આવી "શ્રી દશા સોરઠીઆ માસિક" (દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ માટે) સં. ૧૯૭૧ ના શ્રાવણ માસમાં જન્માષ્ટમીના શુભ દિને પ્રકટ થશે એવી મતલબનું હેન્ડબીલ બહાર પાડી જ્ઞાતિને ખબર આપ્યા. માસિક પ્રકટ કરવાના કારણમાં જ્ઞાતિની શોચનીય સ્થિતિનું દિગ્દર્શન કરાવી તેના કલ્યાણાર્થે માર્ગો યોજવા જણાવ્યું. માસિકને પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ પાસે ડેકલેરેશન કરાવી પોસ્ટ ઓફિસમાં રજીસ્ટર કરાવી લીધું. અમદાવાદના પ્રેસમાં છાપવાનું ઠરાવી જન્માષ્ટમીના દિવસે પ્રથમ અંકની ૧૦૦૦ પ્રત છપાવી જ્ઞાતિમાં ઠામઠામ પહોંચાડી દીધી. ગ્રાહકો નોંધાતા જોતજોતામાં ૭૫૦ થઇ ગયા. માસિક જ્ઞાતિમાં અત્યંત ઉત્સાહથી વંચાવા માંડયું. જ્ઞાતિ હિતના નિડર અને નિષ્પક્ષપાત લેખો પ્રકટ થતાં તે સારી રીતે પસંદગીને પામ્યું.

ફક્ત માસિક કાઢવાથીજ જ્ઞાતિ ઉન્નતિ સધાય એવું ન લાગ્યું. જો કે તેમાં અત્યંત નિડરપણે સચોટ અને તીવ્ર લેખો જ્ઞાતિની સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક, વ્યાપારિક, રાજકીય વિગેરે ભિન્ન ભિન્ન બાબતો પર ઉન્નતિ થાય એવા પ્રકટ થતા હતા છતાં જે સંગીન કાર્યો માટે બીજાને, જ્ઞાતિજનોને ભળામણ થાય છે એ આપણે જાતેજ ઉઠાવી લઇએ તોજ સિદ્ધ થાય એમ વિચારી "શ્રી દશા સોરઠીઆ વણિક સેવાશ્રમ" સ્થાપ્યું અને તે મારફતે ઉત્તમોત્તમ પુસ્તકો વાંચવા વંચાવવા તથા ભેટ આપવાનું, વિદ્યાર્થીઓને સ્કોલરશિપ, દુઃખી નિરાધાર વૃદ્ધ વિધવાને મદદ, બિમારને મફત દેશી દવા તથા મીટીંગો ભરી જ્ઞાતિ ધર્મ તથા દેશની ચળવળ વેગથી ઉપાડી લીધી.

સેવાશ્રમનું કામ ચાલુ કર્યા પછી જ્ઞાતિનું વસ્તીપત્રકનું કામ હાથમાં લઈ પૂર્ણ કર્યું. જ્ઞાતિમાં લેખન શક્તિ વધે એ માટે ઈનામો ચાલુ કર્યા અને જ્ઞાતિની પરિષદ્ ભરવા માટે આંદોલન પ્રસારી ખામગામ સાત આઠ વ્યાખ્યાનો આપી બિરાર સી. પી. જ્ઞાતિભાઇઓની પરિષદ્ ભરી ધારો ઘડી આપ્યો. સ્વદેશી સ્ટોર જ્ઞાતિજનોને માટે ખોલવાના હેતુથી બિરાર, કલકત્તા, મુંબઇ, કાઠિયાવાડ, કોચીન, મદ્રાસ વગેરે સ્થળે પ્રવાસ કરી વ્યાખ્યાનો આપી લોકમત કેળવ્યો. બે બોર્ડીંગો હતી તેને સહાય કરવા તથા તેમાં આદર્શ રાષ્ટ્રીય પદ્ધતિએ ધર્મયુક્ત ઉપયોગી શિક્ષણ આપવાની હીમાયત કરી. બાદ સમસ્ત જ્ઞાતિની પરિષદ્ ભરવા પ્રેરણા કરવા માંડી એથી રાજકોટના બેત્રણ જ્ઞાતિજનોમાં ચંચળતા આવી પણ તેમની પદ્ધતિ લાભને બદલે જ્ઞાતિને હાનિકારક નિવડે તેવી હોવાથી પ્રથમ તેઓને સમજાવ્યા છતાં જ્યારે ન સમજ્યા ત્યારે ત્યાં પરિષદ્ ભરાતી અટકાવી બીજે ભરવાનું નક્કી થયું પણ બીજા ખુટલ નીવડયા એટલે બહુ ગ્લાનિ થઇ.

પરિષદ્ અને બોર્ડીંગના કારભારની ખામી માટે સખ્ત આંદોલન કરતાં તેના સંચાલકોના મન દુઃખાયા. કન્યાવિક્રય વૃદ્ધલગ્ન, સંવેલાં, વર્ણસંકર સ્વચ્છંદી વર્તન તથા જ્ઞાતિના ધારાનો અનાદર કરનાર વ્યક્તિઓના નામઠામ સાથે નિધડક ટીકા કરી એથી ટીકાને પાત્ર થયેલ નાતિલાઓ માસિકના ગ્રાહક મટી વિરોધી વિઘ્નસંતોષી થયા. કઇકે નોટીસ કાઢી, કઇકે કેસ માંડવાની ધમકી આપી, કઇકે શરીરને ઈજા પહોંચાડવા હામ ભીડી, કઇકે માસિકના ગ્રાહકો હતા તેને અળસાવી માસિક બંધ કરાવવા ધાર્યું

અને કંઇંક હું વિલાયત છ વર્ષ પહેલા ગયો હતો માટે પરદેશ ગમનની વાત છેડી શિક્ષા રૂપી બહિષ્કાર કરાવવા ધાર્યું પણ પરમેશ્વર કૃપાએ તે બધાને પશ્ચાતાપ સાથે નિરાશ થવું પડયું. આખરે સત્ય અવિચળ અને સર્વોપરી રહ્યું.

આવી રીતે ચાર વર્ષ પર્યન્ત વિવિધ પ્રવૃતિ ચલાવી; પરંતુ શ્રીમંત વિદ્વાનોની મંદતા બેદરકારી જોઇ કાંઇક નિરાશા થઇ; એવામાં રોલેટ એકટ પસાર થતાં સત્યાગ્રહ શરૂ થયો. તેમાં ભાગ લેવાની ફરજ પડતાં જ્ઞાતિ હિત માટે ચાલતી માસિકની પ્રવૃતિ અતિ ખેદ સાથે બંધ કરવી પડી; પણ તે એવી અભિલાષાથી કે અનુકૂળતા પ્રાપ્ત થતાં પુનઃ ચાલુ કરવી. જ્ઞાતિનું કામ કરવું અત્યંત વિકટ છે. તે કામ કરનારને ભાગ્યેજ યશ મળે છે.

## રામેશ્વરની યાત્રા.

### ૩૮

કોચીનવાસી જ્ઞાતિ ભાઇઓમાંના આગેવાન શેઠ નાનજી મેઘજી જે અમારા પરમ સ્નેહી હતા તે ભાઈનું એકાદ વખત કોચીન આવી જવાનું આમંત્રણ વારંવાર થતું. મારે પણ કોચીન મદ્રાસના જ્ઞાતિભાઇઓને મળી સ્વદેશી સ્ટોર જ્ઞાતિ માટે ખોલવાની પ્રેરણા કરવાનું તથા રામેશ્વરની યાત્રા પૂર્ણ કરવાનું મન હતું, તેથી મુંબઇથી સં. ૧૯૭૫ના ચૈત્ર માસમાં રવાના થઇ પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલનાથજીના દર્શન કરી મદ્રાસ ગયો. મદ્રાસના જ્ઞાતિબંધુઓએ સ્ટેશનપર આવી સારી પેઠે સ્વાગત કરી ત્રણ દિવસ

વ્યાખ્યાન કરાવ્યા. મદ્રાસ પણ કલકત્તા મુંબઈ માફક સુંદર જંગી શહેર છે. ત્યાંની બજાર, વેપાર, કોલેજો, દીવાદાંડી હાઈકોર્ટ, મીસીઝ બીસંટનું અડીઆર આશ્રમ વગેરે જોવા જેવું છે. મદ્રાસથી ઈરોડ ગયો. ઈરોડના જ્ઞાતિભાઈઓએ આગમનનો લાભ લઈ મીટીંગો ગોઠવી વ્યાખ્યાનો અપાવ્યા અને અસરકારક પ્રેરણા થતાં તેઓએ હવેલી તથા પુસ્તકાલય કરવાની ગોઠવણ કરી. બાદ કોચીન જતાં ત્યાંના આગેવાન ભાઈઓએ અનહદ પ્રેમ બતાવી જાહેરમાં માનપત્ર આપી સત્કાર કર્યો અને ૧૧ વ્યાખ્યાનો અપાવ્યા. અતિ ખુશીખતે રજા લઈ કોચીનથી નિકળતાં જ્ઞાતિ આગેવાન પાંચ ભાઈઓ પદ્મનાભ સુધી સાથે ચાલ્યા. કોચીન શહેર નાનું છે પણ કાથો, કોપરૂં, કોપરાનું તેલ, કરીયાણું, નાળીયેરાદિને માટે વેપારનું મોટું મથક છે. શહેરમાં હવેલી, ગુજરાતી છોકરા છોકરીઓની નિશાળ, પુસ્તકાલય વગેરે સંસ્થા આપણા દેશી ભાઈઓ ૨૫૦૦ ની સંખ્યામાં બાળબચ્ચા સહિત વેપારી તરીકે રહે છે તેની સુખે સગવડતા માટે કરવામાં આવેલ છે.

કોચીનથી સ્ટીમલોંચમાં રવાના થઈ અલપઈ ગયા. અલપઈમાં શેઠ રૂગનાથ જુઠાના નાળીયેરના વિસ્તીર્ણ ખેતરો તથા ત્યાંના કાથાની રસી, પગલુછણાં વગેરે બનાવવાના કારખાના જોયા. નહેરની બન્ને બાજુ ગામ વસેલું હોવાથી અલપઈ બહુ સુંદર લાગે છે.

અલપઈથી નાની હોડીમાં બેસી નહેરમાં થઈ ક્વીલોન, જનાર્દન ગયા. નહેરની બને બાજુ અનેક પ્રકારની લીલી હરિ-

યાળી વનસ્પતિ ચિત્તને આનંદ આપી રહી છે. નાળીએર, સોપારી, જાયફળ, જાવંત્રી, નાગરવેલના વૃક્ષલતા આડે ધડ ઉભા છે. જનાર્દનમાં શ્રીજનાર્દન ભગવાનના તથા પિતામહ બ્રહ્માએ યજ્ઞ કરેલી ભૂમિના દર્શન દરિયાના કિનારે પહાડપર થાય છે. દર્શન કરી ધૂપ લઈ જનાર્દનથી નાવ ચલાવી મૂકી. બીજે દિવસ સવારના શ્રીપદ્મનાભ-ટ્રાવણકોર આવી પહોંચ્યા. આ શહેર ઘણું મોટું છે. ટ્રાવણકોર રાજ્યની રાજધાનીનું શહેર છે. બરાબર શહેરની મધ્યમાં શ્રીપદ્મનાભ ભગવાનનું અતિ વિશાળ મંદિર છે. કિલ્લાની અંદર પ્રવેશ કરતાં એક નિર્મળ પાણીનું સરોવર આવ્યું. સરોવરમાં સ્નાન કરી આગળ ચાલતાં ભગવાનના મંદિરના પૂજારીઓ અને આશ્રિત બ્રાહ્મણોના અનેક ઘર આવે છે તે વટાવી મંદિરના ભવ્ય ચોકમાં આવ્યા કે જયાં લાખો દીવા એક સાથે પ્રકટાવી શકાય તેવું બત્તિ ઘર છે. ઉત્સવને દિવસ તેલથી આ દીવા પ્રકટાવવામાં આવે છે. ભગવાનના મંદિરમાં પ્રવેશ કર્યો. ઘણે દૂર ચાલીને અંદર જતાં શ્રીપદ્મનાભ ભગવાન શેષશાયી પર યોગનિદ્રામાં પોઢયાના દર્શન થાય છે. ભગવાનની પ્રતિમા અતિ વિશાળ અને દેદીપ્યમાન છે. ત્રાવણકોરના પૂર્વ રાજાએ ભક્તિમાન્ હૃદયે પોતાનું એક કરોડની આવકવાળું રાજય ભગવાનને અર્પણ કરી દીધું છે. અત્યારે તેના વંશજ ભગવાનના પ્રતિનિધી તરીકે રાજયકારોબાર ચલાવે છે. મંદિરમાં નિત્ય બે હજાર બ્રાહ્મણ સવારસાંજ મંદિર તરફથી ભોજન કરે છે. રાજાની ગાદીનો બહુ વિચિત્ર રિવાજ છે. પોતે જે સ્ત્રી સાથે લગ્ન કર્યું હોય તેનો છોકરો ગાદીનો વારસ થઇ

શકતો નથી; કારણકે તેઓ (રાજાઓ) મોટે ભાગે નાયીકા રાખે છે. રાજાની બેનનો દીકરો વારસ ઠરે છે. રાખેલીના છોકરાને આજીવિકા જેટલું ખર્ચ બાંધી દેવામાં આવે છે. પદ્મનાભમાં હાથીદાંતનું કામ બહુ નાજુક અને વખાણવા લાયક થાય છે.

પદ્મનાભથી મદુરા આવ્યા. મદુરા શહેરપર ગવર્મેન્ટનો અધિકાર છે. શહેરની મધ્યમાં મિનાક્ષી માતાનું અતિ વિશાળ મંદિર છે. મંદિરના ચાર દરવાજા ચાર દિશાઓમાં આવેલા છે. દરવાજાની ઉપર એટલા મોટા ઘુમટ આવેલા છે કે તે મહાન્ પર્વત જેવડા દેખાય છે. ઘુમટપર ૩૩ કરોડ દેવતાની લીલા કુશળ કારીગરોએ એવી તો ઉત્તમ અનુપમ કોતરી કાઢી છે કે તે જોનારાને દિગ્મૂઢ કરી મૂકે છે. દેશવિદેશમાં અનેક મંદિરો અમારા જોવામાં આવ્યા છે; પરંતુ મિનાક્ષી માતાના મંદિર આગળ તેમાંના કોઇની તુલના થઈ શકે તેમ નથી. મંદિરના દરવાજામાં પ્રવેશ કરતાં નવી નવી પ્રકારના રમકડા ચિત્ર તથા પૂજાના સમાનની દુકાનો આવે છે, તે વટાવ્યા પછી પાછા બે ગઢ–કિલ્લાઓ આવે છે, તે બાદ તળાવ અને પછી માતાજીનું મંદિર આવે છે. મંદિરમાંની અલૌકિક કારીગરી અને અતિ મોટા પથ્થર જોઈ હિંદની શિલ્પકળા કેટલી શ્રેષ્ઠ ખીલેલી હતી ! તેની કલ્પના ઉગી નિકળે છે. મંદિર સારી પેઠે ફરી અવલોકતાં ઓછામાં ઓછા છ કલાક જાઇએ. માતાજીના મંદિરમાં જતાં પ્રથમ બહુ અંધારૂં લાગે છે. રસ્તો પણ તેલવાળો હોય છે. પ્રાયઃ દક્ષિણના બધા મંદિરોમાં અંધારૂં અને તેલવાળો રસ્તો હોય છે. મદુરામાં હાથવણાટના જરીના બેસ સાડી ઉત્તમ બને છે.

મદુરાથી સીધા રામેશ્વર ગયા. રામેશ્વર ભગવાનનું મંદિર પણ મિનાક્ષીમાતાના મંદિર જેવડું અને જેવુંજ વિશાળ, ભવ્ય ને મનોહર છે. મંદિરમાં કરોડો રૂપિયા ખર્ચાયા હશે છતાં નિત્ય ધનિક યાત્રીઓ હજારો તથા લાખો. રૂપિયા મરામત અને નવા બાંધકામ માટે આપી જાય છે. ભગવાન શ્રી રામચંદ્રજીએ પ્રતિષ્ઠિત કરેલ શ્રીરામેશ્વર મહાદેવની પ્રતિષ્ઠાની શું વાત પૂછવી? નિત્ય સેંકડો હજારો યાત્રી દૂર દૂરથી આવી પૂજા કરે છે. ગંગાજળ ચઢાવી પાપ પ્રક્ષાલન ,કરે છે. મંદિરથી થોડે દૂર દરિયો છે, ધર્મશાળાઓય ઘણી છે, ને પંડયા પણ ઘણા છે. એક ગંગારામ કરીને પંડયાજી છે તેની જાહોજલાલી રાજા જેવી છે. તેના સાતસો નોકર દેશના મોટા મોટા તીર્થસ્થળોમાં યાત્રી માટે ફર્યા કરે છે. તેની પાસે લાખો રૂપિયા મોટા દિવાનખાના જેવી તેજુરીમાં જમા છે. જોઇતા હોય તેને એક સાથે લાખ રૂપિયાની ગીની, રોકડ કે નોટ એમને ત્યાંથી મળી શકે. શા માટે ન મળે? ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે એની માફક જે કોઇ યાત્રી આવે તેને નોકર જેવા તેવા દર્શન કરાવી દે એટલે પછી ગોરમહારાજના કર ભરવાના. શક્તિ હોય કે નહોય પણ તેતો શરમાવી ધમકાવી લેવાનાજ. રામેશ્વરથી સાત માઈલ ધનુષકોડી તીર્થ છે જયાં ભગવાન શ્રીરામચંદ્રજીએ સેતુબંધ બાંધી વાનરો સાથે લંકામાં પ્રવેશ કર્યો હતો; ત્યાં હમણા ટ્રેઇનથી જવાય છે. ધનુષકોડી આગળ સમુદ્રની છોળો બહુ ઉછળે છે. લોકો સ્નાનતર્પણ કરી રામ જરૂખા પર વિશ્રામ લઇ સાંજે રામેશ્વર પાછા આવે છે.

શ્રીરામેશ્વર ભગવાનનું મંદિર જગન્નાથજી, બદ્રીનારાયણ, બાલાજી વગેરે મંદિરોની માફક સરકારના તાબામાં છે. શહેર નાનકડું છે, પણ રામેશ્વર ધામ હોવાથી તે છેક હિંદુસ્થાનની અણીએ હોવા છતાં લોકો સેંકડો રૂપિયા ખર્ચી દરવર્ષ હજારો યાત્રીઓ યાત્રાએ આવે છે. રામેશ્વરથી શ્રીરંગજી–ત્રિચિનાપલ્લી આવ્યા. શ્રીરંગજીનું મંદિર પણ મદુરા રામેશ્વર જેવડુંજ મોટું છે. મંદિરમાં પદ્મનાભ ભગવાનની માફક શ્રીરંગ ભગવાનની અતિ સુંદર પ્રતિમા છે. મંદિરના ચોગાનમાં કેવળ પથ્થરનો એક હજાર સ્તંભનો હોલ તથા ભવ્ય રથ જોવા લાયક છે. આ ભાગમાં ટ્રાવણકોરની માફક વનસ્પતિની કુદરતી શોભા નથી. પૃથ્વી રૂક્ષ છે, તેથી ઉનાળામાં ગરમી સખ્ત પડે છે. લોકો તામીલ તેલુગુ ભાષા બોલે છે. આચાર વિચાર કમ છે, ગરીબાઇ વિશેષ જોવામાં આવે છે. પુરૂષવર્ગ પંચીયું પહેરી ઉઘાડે શરીરે અને માથે ગમે ત્યાં આવજા કરતાં આપણા ગુજરાતીઓની માફક લજાતા નથી. અહીં ચુના વિનાના પાન સોપારી ખાવાનો તથા કોફીના પીણાનો બહુ પ્રચાર છે. ગરીબાઇનો લાભ લઈ મીશનરીવાળા પાદરીઓએ થોડી ઘણી મદદ કરી હલકા વર્ગને ફોસલાવી, લાલચો આપી વટલાવ્યા છે. અર્થાત્ ખ્રિસ્તી બનાવી ધોતી પાઘડીને બદલે ચોરણા ટોપા પહેરાવી રામને બદલે ગોડ બોલતા કર્યા છે. ટ્રીચીનાપલ્લીથી મદ્રાસ થઈ મુંબઇ આવ્યા.

---

# શાન્તિ નિકેતન.

## ૧૧

પૃથ્વીપરના આધુનિક કવિયોમાં સૌથી શ્રેષ્ટ નિવડી સવા લાખ રૂપિયાનું ઈનામ મેળવી જગવિખ્યાત્ થયેલા ડૉ. રવિન્દ્રનાથ ટાગોરને અને તેના આશ્રમ શાન્તિનિકેતનને જોવા જાણવાની ઇચ્છા રહ્યા કરતી હતી. શું ડૉ. ટાગોરનું આશ્રમ પ્રાચીન ગુરૂકુળોના આદર્શને મળતું હશે! શું તેમાં આદર્શ શિક્ષણ અપાતું હશે! એ વિગેરે પ્રત્યક્ષ જોવાની ઇચ્છાથી કલકત્તા જઇ ત્યાંના મિત્રોને મળી બોલપુર ગયો. બોલપુર સ્ટેશન ઉતર્યા બાદ આશ્રમ સ્ટેશનથી બે માઇલ દૂર હોવાને લઇ કુલીની ગોઠવણ કરવા માંડી, એટલામાં આશ્રમના બે વિદ્યાર્થી જેમાં એક નેપાળના અમીરનો દીકરો હતો તેમણે કહ્યું: આશ્રમમાં જવું હોય તો અમારી સાથે ચાલો. અમો આપનો સામાન ઉંચકી લેશું. તમારે જો મજુરી દેવાની ઇચ્છા હોયતો પુઅર (ગરીબ) ફંડની પેટીમાં નાંખજો એમ કહી તેઓ અમારો સામાન ઉંચકી ચાલતા થયા. કલાક ચાલ્યા પછી નાની ટેકરી જેવી વિસ્તારવાળી જગ્યામાં આશ્રમના બેઠા ઘાટના મકાન દૃષ્ટિએ પડવા માંડયા. જોતજોતામાં આશ્રમમાં આવી પહોંચ્યા.

આશ્રમના અતિથિ ઓરડામાં ઉતારો મળ્યા પછી એક બે વિદ્યાર્થીઓને સુપરીન્ટેન્ડન્ટ સાહેબે અમારી આવશ્યકતા માટે ઉપયોગી થવાની સૂચના આપી ખાવાપીવાનો બંદોબસ્ત કરી દીધો. આ વખતે કવિવર ટાગોર કલકત્તા ગયા હતા. બાવીશ ત્રેવીશ અધ્યાપકોમાંના મુખ્ય મુખ્ય અધ્યાપકોને તથા કવિરાજના

વડિલ ભાઇ શ્રીયુત્ દ્વિજેન્દ્રનાથ ટાગોરને મળ્યા. રાત્રે અંગ્રેજીમાં ઉંચા વર્ગના વિદ્યાર્થીઓના ભાષણો હતા અમોને પણ આમંત્રણ મળ્યાથી ગયા. વિદ્વાન્ અધ્યાપક આજે વિદ્યાર્થીઓની ઇચ્છાનું રૂપ વિષય એ રાખ્યો હતો કે The Present war is good or bad" અર્થાત્ ચાલુ લડાઇ સારી છે કે નરસી. દરેકે પોત-પોતાના વિચારો છૂટથી બતાવ્યા પછી અમોને પણ બોલવા આગ્રહ કર્યો એટલે યથામતિ વિચારો રજુ કર્યા કે લોઢું તપ્યું છે તો ઘણુ મારી લાભ લેવાય તો લાભ છે નહિતર ગેરલાભ છે. બાદ ત્રણ દિવસ રોકાઇ અનુભવ લેતાં આશ્રમની રીતભાત આ પ્રમાણે જોવામાં આવીઃ—

કવિવર ટાગોર ઉત્તમ ઉદાર હૃદયના સાત્વિક પુરૂષ છે. તેઓ બ્રહ્મો સમાજ ધર્મ પાળે છે પણ કોઇની પાસે તે બળાત્કારે પળાવવાનો આગ્રહ રાખતા નથી. તેનો આશ્રમ કાઢવાનો હેતુ યુરોપ અમેરિકાની માફક વિદ્યાર્થીઓને સ્વાશ્રયી બનાવી થોડા વર્ષમાં ઉપયોગી વિદ્યા કળા શીખવવી અને નહિ ઇચ્છવા જોગ બોજાથી, સરકારી સ્કૂલ કોલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના તનમન પર થતી ગુલામીની માઠી અસરથી તેઓને બચાવવા. વિદ્યાર્થીઓને હિંદના પૂર્વ પુરૂષોની માફક સાદા, માયાળુ, નમ્ર સ્વભાવના બનાવવા. આ માટે કવિશ્રીએ બાવીશ ત્રેવીશ વિદ્વાન્ અનુભવી પ્રોફેસરોને શિક્ષણ આપવાના કામમાં યોજ્યા છે. અત્યારે કુલ વિદ્યાર્થીઓ ૨૭૫ હતા. તેઓને રહેવા માટે સાદા માટીના છાપરા બંધાવેલા છે. અભ્યાસ આંબાના વૃક્ષ નીચે લીપાવેલી જમીનપર દશ દશ વિદ્યાર્થીઓની સંખ્યા બેસાડી

કરાવવામાં આવે છે. વિદ્યાર્થીઓ તથા શિક્ષકો વચ્ચે પિતાપુત્ર જેવો ભાવ, સંબંધ છે. આશ્રમમાં કોઇને કઠોર વચન કે શરીર દંડની શિક્ષા કરવામાં આવતી નથી. અભ્યાસમાં બંગાળી, સંસ્કૃત, હિંદી, અંગ્રેજી, ગુજરાતી ભાષા શિખવાય છે. ઇતિહાસ, ગણીત, સંગીત, સુતાર, લુહાર, વણાટકામ તથા ઇજીનીઅરીંગ કામ શિખવવાની ગોઠવણ રાખી છે. મેટ્રીક સુધીનો અભ્યાસ માતૃભાષાના અભ્યાસ સાથે ફકત સાત વર્ષમાંજ કરી શકાય છે. રોજ સવારે પાંચ વાગે મોટી ઉમરના વિદ્યાર્થીઓ ઉઠી પ્રાતઃકાળનું ગીત ગાતા ગાતા આશ્રમના વિદ્યાર્થીઓને જગાડે છે. વિદ્યાર્થીઓ જાગ્યા પછી શૌચ જઇ કુવામાંથી હાથે પાણી ખેંચી સ્નાન કરી વૃક્ષ નીચે ઉપાસના, ધ્યાન કરવા બેસી જાય છે. બાદ બુંદીનો લાડુ કે એવું કાંઇ ખાઇ કલેવા કરી લેછે. બરાબર ૮ થી ૧૦॥ સુધી વૃક્ષ નીચે શિક્ષકો પ્રેમભાવે અભ્યાસ કરાવે છે. ૧૧ વાગે બ્રાહ્મણ રસોઇઆએ કરેલી દાળ, ભાત, રોટલી શાકની શુદ્ધ રસોઇ એક પંક્તિમાં બેસી સૌ જમે છે અને જેને વર્ણસંકર ન બનવું હોય તે પૃથક્ પૃથક્ બેસી જમે છે. કોઇ કટ્ટર સનાતની હાથે રાંધીને પણ જમે છે. આશ્રમમાં વિધુશેખર શાસ્ત્રી કરીને એક વિચક્ષણ વિદ્વાન્ શાસ્ત્રી છે, તેઓ વેદ શાસ્ત્ર ઉપરાંત ઘણી ભાષાઓના જ્ઞાતા છે. તેમ તેઓ નવી નવી ઐતિહાસિક શોધખોળ કરનારા પણ છે તે ધર્માત્મા શાસ્ત્રી તથા ભીમસેન શાસ્ત્રી જેવા હાથે રાંધીને પણ જમે છે. જમ્યા પછી થોડો વખત સ્વસ્થતાથી ફરી ફરી વિદ્યાર્થીઓ પાઠ પાકો કરે છે. બાદ બપોરના બે થી સાડા ચાર સુધી શીખે છે. પાંચ વાગે ફુટબોલ ક્રિકેટની રમત

ખુલ્લા મેદાનમાં રમાય છે. વખતે વખતે મેચ પણ રમાય છે. મોટી વયના વિદ્યાર્થીઓ રોજ દૈનિક સમાચાર, અઠવાડિક તથા માસિક હાથથી લખી દિવાલપર ચોડી દે છે, તે રોજ સૌ વાંચે છે. દર અઠવાડિએ પખવાડિએ કે માસે સભા ભરાય છે, તેમાં પ્રથમ સંગીત ગવાય છે; બાદ શાસ્ત્રીજીને અધ્યક્ષ પદ અપાય છે. શાસ્ત્રીજી ગાદીપર બેસે છે અને બાકીના સૌ વિદ્યાર્થીઓ, અધ્યાપકો તથા ખૂદ કવિવર ટાગોર પણ અધ્યક્ષની સામે શેત્રંજી ઉપર એક બીજા સાથે ભેળાઈ સમભાવે બેસી જાય છે. તેલના દીવા બાળવામાં આવે છે. વ્યાખ્યાન બંગાળીમાં મોટે ભાગે થાય છે. વ્યાખ્યાનમાં જ્યારે રસિક ઉપયોગી ઉત્સાહ વધારનારી વાત આવે છે ત્યારે તાળી પીટવાને બદલે સૌ સાધુ સાધુ—સારૂં સારૂં કહે છે. કોઇ વખત નાટકના પ્રયોગ પણ ભજવાય છે. પવિત્ર ધાર્મિક પ્રયોગ યોજાવામાં આવે છે તેમાં ડૉ. ટાગોર પોતે પણ પાઠમાં ઉતરે છે, જે જોવા પ્રસિદ્ધ પુરૂષો કલકત્તાથી આવે છે. ડૉ. ટાગોરનો ઇરાદો Domestic Industries અર્થાત્ ગૃહ ઉદ્યોગો દાખલ કરી દેશ જનોને સ્વતંત્ર આજીવિકાનું સાધન પ્રાપ્ત થાય તેવો પણ છે તે માટે તેઓ ઉદ્યોગ કરતા રહે છે. ગાંધીજીના ઢેઢ ભંગી સાથે સ્પર્શાસ્પર્શ કરવાના ઉત્સાહને ઉત્તેજન આપનાર પાધરી બુવા મી. એન્ડ્રુસ અહીં રહે છે. આશ્રમ હજુ કોઇ આદર્શતાએ પહોંચ્યું નથી. નથી તે પ્રાચીન ગુરૂકુળની પદ્ધતિએ કે નથી અર્વાચીન બુકર ટી. વોશિંગ્ટનની ટસ્કેજી શાળાની પદ્ધતિએ. બાળક દાખલ થવાથી તેને બીજા લાભ તો પહોંચે કે ન પહોંચે પણ તેના ધર્મમાં તો અવશ્ય અત્યંત શિથિલતા આવી જવા સંભવ છે.

# મીલ માલિક અને મજુરો.

## ૪૦

સને ૧૯૧૭ માં સ્વરાજ્ય સંઘની પ્રવૃત્તિનું જોર વધી જવાથી સરકારને વિલાયતમાં ઢંઢેરો બહાર પાડી જાહેર કરવાની ફરજ પડી કે અમારૂં ધ્યેય હિંદને ક્રમે ક્રમે સ્વરાજ્ય આપવાનું છે, એટલુંજ નહિ પરંતુ હિંદુસ્થાનની પ્રજા રૂપી ઉછળેલ ઉદધિએ જોખમદાર શાસનકર્ત્તા અધિકારીઓના કાળજા એટલા તો ઉથલાવી દીધા કે પાર્લામેન્ટને સ્ટેઈટ સેક્રેટરી મી. મોંટેગ્યુને હિંદ મોકલવાની ફરજ પડી અને નવા સુધારા આપવા પડયા. એથીજ શાણા પુરૂષોએ કહ્યું છે કે ભય વિના પ્રીતિ થતી નથી. આ અરસામાં સ્વદેશીને પણ સારૂં ઉત્તેજન મળ્યું હતું. એકતો યુરોપની લડાઇને લઈ યુરોપીઅનોની હરિફાઈ રહી ન હતી અને બીજું લોકોનો સ્વદેશ પ્રેમ જાગ્રત્ થવાથી સ્વદેવી વસ્તુ વાપરવાની લાગણી પ્રકટી હતી. મીલવાળા અને પૈસાદાર વર્ગ, કે જેના હાથમાં કાંઈક કાપડના ઉદ્યોગની લગામ છે; તેઓએ ખરી રીતે પ્રાપ્ત થયેલી તકનો લાભ લઇ સારો માલ, હિંદના તમામ પ્રકારની આવશ્યકતાનો માલ શ્રેષ્ટ કોલિટીનો કાઢી-તૈયાર કરી, ઓછે નફે દેશભાઇઓને વેચી દેશમાં પોતાનું ઘર કરી લોકોનો આશીર્વાદ લેવો જોઇતો હતો. પરંતુ લક્ષ્મીના મદમાં બેભાન થયેલા શ્રીમંતોએ ન કાયમનો લાભ લીધો કે ન પ્રજાને લેવા દીધો. પૈસાના અભિમાનમાં તણાતાં તેઓએ નિર્દય રીતે અંદર અને બહાર રહી શેર, રૂ, કાપડ, ખાંડ, મકાન જમીનના સટ્ટા પૂરજોસમાં કરી વસ્તુના બમણા દામ કરી મૂકયા. દુષ્ટ દાનતથી

ઘણાઓએ નવી નવી કું. મોટી મોટી લાલચ બતાવી ઉભી કરી અને પાછળથી વિશ્વાસુ શેર હોલ્ડરોને મીઠાના પાણીએ નવરાવી તેમના નામની પોક મુકરાવી.

"હજાર ગરીબને રડાવી એક શ્રીમંત થાય છે" એ જનશ્રુતિ ઘણું અંશે ખરી છે, જેમ હજાર દરદીને સ્વર્ગના તારા બતાવી ડૉક્ટર અને હજાર અસીલને સ્વધામ પહોંચાડી બારીસ્ટર વકીલ ( જો દૈવકૃપાએ દર્દી અસીલ મળે તો ) કુશળ બને છે તેમ દેશમાં ઉછરી દેશના દ્રવ્યનો લાભ લેવા છતાં આપણા ઘણા શ્રીમંતોની વર્તણુંક અસહ્ય ત્રાસજનક છે. ગરીબ દેશ જનોના ભોગે લાખોના નફા કરી સરકારને ઇનકમ, સુપર અને એક્સટ્રા ટેક્સ એમ ત્રેવડા કરના હજારો લાખો રૂપિયા તેઓ ભરે છે. તેમ ગૌરક્ષણ કે દેશના લાભનું કામ આવે તો તે પ્રત્યે અણગમો બતાવી વોરલોન વગેરેમાં લાખો રૂપિયા ખુશીથી ભરી આપે છે.

દેશી મજુરોને હડતાળ પડાવી રીબાવે પણ ગોરાઓ જે મોટા પગારના નોકરો છે તે તમામ ઉંચા અધિકારવાળા ખાતામાં યોજી મનમાન્યો વધારો અને બોનસ તેઓ કરી આપે છે. પૈસાદારો તેમની જીંદગીનો ઘણોખરો ભાગ મોજશોખ, વ્યસન, દુરાચારમાં ગાળી વિલાયત પેરીસ જઇ ત્યાં આનંદમંગળ કરવા પડયાં રહે છે; જો કે તેથી તેઓના ઘર નરક સમાનજ બનેલા હોય છે. જેના હાથમાં તેના મોમાં એ નિયમ પ્રમાણે નોકરો ખાય, સ્ત્રીઓને અણ-છાજતી છૂટથી મહેતા મુનિમો, તથા રસોઇઓ, ભૈયો ઘાટી ડ્રાઇવર કે છેવટ ચાર આંખ એકાન્તમાં મળે એવા તેના હેતુ મિત્ર સાથે દુરાચાર કરે છે. હૉસ્પીટલની માફક બારેય માસ દવાના રગડા

અને ખાટલાનું સેવન તો ફેમીલી–કુટુંબમાંથી કોઇક ને કોઇક કરતુંજ હોય છે. તાત્પર્ય કે શરીર સંપત્તિ, પ્રેમ, દયા, ધર્મ, પરોપકાર સદાચારની મોટે ભાગે શ્રીમંતોમાં ન્યૂનતા જોવામાં આવે છે.

યુરોપીઅન નોકરોની તો વાતજ ન કરવી. તેઓ તો પૂર્વ જન્મમાં પુણ્ય કરી અત્યારે દેવના દીકરા થઈ જન્મેલ છે એટલે તેઓને મનમાનતો લાભ સગવડ મળે; પણ બિચારા મધ્યમ વર્ગના કલાર્ક મહેતા અને તેવુંજ સાધારણ કામ કરનારા ગૃહસ્થો ખરા દુઃખમાં સીદાય છે. પ્રમાણીક માણસો ચોરી દગલબાજી કરી શકતા નથી તેથી નિત્યનું ખર્ચ ચલાવતાં તેને અતિ વિટંબના ભોગવવી પડે છે. પણ એથીય વિશેષ મુશ્કેલી તો તેને તેના ભાઇ, બેન કે દીકરા દીકરીના લગ્ન પ્રસંગે વેઠવી પડે છે. આખર ઇજ્જતમાં રહેનાર મહેતા કલાર્ક નોકરની કિંમત નથી રહી; કારણ કે એકના ઉપર અનેક હાજર હોય છે.

હવે મજુરોની દશા વિચારીએ. ખરેખર મજુર લોક મીલ, તાર ટપાલ, ટ્રામ, ગોદી, રેલ, કારખાનામાં આઠ દશ કલાક સખ્ત કામ કરી, જીવન ગાળે છે એટલે તેમના પર હરકોઇને અનુકંપા થાયજ; પરંતુ યુરોપના ઢંગરંગ જોઇને અહીં પણ મજુરોને હડતાળ પડાવી જે અવિચારી ઉત્તેજન અપાય છે તે ભયાવહ છે. હડતાળથી એકતો માલિક અને નોકરો વચ્ચે પ્રેમ નષ્ટ થઈ દ્વેષ ભાવ ઉત્પન્ન થાય છે. બીજું પગાર પ્રમાણથી વિશેષ વધારવામાં આખરે એ બધું પ્રજાનેજ સોસવું પડે છે; અર્થાત્ વસ્તુપર ભાવ ચડવાથી કે રેલ ટપાલ તાર જગત

પર નવા કર પડવાથી લોકોનેજ ભોગવવું પડે છે. ત્રીજું પાત્ર વિના વગર વિચાર્યું ઉત્તેજન આપ્યાથી પૈસાનો સદુપયોગ ન કરતાં તેઓ દારૂ માંસ વ્યભિચારમાં ખર્ચે છે અને કદાચ ખર્ચવાનું સાધન પાસે ન હોય તો તેઓ ચોરી લૂંટફાટ મારા-મારી કરે છે; માટે પરમાર્થનું કામ કરનારાએ બધી રીતે વિચારીને કાર્ય કરવાનું છે. કેટલીક વખત લાંબી બુદ્ધિ પહોંચાડયા વિનાનું અનુકરણ બહુ દુઃખદાયક નિવડે છે અને એક વખત થઈ ગયું, વધી ગયું, ટેવ પાડી દીધી તે પાછું ઘટાડવું કે અળ-સાવવું બહુ મુશ્કેલ થઈ પડે છે, એનો અમોને મુંબઇમાં જી. આઇ. પી. રેલ્વે, મીલો તથા ટ્રામ પોસ્ટની હડતાલ વખતે મજુરો નીસહાયાર્થે કામ કરતાં ખાસ અનુભવ થયો છે.

---

## દેશવ્યાપી ઇન્ફ્લુઅન્ઝા પ્રકોપ.

### ૪૧

જ્યારે દેશ સાત્વિક વૃત્તિ અને રહેણી કરણીનો હતો, જ્યારે લોકો ધર્મની આજ્ઞાનુસાર શુદ્ધ સદાચારી પવિત્ર જીવન ગાળતા હતા ત્યારે દેશમાં કોઈ પણ પ્રકારની બિમારી કે રોગ નહતા. દારૂના રગડા પાઇ દેહ ભ્રષ્ટ કરનારા અને ધન હરનારા ઉંટ ડાકટરો હોસ્પીટલો કે દવાખાનાઓ પણ તે વખતે નહતા; પરંતુ કહેવાતી સુધરેલી પ્રજાની દેખાદેખીએ લોકોએ મન પરનો સંયમ ખોઇ દઇ ચા, બીડી, માંસ, મદ્ય, વ્યભિચાર જેવા દુષ્ટ વ્યસનોની છૂટ લેવા માંડી અરે! જોઇએ તો ભૂખે મરવું અથવા નાગા ચાલવું પણ વ્યસન વિના તો ઘણાને નજ ચાલે, માથું ફરે

એવું વિનાશક પણ લઈ લીધું ત્યારે દેશમાં અવનવા રોગનો રાફડો ફાટે તેમાં નવાઈ શી?

હરસ, કોલેરા, પ્લેગ, તથા ક્ષયરોગ જેવા ભયંકર જીવલેણ રોગ કે જે રાજરોગ કહેવાતા હતા તે અત્યારે ગરીબોના ઝુંપડામાં પણ સામાન્ય રોગની માફક પ્રસરી ગયા છે અને દેશમાં નિત્ય સેંકડોનો ભોગ લે છે છતાં હમણાના વિજ્ઞાનમાં આગળ વધેલા, બહુ ભણેલા ડોકટરો પણ કાંઈ ઈલાજ કરી શકતા નથી તો પછી થોડા અભ્યાસ વાળા, પેટ માટે ધંધો લઇ બેઠેલા એલ. એમ. એન્ડ એસ. કે કમ્પાઉન્ડરની ચાંચ તો કયાંથીજ બૂડે? દેશી વૈદ્યોનો તો સ્વરાજયના અભાવે સંહાર કાળજ આવ્યો છે. પરમેશ્વર સ્વરૂપ ધન્વંતરી ચરક સુશ્રુત કે વાગ્ભટની ચલાવેલી આયુર્વેદ પદ્ધતિની મહત્તા, ઉપયોગિતા જાણ્યા વિચાર્યા વિના પરદેશીઓ તો તેને તિરસ્કારે-નષ્ટ ભ્રષ્ટ કરે પરંતુ ખૂદ હિંદુઓ અને તે પણ પોતાને ધર્મનિષ્ઠ કહેવરાવવાવાળા પણ ત્યાગ કરી રહ્યા છે એ શું ઓછા ખેદની વાત છે! મુંબઈના એક શ્રીમંત ગૃહસ્થે સાતેક વર્ષ પહેલા રૂ. ૧૨ લાખ હોસ્પીટલ માટે કાઢયા ત્યારે અમારૂં લક્ષ ખેંચાતાં તેઓને સમજાવી કહ્યું કે, આપ હિંદુ ભાટીયા વૈષ્ણવ છો તેથી દેશને ઉપયોગી એવા આયુર્વેદને ઉત્તેજન આપો એજ આપને શોભે; માટે હોસ્પીટલ ન કઢાવતા આયુર્વેદિક કોલેજ છેલ્લામાં છેલ્લા સાધન સાથે ખોલાવો એમાં આપનું ભૂષણ અને ધનનો સદ્ઉપયોગ થયો લેખાશે. આવો કડવો ઘુંટડો શાનો ગળે ઉતરે! શ્રીમંતો આજકાલ આપે છે તે કાંઇ જાતિ ધર્મ કે દેશના કલ્યાણ અર્થે આપતાં નથી. તેમને તો કીર્તિદાન, યુરોપીઅન અધિકારીઓને સારૂ લગાડી કૃપા કે પૂછડું મેળવવાનું હોય છે એટલે આપે છે તેથી તેઓને આયુર્વેદની મહત્તા

સાક્ષાત્ ભગવાન્ અશ્વિનીકુમાર ઉતરી આવી સમજાવે તોય શાના સમજે ! ડો. પોપટ પ્રભુરામ આજ કેટલાય વર્ષ થયા આયુર્વેદના અભ્યુદય માટે મથન કરી રહ્યા છે. તેમણે આયુર્વેદિક કોલેજ ખોલી છે છતાં તેનો જોઇએ તેવો લાભ લઇ પ્રચાર થતો નથી કે ઉત્તેજન મળતું નથી તો પછી આયુર્વેદના અદ્ભુત ગુણોનો લાભ લોકોને શી રીતે જણાય ! અમારા કેટલાક મિત્રો ધર્મ, સ્વદેશી, સ્વરાજ્યની વાતોમાં ઘણો ઉંડો રસ લે છે પરંતુ દુર્દૈવે જો તેમના કુટુંબમાં કોઇનું આંખ માથું જરાક દુઃખી આવે છે તો પરદેશી દવા લેવા ડોકટર પાસે તુરતજ દોડે છે. રોગ થવાનું કારણ શોધી દેશી દવા વાપરવાનું સમજાવવા છતાં તેને ગળે ઉતરતું નથી. આમાં આયુર્વેદને શી રીતે ટકવું ! ઉત્તેજન, સાધન, સહાયતાદિના અભાવે દેશમાં કુશળ વૈદ્યો ન નિવડતાં ઉંટ જેવા બિન અનુભવી ધનહરૂ વૈદ્યો હમણા જોવામાં આવે છે, જેવી રીતે કોઈ કોઈ પોતાની મેળે મહાત્મા, કવિ, શાસ્ત્રી થઇ બેસે છે તેમ જેમનું ખરલ ઘસવા પૂરતું, કે ગાંધીની દુકાન ચલાવવા જેટલું જ્ઞાન હોય છે છતાં વૈદ્ય તરીકે કામ કરી રહ્યા છે. તેવા ઉંટ વૈદ્ય ભયંકર રોગોનું નિવારણ નજ કરી શકે એ સ્પષ્ટ છે. આવી ઘોર અજ્ઞાનતા, સત્ય વિદ્યાના સંબંધમાં પ્રવર્તે છે તેથીજ મોટા રોગ તો અસાધ્ય જેવા થઇ પડયા છે પણ સાધારણ રોગ જેવા કે તાવ, પેટ, અપચો, સંગ્રહણી, માથું, આંખ, કાન, નાક કે ગડગુમડના દર્દને પણ તેઓ અટકાવી શકતાં નથી.

યુરોપથી ઇન્ફ્લુઅન્ઝાનું વાવાઝોડું પ્રસરતા પ્રસરતા હિંદમાં આવી ઘેરે ઘેર સને ૧૯૧૮ માં પ્રસરી ગયું. ઇન્ફ્લુઅન્ઝા—ટુટીયું જેને જેને લાગુ પડયું તેઓ તાવ, માથું, ખાંસીની બિમારી એક બે દિવસ ભોગવી ટપોટપ મરવા લાગ્યા. ગવર્નર—સુબા

સાહેબ મહાબલેશ્વરની શીતળ હવા છોડી નીચે શાના ઉતરે! તેમને શાંતિ અને વ્યવસ્થાથીજ કામ છે. તેઓ કાંઇ લોકોના દુ:ખ દારિદ્રય નિવારણ કરવા આવેલા નથી કે કરવા બંધાયલા નથી, એટલે લોકો પોતાની મેળે પોતાની જાતને બચાવે એવો સમય આવ્યો. કોઈ કોઇની સારવાર કરનાર રહ્યું નહિ. ઘરમાંથી ઉપાડી મરેલાને સ્મશાન પહોંચાડનારનો પણ તૂટો પડી ગયો. આ વખતે અનેક પરોપકારી ડાકટર વૈદ્યોએ અને ગૃહસ્થોએ નિષ્કામ બુદ્ધિથી જીવના જોખમે સેવા આરંભી હતી. તેમ કઇક સ્વાર્થી પશુઓએ તકનો ગેરલાભ લઈ પોતાને અનુભવ કે જ્ઞાન અતિ અલ્પ કિંવા મુદ્દલે નહોવા છતાં ભારે ભારે ફી રાખી અને મોંઘી પેટંટ દવાની શીશીઓ કાઢી અડધા મરેલાને પૂરા માર્યા. આ વખતે ૧૫-૨૦ મિત્રોની મંડળી સાથે સેવા કરતાં અમોને લોકોની પરાધીનતા, અજ્ઞાનતા તથા દુર્દશાનો તીવ્ર અનુભવ થયો. સાઠ લાખ માણસ ચપટી વગાડતા વગાડતામાં ચટ થઈ ગયા. ક્રૂર કાળને હિંસા અહિંસાનો ખ્યાલ ન આવ્યો. આપણા મહાતમા પણ એ વખતે કેમ પ્રમાદ વશ થઇ તેન-કાળને હિંસા કરતો રોકી શકયા નહિ! એ આશ્ચર્ય ઉપજાવે છે. આવી ભયંકર સંહારરૂપી હિંસામાંથી કાળને નિવૃત્ત કરી જો ચરખો-રેંટાયો, ખાદી, ઢેઢ અને શાંતિના પાઠ ભણાવ્યા હોત તો ખરેખર સાઠ લાખ મનુષ્યોનો જીવ બચાવતાં અદ્વિતીય વિજય થયો ગણાતે. એમ થતે તો જેઓ તેને વેરભાવે જુવે છે તેઓ પણ જરૂર પ્રેમ ભાવે યાદ કરત; પરંતુ અફસોસ! કહેવાતા મહાતમાએ તે વખતે તેમની દિવ્ય જડીબૂટીનો ઉપયોગ ન કર્યો.

# તુળસીશ્યામ, ગિરનાર, દ્વારકા.

## ૪૨

ભક્તરાજ તુલસીદાસજી સત્યજ કહી ગયા છે કે પોતાની પોતાને કિંમત ન હોય. તુળસીદાસજીએ ભગવદ્ ભક્તિદ્વારા આત્મશુદ્ધિ કરી પ્રભુ દર્શન કર્યા એટલે તેનો પ્રભાવ કસ્તુરી અત્તરની સુગંધ માફક સર્વત્ર પ્રસરી ગયો. આસપાસના સેંકડો લોક તેના દર્શને આવી, દર્શન કરી, ઉપદેશ લઈ કૃતાર્થ થવા લાગ્યા; છતાં તેના કુટુંબીઓ તો તેને તુળશીયો તુળશીયો કહી તેની સાથે વર્તતા; તદ્વત્ કાઠિયાવાડમાં દ્વારકા, સુદામાપુરી, માધવપુર, ગિરનાર, પ્રભાસ, પ્રાચીનો પીપળો, તુળશીશ્યામ અને સારંગપુર હનુમાન આદિ મહા પ્રતાપી પ્રાચીન તીર્થોનું છે. તેના દર્શનનો લાભ ઘણા થોડા કાઠિયાવાડી ગુજરાતીઓ લે છે પણ ઉત્તર હિંદુસ્થાન, મારવાડ, બંગાલ જેટલે દૂરદૂરથી પુષ્કળ લોક આ તીર્થોના દર્શને આવે છે.

સુપ્રસિદ્ધ પ્રભુભક્ત નરસિંહ મહેતાના જુનાગઢ સ્થળથી ગિરનારની તળેટી બે માઇલ દૂર છે. ગિરનારની ચડાઈ વિકટ છે પરંતુ દાની પુરૂષોએ ગુરૂ દત્તાત્રેયની પાંચમી ટુક સૂધી પગથીઆ બંધાવી યાત્રીઓને સુખ કરી આપ્યું છે. આબુ પાલીતાણાની માફક ગિરનારની પ્રથમ ટુક ઉપર જૈનભાઇઓએ મંદિર વગેરેની સારી જમાવટ કરી છે. સૌરાષ્ટ્રના છેલ્લા વીર રાજા રાખેંગારના રાજમહેલના ચિન્હ અત્યારે અવશેષ રહ્યા નથી પરંતુ સિદ્ધ મહાત્માઓના નિવાસ સ્થાન તરીકે ગિરનારની જે

પ્રસિદ્ધિ છે તે પર્વતની ગંભીરતા તથા સીતાવન ને હનુમાનવનનું દ્રવ્ય જોતાં સત્ય ઠરે છે. જૈનભાઇઓ ધર્મના નામે જેટલી ઉદારતા બતાવી પોતાનું કરી લે છે તેટલી હિંદુઓએ સ્વધર્મ રક્ષણ અર્થે શીખી લેવી આવશ્યક છે. જૈન વિદ્વાનોએ હિંદુ ધર્મ શાસ્ત્ર ગ્રંથોમાંથી જૈનરામાયણ, જૈન મહાભારત લખી ચોવીશ અવતારોને તીર્થંકર બનાવ્યા. તેઓ અનુકરણ કરી રૂપાંતરરૂપી પ્રગતિ કરી રહ્યા છે છતાં હિંદુઓ પોતાના ભાઇઓનો દાખલો લઈ પોતાનું અગાધ તત્ત્વ છે તેને સંભાળવા કે તેનો લાભ લેવા કોશિષ કરતા નથી એ ખેદ અને લજ્જાની વાત છે.

ગિરનારની ખરી ખુબી જાણવી હોય તો મનુષ્યે તે ઉપર પાંચ સાત કે વધારે દિવસ રહેવું જોઇએ. ગુરૂદત્તાત્રેયથી આગળ કાલકામાતાનું સ્થાન છે ત્યાં તો કોઇ જતુંજ નથી. ન જવાનું કારણ રસ્તો જરા વિકટ તથા ભય સંભળાય છે; પરંતુ જેને વન કે પર્વતની ગહનતા અવલોકવી હોય તેણે એક બે મિત્રોની સાથે વિકટતાની પરવા ન કરતાં ઉંડાણમાં પ્રવેશ કરવો જોઇએ, તોજ કવચિત કાંઇક ખરૂં રહસ્ય જણાય. પર્વતની ચડાઇ સાત માઈલની ગણાય છે. પ્રથમ ટુંકની ચડાઈ જરાતરા કડક છે પછી ગોમુખી ગંગાથી અંબાજી અને ગોરખમઢી જતાં સાધારણ છે. શ્રીદત્તચરણના દર્શન જરા ઉંચાઈ પર છે. પર્વતપરથી ચોમેર નજર કરતાં આસપાસની ગિર, ખેતર, ગામડાનું દૃશ્ય અતિ સુંદર લાગે છે. યાત્રી એકજ દિવસમાં ઠેઠ સૂધી દર્શન કરી પાછો નીચે ઉતરી શકે છે. રસ્તામાં દામોદર તથા રૈવતી કુંડના દર્શન સ્નાન છે તેમ જુનાગઢમાં નોંઘણવાવ તથા

ઉપરકોટ ખાસ જોવા જેવા સ્થળ છે.

જુનાગઢથી વેરાવળ અને વેરાવળથી બે માઇલપર આવેલ પ્રભાસપાટણ નામનું ઐતિહાસિક તીર્થસ્થળ છે. અહીંથીજ મહમદ ગીઝની, ભગવાન સોમનાથની મૂર્તિ તોડી બેહજાર ઉંટપર ઝવેરાત નાણું લાદી અરબસ્થાન લઇ ગયો હતો. ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રનું નિત્યલીલા સ્થળ પણ આ છે. સોમનાથ મહાદેવ બાર જ્યોતિર્લીંગમાંના એક હોવાથી ત્યાં અનેક યાત્રી દર્શન તર્પણ કરી ત્યાંથી પ્રાચીનો પીપળો સાત ગાઉ દૂર છે ત્યાં જાય છે. પ્રાચીમાં કુંડ છે તેમાં સ્નાન તર્પણ કરી વડને જળ ચઢાવી કોડીનાર થઇને ઉના અને ઉનાથી તુળસીશ્યામ પહોંચાય છે. ભગવાનની અતિ સુંદર મૂર્તિ મંદિરમાં બિરાજે છે. આસપાસ ગિર આવેલી છે. એ ગહનગિરમાં અનેક જાતના હિંસક પશુ સિંહ, વાઘ, વરૂ વખતે વખતે ગર્જના કરી બીકણના સાંધા મોકળા કરી મૂકે છે. લાગ મળે તો સિંહ પાસેના ગામડાઓમાં તરાપ મારી ગાય બકરીનો શિકાર પણ મેળવે છે. શેરને માથે સવાશેર હોય છે એવા ઈશ્વરી ન્યાયાનુસાર અહીંના ભેંસો પણ બહુ મજબૂત–જોરાવર છે, જે સિંહને પણ હાંકી કાઢે છે. તેમ ગામડાના માણસો પણ નિર્ભય અને બળવાન હોય છે. લોકો પોતાના ઢોર બકરા, ગાયો, ભેંસો વગેરેનો અગ્નિ સળગતો રાખી પ્રસંગ પરત્વે બચાવ કરે છે. મંદિરની બાજુમાં ગરમ પાણીના સાત કુંડ એક એકની લગોલગ આવેલા છે. એકાન્ત, પ્રભુભક્તિ અને ઇશ્વરી લીલા અનુભવવાના શોખીને તુળશીશ્યામના અવશ્ય દર્શન કરવા ઘટે.

તુળશીશ્યામથી જાફરાબાદ બંદર બિલકુલ નજીક છે, ત્યાં થઇ આગબોટમાં દ્વારકા અથવા પોરબંદર કે જામનગર પણ જઇ શકાય. દ્વારકાપુરી સમુદ્રને તીરે આવેલી નગરી છે. સાક્ષાત્ શ્રીહરિએ સેવેલી દ્વારકા તો ત્રિશુળ ઉપર સુવર્ણની વસેલી હતી તે યાદવો માંહોમાંહે લઢી ખપી જતાં અને ભગવાન સ્વધામ પધારતાં જળ સમાધિ કરી ગઇ છે પણ સ્મરણ રૂપે રહેલી દ્વારકાપુરી જે ગુગળી ગોરના પટાવાળી શિલાલેખયુક્ત છે તે દર્શન દે છે. તેમાં શ્રીગોમતીજી સ્નાન તથા શ્રીદ્વારકાનાથજીના દર્શન બીજા આઠ પટરાણીના મંદિરો સાથે કરવા યોગ્ય છે. જેમ કંટોળીઆ ગોર જેવા ગુગળી બ્રાહ્મણ યાત્રીને ત્રાસ આપે છે, તેમ ગાયકવાડ સરકાર પણ તેનું માથું પછાડે તેવી ત્રાસજનક છે. કોઇ તીર્થમાં સ્નાન દર્શનનો કર નથી તે ગાયકવાડ હરેક યાત્રી પાસેથી અહીં એક એક રૂપિયો કર લે છે. દ્વારકા અને બેટ બન્ને સમુદ્રના તીરે છે. તેમાં બેટ ખાસ રહેવા યોગ્ય, એકાન્ત ઉપાસના કરવા જેવું સ્થળ છે. આ ઓખા પ્રાંત બિલકુલ રૂક્ષ છે. આમાં વૃક્ષ વનસ્પતિનું નામ પણ મળતું નથી. ખેતરોય ઝાડીના પ્રમાણમાં ઓછા છે. વરસાદના અભાવે અન્ન ઘાસના સાસા પડતાં લોકો તથા ઢોર તદ્દન દીન દરિદ્રી જોવામાં આવે છે. વાઘેર લોક ભૂખના માર્યા વખતે વખતે લાગ સાંધી યાત્રીને હેરાન પણ કરે છે.

મંદિરોની આવક પુષ્કળ થાય છે પરંતુ તેમાંથી કોઈ પાઠશાળા ગુરૂકુળ નભતું કોઇ સ્થળે ભાગ્યેજ જોવામાં આવે છે. ધર્મના નામે બાહ્યોપચાર વધી જતાં પ્રચાર અને અનુષ્ઠાન સાવ

અટકી ગયા છે. મહારાજા તો સુધારક હોઇ ન કરે કે ન કરવા દે પણ બેભાન લોકોય ધર્મ કે આત્મરક્ષણની વાત સાંભળવા કે વિચારવાની દરકાર કરતા નથી, એથી બીજી શું વિશેષ અધોગતિ હોઇ શકે! બૌધમતને ઉખેડી પુનઃ સનાતન ધમ નો ઝુંડો ભારતવર્ષમાં ફરકાવનાર જગતગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યની ગાદી દ્વારકામાં છે. ત્યાં સત્તાના જોરે સુધારક મહારાજા સાહેબે પોતાને અનુકૂળ શંકરાચાર્ય જેનું નામ સ્વામી શાન્ત્યાનંદ કહેવાય છે તેને પ્રજાની વિરોધતા હોવા છતાં નિમ્યા છે. પ્રજાની વિરોધતા એટલા માટે કે સ્વામી શાન્ત્યાનંદે સનાતન ધર્મ વિરૂદ્ધ **વિવાહ મિમાંસા** પુસ્તક તેમની પૂર્વાવસ્થામાં પ્રકટ કરેલું છે, તથા આચાર્ય નિમવાનો અધિકાર શ્રીમંત વડોદરા સરકારને નથી તે પણ બીજું કારણ છે. સ્રીસંસર્ગ પણ સંન્યાસી છતાં વિશેષ રાખે છે વગેરે કારણો ઘણા છે.

---

## કાઠિયાવાડ દુષ્કાળ સંકટ.

### ૪૩

**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥**

જે દૈવી ભૂમિ ઉપર પ્રભુની મહદ્ કૃપા હતી તે પરજ અત્યારે કાળચક્ર ઘૂમી રહ્યું છે. લોકો એક દુઃખનું નિવારણ કરે છે ત્યાં બીજા અનેક દુઃખ એક સામટા આવીને ખડા થાય છે. શરી-

રની પીડા, દ્રવ્યનું દુઃખ, કુટુંબમાં કુસંપ, વ્યાપારમાં ખોટ, ધર્મ સ્થાનોમાં અનાચાર, સરકાર દરબારમાં પક્ષપાત, જુલ્મ અને લૂંટ આમ ત્રિવિધ તાપથી આર્યભૂમિ દુઃસહ વેદના સહી રહી છે. ભારત સંતાનો હજુ તો કળિયુગના પાંચ હજાર વર્ષ વીતાડી શકયા છે ત્યાં આ વિષમ સ્થિતિનો અનુભવ થાય છે તો પછી હવે પછીના વર્ષો જેમાં વિશેષ દુઃખ અને અધર્મ પ્રસરશે તે શી રીતે સહેવા શક્તિમાન્ થવાશે ?

કોઈ એકાદ વર્ષ સારૂં ગયું ન ગયું ત્યાં દુષ્કાળ આવી ધુરકીઓ નાંખેજ છે. લગભગ સં. ૧૯૫૬ ની સાલથી તે અત્યાર સૂધીમાં એવોજ કડવો અનુભવ થયો છે. દર બે કે ત્રણ વર્ષે દુષ્કાળ પડવાથી ગામડાના માણુસ કંગાલ સત્વહીન થઇ ગયા છે. ખેતીવાડીને ઉપયોગી તથા દુધાળુ ઢોરોની તો નરપશુ જેવા ક્રૂર લોકો નિત્ય હજારોની સંખ્યામાં તેઓના પાપી ઉદર ભક્ષણાર્થે કતલ કરી તથા પરદેશ ચડાવી અછત કરી મૂકી છે, તેમાં દૈવી કોપરૂપી દુષ્કાળ કે અનાવૃષ્ટિ થવાથી ઢોરની સંખ્યા બિલકુલ નાશ પામવા આવી છે, કિંવા બહુ કમ્ રહી છે. પ્રથમ દૂધ ઘી દહી છાશ પાણીના મૂલ્યે સસ્તા મળત તે અત્યારે અત્યંત મોંઘા અને અશુદ્ધ ભેળસેળવાળા મળે છે. બાળકોનું જીવન જે કેવળ દૂધ ઘી ઉપર નિર્ભર છે તે બાળકોજ અત્યારે દૂધ વિના ટળ વળે છે. આથી ઉત્પન્ન થતી અને થયેલી પ્રજામાં મરણનું પ્રમાણુ પારાવાર વધી ગયું છે. બાળકોને જેમ દૂધ ઘી વિના પ્રાણ મુક્ત થવું પડે છે તેમ મોટી ઉમરના સ્ત્રી પુરૂષોને એ જીવનદાયક સાત્વિક વસ્તુઓની અછતે જડબુદ્ધિ અલ્પાયુષ્ય કરી મુકયા છે.

આમ છતાં સરકારને ગોવધ અટકાવવાનું સૂઝતું નથી. સરકાર વિદેશી, વિધર્મી, વિજાતિની હોઇ હિંદના ધર્મ કે અર્થના સંબંધમાં બેદરકારી બતાવે પણ દેશી રાજ્યોની મતિ શા કારણે એટલી બધી મંદ થઇ ગઇ છે કે તેઓ પણ ગોરક્ષણ વિશે સમજતા કે ચેતતા નથી ! સંતોષની વાત છે કે હમણા કેટલાક દેશી રાજ્યોએ ગોવધ પ્રતિબંધનો કાયદો ઘડી લોકોના અનંત આર્શીવાદ લીધા છે. જેમ દૂધ ઘીનો અભાવ કે મોંઘાઈ ગાયના વધથી થઈ છે તેમ અનાજની તંગી અને મોંઘાઈ બેલ-બળદોની અછતે થઇ છે. બળદ-ગોધા પણ રોજ પુષ્કળ કપાય છે તેથી તેમ ગરીબ ભૂખ્યા હિંદીઓના પેટમાંથી કાઢી સ્વાર્થી વેપારીઓ અને સરકાર, ઘઉં ચોખા તલ વિગેરે અનાજ લાખો ટન પરદેશ ચડાવે છે એટલે બચત અનાજ મોંઘુ અને હલકું વેચાય તેમાં આશ્ચર્ય શું ? જો રાજા પ્રજાવત્સલ હોય તો નેપાલ રાજ્યે જેમ પોતાની પ્રજાના રક્ષણ માટે અનાજ તથા ઢોર પરદેશ ચઢાવવાનો, મોકલવાનો મનાઇ હુકમ કર્યો છે તેમ હિંદમાં પણ કરી શકે.

સંવત ૧૯૭૬ નું વર્ષ નિષ્ફળ નિવડવાથી કાઠિયાવાડ ગુજરાતના ઢોર અને માણસ પીડાવા લાગ્યા. મુંબઇ અમદાવાદ તથા દેશાવરના પરોપકારી ભાઇઓએ નાણાની રકમ પહોંચાડી ઉમદા મદદ કરી. 'ગુજરાતી' પત્રે તેના નિયમ પ્રમાણે આ વખતે પણ ફંડ ખોલી ઉત્તમ સેવા બજાવવા માંડી. પ્રથમ અમોએ મિત્ર વર્ગમાંથી રકમ એકઠી કરી "ગુજરાતી" મારફત ફંડમાં પહોંચાડી બાદ દેશાવરના ભાઇઓને પ્રેરણા કરતાં બિરારના જ્ઞાતિભાઈઓએ બારેક હજાર રૂપિયા એકઠા કર્યા ને ત્રણ ભાઇઓ મુંબઈ

આવ્યા. તેમની સાથે ચાલી કાઠિયાવાડના સો સવાસો ગામડા- ઓમાં પ્રવાસ કરી પાત્ર પ્રમાણે સાધનહીન ભાઇ બહેનોને તથા ગાયોને મદદ પહોંચાડી. તે સાથે સાથે રાત્રિના સભા ભરી લોકોની સ્થિતિ સંજોગને અનુસરતો ઉપદેશ પણ આપવામાં આવતો. લોકો અને ઢોરોની કેવી દીનહીન દશા ! ખરેખર આ દૃશ્ય કઠોર હૃદયનો દુશ્મન પણ જુવે તો તેની છાતી પણ પીગળી જાય તેવું હતું. લોકોમાં કેટલાકના શરીર શુષ્ક, કેવળ હાડકાનોજ દેખાવ અને પ્રાણ કંઠ હતા. પાંદડા ખાઇને તથા વાડના થોરના ડીંડલા ખાઇને પણ દેહ નિભાવતા એવા ઘણાને અમે નજરે જોયા છે. જ્યાં ઢોર રક્ષકોનીજ આવી દુર્દશા થયેલી હતી ત્યાં ઢોરનું શું પૂછવું ! બિચારા ઘાસ વિના ઉકરડાનું કુંવળ ચાટી અધમુવા થઇ પૃષ્ઠ પડેલા હતા. કેટલાક તો એવા અશક્ત બનેલ હતા કે પંખીઓ શરીર ઠોલતા તેને ઉડાડવાની શક્તિ પણ તેમાં રહી નહોતી. ચાંચોવતી ઠોલાવાથી શરીરે ઘારા-ચાંદા પડી તેમાં જીવડા થયેલા હતા. આવા દુઃખથી પ્રભુ બચાવે.

ઉપરા ઉપરી આવા ભયંકર દુષ્કાળ પડવાનું બીજું કારણ લોકોના કુકર્મ છે. લોકોએ શાસ્ત્ર વિહિતમાર્ગ: સદાચાર, સત્ય, દયા, ધર્મ અને યજ્ઞ યાગ હોમ હવન આચરવાનું પડતું મૂકી કુડકપટ નિર્દયતા અધર્મ, દુરાચાર અને સ્વાર્થને અંગ કાર કર્યો એથી આવી અધમ દશા પ્રાપ્ત થઇ છે છતાં પણ કઇક અધમ નાસ્તિકો યજ્ઞની નિંદા કરી થતાં હોય તેને પણ અટકાવે છે: શાસ્ત્રોમાં યજ્ઞનું મહાત્મ્ય અતિ હિતકારી વર્ણવ્યું છે. પૂર્વે એક વખત દુષ્કાળ એવો સખ્ત પડયો કે ૧૨ વર્ષ પર્યન્ત અન્ન

પાકયું નહિ. એ અરસામાં આજના જેવા ક્ષુલ્લક સ્વાર્થી બુદ્ધિના રાજા નહોતા કે તેઓ પ્રજાનું નાણું ફાવે તેમ ઉડાડી મૂકે ! આગલા વખતમાં રાજા પ્રજા ઉભય અનાજ ઘાસના ભંડાર, ખાણો ગંજીઓ ભરી ખડકી રાખતાં કે જેથી આપત્કાળે કામ લાગે. ઉપરાઉપરી દુષ્કાળ છતાં સંગ્રહથી બાર વર્ષ તો નિર્વાહ ચાલ્યો પણ પછી પ્રજા પીડાવા લાગી ત્યારે દશરથ રાજાએ યજ્ઞ કર્યો. યજ્ઞમાં નિર્વિકારી બ્રહ્મનિષ્ટ શ્રૃંગિઋષિને આમંત્રણ કરી હોમ કરાવ્યો એટલે દેવતાઓએ પ્રસન્ન થઇ વરસાદ વરસાવી પ્રજાનું રક્ષણ કર્યું. આવી યજ્ઞ કરવાની શ્રેષ્ટ પ્રથા આજે લોપ થઇ ગઇ છે, તેથીજ પ્રજા દર વર્ષ રીબાય છે. જો ફરી યજ્ઞની રીતિ ચાલુ કરવામાં આવે તો દુષ્કાળ આપત્તિથી અવશ્ય બચી શકીએ.

---

## શ્રીયુત્ શેઠ રે. જ. ઝવેરી.

૪૪

### परोपकाराय सतां विभूतयः

દુષ્કાળ સંકટ નિવારણાર્થે શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ વિગેરે ગૃહસ્થો જેમ પ્રસંગોપાત પ્રશંસાપાત્ર સેવા બજાવી રહ્યા છે તેમ શેઠ રેવાશંકર જગજીવન ઝવેરીએ પણ સુંદર સેવા બજાવી છે. કાઠિયાવાડમાં સં. ૧૯૭૬ માં દુષ્કાળને લીધે ઢોર-બળદ, ગાય, ભેંસ, બકરા કે જેના આધારે મનુષ્ય પ્રાણીના પ્રાણ ટકી રહેલાં છે, તે જયારે ઘાસ ન મળવાથી ટપોટપ મરવા લાગ્યા ત્યારે પરોપકાર બુદ્ધિના શેઠ રેવાશંકર ભાઇએ ફંડ ઉભું કરી તેમાં



શ્રીયુત્ શેઠ રેવાશંકર જગજીવન ઝવેરી.

લેશી આર્ટ પ્રિંટીંગ વર્કસ, બબરમેટ, કોટ મુંબઈ.



શ્રીયુત્ રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી.

જાતે સારી રકમ ભરી, તેમના ભાઈ શ્રીયુત્ પી. જે. મ્હેતા તથા હેતુ મિત્ર વેપારીઓ પાસે ભરાવી કાઠિયાવાડમાં બોટાદ વીંછીયા નિંગાળા વગેરે સ્થળે સસ્તે દરે ઘાસ પૂરૂં પાડવાના સેન્ટર ખોલી અમૂલ્ય સહાય કરી લાખો મૂંગા પ્રાણીઓના જીવ બચાવ્યા હતા.

આ સદ્‌ગૃહસ્થનો પરિચય મને તેમના ભાઇ શ્રીયુત્ મ્હેતાને લઇ સને ૧૯૧૨ માં થયો. નિરંતર સહવાસમાં આવવાથી તેમના ઠરેલ વિચાર તથા શુદ્ધ ચારિત્ર જોઇ અધિક માનબુદ્ધિ ઉપજવાથી તેઓ સાથે સ્નેહ સંબંધ વિશેષ ઘટ્ટ થયો. શેઠ રેવાશંકરભાઇ મૂળ મોરબીના વતની છે. વતનમાં ગુજરાતીનો અભ્યાસ કરી વકીલાત કરતા હતા પણ વકીલાત કરતા વેપારને વધારે રસકસવાળો તથા વેપારમાં પાંચ પચીશ વર્ષે સમૃદ્ધિ થવા સંભવ છે, એમ સમજી અનુકૂળતા મળતાં હીરા મોતી આદિ ઝવેરાતના ધંધામાં જોડાયા. સૂક્ષ્મ બુદ્ધિ, પ્રમાણિકપણું અને ખંતથી ધંધામાં મંડયા રહેવાથી તેઓશ્રી સાધારણ હાલતમાંથી અત્યારે સુખી સંપત્તિવાળી સ્થિતિ પ્રાપ્ત કરી શકયા છે. તેઓ જે કામ કરવાનું હોય તેના સંબંધી ઉંડાણથી અનુભવ લઇ મત ઉચ્ચારનાર હોવાથી અત્યારે શેઠ રેવાશંકર ભાઈનું માન વેપારી વર્ગમાં ઘણું ચડીઆતું છે. સ્ટોર, બેંક, મીલ, સ્ટીમર કું. વિગેરે સાર્વજનિક વેપારી ખાતાઓમાં તેમની ડાયરેકટર તરીકે નિમણુંક સંચાલકો ભાવથી કરે છે. જેવી રીતે શેઠ રેવાશંકરભાઇએ વેપારીવર્ગમાં વર્ચસ્વ મેળવ્યું છે તેવીજ રીતે રાજદ્વારી વિષયમાં પણ પોતાથી બનતી સેવા કરવાનું

ચૂકયા નથી. ગાંધીજી અને બીજા દેશભક્ત નેતાઓને ઉતરવા રહેવા જમવાને માટે તેમના મકાનના દ્વાર સદા ખુલ્લા છે. સ્વદેશી અને સ્વરાજ્યની વાત એટલી બધી મહત્વની એમને ભાસી છે કે વેપાર ધંધાનો બોજો પોતાપરથી ઓછો કરી તેમના જ્યેષ્ટ પુત્ર રા. મણિલાલભાઈપર નાખી સઘળો સમય પોતે જાહેર પ્રશ્નોની ચર્ચામાંજ વીતાડે છે.

પ્રભુ કૃપાએ સમૃદ્ધિ ઠીક સંપાદન કરેલી હોવા છતાં તેઓ અત્યંત નિરભિમાની, સરળ, સાદા સ્વદેશી પોશાકમાં વિચરે છે. તે એટલે સૂધી કે તેઓ પ્રથમ કાઠિયાવાડનો માન-ભર્યો પાઘડી ખેસનો પોશાક પહેરતા હતા તેય અસહકારની ચળવળ પછી ઉતારી નાંખી ખાદીનું કૂડતું ટોપી પહેરે છે. ગાંધીજી જયારે આફ્રિકાથી હિંદ આવ્યા ત્યારે અનુભવે અને ઉમરે રેવાશંકરભાઈ તેમનાથી મોટા હોવાથી વડિલ ગણાય એટલે એમણે ગાંધીજીને ઢેઢ સ્પર્શ વગેરે બાબતમાં કેટલીક કિંમતી સલાહ આપેલી હતી. જોકે પાછળથી તેઓ ગાંધીજીના મતના થઇ વર્તે છે એથી મારે અને શેઠ રેવાશંકરભાઇને કવચિત્ કવચિત દેશસેવાની કાર્ય પદ્ધતિ સંબંધમાં મતભેદ થાય છે છતાં તેઓશ્રી એટલા દેશહિતેચ્છુ હ્રદયના છે કે પ્રસંગમાં આવનાર કોઇને કદી અસંતોષ થાય તેમ વર્તે નહિ તો પછી સ્નેહીવર્ગને અપ્રસન્ન કેમ કરે ! આવા ઉપયોગી આત્મા દીર્ઘકાળ જીવી ધર્મને માર્ગે દેશની સેવા કરી વિશેષ યશસ્વી જીવન ગાળે એજ પ્રભુ પાસે પ્રાર્થના છે.



# સત્યાગ્રહ.

૪૫

"યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે" એ કવિવર નર્મદના વાક્યનું સ્મરણ કરી ગાંધીજીની સરદારી નીચે બ્યુરોક્રસી–આપખુદી સત્તાને અળસાવવા સત્યાગ્રહની વીર હાકમાં વિશ્વાસ રાખી અમો પ્રાયઃ ૭૦૦ સત્યાગ્રહીઓ દેશના અર્થે બળિદાન આપવા તૈયાર થયા. આ વખતે ગાંધીજી સાથે ધાર્મિક બાબતમાં મતભેદ હતો પરંતુ જે બાબત તેનાથી નિરાળી છે અને જેમાં સહમત હોઇએ તેમાં ભળવામાં કોઇ પ્રકારે પાછું પડવું ન જોઇએ, એમ વિચારી બાળબચ્ચાંને કાઠિયાવાડ–વતન મોકલી, વ્યવહાર સમેટી, મિત્રોને આવશ્યક ભળામણ કરી સરકારી કાયદાકાનુન તોડવાની કૂચ કરી. આ વખતના ઉત્સાહનું શું પૂછવું ! લોકોને આગેવાનોએ તીવ્ર હૃદયભેદક ભાષણો કરી એટલા તો આવેશમાં આણી મૂકયા હતા કે આ ક્ષુબ્ધ જનસમૂહ જો તેનું મન સંતોષ પમાડવામાં ન આવે તો કાંઇનું કાંઈ કરી દેશે તેવી દહેસત લાગતી હતી. આ વખતે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો અને હોઈ પણ ન શકે કે સેના નાયકની હાક સિંહની નહિ કિંતુ શિયાળ બકરાની હશે ! સેના નાયક વીર પૃથુરાજ કે સમરસિંહ નથી કે કાંતો વિજય કરી જંપશે નહિતર યુદ્ધભૂમિમાં દેહ ખપાવી દેશે. જો લોકોને એવી કલ્પના થઇ હતે તો પ્રથમથી કાયરની આગેવાની સ્વીકારે જ કોણ ! અર્થાત્ ચળવળમાં સામેલ જ કોઈ ન થાત.

લોકો તો એમ સમજયા હતા કે સરકાર માબાપને પાંત્રીશ

પાંત્રીશ વર્ષ થયા વિનતિ કરી કે અમારા દુઃખ ઓછા કરો ને અમારા હક્ક આપો પણ સ્વાર્થી બહેરા કાનોને તેની કિંચિત્ માત્ર અસર થઈ નહિ એટલું જ નહિ પરંતુ ઉલટો તેણે લોકોના દુઃખમાં વધારો કરી દાઝયા ઉપર ડામ દીધો. જાતિ રક્ષણ માટે હથિયાર પ્રજાથી રાખી ન શકાય, રેલ્વેનો બોજો પક્ષપાત અને અન્યાય સહેવા, શિક્ષણ મન માન્યું ન મળે, હરીફાઈ અને કરથી વેપાર વાણિજ્યનું નષ્ટ કરી નાંખવું, ગાયો અને ઢોરોની બેસુમાર કતલ, મન માન્યા કાયદા અને કર નાંખવા, દારૂ,. માંસ, જુગાર, સટ્ટો, વ્યભિચાર કરનારને છૂટ, ન્યાય ન મળે, ઉંચા હોદ્દા દેશીઓને ન મળે, પરદેશમાં હિંદીઓનું અપમાન તિરસ્કાર થાય, ગુલામી કરાવે, સાચું લખવા બોલવાની છૂટ ન મળે; અને એ બધું છતાં ઓછામાં પૂરૂં રોલેટ એકટ-કાળો કાયદો ઘડી કર્યું એટલે હવે કાં તો આ બધા જુલમો દૂર કરી લોકોના પ્રતિનિધિઓના હાથમાં સત્તા-સ્વરાજ્ય સરકાર આપી દે નહિતર મરીને પણ લેશું એવા નિશ્ચયપર આવી લોકોએ સત્યાગ્રહ શરૂ કર્યો. આ સત્યાગ્રહમાં અહિંસાના ઓઠા સિવાય બીજી ઢેઠ રેંટીયાની શરત રાખવામાં આવી નહોતી. અહિંસાની વાત તો લોકો માત્ર મોઢેથી કરતા. કાયદો તોડતાં તથા કર ન ભરતાં જો ધાર્યું ન થાય તો છેવટ અહિંસાને છાપરે મૂકી જે માર્ગે હેતુ સિદ્ધ થાય તે ઉપાય લેવા એવું ઘણાનું માનવું હતું. શરૂથીજ અહિંસાનું બહાનું જો બતાવવામાં ન આવે તો નોકરશાહી ચળવળ આગળ વધવા ન દે એવી ભીતિ રાખવામાં આવતી. બોરીબંદર સામેના મેદાનમાં સત્યાગ્રહીઓને સોલ્જરોની માફક પરેડ કરાવવામાં આવતી.

સેનાનાયક ગાંધી અને શૌકતઅલી વગેરે એમ કહેતા કે લડવાના બે માર્ગ છે; એક શસ્ત્રથી અને બીજો શસ્ત્ર ન હોય તો સત્યાગ્રહથી. આપરથી સ્પષ્ટ માની શકાય કે શસ્ત્રના અભાવે અહિંસાત્મક લડાઈ છે પરંતુ વાસ્તવમાં હિંસા અહિંસાનો ભેદ રાજદ્વારી લડતમાં હોય નહિ અને અદ્યાપિ નહોતો.

પરંતુ અફસોસ! રણસંગ્રામમાં લશ્કર ઉતર્યા પછી સેનાનાયક ગાંધી પકડાયા. લોકોએ પોતાના વહાલા સેનાપતિને છોડાવવા સખત રોષ બતાવ્યો. મુંબઇમાં ટ્રામોની ખુવારી થઇ, અમદાવાદમાં ઓફિસો બાળી શહેરનો કબજો લેવાયો. વીરમગામ નડીઆદ વગેરે સ્થળે હુલ્લડ થવા ઉપરાંત રેલપાટા પણ ઉખડી ગયા. આખા દેશમાં હડતાલ પડી એટલે ચતુર સરકાર તુરત ચેતી ગઇ. તત્કાળ લોક સમુદાયના પ્રચંડ કોપને આધીન થઇ તે શમાવવા ગાંધીજીને મુંબઇમાં લાવી છોડી મૂક્યા. લોકોએ પોતાના પ્રયાસને સફળતા મળેલી જોઈ આગેવાનોને વધાવી લીધા. રાત્રે ચોપાટી ઉપર લાખો માણસની મીટીંગ થઇ. લોકોના ઉત્સાહ અને ભોગના બદલામાં સેનાનાયકે કહ્યું: તમો ઘણા બેવકૂફ છો, તમોએ તોફાન કરી, ટ્રામો તોડી. તેમ તમે લોકોએ અમદાવાદમાં હુલ્લડ કરી મને પારાવાર દુ:ખ ઉત્પન્ન કર્યું છે. આથી તમે મને ખંજર લઇને માર્યું હોત તો મને ઠીક પડત. હવે હું સરકાર સામે સત્યાગ્રહ ન કરતાં તમારી સામેજ કરીશ. પરણી લાવેલ નવી કામાતુર જુવાન સ્ત્રીને જેમ તેનો પતિ કહે કે હુ નપુંસક છું તું છાનીમાની સૂઇ જા અને તેથી જેમ તેના વેગ તમામ અટકી હૃદયમાં નિરાશા, ખેદ, અગ્નિ પ્રકટે તેમ શરૂઆતમાંજ ગાંધીજીએ મંગળાચરણ કરી અમદાવાદ પ્રયાણ કર્યું.

અમદાવાદ જઇને પણ એવુંજ કહેવા ઉપરાંત તમારામાંથી કેળવાયલાઓએ આ હુલ્લડ પદ્ધતિસર કરાવ્યું છે, એના નામ હું જાણું છું. તમો હુલ્લડખોરોમાં જેની પાસે હથિયાર હોય તે પાછા સરકારને સુપ્રત કરો અને આઠ આનાનો દંડ ભરી આપો. તમારા આ ગુન્હા બદલ હું ઉપવાસ કરી પ્રાયશ્ચિત્ત કરીશ. આવા વાક્યોથી લોકોમાં કેટલી માઠી અસર થઈ! ચળવળ છૂંદાઇ ગઇ, નોકરશાહીએ મદોન્મત્ત થઇ જુલમ કર્યા તથા કર બેસાડયા જેની અમદાવાદ મુંબઇ વીરમગામના કર ભરનારા અને ભોગ થયેલાને બરાબર માહિતી છે. જેમ અમદાવાદ–મુંબઇમાં તોફાન થયા તેમ દિલ્હી લાહોર અમૃતસરમાં પણ થયા. અમૃતસરમાં તો સેંકડો નિરપરાધી સ્ત્રી બાળકો ઝલીયાનવાળા બાગની કતલથી રેંસાઇ ગયા; છતાંએ ડાયરશાહી અમાનુષી કતલમાં પણ ગાંધીને લોકોના દોષનીજ ગંધ આવી! ડાયરશાહી કતલ થયા પછી આખા પંજાબમાં ભયંકર ત્રાસ અધિકારીઓએ વર્તાવવા માંડયો. તમામ મુખ્ય મુખ્ય આગેવાનોને પકડી, તેઓની મિલકત જપ્ત કરી, લોકોને ઉઘાડે શરીરે ચુનો ચોપડી ફટકા માર્યા, પેટે ચલાવ્યા, નાકની દાંડી જમીન સાથે ઘસડાવી, મળ મૂત્રના કુવામાંથી પાણી પાયું, બાળકોને ઉઘાડે પગે તડકામાં સોળ સોળ માઇલ ચલાવ્યા, આકાશમાંથી લોકોના ટોળાપર બોંબ ફેંકાયા વગેરે બન્યું; એથી તો ઉલટું ગાંધીજીએ તાબડતોબ અમારી સત્યાગ્રહીઓની સભા મુંબઇ–હીરાબાગમાં બોલાવી કહ્યું કે જયાં સૂધી દેશમાં શાન્તિ નહિ ફેલાય ત્યાં સૂધી ગવર્નર અને ચંદાવરકરના કહેવાથી સત્યાગ્રહ મુલત્વી રાખું છું. આ વાકય શ્રવણ કરી મેં

ગાંધીજીને ઘણા પ્રશ્નોત્તર કર્યા કે સત્યાગ્રહ બંધ કરતા પહેલા પ્રથમ તો તમારે ગવર્નર ચંદાવરકરને બાજુએ મૂકી અમારી સલાહ લેવી જોઇએ. યુદ્ધમાં સદાકાળ શાન્તિ રહેતી નથી. યુદ્ધ શબ્દ જ ખુદ અશાન્તિસૂચક છે, તેથી કદાચ ક્યાંક છમકલું થતાં ચળવળજ બિલકુલ રોકી દેવી એ ઉચિત નથી થતું. લાલા હરકીસનલાલ જેવા સેંકડો દેશભક્ત પુરૂષોને પકડી તેની લાખો રૂપિયાની મિલકત સુદ્ધાં જપ્ત થાય અને આપણે તેની પાછળ બાળકના ખેલની જેમ નથી રમતાં કરી બેસીએ એ તો દેશદ્રોહનું પાતક ગણાય. આથી તમો દેશમાં વહેલા મોડા દેશદ્રોહી જાસુસ કે કાયર ઠરશો. લોકો તમારી પણ બીસંટ બેનરજીની માફક અવગણના કરશે વગેરે કહ્યું એટલુંજ નહિ પણ તેના ઉતારે દશબાર માણસ સમક્ષ તેને પૂછયું કે તમો આ ચળવળને અહિંસાત્મક રાખવા ઇચ્છો છો અને લોકોને તેમાં સામેલ થવા પ્રહ્લાદ, અંબરીષ, હરિશ્ચંદ્રનું દષ્ટાંત આપી આમંત્રણ કરો છો: તો શું પ્રહ્લાદ અંબરીષ હરિશ્ચંદ્રે શસ્ત્રથી યુદ્ધ નહોતા કર્યા! શત્રુઓ સાથે શું તેઓ અહિંસાત્મક રીતિથી વર્ત્યા છે? એવા પ્રશ્નોત્તરથી કંટાળી ગાંધી કહેતા કે હું એવી દલીલના ઝઘડામાં નથી પડવા માગતો. મને ઠીક લાગે છે તેમ હું પ્રયોગ કરૂં છું તમોને ઠીક લાગે તેમ તમે કરો. મેં કહ્યું, અમો એટલા આગળ વધેલા નથી તેથી તમોને બુદ્ધિમાન્ દેશ ભકત જાણીને વળગીએ છીએ. બાકી કોઇનું સાંભળવું ન હોય અને ઐતિહાસિક માર્ગ છોડી પ્રયોગ કરવો હોય તો તેત્રીશ કરોડને સાથે લઇ ન કરતાં તમારી જાતે એકલા કર્યા કરો. જ્યારે પ્રયોગમાં ફત્તેહમંદ થાવ ત્યારે લોકોને બોલાવજો, જેમ

ઝેપલીને એરોપ્લેનમાં કર્યું હતું તેમ. અત્યારે તમો જે અખતરા કરો છો તેમાં તમો સહીસલામત અને માનવંતા રહો છો જ્યારે ખરો મરો લોકોનો થાય છે. ગાંધીજીની પ્રબળ હઠ આગળ બધુંય કહેવું નકામું ગયું. સત્યાગ્રહ સૂઇ ગયો. સ્વરાજ્ય ઘેર કરવાનું કહેનાર પણ ચાલીશ હજારને લઈ છ વર્ષ જેલમાં સિધાવ્યા અને સ્વરાજ્ય ઘેર થઇ ગયું.

ખેડા જીલ્લામાં લોકોને કર નહિ ભરવાની ગાંધીજીએ સલાહ આપી એટલે સરકારે લોકોની માલમિલકત લીલામ કરી કર વસુલ કર્યો. કોઇક સાધનહીનની પાસેથીજ કર વસુલ નહિ થયો હોય અથવા ઓછો થયો હશે, બાકી લગભગ ૯૪ ટકા વસુલ કરી લીધો હતો. સરકારે મન ધાર્યું કર્યા પછી જ્યારે વરસાદનો સમય નજીક આવ્યો ત્યારે કર ન વસુલ થયો હોય તેને માફ છે એમ કહી લોકોને ખેતી કરવા-વાવવાનું કામ કરવા લલચાવ્યા; આથી ગાંધીજીએ ગયેલા માલ અને પ્રતિષ્ઠાની પરવા કર્યા વિના પોતાનો વિજય માની સત્યાગ્રહ પડયો મૂક્યો. તે પશ્ચાત્ ગાંધીજીએ ગોધરાની કોન્ફરન્સમાં અનેક હિંદુઓને ઢેઢવાડે લઇ જઇ ભ્રષ્ટ કરી અમૃતસરની કોંગ્રેસમાં જો તેમના મન ધાર્યું ન થાય તો બીજા પ્લેટફોર્મનો તેઓ આશ્રય લેશે એવી હઠયુક્ત ધમકી આપી તોપણ તેનું ધાર્યું કાંઇ થયું ન હતું. આ વખતે અમોએ નીચે પ્રમાણે તમને પત્ર લખ્યો હતોઃ—

ચાઇના બીલ્ડીંગ—ભીંડી બજાર,
મુંબઈ તા. ૨૧-૧-૧૯૨૦

**શ્રીયુત્ મોહનદાસ કરમચંદ ગાંધીની સેવામાં,**

**અમદાવાદ.**

"કોંગ્રેસ"ના મથાળા નીચે આપે જે અધિપતિની નોંધ

લખી છે તે વાંચી અત્યંત ખેદ થાય છે. આપે દેશમાં આવ્યા પછી ખેડા જીલ્લામાં સત્યાગ્રહ શરૂ કરી અધિકારીઓએ ૯૪ ટકા ખેડુતોની માલમિલકત લૂંટી મહેસુલ વસુલ કીધી તે કરવા દઇ પછી "મહેસુલ ન ભરે તેને અમો ફરજ પાડતા નથી" એવા સરકારી ફરમાનને સત્યાગ્રહની ફત્તેહ માની વર્ણાશ્રમ ધર્મની વિરૂદ્ધ ઢેઢાઓની સાથે સ્પર્શાસ્પર્શની હિલચાલ ઉપાડી હિંદુઓના મન દુઃખવ્યા. ગોરાઓના જેટલાજ હક્ક "રીક્રુટોને આપો તો જોડાઇએ" એવી લો. તિલકની દલીલ વિરૂદ્ધ તમો પોતે પ્રથમ અહિંસાને બહાને લશ્કરમાં જોડાઇ લડવાનું વખોડતા હોવા છતાં એક ગુલામની દશામાં મડદા ઉપાડવાને કે મરવાને રીક્રુટો સરકારને પૂરા પાડવા તમો તૈયાર થયા, રીક્રુટો એકઠા કરવા નિકળ્યા. કાળા કાયદા સામે સત્યાગ્રહ શરૂ કરી, કઇકના જીવ જોખમમાં નાંખી, કઇકના ઘરબાર લૂંટાવી, કાળા પાણીએ ચડાવવામાં તથા ફાંસીના લાકડે લટકાવવામાં કારણભૂત થઇ, લોકોને અનુપમ પ્રેમના બદલામાં કટુ ઝેરી અને ડંખી શબ્દોનો પ્રહાર કરી-લોકોનો ભીષણ સંહાર કરાવવામાં અગ્રભાગ ભજવી પછી એકાએક સત્યાગ્રહ પડતો મુકી, પંજાબ જવાનું માંડીવાળી, કેળવાયલા લોકોનાપર આળ ચઢાવી, ઇન્ડેમ્નિટી બીલને ટેકો આપવા નીકળ્યા એ શું આપે દેશની સેવા ઓછી બજાવી છે?

પરંતુ હજુ જાણે તેટલેથી સંતોષ ન થતાં અધૂરૂં રહી જતું હોય તેમ સમજી અમૃતસરની કોંગ્રેસમાં લોકમતની વિરૂદ્ધ સુધારાના ઠરાવમાં તથા લોકોના ટોળાએ મારફાડ કરી માની તેનો તિરસ્કાર બતાવવાનો ઠરાવ કરાવવામાં ખૂબ પાઠ

ભજવી, છેવટે તમારા તંત્રીપણા નીચે પ્રકટ થતાં પત્રમાં કોંગ્રેસના સમગ્ર કામને નિંદી, માત્ર તમારૂં કહ્યું થયું તેટલુંજ ઉત્તમ અને બાકીના બધા ઠરાવો કોંગ્રેસે મૂર્ખાઇભર્યા કર્યા છે એમ જણાવવાની જે હિમાયત કરો છો તે વાંચી લોકો તમારા પ્રત્યે ખેદ અને તિરસ્કાર દર્શાવી રહ્યા છે કે ગાંધીજી તે પ્રજાનો મિત્ર કે શત્રુ? (તમે) સત્યાગ્રહી છો કે રાજનીતિ અને વ્યવહાર કુશળતાના જ્ઞાનવિનાના અઠંગ દુરાગ્રહી! બળતે હૃદયે પૂર્વના પૂજ્યભાવને સ્મરણમાં લાવી લખું છું કે આ પત્ર વાંચીને તમારી કાર્ય પદ્ધતિમાં ફેરફાર થાય તો તે તમોને તથા લોકોને એમ ઉભયને અત્યંત લાભકારી થશે; પણ હું માનું છું કે તેમ થવું અશક્ય છે; કારણ કે "જીદ્દી માણસ ઠોકર ખાધા વિના ઠેકાણે આવે નહિ" તદ્દવત્ તમારૂં છે, છતાં વાંચી વિચારશો તોપણ સંતોષ માનીશ. સર્વત્ર લોકો એમ કહે છે કે હવે ગાંધીજી રાજદ્વારી ક્ષેત્રમાં કામ કરવાને લાયક નથી. જો તેઓ લોકોનું અને પોતાનું ખરૂં શ્રેય ઇચ્છતા હોય તો મુનિ સાધુના અપાસરા કે મઠમાં બેસી મૌનનું સેવન કરી ઇશ્વર સ્મરણ કરે તો તે તેમના તરફની મોટામાં મોટી દેશસેવા થયેલી લેખાશે.

લી. **સેવક નારણજી પુરૂષોત્તમ સાંગાણીના પ્રણામ.**

ઉપરનો પત્ર ગાંધીજીએ નવજીવનમાં તા. ૨૫-૧-૨૦ રવિવારના અંકમાં છાપી તેની નીચે "**પાટેથી ઉતર્યા**" એ મથાળા નીચે ઉત્તર વાળ્યો છે અને તેમાં મારા દરેક મુદ્દાને અર્ધસત્ય તરીકે સ્વીકારી પોતા માટે લુલો બચાવ કર્યો છે.

"દુનિયા ઝુકતી હૈ ઝુકાને વાલા ચાહીએ" એ નિયમે

ગાંધીએ ખીલાફત અને સ્વરાજ્યની ચળવળ અતિ વેગથી ઉપાડી તેમાં અકારણ હિંદુ ધર્મ શાસ્ત્રોને તથા ઋષિમુનિઓને નિંદવા માંડયા એટલુંજ નહિ પણ જગદ્‌ગુરૂ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય જેવા ધર્મોદ્ધારક પુરૂષને પણ ઢેઢ સ્પર્શની હિમાયતમાં તેનો શિષ્ય કાલેલકર, નવજીવન પત્રમાં ઢેઢથી ઉતરતા ચિતરવા લાગ્યો ત્યારે પણ નીચે પ્રમાણે રજીસ્ટર પત્ર લખી ગાંધીજીનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું:—

ચાઇના બીલ્ડીંગ-ભીંડી બજાર,
મુંબઇ, સંવત ૧૯૭૬ કાર્તિક વદિ ૦)) શુક્રવાર.

શ્રીયુત્ મોહનદાસ કરમચંદ ગાંધી,
અધિપતિ "નવજીવન" અમદાવાદ.

વિનતિ સાથ લખવાનું કે ચાર વર્ષ પૂર્વે મને આપનામાં શ્રદ્ધા અને આશા હતી કે તમો એવે પ્રકારે કાર્ય કરશો કે જેથી દેશનું કંઇક અંશે કલ્યાણ થાય; પરંતુ તમારા હાથે એક પછી એક એવા કાર્ય થતાં જોઇ મને પૂર્ણ ભય રહે છે કે તમો તમારી હયાતીમાં દેશનું અત્યંત વિપરીત કરી જશો.

સત્યાગ્રહમાં લોકોને કડવો અનુભવ મળ્યા પછી લોકો ભાગ્યેજ તમારો સાથ પકડત; પરંતુ તમોએ એક વખત મોરારજી ગોકળદાસ હોલમાં ભાષણ કરતાં કહ્યું હતું તેમ તમારા મગજમાં જડીબૂટીઓ ભરેલી છે અને તે ઇચ્છામાં આવે ત્યારે ફેંકતા આવો છો. અંગ્રેજોના અત્યાચારોથી હિંદીઓ કયારનાય ક્ષુબ્ધ તો થઇ રહ્યા હતા. જે વખતે સ્વરાજ્ય અને વંદેમાતરમ્ શબ્દો બોલવામાં ગુન્હો મનાતો તે વખતે લોકોનું હિત હૈડે ધરી

જીવના જોખમે પણ કુશળતાથી લડત ચલાવનાર વીરકેસરી લોકમાન્ય તિલકજ હતા. અનેક આપત્તિઓ સહન કરી જે ભૂમિ ખેડી તેમણે તૈયાર કરી તેમાં તમો અસહકાર કરવા નીકળ્યા છો તેથી તેનો આદર થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી; પરંતુ એટલું સ્મરણમાં રાખજો કે, ત્રીશ વર્ષના સરકાર સાથના તમો સહકારી, એક વખત દૂધને માંસ કહી પોતેજ ખાનારા, સ્વપત્ની સાથે અનેક વર્ષો સૂધી ગ્રહસ્થાશ્રમ ચલાવી અનેક સંતાન ઉત્પન્ન કર્યા પછી પોતાની પત્નીને માતા તૂલ્ય ગણીને પ્રકૃતિની વિરૂદ્ધ લોકોને બ્રહ્મચર્ય પાળવાનો ઉપદેશ કરનારા, હથિયાર ઝાલવામાં હિંસા થાય છે અને હોમ રૂલ લીગ દેશને લાભકારી નથી એવું કહેનારા તમો રીક્રુટ બનાવવા નીકળ્યા અને પાછળથી તેજ હોમ રૂલ લીગના પ્રમુખ થઇ બેઠા, કોંગ્રેસની આજ્ઞા કરતાં સદસદ્ વિવેકબુદ્ધિ અને અંતઃકરણના અવાજનો સંદેશો લઇ ફરનારા, કેળવાયલા ઉપર આળ ચઢાવી ઈન્ડેમ્નિટી બીલને અનુમોદન આપનારા તમો કયારે રણક્ષેત્રમાંથી છટકી જઇ આશ્રમમાં ભરાઈ બેસશો એ વિશે સમજુ લોકો બીલકુલ શંકાશીલ છે; એટલુંજ નહિ પરંતુ તમો એવા દુરાગ્રહી છો કે તમો એકજ દુનિયામાં માણસ છો અને અક્કલ ધરાવો છો અને બાકી તેત્રીશ કરોડ (હિંદીઓ) મનુષ્યો પશુ હોય તેમ તેઓની અવગણના કરી અરે! કોંગ્રેસના અને હોમ રૂલ લીગના બુદ્ધિમાન આગેવાનોનો તિરસ્કાર કરી દેશની સેવા કરતાં તેઓને અટકાવ્યા એટલે હવે તમો એકલા કપટી અને કરાળ દુશ્મનો સામે અવ્યવહારૂ માર્ગ વડે લડવામાં કેટલો વખત ટકી શકશો? એ એક પ્રશ્ન થઇ પડયો છે. કદી તમો એમ માનતા હશો કે હું

તો જ્યાં જાઉંછું ત્યાં લોકો ઘેરી વળી મારૂં કહેવું સાંભળે છે એટલે કે મને ફત્તેહ મળે છે તેનું કેમ! તો તેનું કારણએ છે કે અત્યારે તો નોકરશાહીએ એવા અને એટલા ક્રૂરતા ભર્યા જુલમો હિંદપર કર્યા છે કે જેથી પ્રજા પગથી તે માથા સૂધી તેનો પગદંડો ઉખેડવાને માટે પ્રજ્વલીત થઇ બેઠી છે તેથી તમો તો શું પણ કોઇ કુતરૂં આવીને તેની સામે ભસે તોય તેનો વરઘોડો કાઢી માન આપે તેમ છે.

હવે હું આ પત્ર લખવાના ખાસ પ્રયોજન તરફ આવું છું. તમો રાજદ્વારી હિલચાલમાં પ્રથમથી જોડાયા છો અને તમોને જેમ સૂઝે છે તેમ તમો કર્યા કરો છો પરંતુ તે સાથે જે વિષય તમારો નથી, જેની તમોને લેશ માત્ર ગંધ નથી; તે સાંસારિક અને ધાર્મિક વિષયને સાથે સાથે સંડોવાવી શા માટે લોકોના હૃદય વિંધો છો! એ સમજી શકાતું નથી. તમો આત્મગત વિચાર કરશો તો તમોને જણાશે કે એક વખત યુવક પણામાં તમો માંસાહાર કરતાં, વિલાયતમાં બારીસ્ટરો સાથે બાઈબલ શીખીને આવેલા તેથી તેના સિદ્ધાંત પર મોહી પડી આફ્રિકાથી ખ્રિસ્ત ધર્મની દિક્ષા લેવાની અણીપર હતા પણ સુદૈવે કે દુર્દૈવે શ્રીમદ્ રાજચંદ્ર નામના એક જૈન સાધુએ શ્રીમદ્ ભગવદ્‌ગીતા યોગવાસિષ્ઠ અને મનુસ્મૃતિ જેવા અદ્વિતીય ધર્મગ્રંથોની મહત્તા કહી રોકી રાખ્યા હતા, તેજ તમો અત્યારે હિંદુ ધર્મના રીતરિવાજ અને શાસ્ત્રોને સેતાન કહી વગોવો છો અને અંત્યજોનો સ્પર્શ કરવાનો અવિચારી ઉપદેશ આપો છો એ કેટલી બધી મૂર્ખતા? આપણા દેશમાં રાગદ્વેષરહિત અને જીવન મુક્તની દશાએ પહોંચેલા વસિષ્ઠ જનક યાજ્ઞવલ્કય અને

શુકદેવજીજ મહાત્મા કહેવાતા પણ હમણા કલિયુગમાં રાગદ્વેષથી ભરેલા, પોતાની મેળે કિંવા એક છાપાવાળાના અથવા એક અનુયાયીના કહેવાથી બનેલા તમો મહાતમા, નરસિંહ મહેતાનું-દ્રષ્ટાંત આપી અંત્યજોના સ્પર્શની હિમાયત કરો છો; પરંતુ હું તમોને પૂછું છું કે નરસિંહ મહેતાએ જેમ અનન્ય પ્રભુભક્તિ કરી આત્મસાક્ષાત્કાર કર્યો હતો અને માયાતીત થયા હતા તેમ તમે થયા છો કે? નરસિંહ મહેતા જીવન મુક્ત દશામાં કવચિત્ ઢેઢને ત્યાં ગયા હશે પણ તેમણે ઢેઢાઓના સ્પર્શની કદી હિમાયત કરેલી જોવામાં આવતી નથી. નરસિંહ મહેતા જીવન મુક્ત દશામાં હતા તો પણ ઢેઢાઓનો સંસર્ગ કર્યા બદલ નાગરોએ તેને નાત બહારની શિક્ષા કરી હતી એનો ખ્યાલ તમોને કયાંથીજ હોય ?

તમો તો હિંદુધર્મ શાસ્ત્રોને અને આચાર્યોને શયતાન અને પાખંડી કહી રહ્યા છો પણ "ગુરૂસે ચેલા આકરા" એ ન્યાયે તમારો એક અંધ અનુયાયી કાલેલકર ગયા બુધવારના નવજીવનમાં એટલી હદ ઓળંગાવી શ્રીમદ્ શંકરાચાર્યજી કે જેના આદ્ય ગુરૂએ ભારતવર્ષને સજીવન કર્યું છે તેનેજ ખરા અંત્યજ કહેવાની ધૃષ્ટતા બતાવે છે. આ ઉપરથી એમ પ્રતીત થાય છે કે જેમ પૂર્વકાળમાં હિંદમાં "ચાર્વાક" જેવા પાખંડી અને નાસ્તિક જન્મી લય પામ્યા હતા તેમ તમો બીજા "ચાર્વાક" રૂપે અવતાર ધરી તમારાજ જેવા વિચારની પાખંડી મંડળી ઉભી કરી હિંદને કનડવાના છો પણ સ્મરણમાં રાખજો કે તેમ કરતાં તમારી દુર્ગતિ થશે અને ભારતવર્ષ તો જેમનો તેમ અવિચળ રહેશે.

મને તમારા પ્રત્યે રાગદ્વેષ નથી. મને પણ ધર્મની અને દેશ-

ની દાઝ રગેરગ વ્યાપી રહેલી છે અને તેથીજ આ પત્ર તમોને લખવા પ્રેરાઉં છું જો તમો કાંઇક વિચારી કર્તવ્યમાં પરિવર્તન કરો તો; કારણ કે તેમ થયે દેશની ઐક્યતા અને સ્વતંત્રતા બહુ સહેલથી સધાય તેમ છે, જેમ મહારાણા પ્રતાપ, શિવાજી મહારાજ અને લોકમાન્ય તિલકે પવિત્રતા જાળવી કામ કર્યું હતું તેમ. મને ઈશ્વર સિવાય કોઇનો ડર નથી એટલે તમારો કે બીજાઓનો તો ક્યાંથીજ હોય! તેથી નનામો પત્ર લખનારને તમો જેમ ધિક્કારો છો તેમ હું પણ નાપસંદ કરૂં છું. હવે જો તમારામાં હિમત અને સદ્‌બુદ્ધિ હોય તો સંભાળથી આ પત્ર વાંચી સદુપયોગ કરજો.

લી. સેવક,

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી**

ના વંદેમાતરમ.

આ અને આ ઉપરાંત બીજા ઘણાએ પત્રો રજીસ્ટર કરી મોકલાવ્યા હતા છતાં ખાનગી કે જાહેરમાં ગાંધીજીએ એકયનો ઉત્તર વાળ્યો નથી.

## સ્વરાજ્ય પ્રવૃત્તિ.

૪૬

विष्णुर्वरिष्ठो देवानां ह्रदानामुदधिर्यथा ।
नदीनाञ्च यथा गङ्गा पर्वतानां हिमालयः ॥
अश्वत्थः सर्ववृक्षाणां राज्ञामिन्द्रो यथा वरः
तथा श्रेष्ठा कर्म भूमिर्भूमौ भारत मण्डलम् ॥

સર્વ સાધારણ કહેવત છે કે આપ મુવા વિના સ્વર્ગે ન જવાય તદ્વત્ કોઇના ઉપર વિશેષ આધાર રાખવા કરતાં અમારી શક્તિ અનુસાર અમોએ પોતાનું કર્તવ્ય સમજી સ્વરાજયની સ્વતંત્ર ચળવળ ચાલુ કરી. ગાંધીજીએ પણ યુક્તિ પ્રયુક્તિ કામે લગાડી સત્યાગ્રહ પડતો મૂકી ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવી લીધી; અર્થાત તેણે સત્યાગ્રહ રૂપી ભૂત મારી અસહકારરૂપી પિશાચ ખડો કરી દીધો; છતાં લોકમાન્ય તિલક જેવા નિપુણ રાજનીતિજ્ઞ પુરૂષની હયાતી હતી એટલે તેનું ઝાઝું ગપ ચાલતું નહોતું. સરકારે મેસોપોટેમીઆની લડાઈમાં સેવા કરવા માટે રીક્રુટ માગ્યા ત્યારે અહિંસાના મૂર્તિમંત અવતાર ગાંધીજીએ અહિંસાને આકાશમાં ઉરાડી વિના શરતે રીક્રુટ પૂરા પાડવા મથન કર્યું પછી ભલે તેઓ તાલીમ વિનાના હિંદીઓ વિનામોતે મરે કિંવા મુડદાં ઉપાડી સોલ્જરોની સારવાર કરે. તિલક મહારાજે તો લોકોનું રક્ષણ થાય અને હક્ક મળે તેવી શરતો સરકાર કબુલ કરે તોજ રીક્રુટ તરીકે હિંદીઓએ નામ નોંધાવવું

એમ ખુલ્લે ખુલ્લી હિમાયત કરી એથી ગાંધીએ રીક્રુટ મેળવવા તનતોડ મહેનત કરી તો પણ તેને કોઇ મળ્યું નહોતું.

લોકમાન્ય તિલકની કારકીર્દિ જોઇ તેઓ એક બુદ્ધિશાળી સાચા અને નિડર દેશભક્ત માત્ર વિદ્યમાન છે એમ અમારી ખાત્રી થઇ હતી. તેમને શાસ્ત્ર તથા ઇતિહાસનું અગાધ જ્ઞાન હતું. તેઓ સ્વબળ અને પરબળની તુલના કરી જેમાં કદી પણ ખત્તા ખાવી ન પડે તેવું પગલું ભરતાં. હિંદુ જાતિ અને ધર્મને પૃથ્વીપર સજીવન રાખનાર પ્રાંતઃ સ્મરણીય શિવાજી મહારાજની વીર ભૂમિમાં જન્મ પામી તેના માર્ગનું "સ્વરાજ્ય" એ મારો જન્મ સિદ્ધ હક્ક છે અને તે હું ગમે તે પ્રયત્ને લઇશ આવા મુદ્રાલેખથી અવલંબન કરી ધસારો કરનાર વિચક્ષણ બુદ્ધિ પ્રજા નાયક લોક માન્ય તિલક માટે લોકોને અસાધારણ માન હતું. અમોને પણ લોકમાન્ય પ્રત્યે પ્રથમથીજ માન હતું એવામાં હોમરૂલની ચળવળ શરૂ થતાં વારંવાર તેમના દર્શન સમાગમનો લાભ મળતો એટલે વિશેષ આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ. મારે કાર્ય પ્રસંગે બિરાર જવાનું થતાં જબલપુરના કસાઇખાનાની વાત સાંભળી એટલે તે સામે ગૌરક્ષણની પ્રથમ સભા આકોલામાં ભરી કસાઇખાનાનો નિષેધ કર્યો બાદ સ્વરાજ્ય ઉપર આકોલામાં નવ વ્યાખ્યાન આપ્યા. સ્વરાજ્ય સાથે સ્વદેશી અને બોયકોટ, રાષ્ટ્રીય શિક્ષણ, વોલન્ટીઅર મંડળની લાઇબ્રેરી સાથે સ્થાપના, વ્યસન ત્યાગ વગેરેની પણ ખૂબ હિમાયત કરી. આકોલામાં થયેલા અત્યંત તીવ્ર વ્યાખ્યાનોની ખબર આસપાસના શહેર ગામોમાં પડતાં હજારો લોકો સાંભળવા આવવા લાગ્યા. તેમ પોતાને ગામ વ્યાખ્યાન અપાવવા એક પછી એક ગામવાળાઓએ

પણ આમંત્રણ મોકલાવ્યા. પ્રથમ આકોલાથી ખાસીમ, આકોટ, ઉમરાવતી, આર્વી, મુર્તિજાપુર, પુલગામ વગેરે સ્થળે એક માસ સચોટ અને દલીલપુરઃસર વ્યાખ્યાનો થયા એટલે બિરાર એકદમ જાગ્રત્ થઇ ગયું. ડિટેક્ટીવ અને ઇન્સ્પેક્ટરોનો ધંધો દેશસેવા કરનારાઓને પજવવાનો સુપ્રત થયેલો છે તે તેમણે ચાલુ કરી મારો પીછો પકડયો; પરંતુ તેની લવલેશ દરકાર ન કરતાં પ્રવૃત્તિ ચાલુ રાખી. બાદ જરીઆમાં ત્રણ ભાષણો આપી રાણીગંજમાં ભાષણ આપી લાઇબ્રેરી ખોલી ત્યાંથી કલકત્તા ગયો.

કલકત્તામાં સ્પેશીયલ કોંગ્રેસ લાલા લજપતરાયના પ્રમુખપદે ભરાવાની હતી. લોકોમાં સ્વરાજ્ય હસ્તગત કરવા માટે પ્રબળ આકાંક્ષા ઉદ્ભવી હતી; પરંતુ કાળની ગતિ કોણ કળી શકે એમ છે! આવતી કાલે સવારે શ્રીરામના રાજ્યાભિષેકની સકળ લોક સુખવર્ધક ક્રિયા થવાની હતી તેને બદલે વનવાસ પ્રતિ ગમન થતાં વિશ્વવ્યાપી શોક વ્યાપી જશે એ કોણ જાણતું હતું! જે સૂત્રધારના આધારે સેના રણસંગ્રામમાં અભેદ વ્યુહ રચી કૂચ કરવાની હતી તે સૂત્રધાર લોકમાન્ય તિલક પરલોકવાસી થયા તેને માટે આખા દેશે અશ્રુપાત કર્યો. ઇતિહાસમાં એક ભગવાન શ્રીરામચંદ્રજીની પાછળ આખા દેશે વિલાપ કર્યાનું સંભળાય છે, બીજા કોઇ મનુષ્ય માટે સંભળાયું નથી; તે લોકમાન્ય તિલકની પાછળ બન્યું. સન ૧૯૨૦ ના આગસ્ટમાં જયારે લોકમાન્ય માટે શોક પ્રકટ કરનારી સભાઓ એક તરફથી થાય છે ત્યારે ગાંધીજી મળેલી તકનો લાભ લઈ અમેરિકાથી તાજેતરમાં હિંદ આવી માન પામેલા લાલાજીનું નામ આપી ખીલાફત અને જલીઆનવાળા બાગના કારણો બતાવી;

સ્કૂલો, કાઉન્સીલો, વકીલાત, કોર્ટ, ટાઇટલ બોયકોટ કરવાનું કહી રહ્યા હતા. "કોંગ્રેસના કોઇ પણ નિર્ણય સિવાય અમુક પ્રકારની મનસ્વી હિમાયત કરવાને બદલે સ્પેશ્યલ કોંગ્રેસ સૂધી થોભો" એવી મતલબનો તાર ખંડવાથી પંડિત માલવિયાજીએ ગાંધીજીને કલીકટ કર્યો પણ ગાંધીજીને કયાં કોંગ્રેસની પરવા હતી? તેને ખાત્રી હતી કે જો હું અગાઉથી લોકોને નહિ બહેકાવું તો કોંગ્રેસમાં જરૂર પાછો પડીશ તેથી તેણે માલવિયાજીને જવાબ વાળ્યો કે "હું તો મારૂં અંતઃકરણ—સદ્સદ્ વિવેકબુદ્ધિની પ્રેરણા પ્રમાણે ચાલું છું. કોંગ્રેસ ગમે તે નિર્ણય આપે તેની સાથે હું બંધાયો નથી." બેબાકળા લોકો ગાંધી મહાતમાની જે બોલવતા, અલ્લાહો અકબરની બાંગ પોકારતા કલકત્તામાં એકઠા થયા. કોંગ્રેસના રાષ્ટ્રીય વાદી દેશભકતોઃ દાસ, પાલ, આયર, સત્યમૂર્તિ, લાલા, પટેલ, ખાપર્ડે, કેલકર, ઝીણા, માલવિયાજી, બેપ્ટીસ્ટા વગેરે પણ અત્યંત ઉત્સાહપૂર્વક સ્વરાજ્યની ચળવળમાં લોકોને કેળવી, અસહકારની ભૂમિકા ખેડી કોંગ્રેસમાં હાજર થયા હતા.

બન્ને પ્રમુખોના ભાષણો થઇ ગયા પછી અસહકારનો ઠરાવ સબજેકટસ કમિટીમાં ખૂબ ચર્ચાયો. તેના પર કઇક સુધારા મૂકાયા. ગરમાગરમ ચર્ચા થઈ છતાં કોઇ નિર્ણય પર નેતાઓ ન આવી શકયા ત્યારે ગાંધીજીએ ભર કોંગ્રેસમાં પોતાનો ઠરાવ મૂકયો અને તેની સામે બાબુ બીપીનચંદ્ર પાલે સુધારો મૂકયો જેને દાસ પટેલ ઝીણા વગેરે તમામ દેશભકતે ટેકો આપ્યો. લોકો તો સ્વરાજ્ય અને સ્વરાજ્યના માર્ગો વિશે બિલકુલ અજ્ઞાનતાજ ધરાવે છે. એથી ગાંધીજી બહુ સાદા અને ભોગ આપી કામ

કરનારા મહાત્મા છે માટે આપણે તેનેજ મત આપવો જોઇએ, એવો જાડી બુદ્ધિનો નિર્ણય કરી મત આપ્યો કે નિશાળ ધારાસભા વકીલાત ન જોઇએ. ગાંધીજીનો ઠરાવ પાસ થતાંજ સ્વરાજ્ય મળી જશે એવું એવું બોલી, ઘોંઘાટ કરી મૂકી કેટલાકોએ ચાલતી પકડી એટલે બીજે દહાડે પોલ મંગાયા. જેમ પ્રો. રામમૂર્તિ નાયડુ અને બીજાઓએ લોકોને આગ્રહ કરી કરીને ગાંધીને મત આપવા ભળામણ કરી તેમ કેટલાકે હેન્ડબીલ વહેંચી ગાંધીનેજ મત આપવા આગ્રહ કર્યો. છેવટે મત સંખ્યા ગણાતા અજ્ઞાન અંધ અનુયાયીઓની સંખ્યા ૧૮૦૦ ની ગણાઇ ત્યારે સ્વરાજ્યની પ્રવૃત્તિ ચલાવનાર કુશળ રાજનીતિજ્ઞોના મતની સંખ્યા ફક્ત ૮૦૦ ની થતાં ગાંધીજીનો ઠરાવ પસાર થયો લેખાયો.

હવે કોંગ્રેસ ગાંધીજીને અનુકૂળ થઇ એટલે તેણે કોંગ્રેસના નામે કામ આરંભ્યું. કોંગ્રેસના ઠરાવ—આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં દેશ દ્રોહ થવાનું દર્શાવ્યું. કોંગ્રેસ કમિટીપર કાબુ મેળવી તેમાં પોતાના મતના ઘુસાડી એટલી જોસથી ચળવળ ઉપાડી કે સ્વરાજ્યના શબ્દ પાછળ ગાંડા બનેલા લોકોએ જાણે કેમ ઢાલની એકજ બાજુ હોય ! તેમ બીજા કોઇનું સાંભળ્યું સુદ્ધાં નહિ. બાબુ પાલ, ઝીણા, માલવિયાજી જેવા મહાન ચુસ્ત રાષ્ટ્રવાદી દેશ-ભક્તોનો પણ તિરસ્કાર થયો. આ અરસામાં હું પાછો જરીઆ ખિરારમાં ભાષણ આપી મુંબઈ આવ્યો અને તિલક સ્વરાજ્યસભા સ્થાપી લોકમત કેળવવા માંડયો. પ્રથમ ભાષણ રા. જમનાદાસ માધવજી મહેતા બેરીસ્ટરના પ્રમુખપદે તથા બીજું રા. હીરાલાલ

ડાહ્યાભાઈ નાણાવટી સોલીસીટરના પ્રમુખપદે આપ્યું. તિલક સ્વરાજય સભાનો ઉદ્દેશ નીચે પ્રમાણે રાખવામાં આવ્યોઃ—

૧ દેશના સર્વ પ્રકારના દુઃખો દૂર કરવાને માટે સ્વર્ગવાસી મહાન્ દેશભક્ત લોકમાન્ય બાલગંગાધર તિલક મહારાજના આદેશ અનુસાર " સંપૂર્ણ સ્વરાજય " પ્રાપ્ત કરવું.

૨ સ્વદેશીનો પ્રચાર અને વિદેશીનો બહિષ્કાર કરવો.

૩ ગામેગામ પ્રજાસંઘ, સ્વયંસેવક મંડળ અને અખાડાઓ ખોલાવવા.

૪ ગાયો એ દેશનું પવિત્ર અને પરમોપયોગી ધન છે માટે તેની સર્વ પ્રકારે રક્ષા કરવા પ્રબંધ કરવો.

૫ રાષ્ટ્રીય શિક્ષણ શાળાઓ ખોલાવવી.

૬ હુન્નર ઉદ્યોગ શાળાઓ, કારખાનાઓ અને સ્વદેશી સ્ટોરો દેશમાં સર્વત્ર ખોલાવવા યત્ન કરવો.

૭ લોકમાન્યના સ્મારક તરીકે લોકોની જ્ઞાન વૃદ્ધિ થાય તેવા પુસ્તકાલયો ખોલાવવા યત્ન કરવો.

૮ દેશની સેવાર્થે હુન્નર ઉદ્યોગ શીખવવા કે બીજી ઉપયોગી પ્રવૃત્તિ કરવા તત્પર થનાર વ્યક્તિને સ્કોલરશિપ આપી ઉત્તેજન આપવું.

૯ આખા દેશમાં દેશદાઝવાળા ઉપદેશકો મોકલી વ્યાખ્યાનો, ચર્ચા અને બીજા ઉપયોગી ઉપાયોવડે લોકોને જાગૃત અને કર્તવ્ય પરાયણ બનાવવા.

આ સભા તરફથી ભાષણો આપવા અપાવવા ઉપરાંત લોકમત સીધી દિશાએ કેળવવા માટે જાહેર વર્તમાન પત્રોમાં પણ લેખમાળા લખવી ચાલુ કરી. ગાંધીની કોંગ્રેસ સંબંધી વલણ વિશે "કોંગ્રેસ અને ગાંધીજી" એ મથાળા નીચે મનન કરવા જેવો જે લેખ પ્રસિદ્ધ કર્યો હતો તે આ પ્રમાણે છેઃ—

રાષ્ટ્રીય મહાસભાની એકત્રીશ બેઠકો થઇ ત્યાં સુધી તેમાં કોઇ જાતિનો ધાર્મિક પ્રશ્ન ચર્ચાયો ન હતો. ફક્ત પરદેશી બાઇ બીસંટ અને પરદેશી સંસ્કારથી જેઓ બાઇબલ શીખી ખ્રિસ્ત ધર્મની દિક્ષા લેવા એકવાર તૈયાર થયા હતા, એવા ગાંધીનો કોંગ્રેસમાં પ્રવેશ થતાંજ હિંદુ ધમને લગતો અંત્યજનો સવાલ કલકત્તાની કોંગ્રેસમાં હાથ ધરાયો. ગાંધીજીનો આગ્રહ, તેમનો સાદો પોષાક, માતૃભાષામાં બહુ કરી વાતચીત કરવાની ખુબી અને અધિકારીઓના પ્રતિબંધ સામે થવાની તેમની યુક્તિએ લોકોમાં મોહ ઉત્પન્ન કર્યો. પરંતુ જયારે તેઓ સરકારને રીક્રુટ પૂરા પાડવા નીકળ્યા, પંજાબમાં અધિકારીઓએ અમાનુષી જુલમો કર્યા તેમાંથી મુક્તિ મેળવવાનો કાયદો પસાર થવા વખતે આખા દેશનો વિરોધ હોવા છતાં ગાંધીજીનો ટેકો મળ્યો અને અમદાવાદમાં જે કાંઈ તોફાન થયું તેનો આરોપ કેળવાયલા વર્ગ ઉપર મૂકી ભાઇ સાહેબ સત્યાગ્રહ મુલત્વી રાખી રેંટીઓ કાંતવાનો ઉપદેશ કરવા લાગ્યા ત્યારે લોકો સમજયા કે ગાંધીજીને રાજયદ્વારી વિષયનું અલ્પ જ્ઞાન પણ નથી અને દેશ સેવા કરતાં લોકોના જાન માલ અને પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાની આવડત પણ નથી, માટે નેતા તરીકે તેમના પર વિશ્વાસ મૂકી કામ લેવામાં ભારે જોખમ છે.

લોકોને સત્યાગ્રહમાં કડવો અનુભવ મળ્યા પછી લોકમાન્ય તિલક જેવા પ્રૌઢ અને સ્થિર બુદ્ધિના આગેવાન સિવાય કોઇ અર્ધ દગ્ધનો વિશ્વાસ ન કરવો એમ સમજાયું હતું પરંતુ આપણા દેશના લોકો બહુધા ભોળા અને ગતાનુગતિક ચાલનારા છે. દુશ્મન આવીને પણ મીઠાં વચન ઉચ્ચારે તો તેનું કહેવું સત્ય માની આગલું પાછલું ભૂલી જાય તેવા છે. સ્વરાજ્ય માટે અધીરા બનેલા અને ગોરાઓના ત્રાસથી ત્રાસી ગયેલા લોકોને ફરીથી ગાંધીજીએ અસહકારનો ઉપાય બતાવ્યો. ગામોગામ ભાષણો અને નવજીવનમાં આધકારીઓ વિરૂદ્ધ તીવ્ર લેખો પ્રકટ થતાં લોકોને પુનઃ ભાવ પ્રગટ થયો. પરંતુ તેમ થતાંની સાથેજ ઢેઢાઓના સ્પર્શની હિમાયત શરૂ કરી, અને હિંદુઓના ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ લખવા તથા બોલવા માંડયું. કોંગ્રેસ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, તમામ વર્ગના લોકો માટેની રાજ્યદ્વારી સંસ્થા છે. તેમાં મુસલમાન કે ઇતર ધર્મના લોકોના રીત રિવાજ વિષે ચર્ચા નજ થઈ શકે પણ સહનશીલ અને દ્રોહ કરનારની ઉપર પણ દયા-ક્ષમા-ઉદારતા દર્શાવનારા હિંદુઓની છેડતી શરૂ કરી. મુસલમાન ભાઇઓ કોંગ્રેસમાં સમાનપણે ભાગ લે છે છતાં તેના રાજદ્વારી પ્રશ્ન ચર્ચનારૂં "મુસ્લીમ લીગ" પણ તેમને માટે ખરૂંજ અને ધર્મના સંરક્ષણ માટે ખીલાફત કમિટી પણ ખરી; માત્ર હિંદુઓનુંજ મોટું પણ વસ્તુતઃ ખોટું જાતિ અભિમાન વિનાનું હૃદય થઈ ગયું છે કે હિંદુઓના ધર્મની રક્ષાર્થે કાંઈ કરવાનું સૂઝતું નથી. ધારાસભા કે મ્યુનિસિપાલિટી વિગેરે સંસ્થાઓમાં મુસલમાનોના અમુક પ્રતિનિધિ તો જાયજ, પણ નોન મોહમેદન

એટલે કે હિંદુઓ તરફથી હિંદુ, મુસલમાન, પારસી ગમે તે જઇ શકે છે.

અસહકારદ્વારા સ્વરાજ્યની પ્રાપ્તિ ભલે થાય. અમે પણ અસહકારીજ છીએ તે એવા કે ગાંધીજી મૂકી દે તોપણ શક્તિ અનુસાર કોઇનો ભય રાખ્યા સિવાય કામ કર્યો કરીશું; પરંતુ એટલું ભૂલાવું નહિ જોઇએ કે ધર્મ છે તો દેશ અને દુનિયા છે. ધર્મભ્રષ્ટ પ્રજા સ્વરાજ્યની કે આલોક પરલોકના સુખની ઝાંખી કરી શકતી નથી. ઇજીપ્ત, રોમ, મેસોડોનીયા એક વખત ઉન્નતિના શિખરે પહોંચેલા દેશો હતાં પરંતુ તેઓનામાં ધર્મનું તત્ત્વ નહિ હોવાથી તેઓ અત્યારે હતા નહતા થઇ ગયા છે, જ્યારે હિંદ ઉપર વિદેશીઓના હજારો હુમલાઓ થયા છતાં પણ વર્ણાશ્રમ ધર્મથીજ હિંદ ટકી રહ્યું છે. આ દેશમાં ગાંધી, પટેલ જેવા અનેક સુધારકો થઇ ગયા પણ તેમનું કાંઈ વળ્યું નથી અને સત્ય સનાતન ધર્મ જેમનો તેમ અવિચળ છે. માટે હિંદુ ભાઇઓને વિનંતિ છે કે સ્વરાજ્યની ઘેલછામાં પ્રમત્ત થઇ ધર્મ ન ગુમાવવો પણ સ્વધર્મ પરાયણ રહી ખુશીથી સ્વરાજ્ય માટે યોગ્ય દિશામાં ચળવળ કરવી.

સામાન્ય માણસ ખોટું બોલે અથવા વગર વિચાર્યું બોલે તો તેને આપણે ગાંડો કહી હસી કાઢીએ છીએ; પણ ગાંધીજી જેવા હડહડતું જૂઠું બોલે, ઋષિ મુનિઓ કે જેણે તત્ત્વજ્ઞાન અને યોગ વિદ્યાથી ભૂત ભવિષ્ય અને વર્તમાનનો વિચાર કરી લોકોના કલ્યાણાર્થે ધર્મશાસ્ત્રો રચ્યા છે તેમને પણ ગાંધીજી શયતાનીયત ભરેલા કહે અને હિંદુઓ સાંખી રહે એ અમોને આશ્ચર્ય લાગે

છે. કલકત્તાના અંગ્રેજી પત્ર સ્ટેટ્સમેને તિલક મહારાજને માટે સેતાન શબ્દ વાપર્યો હતો તેમાં આખો બંગાળ ખળભળી ઉઠયો અને તેનો સદંતર બહિષ્કાર કરી દીધો ત્યારે ઋષિમુનિઓ તો તિલક મહારાજ કરતાં હજારગણા શ્રેષ્ઠ કોટિએ ગણાય છતાં તેમના વિષે ગમે તેમ બોલાય અને લખાય તોપણ હિંદુઓ કેમ શૂન્ય હૃદયના થઇ સાંભળી રહ્યા છે ! કેટલાક નાદાન અને મૂર્ખ માણસો ગાંધીજીની સંઘમાં ઘુસી હમણાના ધર્મ ગુરૂઓ ઉપર અનેક પ્રકારની બિભત્સ ટીકા અને ચિત્ર પ્રકટ કરે છે અને અવિચારી લખાણો બહાર પાડે છે તોપણ ધર્મગુરૂઓ કેમ ઘોર નિદ્રામાં પડયા છે ! ગાંધીજી સાત કરોડ અંત્યજની તદ્દન બેહુદી ગપ હાંકી સ્પર્શાસ્પર્શની હિમાયત કરે અને પટેલ જેવા વર્ણાશ્રમ ધર્મને છિન્નભિન્ન કરવાનો કુટિલ માર્ગ લોકોને બતાવે ત્યારે ધર્માચાર્યને કે જાતિ અને ધર્માભિમાની હિંદુને કેમ ભોગ ભોગવવામાં પ્રમાદમાં કે કાયરતામાં રહેવાનું પસંદ પડે છે ?

અમારી ધર્માચાર્યોને અને હિંદુ ધર્માભિમાની ભાઇઓને વિનંતિ છે કે તેઓ પોતાના આદ્ય મહા પુરૂષનું સ્મરણ કરી ધર્મ રક્ષણાર્થે કટિબદ્ધ થાય અને ગાંધીજી તથા પટેલ જેવા સુધારકોને પણ નમ્ર સૂચના છે કે જો તમો સાચી દેશ સેવા કરવા ઇચ્છતા હો તો વિદેશીઓએ હિંદુ ધર્મ વિષે પાથરેલી ભ્રમજાળ ત્યાગી, જાતિ અને ધર્મના પ્રશ્નોને ન છંછેડતા જેમ જાતિ અને ધર્મના લોકો વચ્ચે સાચું હૃદયનું ઐક્ય થાય તેમ કાર્ય કરો કે જેથી દેશના એકત્ર બળથી આપણો વિજય થઇ શકે.

હવે સામાન્ય જનસમૂહનું લક્ષ એક વાત તરફ ખેંચવા માગું છું કે કોંગ્રેસની આજ્ઞા પ્રથમ આપણે સો બંધનકારક લેખતા હતા

પરંતુ જ્યારથી તેને ગાંધીજીનો સંસર્ગ થયો છે ત્યારથી તેમાં સદસદ્ વિવેક બુદ્ધિ અને અંતઃકરણનો અવાજ દાખલ થયો છે. અને તે સાથેજ કોંગ્રેસને તેઓએ રાજ્યદ્વારી વિષયમાંથી સાંસારિક અને ધાર્મિક વિષયમાં અને તે પણ માત્ર હિંદુઓનાજ વિરૂદ્ધ વાળી છે. જ્યાં સૂધી ગાંધીજીની ઇચ્છા અનુસાર કોંગ્રેસનો ઉદેશ નહતો ત્યાં સુધી અંતઃકરણ પ્રમાણે વર્તવાનું લોકોને કહેવામાં આવતું અને હવે જ્યારે પોતે અને કોંગ્રેસ એકરૂપ થયા છે ત્યારે કોંગ્રેસની આજ્ઞાને અનુસરવાનું કહેવાય છે. અમારૂં દેશ બંધુઓને પણ કહેવું એ છે કે તમો પણ અંતઃકરણ રાખજો, વેચી નાંખી ધર્મ ભ્રષ્ટ ના થશો. રાજ્યદ્વારી વિષયમાં કોંગ્રેસને માન આપી સાંસારિક અને ધાર્મિક વિષયમાં તો ધર્મશાસ્ત્રોને અને વડિલોનેજ અનુસરજો.

**નારણજી પુરૂષોત્તમ સાગાંણી**
ઠે. ચાઇના બીલ્ડીંગ—ભાંડી બજાર.
મુંબઇ. સંવત ૧૯૭૭ પોષ વદિ ૩ ગુરૂવાર.

ઉપર પ્રમાણે શક્તિ અનુસાર દેશ સેવાનો ઉદ્યોગ થયા કરતો હતો. ભગવાનની આજ્ઞા પ્રમાણે લાભ હાની, સુખ દુઃખ, માન અપમાનની દરકાર રાખ્યા વિના જે કાળે જે કર્મ કરવું આવશ્યક જણાય તે દત્તચિત્ત થઇ કરવું એજ મનુષ્યનો અધિકાર છે અને તેમાંજ મનુષ્યનું ખરૂં શ્રેય છે, એ ભગવદ્ વાક્ય સ્મરણમાં રાખ પુરૂષાર્થ થયા કરતો.

# વ્યાપારી જીવન.

૪૭

**राजद्वारे महालक्ष्मीः व्यापारे तु स्थिराभवेत् ।**
**दास्य तूदर संपूर्तिः लक्ष्म्यारुप त्रयं विदुः ॥**

ઑફિસની નોકરી આજીવિકાના સાધન માટે સ્વીકારી હતી. ઑફિસના માલિક દરેક રીતે અનુકૂળ હતા. ઑફિસને સ્ટાફ પણ પરમેશ્વર કૃપાએ મારા મતને અનુસરતો હતો. જ્ઞાતિ, ધર્મ કે સ્વદેશની સેવા કરતાં સાધન સમયની સંપૂર્ણ છૂટ મળતી એટલુંજ નહિ પરંતુ એ ઉદાર શેઠ તરફથી પ્રસંગે રાષ્ટ્રીય ફંડમાં, મજુરોના ફંડમાં સારી સહાય પણ મળતી. ઑફિસજ સ્વરાજ્ય, સ્વધર્મ, સ્વદેશી વિગેરેની હિત ચર્ચાનું કેન્દ્ર થવા ઉપરાંત ભળામણથી ઑફિસના ભાગીદારો હજાર હજાર રૂપિયા આપી હોમરૂલ લીગમાં જોડાયા હતા તેથી મારે નોકરી ત્યજવાનું કારણ નહોતું. લડાઇના સમયમાં સ્વતંત્ર સાહસ, વેપાર રોજગારનું કામ કરનાર એમ પૈસા સારી રીતે કમાઈ શક્યાના ઘણા દાખલા જોવામાં આવતાં. તેમ સ્નેહી મિત્રો તરફથી પણ સંજોગનો લાભ લઇ કંઇક સ્વતંત્ર ધંધા કરવા વારંવાર પ્રેરણા થતી, પરંતુ લક્ષ અન્યત્ર ખૂબ ખેંચાયલું હોવાથી તે વિષે ધ્યાન ન આપ્યું.

મોંઘવારી વધી, ખર્ચો વધ્યા છતાં આવકમાં વધારો નહિ એટલે સાધારણ હાલતવાળાને ઘર આંગણે સારા માઠાં પ્રસંગ આવતાં સંકોચાવું પડે એ સહજ છે. મારે પણ એમજ બન્યું એથી નોકરી છોડી બે મિત્રોની ભાગીદારીમાં કોલસાનો ઉદ્યોગ શરૂ કર્યો. આ સાહસ તમામ ધંધાનો વિચાર કર્યા બાદ આરંભ્યું

હતું, પણ કેવળાનું હતું; કારણ કે ૧૯૧૫–૧૬ ના લડાઈ વખતના ભાવ હવે રહ્યાં નહોતાં. યુરોપના માલની આયાત બંધ હતી તે હવે ચાલુ થઈ ચુકી હતી. વેગનો ખાસ કરી ગોરા વેપારીઓને ઇચ્છા અનુસાર મળતી હતી પણ દેશીઓને જોઇએ ત્યારે ભૂશિર દક્ષિણા આપવા છતાંય મળતી નહોતી.

વેગનો જ્યારે ખપ હોય ત્યારે બિલકુલ મળતી નહિ પણ કેટલીક વેળા વગર ખપે છૂટથી મળતી એટલે કવખતનો વરસાદ જેમ મહા–વંઠયુ (માવઠું) નિવડે તેમ તેથી લાભને બદલે ઉલટી હાનીજ સહન કરવી પડતી. રેલ્વે ફ્રેઇટ તો એ સર્વ શક્તિમાન સત્તાધીશો કુદકે અને ભૂસકે આગળજ વધારી રહ્યાં હતાં ત્યારે કરવું શું ?

જો બારીકાઇથી તપાસ કરવામાં આવે તો ખરી રીતે દેશમાં કોઇ સ્વતંત્ર વેપાર ધંધા છેજ નહિ. કોઇને શંકા થશે કે જે ચાલે છે તે શું છે? જે વેપારી વેપાર કરતાં જણાય છે તેઓ મોટે ભાગે સટોડીયા, આડતીયા, મજુરો છે. કારણ કે તમામ વેપારમાં સટ્ટો અત્યંત ખેલાઈ રહ્યો છે. યુરોપનો બનાવેલો માલ અહીં વેચાય છે એટલે આડતીયાનુંજ કામ થયું. અને મજુર એટલા માટે કે તેઓ માલ મોકલવારૂપી મેહરબાની કરી ફેરવવા ફેરવવારૂપી મજુરી કરાવે તોજ બે પૈસા હિંદીઓથી મેળવી શકાય એવું ચાલી રહ્યું છે.

ખરો વેપાર દેશની કાચી વસ્તુ પરદેશ નહિ ચઢાવતાં અહીં દેશમાંજ તેની પાકી બને, અને એક પણ જાતની પરદેશી વસ્તુ પરદેશથી મંગાવવી ના પડે. જોઇતા પ્રમાણમાં, દેશની જરૂરીયાત જેટલો તમામ પ્રકારનો માલ (મશિનરી સુદ્ધાં) દેશમાંજ બને અને શ્રીમંતો તથા રાજા મહારાજાઓ દેશી બનાવટની વસ્તુઓ

ખરીદીને દેશના કારીગરોને ધનથી મદદ કરે. ઘર વપરાશની દેશી વસ્તુ ખરીદીને ઉત્તેજન આપે તો જ દેશની આબાદી થાય અને સ્વતંત્ર વેપાર ધંધા ચાલુ થયા ગણાય.

જ્યારે દેશ, પરદેશીઓથી નહોતો ઘેરાયો, ત્યારે દેશનું અનાજ, રૂ, દ્રવ્ય વિગેરે દેશમાંજ પરિપૂર્ણ હતું. જ્યારે લોકોના હૃદય કપટી, સ્વાર્થી અને નિર્દય નહોતા થયા ત્યારે લોકો ખેતી કરી ઘણી ગાયો ભેંસો રાખી તેનું દૂધ પીને ચલાવતા. વન જંગલ સુરક્ષિત હતા, તેના ફળો લચી મચી રહેલાં હતાં તેમાંથી ફળો લાવી ઉદર પોષણ પણ કરી લેતા; પરંતુ અત્યારે ત્રણેમાંથી એકે સાધન ન રહ્યા એથી ભણેલ અને અભણ, જે કોઇ ધંધો વેપાર કરવા ઇચ્છે છે તેના માટે બે સિવાય ત્રીજો માર્ગ ખુલ્લો નથી. પહેલો માર્ગ નોકરી, બીજો શેર, રૂ, કાપડ, રંગ, ખાંડ, અનાજ, ઘી વિગેરેનો સટ્ટો. કદાચ કોઇ બુદ્ધિ વાપરી બેઠો વેપાર કરવા ઇચ્છે તો તેમાં મુડી જોઇએ. મુડી તો જ્યાં હિંદીઓની વાર્ષિક આવક મુંડકી દીઠ ૩૦ રૂપિયા છે ત્યાં કોઇક ભાગ્યશાળી કે અઠંગ દાવપેચી વેપારી હોય તેની પાસે હોવાનો સંભવ હોય છે એટલે નિઃસાધનને માટે નોકરી અને સટ્ટો, એ બેજ માર્ગ અવશેષ રહે છે.

કોલસાના ઉદ્યોગમાં પણ વેગન મેળવવાની મુશ્કેલી, વિલાયત આફ્રિકાના કોલની હરિફાઇ નડવા માંડી. એથી એ નિવારવાના હેતુથી નીચેની હકીકત "હિંદના કોલસાનો ઉદ્યોગ" એ મથાળા હેઠળ જાહેર વર્તમાન પત્રોમાં તથા વેપારીઓમાં તા. ૨૫-૧૨-૨૦ ના ચર્ચી હતીઃ—

જે દેશમાં પ્રજા પરતંત્ર હોય—રાજ્યની લગામ પરદેશી-ઓના હાથમાં હોય તે દેશ ગમે તેટલો સમૃદ્ધ હોય તો પણ તેને પાયમાલ થતાં સમય ન લાગે. હિંદુસ્થાન એ દુનિયાની અંદર એવો ઉત્તમ દેશ છે કે જેની કુદરતી બક્ષીસ-ઉત્પત્તિની બરાબરીમાં ઉત્તમ ગણાતો એક પણ અન્ય દેશની પેદાશ દશમે હિસ્સે (તુલનામાં) આવી શકે તેમ નથી; પરંતુ પ્રજાનું દુર્ભાગ્ય છે કે હિંદ પરાધીન છે. અંગ્રેજોએ ચાલાકી વાપરી, આ દેશમાં વેપારી તરીકે પ્રવેશ કર્યો અને લુચ્ચાઇથી તથા દંભથી, લોકોના ચિત્ત બહેકાવી રાજ્યસત્તા જમાવવા માંડી. વળી દેશી રાજા રાજામાં અને રાજા પ્રજામાં માંહોમાંહ્ય ફાટફુટ પડાવી એકેકને બોખરા-નિર્બળ બનાવી, પૈસા ધીરી સ્વાધીન કર્યા. માત્ર રાજ્ય સત્તાજ તેઓએ જમાવી છે; એટલુંજ નહિ પરંતુ જ્યુટનો ઉદ્યોગ, ગુળીનો ઉદ્યોગ, વહાણ વટાનો ઉદ્યોગ, કાપડ સુતરની બનાવટ, ચાહ, રબ્બર, અને કોલસા વિગેરેનો ઉદ્યોગ, આપણા ભોળા હિંદીઓને ભમાવી જુલમથી, સત્તાથી અને છેવટે હાથ કાપી નાંખીને પણ લોકોના હાથમાંથી છિનવી લીધો છે કિંવા નષ્ટ કરી નાંખ્યો છે.

જ્યારે આપણે હિંદીઓ ઉદ્યોગ ધંધા વિનાના પરવશ અને દરિદ્રી બન્યા ત્યારે કાંઇક જાગૃતિ આવી; કંગાલીઅતપણાએ આપણી વાસ્તવિક સ્થિતિનું ભાન કરાવ્યું. અને લોકમાન્ય તિલક, દાદાભાઇ, રોમેશચંદ્ર દત્ત જેવા દેશભક્તોના પ્રયત્ને લોકો પોતાના હક્ક સમજવા લાગ્યા, અને ખુંચવાઈ ગયેલા પુનઃ પ્રાપ્ત કરવાની ચળવળ કરવા માંડયા. જ્યુટ ગુળીમાં ગોરાઓએ જેમ મોનોપોલી કરી કાબુ રાખ્યો છે તેમ સદ્ભાગ્યે કોલસાના

ઉદ્યોગમાં થવા પામ્યું નથી. પ્રથમ તો હિંદમાં કોલસાની ખાણો છે એવી ગોરાઓને ખબર નહોતી. પણ કચ્છી કુંભારો બંગાળ, બિહાર પ્રાંતમાં કમાવા ગયા અને ત્યાં મહેનત મજુરી કરી ગુજરાન ચલાવતા તેઓને બિહાર પ્રાંતની જમીનમાં કોલસો છે એમ જણાતાં તેઓએ ખોદ કામ કરાવ્યું. તે પછી ક્રમે ક્રમે કાઠિયાવાડી, બંગાળી, મારવાડી વિગેરે લોકની નજરમાં કોલસો ખોદાવવો લાભકારક જણાયો. ૫૦૦-૧૦૦૦-૧૨૦૦ રૂપિયા જેટલી જુજ રકમમાં તેઓએ જમીનના ટુકડા ખરીદી લેઈ કોલસો ખોદાવવો શરૂ કીધા. આ વાતની જયારે યુરોપીયનોને ખબર પડી ત્યારે ચાલાક ગોરાઓ જરીઆ, રાણીગંજ વિગેરે દોડી ગયા અને ઉત્તમ કોલસો નીકળી શકે એવી જમીન થોડો ઘણો નફો દેશીઓને ખવરાવી પોતાના અધિકારમાં લીધી. અત્યારે જરીઆ, રાણીગંજ, મુગમા, ખાનુડી વિગેરે ફીલ્ડમાં લગભગ પાંચસો નાની મોટી કોલીઆરી છે તેમાંથી આશરે અડધો ભાગ ગોરાઓના હાથમાં છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાયઃ ૨૫૦ કોલીઆરી જે ગોરાઓના કબજામાં છે તેના માલિકોને પોતાના જાત ભાઈનું ગવર્મેંટ હોવાથી સઘળી પ્રકારની સહાય સગવડ મળતાં તેઓ તર બની ગયેલ છે. જેટલા પ્રમાણમાં જમીન સારા કોલસાવાળી અને સસ્તી મેળવવાની ઇચ્છા હોય તેટલા પ્રમાણમાં મેળવવાની સુલભતા, મજુરો, ગીલના ઓર્ડરો, કોન્ટ્રાક્ટો વગેરેમાં ગોરાઓને અત્યંત મોટી સગવડ સહાય મળે છે પણ આપણા દેશીઓને સામી તેટલીજ મુશ્કેલીઓ વેઠવી પડે છે. પ્રથમ તો આપણા દેશી વર્ગમાં

કુંભાર ભાઇઓ અભણ અને ડરપોક એટલે ગવર્મેંટ કે રેલ્વે સત્તાવાળાઓ સાથે કામ લેવામાં દબાઇ જાય છે. કોલસાની ખાણો મોટા ભાગે બીજા ત્રીજા નંબરની હાથ રાખી શક્યા છે. ખાણો ખોદાવવામાં અપટુડેટ સાધન-મશિનરી જોઇએ તેનો અભાવ છે અને બાહોશ ઇંજીનીયર રાખી કોલ ખણાવવામાં મોટી રકમ રોકવી જોઇએ તે પણ ઘણાની પાસે નહોતી એટલે ફાવી શકતા નહિ પણ યુરોપમાં યાદવાસ્થળી જામતાં ત્યાંનો કોલસો હિંદ આવતો અટક્યો એટલે હિંદમાં વિલાયતી કોલની તંગી જણાતાં દેશી કોલની માગ શરૂ થઇ અને આપણા લોકને કમાવાની, પગભર થવાની ઉત્તમ તક મળી.

પરંતુ તેમ થતાં તેમાંય ગોરાકાળાઓ વચ્ચેનો પક્ષપાત દ્રષ્ટિએ પડવા લાગ્યો. સરકારે કોલ ટ્રાન્સ્પોર્ટેશન ખાતું ખોલ્યું અને તે ખાતાએ એવો તો પક્ષપાત માંડયો કે ગોરાઓને તેઓની કોલીઆરીમાં એક ટન કોલસો બાકી ન રહે ત્યાં સુધી વેગનોની સપ્લાઇ મળતી રહી પણ દેશી કોલીઆરીવાળાને એક એક બબ્બે લાખ ટન જેટલો કોલસો જમા થયો છતાં વેગન સપ્લાઇ ક્વચિત્જ મળતી. એકસ કલાસ વગેરેના બહાના કેઠળ લોકોના લાખો રૂપિયા જેમ ચોખા અનાજના કોન્ટ્રોલમાં લાંચ રૂશ્વત ખવાઇ ગયા તેમ કોલસામાં પણ બન્યું; છતાંય કોલસાની માગ જબરી હોઇ યુરોપીઅન કોલીઆરીવાળા પાસે સ્ટોક ન રહ્યો એટલે દેશી કોલીઆરીવાળાને તક મળી. તેઓ ૩ થી ૪ રૂપિયે ટન જે કોલસો વેચતા હતા તેને બદલે ૧૨ થી ૨૦ રૂપિયા સુધીના ભાવે તે વેચાયો એટલે અત્યારે તો તમામ કોલીઆરીવાળા ધનવાન બની ગયાં છે.

જ્યારે કોલીઆરીના માલિકો ગરીબ બિચારા મજુરો પાસે દિવસમાં બાર બાર કલાક સખ્ત કામ કરાવી આબાદ બન્યા ત્યારે મજુરોને પેટ પુરતી મજુરી પણ મળતી નહિ. ખાણનો માલિક હમણાના ચાલુ બજાર ભાવે ટને રૂ. ૧૩ કમાય છે પણ મજુરને તો માત્ર દશથી બાર આનાજ રોજી મળે છે, જેમાં ભાગ્યેજ તેના કુટુંબનું પોષણ થઇ શકે. એ મજુરો—સ્ત્રીઓ અને પુરૂષો બિલકુલ એક લંગોટીભર, અભણ, તાડી અને જંગલી પશુઓના માંસનું ભક્ષણ કરનાર, સ્વભાવે ગુલામ જેવા રાંક અને સ્થિતિએ અતિ દરિદ્ર છે. તેઓ વિલાયત કે મુંબઇ અમદાવાદ કલકત્તા મદ્રાસના મજુરોની માફક પોતાની હાલત કે હક્ક સમજતાં નથી એટલે સ્વાર્થી ખાણવાળાઓએ તેઓ તરફ જરા પણ અનુકંપા—દયાની લાગણી બતાવી નથી.

જેનું કોઇ નહિ તેનો બેલી પરમાત્મા છે. ગરીબોની સંભાળ તેજ લે છે. આજથી ત્રણ માસ પહેલા એક સંન્યાસી સ્વામી વિશ્વાનંદ નામે જરીઆ આવ્યા અને તેમને મજુરોની દયાર્દ્ર સ્થિતિનું ભાન થતાં તેમણે પોતાથી બનતા ઉપાયે તેઓને સુધારવાનું મનપર લીધું. તેણે મજુરો પાસે જઇ, તેની સાથે કામ કરી, તેઓને આશ્વાસન આપી, સમજાવી, સહાનુભૂતિ મેળવી તેઓના પગારમાં વધારો કરાવવા કોશીષ કરી. ખાણના માલિકો કદાચિ મજુરીમાં વધારો ન કરી આપે તો એકસંપી થઇ હડતાલ પાડવાની પણ સલાહ આપી; આથી મજુરો હિમતમાં આવ્યા. મજુરોએ પખવાડીઆ પહેલા રીતસર ખાણના માલિકોને ચેતાવી પોતા- માગણી રજુ કરી. આપણા દેશી કોલીઆરીવાળાઓએ તો શો.

ઘણા સંતોષ્યા પણ તુમાખી અંગ્રેજ કોલીઆરીવાળાનો પીત્તો ઉછળ્યો. સંન્યાસી અને પંડિત ચુનીલાલ માલવિયા જેઓ મજુરોની સભા ભરી, ભાષણો આપી, સમજાવી રહ્યા હતા તેઓને ચીઠ્ઠી મોકલી બોલાવ્યા એટલે બન્ને તેઓ પાસે ગયા.

સંન્યાસી અને પંડિત જયારે અંગ્રેજ કોલીઆરીવાળા સમક્ષ જઇ ઉભા રહ્યા ત્યારે તેઓએ કહ્યું કે મજુરોને બહેકાવવાની જે અવિચારી ચળવળ તમે કરી રહ્યા છો તે પડતી મૂકી તેઓને કામ પર લાગી જવાની સલાહ આપો. પ્રતિઉત્તરમાં બન્નેએ જણાવ્યું કે જો તમે વાજબી માગણી સ્વીકારશો તોજ તેમ બનશે નહિતર હડતાલ લંબાશે. એથી ગોરાઓ એકદમ ગુસ્સાના આવેશમાં આવી ગયા અને પંડિતને જવા દઇ સંન્યાસીને બંધિવાન કરી ઇંજીનમાં ભચડી નાંખવાની તૈયારી કરી એવામાં પંડિત ચુનીલાલના સંદેશથી સાવધાન થયેલ મજુરો તેમના હિતાર્થે કામ કરનાર સંન્યાસીને બચાવવા સારૂ એકદમ દોડયા. મજુરોએ અંગ્રેજ કોલીઆરીવાળા કે જયાં સંન્યાસીનું બળિદાન લેવા ઠરાવ્યું હતું ત્યાં પહોંચી સંન્યાસીને તુરત છૂટો કરી સોંપી દેવા માગણી કરી અને સાથે સાથે એમ પણ જણાવી દીધું કે જો તમે તેનાપર કોઇપણ જાતનો પ્રહાર કે અત્યાચાર કરશો તો તમો સુદ્ધાં અમે એક ક્ષણમાં કોલીઆરીને તારાજ કરી દેશું. આવી વિચિત્ર ધમકી અને આફતને અનિવાર્ય સમજી તેઓએ સંન્યાસીને છૂટો કરી—મજુરોને સ્વાધીન કરી પોતાના પ્રાણ બચાવ્યા.

જેવી મજુરોની દીનહીન દશા છે તેવીજ કોલસાના વેપારીઓની છે મજુરો અભણ અને અશક્ત હાલતમાં કદાચ

ઉપાય લેવામાં મંદ રહે પણ વેપારીઓમાં તો કેટલાક ભણેલા અને સાધનસંપન્ન હોય છે તેથી ધારે તેવો ફેરફાર કરાવી શકે એમ છે છતાં નથી કરતા. વેગનો મેળવવા તથા હરિફાઇ અને વધેલું રેલ્વે નૂર ઘટાડવા સારૂ ધારાસભા મારફત અને કોલ મરચન્ટસ એસોસીએશન સ્થાપી તેદ્વારા પોતાના લાભ સાચવી સંભાળી શકાય તેમ છે. હરેક કોલ મરચન્ટને અમારી નમ્ર સલાહ છે કે તેઓએ પોતાના લાભ કીર્તિ ગૌરવનું રક્ષણ કરવાને માટે ક્ષણ પણ વિલંબ કે પ્રમાદ ન કરતાં તત્ક્ષણ સાવધ થઇ ઘટના ઇલાજ લેવા.

---

# કોંગ્રેસ અને હાલના નેતાઓ.

## ૪૮

**यद्यदाचरति श्रेष्ठ स्तत्तदेवेतरो जनः ।**
**सयत्प्रमाणं कुरुते लोकस्तदनु वर्तते ॥**

દેશમાં જો કોઇ સર્વવ્યાપી લોક પ્રતિનિધિત્વવાળી સંસ્થા હોય તો તે માત્ર એક ઇન્ડિઅન નેશનલ કોંગ્રેસ-રાષ્ટ્રીય મહાસભા છે. દેશમાં નાની મોટી અનેક સંસ્થાઓ છે પરંતુ તેમાં ઘણી ખરી જાતિ, ધર્મ, સમાજ, ઉદ્યોગ વ્યાપારાદિને લગતી છે. કેવળ રાજદ્વારી પ્રશ્ન ચર્ચનારી સર્વ સાધારણ પ્રજાઃ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી વગેરેને માટે કોંગ્રેસની સ્થાપના સન ૧૮૮૬ માં ગણ્યા ગાંઠયા દેશભક્તોએ અતિ વિપરીત સંજોગ વચ્ચે કરી આજ પર્યંત તેને પાળી પોષી બળવાન કરતા

આવ્યા છે. આ સંસ્થામાં કોઇપણ કોમ જાતિ કે ધર્મને લગતો પ્રશ્ન ચર્ચા કોઇના હૃદયને દુઃખ ઉત્પન્ન ન થાય માટે તે પ્રથમથીજ ત્યજી દેવાયું છે. મનુષ્યની બુદ્ધિ ગમે તેમ તો પણ અલ્પ છે. સહવાસ, આફત, લાલચ, મોહને લઇ તેનામાં ફેરફાર થતાં વાર લાગતી નથી; તેથી શાણા માણસો જોખમી કામ સત્ પુરૂષોની સલાહ લઇનેજ કરે છે. પંચને પરમેશ્વર તૂલ્ય માનવાની મતલબ પણ એજ છે કે વિદ્વાન્ ગંભીર વયોવૃદ્ધ પુરૂષોની પાકી બુદ્ધિથી જે કાર્યનો આરંભ થાય કે સલાહ મળે તેમાં પાછા પડવા જેવું ન રહે. કોંગ્રેસમાં પણ આજ સૂધી એજ ધોરણે કામકાજ ચાલતું હતું; પરંતુ ગાંધીજીએ આવી આસમાની સુલતાની કરી મૂકી કોંગ્રેસના જેટલા જૂના પ્રખર બુદ્ધિના નેતા હતા તેનું કહેવું ન સાંભળતાં–તેઓની અવગણુના કરાવી સમસ્ત લગામ પોતાના હાથમાં લીધી. હું કરૂં એટલુંજ થાય, હું કહું એજ સાચું, હું કહું એટલુંજ કરવામાં તમારૂં હિત જળવાય; બાકી બધા બીકણ સ્વાર્થી કહી ભોળા આવેશી લોકોને બહેકાવી માર્યા. તે એટલે સૂધી કે ગાંધીથી વિરૂદ્ધ મતવાળાને બોલવાનું પણ ન રહેવા દીધું. જગદીશ શ્રીકૃષ્ણુ પરમાત્માને કૃષ્ણે આમ કર્યું અને તેમ કહ્યું એમ કહી શકાય; મહર્ષિ વસિષ્ઠ, યાજ્ઞવલ્કય જેવા આત્મજ્ઞાની, ઐશ્વર્ય સંપન્ન પુરૂષોને ખાલી નામ પોકારી બોલાવી શકાય; પરંતુ જો કોઇ બાબુ દાસ કે ઝીણા જેવા આગેવાન ગાંધીને મી ગાંધી કહી સભામાં સંબોધે તો તેનો પણ તિરસ્કાર કરી બળાત્કારે તેઓ પાસે લોકો મહાત્મા શબ્દ બોલાવે, અને એને ગાંધીજી મૃદુ હાસ્ય કરીને ઉત્તેજન આપે એ ગાંધી શાહીજુલ્મ–પ્રેસ એકટ કે રોલેટ એકટ કરતાં બીજો વિશેષ જુલ્મી કાયદો શો હોઈ શકે!

કપડું ખાંડ સાકર દવા અને બીજી વસ્તુઓમાં શકય તેટલી સ્વદેશી વાપરનારા માણસોને જો તે ઘેર જઈ ગમે તે પહેરે ખાય કે વર્તે—ખૂદ પોતાનો છોકરો સુદ્ધાં વિરૂદ્ધ વર્તે તેનું કાંઇ નહિ પરંતુ સભામાં લોકોએ ખાદીની બગલા ટોપી અથવા કાંગ્રીઆ કુડતું ઘાલીને આવવુંજ જોઇએ, અન્યથા તે દેશદ્રોહી ઠરી તેને સભામાં પ્રવેશ કરવા કે બેસવા બોલવા મત આપવાની છૂટ ન મળે એના કરતાં બીજો વિશેષ દંભ કે સ્વપૂજાના સંપ્રદાયમાં ખેંચવાની યુક્તિ શી હોઈ શકે !

કોંગ્રેસમાં ભાઇસાહેબના પનોતા પગલા થયા પછી દશ રૂપિયા ભરી મત આપવાનો તથા ઉલટથી ભાગ લેવાનો સર્વ સાધારણ પ્રજાને અધિકાર હતો તે ક્રીડમાં ફેરફાર કરાવી ખુંચવી લીધો. ગામ શહેર કે પ્રાંત જીલ્લામાં જે તેના મતવાળો વ્યક્તિઓ ચૂંટાઇ કામ કરતી હોય તેજ પ્રતિનિધિ તરીકે ભાગ લઇ શકે એવો નિયમ બનાવી સ્વતંત્ર લોકમતને છૂંદી નાંખ્યો. લોકોને તો પ્રદર્શનના બાવલા કિંવા ભોગ લેવાના કે આપવાના જ હથિયાર બનાવી દીધા. આમ થવાથી કોંગ્રેસની પવિત્રતા પ્રતિષ્ઠા જે લોકોના હ્રદયમાં તથા સરકાર દરબારમાં હતી તે નષ્ટ થઇ ગઇ. હેતુ હતા તે શત્રુ બન્યા. સરકાર કોંગ્રેસના ઠરાવને લક્ષમાં લઈ કાંઇક ભય પામતી અને છૂટ મૂકતી તે માંહોમાંહ્યની ફાટફુટ તથા અહિંસા રેંટીયો ખાદી ઢેઢ સ્પર્શાદિનું બળવાન શસ્ત્ર (પાવૈયાની ટોળીના જેવું) જોઇ નિર્ભય થઈ ગઇ અર્થાત્ તકનો લાભ લઇ સરકારે એવી તો સજ્જડ સત્તા જમાવી, ચળવળીઆઓને વીણી વીણી ઉપાડયા કે "ન ભૂતો ન ભવિષ્યતિ" જેવું કરી મૂકયું. દીકરો લેવા જતાં

ઉલટો દાઢીયાંઓ ખોઇ બેસવાનું કરી દીધું. સ્વરાજ્ય લેવા જતાં સત્યાનાશ વળી ગયું, ઢેઢ ભંગીથી અધર્મ, કાઉન્સિલ બોયકોટથી બેહદ કર અને સખ્ત કાયદા, સ્કૂલ છોડાવવાથી પિતાપુત્ર ભાઇ ભાઇ વચ્ચે ઝગડા અને અજ્ઞાનતા, ખાદી રેંટીયા પ્રચારી, કપડા બળાવી વિશેષ બેકારી, તથા વેપાર ધંધાની દુર્દશા અત્યંત પ્રમાણમાં વધારી મૂકી.

આ સ્થિતિએ ન પહોંચાય એ માટે શું કોઇએ યત્ન કર્યો નહિ ! શું આખો દેશ ગમાર હતો ! શું તમામ દેશ ભક્તોની બુદ્ધિ નાશ પામી હતી ? નહિ, યત્ન તો દાસ, પાલ, કેલકર, માલવિયાજી વગેરેએ ઘણો કર્યો પરંતુ કોઇનું કાંઇ વળ્યું નહિ. ઢીલા મનના દેશભક્તો ગાંધીરૂપી ઉગ્ર પ્રવાહની સામે પડી પાર જવાની હિંમત ધરી શકયા નહિ. કોઇ રડયા ખડયાએ સાહસ કર્યું તેનું કાંઈ ઉપજ્યું નહિ. શ્રીયુત્ દાદા સાહેબ ખાપર્ડે જેવા ચુસ્ત દેશભક્ત કે જે પ્રખર વય અને બુદ્ધિના પુરૂષ છે તે કાઉન્સિલમાં મેમ્બર તરીકે જતાં ગમાર લોકોએ તેને એટલો તો નિંદનીય ત્રાસ આપ્યો છે કે તેના કપડા ધોવા ધોબીને અને હજામત કરવા હજામને પણ તેની પાસે જવા નહોતા દીધા. અરે ? આકોલામાં કેટલાક ગુજરાતી કાઠિયાવાડી ગાડરીઆ છે તેણે તો મુસલમાનોને ચડાવી બિચારા એક જમીનદારની જાગીર અને એક સાહુકારીના લગ્ન સુદ્ધાં રદ કરાવવાની અધમતા બતાવી હતી. દેશભક્ત બીપીનચંદ્ર પાલ ઝાઝા સત્યમૂર્તિએ ગાંધી વિરૂદ્ધ મત દર્શાવ્યો એટલે તેઓને તિરસ્કાર ખમી ઘેર બેસવું પડયું. દાસ, પટેલ, કેલકર જેવા દેશસેવકોએ વિચાર્યું કે વિરોધ કરશું તો લોકો ગાંઠશે

નહિ, ઉલટા સ્વાર્થી દેશદ્રોહી કહી તિરસ્કાર કરશે. જો છાના-માના બેસીશું તો બીકણ ઠરીશું અને ભવિષ્યમાં તેનું જોર બહુ વધી જતાં લગામ હાથમાં લઇ કામ કરવા ઇચ્છીશું તો લોકો અવિશ્વાસ ધરી કરવા નહિ દે. વળી આજ સૂધી અલ્પ મતવાળા મોડરેટોને જે કારણો આપતાં તે આપણને લાગુ પડશે. મોડરેટો ગણ્યા ગાંઠયા હોવાથી કોંગ્રેસમાં તેઓનું કાંઈ ઉપજતું નહિ ( નહિ ઉપજવાનું કારણ તે સદાકાળ સરકાર ખુશ રહે, કૃપાળુ રહે, તેનું મન કોઇ રીતે ન દુઃખાય તેવી રીતે વર્તતા એટલે લોક તેઓનું સાંભળતા નહિ ) તેથી તેઓ કોંગ્રેસને નિંદતા એટલે લોકો તેઓને ખુશામતીઆ કહેતા. આપણે મોડરેટોને કહેતાં કે જો તમારે તમારૂં ધાર્યું દેશ પાસે કરાવવું હોય તો તમો શા માટે તમારી મેજોરિટી કરતા નથી? “ મુજ વીતી તુંજ વીતશે ધીરી બાપડીઆ ” એ કહેતી પ્રમાણે આપણે કોંગ્રેસના અલ્પ મતિ-વાળાને જે શબ્દો કહેતા તે આપણે માટે કહેવાશે; માટે હાલ તુરત તો મનના ભાવ અગસ્ત્ય ઋષિની માફક મનમાં સમાવી ચળવળ ચલાવ્યે રાખવી, આ રીતે ચળવળ આગળ ધપી. ચળવળ ચાલતી હતી છતાં લાગ મળ્યે વિરોધતા-મતભેદ ઉભો થતો રહેતો હતો. બારડોલીમાં રાતની છેલ્લી ઘડી સૂધી ગાંધીજીએ વાઇસરોયને સત્યાગ્રહનો હુમલો કરવા વિશે ચેલેંજ ઉપર ચેલેંજ મોકલાવી અને સવારે જાદુગરની રમતની માફક બધુંય સમેટી લીધું. ચોરાચોરીના હુલ્લડનું બહાનું બતાવી દેશને સ્વરાજયને માટે નાલાયક ઠરાવી ગાંધી મહારાજ નથી રમતા કરી બેસી ગયા. આ પાછેહઠનો કાંઈ પ્રથમ બનાવ નથી, આવા બનાવ-અણીને વખતે દેશને ધોખો દઇ ખાડામાં ઉતારવાના તો એ મહાતમાના

હાથે કઇક બની ચૂક્યા છે, જેની બેભાન લોકોને ભાન નથી. જે લેખ આ બનાવ બનવા અગાઉ આઠ માસે એટલે તા. ૨૧–૫–૨૧ ના "ગાંધીશાહીની પૂર્ણાહુતિ " એ મથાળા હેઠળ 'મહાજ્યોતિ' વગેરે પત્રોમાં પ્રસિદ્ધ કરી લોકોને સાવધાન કરવામાં આવ્યા હતા તે આ પ્રમાણે છેઃ—

બ્રહ્માથી કીટ પર્યંત સમગ્ર પ્રાણી સ્થાવર જંગમને માટે કાળ નિર્માણ થયેલ છે. સૂર્ય અમુક સમય સૂધી તપી અસ્ત પામે છે. સિંહ અમુક સૂધી વનરાજપણું ભોગવી લય પામે છે. રાજા કે સાધારણ મનુષ્ય અમુક સમય સૂધી સંપત્તિ ઐશ્વર્ય માન ભોગવી પંચતત્ત્વમાં મળી જાય છે. રાવણ મહા સમર્થ રાજાધિરાજ હતો. તેની આણ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે પર વર્તાતી. અતુલ બળ, અલૌકિક બુદ્ધિમત્તા, વેદશાસ્ત્રાદિનું સંપૂર્ણ જ્ઞાન અને ઉગ્ર તપશ્ચર્યા તેનામાં હતી છતાં તે અહંભાવથી પતન પામ્યો હતો તો બીજાની શી ગતિ !

જ્યારથી ભારતવર્ષ અગાધ ધર્મ અને સાધન સંપત્તિથી વિહીન થયો છે ત્યારથી સુખ સ્વતંત્રતા સહાય માટે વિવિધ દિશામાં ફાંફાં મારે છે. જે કોઇ ચમત્કાર બતાવે છે તેના તરફ પ્રજા તત્કાળ મોહી પડે છે. બુદ્ધ ચાર્વાકાદિએ પ્રથમ ચમત્કાર બતાવ્યો બાદ મુસલમાન ક્રિશ્ચઆનિટી બ્રહ્મોસમાજ વગેરેએ દેખાવ દીધો પણ ભગવાન આદ્ય શંકરાચાર્ય, મહારાણા પ્રતાપ અને સ્વામી વિવેકાનંદે ધર્મની–લોકોની રક્ષા કરી વિરોધીઓને ઝાંખા પાડયા.

સ્વ. લોકમાન્ય તિલક ધર્મશાસ્ત્રના જ્ઞાતા અને વિચક્ષણ રાજદ્વારી કુનેહવાળા પુરુષ હતા. તેમણે સ્વરાજ્યની પ્રચંડ

હીલચાલ ચલાવી દેશને જાગૃત કર્યો પણ દુર્દૈવે સ્વરાજ્યરૂપી ફળ પ્રાપ્ત થવાની અણી ઉપર હતું તેવામાં તેઓ સ્વર્ગસ્થ થઇ ગયા. દેશ તો દરિદ્રતા અને અપમાનની પીડાથી તથા યુરોપ અમેરિકા જાપાનાદિ દેશની પ્રજા પોતપોતાના હક્કો ભોગવતી હોવાનું અને માત્ર હિંદનીજ પ્રજા તેથી વંચિત હોવાનું જ્ઞાન હતું એટલે સ્વરાજ્ય માટે વિશેષ વ્યાકુળ બન્યો હતો. માત્ર આગેવાનનીજ રાહ હતી કે તે ખાલી પડેલી જગ્યા કોઇ સંભાળે. અત્યારે લોકો ભાગ્યેજ આગેવાનના ગુણ દોષ જુવે છે. રાજદ્વારી ક્ષેત્રમાં ઝઝુમનાર પુરૂષ અંદરખાને ભલે દુરાચારી અને દંભી હોય, સુ(કુ)ધારક હોય, જાસુસ તરીકે કામ કરનાર હોય, ધર્મહીન ઢેઢો હોય, નાદાન અને વાહીઆત વાતો કરનારો હોય, કાર્ય હાથ ફરી અડધે રસ્તેથી પડતું મૂકી દગો દેનારો હોય તોપણ જો તેનામાં સત્તાવાળાઓ સામે શબ્દો ફેંકવાની અને લોકોને એકવર્ષની અંદર સ્વરાજ્ય અપાવી દેવાની લાલચમાં લોભાવી મનોબળ વડે કામ લેવાની તાકાત હોય તો તેને હિંદના ભોળા કુમળા અને ધર્મના સંસ્કાર રહિત હૃદયના સ્વરાજ્ય પાછળ ગાંડા બનેલા લોકો મહાત્મા કે અવતારી કહી પૂજે તેમ છે.

રા. મોહનદાસ કરમચંદ ગાંધી માટે પણ તેમજ બન્યું છે. તે ભાઇ આફ્રિકા જેવા જંગલી પ્રદેશમાં ઘણા વર્ષ રહી ટપલા ખાઇ હિંદુવાળી હિંદ આવ્યા. પ્રથમ તેમણે ગોખલેજીને ગુરૂપદ આપી વિદ્યાર્થી તરીકે સમય ગાળ્યો બાદ એકાએક મહાતમા થઇ ગયા. દૂધ ખાવું એ માંસાહાર છે, સ્વપત્નીને માતા ગણી વ્યવહાર ન કરવો, વેપાર હુન્નર વિજ્ઞાન આદિ યંત્ર કળા રેલ્વે

તાર મોટર વૈદ્ય ડૉક્ટર વકીલ વગેરેનો ઉપયોગ (એ બધાંનો ઉપયોગ પોતે કરે તે માટે બાધ નહિ) પણ દેશના લોકોએ ન કરવો કારણકે તેણે જગતનું સુખ હરી લીધું છે તેથી તેનો નાશ થવો જોઇએ. માત્ર વણાટકામ શ્રેષ્ઠ છે તેથી તેનો પ્રસાર કરવો જોઇએ. હથિયાર પકડી શકાય નહિ કારણ કે તેથી અહિંસાનો ભંગ થાય છે વગેરે બોલવું તે તેની શરૂઆતની કારકીર્દિ હતી પરંતુ પાછળથી લોકમાન્ય જતાં સિંહને સ્થાને તેનું ચામડું ઓઢી જેમ ગધેડો બેસી જાય અને બેસુરા સુર કાઢવા માંડે તેમ ગાંધીજીએ સ્વરાજ્ય એક વર્ષમાં અપાવી દઉં, રોલેટ એક્ટ હમણાજ રદ કરાવી દઉં, રાવણી-સેતાની રાજ્યનો નાશ કરી રામ રાજ્ય સ્થાપી દઉં પણ જો તમો મારા કહેવા પ્રમાણે ચાલી સત્યાગ્રહમાં-અસહકારમાં જોડાવતો. જો તમો દ્રવ્યની અને સાધનની સહાયતા આપોતો. ભોળા વિશ્વાસુ અને લાલચુ લોકોએ તેમ કર્યું પણ કહેવાતો મહાત્મા-મહાતમા થઇ બેઠા. પંજાબ જવાનું માંડી વાળી તેણે લોકોના અદ્‌ભુત જુસ્સાને અભિનંદન અર્પી દ્વિગુણીત કરવાને બદલે તમો તોફાનીઓએ મુંબઇમાં ટ્રામોનો વ્યવહાર અટકાવી ભાંગ ફોડ કરી, અમદાવાદમાં ઓફિસો સળગાવી અને પંજાબમાં બેચાર ગોરાના ખુન કર્યા તેથી તમો સ્વરાજ્ય માટે નાલાયક છો, પાપી છો, તોફાની છો. તમોએ મને શીદ ખંજર લઇ ન માર્યું? આવું અધમ કામ પદ્ધતિસર થવામાં કેળવાયલાઓનોજ હાથ છે તેથીજ બન્યું છે. હું તો હવે તમારી સામેજ અસહકાર-સત્યાગ્રહ કરીશ. અધિકારીઓએ તમારા પર જુલમ ગુજાર્યો એ વાસ્તવિક છે. એ જુલમમાંથી

બચી જવા સારૂ તેઓ ઇન્ડેમ્નિટી બીલ પસાર કરે છે તેને મારો ટેકો છે. તમો પ્રાયશ્ચિત્ત લ્યો. હથિયાર અને દંડ આપી સરકારને શરણે જાવ. તે જે શિક્ષા ફરમાવે તે ખુશીથી સહન કરો. હવે હું સત્યાગ્રહ બંધ કરૂં છું વગેરે.

આ વખતે વિચારશીલ અને સાથે કામ કરનારના મન ગાંધીજી ઉપર બહુજ નાખુશ થયા. કેટલાકે તો તેને પ્રત્યક્ષમાં મૂર્ખ જાસુસ અને દેશદ્રોહી છો એમ સુદ્ધાં સ્પષ્ટ સંભળાવી દીધું. એવામાં ખીલાફતનો પ્રશ્ન ઉપસ્થિત થયો. તેની દેશમાં જરાય અપેક્ષા ન હતી પણ અજાનું ગજ કરી મૂકી ગાંડાની માફક દેશના એક છેડેથી બીજે છેડે ધુમધામ અને દોડાદોડી કરવા માંડી. દૂરના લોકોને તેઓ આફ્રિકા હતા ત્યારનું માન હતું એટલે તેના બોલવાની અસર થઇ અને લોકો ઉશ્કેરાઇ બેઠા થયા. ખીલાફતનો ફડચો લાવવા માટે નવી ધારા સભા કે જે ઘણા વર્ષની લડતના પરિણામે લોકોની બહુમતિવાળી થઇ છે અને થોડા ઘણા હક્ક મળ્યા છે તેનો બહિષ્કાર કરી, સરકારી શાળા કોલેજો કે જે લોકોના પૈસાથીજ ચાલે છે તેનો ત્યાગ કરો, વકીલાત છોડો; પણ છોડી કરવું શું? માત્ર કરવામાં રેંટીયો આઠ કલાક કાંતી ખાસા આઠ પૈસા મેળવો અને ઢેઢ–ચંડાળને અડકી, પ્રેમથી ભેટી બની શકે તો તેનું ( ભંગીનું ) કામ કરો; કારણકે તે પવિત્ર અને જગત ઉપકારી છે.

ગાંધીજી કહે છે તેમ કેફ ઘણી જાતના છે. કોઇને દારૂ અફીણ ગાંજો બીડી ચા નાટક વગેરેનું સેવન કરવાથી કેફ ચડે છે. તે કહે છે કે રેંટીયો કાંતવાથી પણ કેફ ચડે છે. તેથી

સમજાય છે કે ગાંધીજીને ઢેઢને અડકવાનો અને રેંટીયો કંતાવવાનો કેફ-નિસ્સો ચડયો છે. આ નિસ્સાના રંગમાં તેની બુદ્ધિ એટલી તો ભ્રમિત થઇ ગઇ છે કે તેના મતને અનુકૂળ નહિ થનારા વેદ સ્મૃતિ પુરાણાદિ ધર્મશાસ્ત્રોને તથા તેના રચનાર સ્વયં પરમાત્મા અને ત્રિકાળ જ્ઞાની ઋષિ મુનિ આચાર્યોને તથા બ્રાહ્મણોને સેતાની પાખંડી સ્વાર્થી કહી વગોવે છે અને ધર્મશાસ્ત્રો નવા રચાવવાની હિમાયત કરે છે. વેપાર ઉદ્યોગ મીલ કારખાના વગેરે તથા વિદ્યા શીખનાર શાળા પાઠશાળા કોલેજોનો નાશ કરાવવાની ભલામણ કરે છે અને તમામને રેંટીયો કાંતવાનો આગ્રહ કરે છે.

આથી પરિણામ એ આવ્યું છે કે કાચી બુદ્ધિના નાદાન છોકરાઓ કે જેને માબાપે સવસ્વ ખર્ચી ઉંચી આશાએ ભણાવ્યા પરણાવ્યા હોય અને જેનાપર તેમની જીવનદોરી હોય તેને ઉશ્કેરી મુકયા છે. છોકરાઓ વિદ્યાલયો ખાલી કરી માબાપ ભાઈ સાથે ટંટો કરી કેદીની માફક સફેદ ટોપી અને પેરણ ઘાલી અહીં તહીં રખડવા લાગ્યા છે. વેપાર ધંધો કમી થવાથી વેપારીઓ નોકરીઆતો અને સર્વ સાધારણ પ્રજા આજીવિકાના સાધન વિના પીડાવા લાગી છે. કોંગ્રેસનો કબજો પોતાના હાથમાં લઇ ખરા દેશભકતોને ધારાસભામાં જતાં અટકાવ્યા એટલે ખુશામતીઆ અને બિન અનુભવી ઘુસી ગયા છે અને સરકાર જે કાંઈ નવા કર નાખવા કે સખ્તાઇના કાયદા પસાર કરવા ઇચ્છે છે તેને તેઓ ટેકા આપી રહ્યા છે. અંગ્રેજ અથવા હરકોઈ સત્તા પાસેથી ગયેલી વસ્તુ જેને પાછી મેળવવી છે તે લડત ચલાવ-

વામાં ગમે તેટલી સાવધાની રાખે તો પણ Violence ધાંધલ થયા વિના રહેજ નહિ એ કુદરતી નિયમ છે પરંતુ કુદરતનો પણ માલિક થવા ઇચ્છનાર મહાત્મા Nonviolence તોફાન વિનાની ચળવળ ચલાવી વિજય પ્રાપ્ત કરવા માગે છે; એ કેટલું ભૂલ ભરેલું છે એમ સિદ્ધ થવા માટેજ અકસ્માતિક તોફાનો થવા માંડ્યા છે, તેથી બિચારા નિર્દોષોની પકડાપકડી અને જાપતાના કાયદાઓ દેશમાં ઘણેખરે સ્થળે અસ્તિત્વમાં આવ્યા છે. દેશાભિમાની સમજુ પુરૂષો ખરી સલાહ આપવા આવ્યા તો તેઓનું અપમાન અને અવગણના થઈ એટલે તેઓ દેશસેવાનું કાર્ય કરતા અટકી ગયા. ટુંકામાં હિંદને ધર્મ સ્વરાજ્ય અને આબાદી અપાવવાને બદલે ગાંધીજીએ સખ્તાઈનું રાજ્ય દરિદ્રતા અને અધર્મનો પૂર જોસમાં ફેલાવો કરી મૂક્યો છે.

સામાની કારકીર્દિનો અનુભવ થતાં બુદ્ધિમાન્ માણસ તુરત તેને પીછાણી લે છે. પણ અજ્ઞાન અને કાચી વયના માણસો લાંબી ગણતરી કરી શકતા નથી કે આ સલાહ આપનાર સાચી અને હિતકારી સલાહ આપે છે કે વિનાશ કરનારી! આ તે મિત્રની ગરજ સારે છે કે શત્રુની! તેઓ તો ગાડરીઆ પ્રવાહની માફક જે આગળ ધસારો કરે તેની પાછળ દોડે છે. આજસૂધી દુનિયામાં નથી બન્યું તે ગાંધીજી બનાવવા માગે છે અર્થાત્ ઇશ્વર કરતાં પોતાને વધુ શાણો માની તેના નિયમો ફેરવવા માગે છે પરંતુ તેને એટલું પણ ભાન નથી કે જગતના આદિથી તે આજ પર્યંત તેવા કંઇક સ્વેચ્છાચારી ઉથલપાથલીઆ થઈ ગયા પણ દુનિયાને તેની કિંચિત્ માત્ર અસર થઇ નથી. મહા પ્રતાપી

મહારાજા દશરથ શિવાજી મહારાજ અને લો. તિલક જેવા જ્ઞાની અને સત્તાધારી પુરૂષો પણ જે કોઇ કાર્ય કરતાં તેમાં પ્રથમ ડાહ્યા અને આગેવાન પુરૂષોની સંમતિ લેતાં અને પછીજ કાર્યારંભ કરતા. કદાચ કોઇ કામમાં લોકોની સંમતિ ન મળી અને પોતાની તીવ્ર ઇચ્છા હોય તોય તે કાર્ય લોકમતને આધીન થઇ પડતું મૂકતા; પરંતુ ડોઢ ડાહ્યા ગાંધીજી રાવણ કરતાં લાખમે કે કરોડમે અંશે પણ પોતાનામાં શક્તિ કે બુદ્ધિ નહિ હોવાછતાં હું હું કરી કોઇને પૂછતાં નથી તેમ કોઈનું કહ્યું માનતા નથી અને તે કહે છે તેમ જેમ તેનું અંતઃકરણ કહે છે તેમ કર્યે જાય છે પરંતુ તેને (ગાંધીજીને) એટલો પણ વિચાર સૂઝતો નથી કે મારે અંતઃકરણ છે અને શું બીજાને નહિ હોય અથવા વેચી નાખ્યા છે! બિચારા ઋષિ મુનિઓને હજારો વર્ષ તપ કરતા અને યોગ સાધતા મોક્ષ મેળવવો દુર્લભ લાગતો તે મોક્ષ માટે તો ગાંધીજી કહે છે કે મોક્ષ મારા હાથમાં છે તે મને મળશે તોપણ મારે તે જોઇતો નથી. મારે તો ઢેઢ જાતિમાં અવતરી તેના સુખ દુઃખનો અનુભવ કરી તેની સેવા કરવી છે. તમારે મને ઢેઢ કહીનેજ બોલાવવો. મેં ઢેઢની છોકરી દત્તક લીધી છે (આ ઢેઢ અને રેંટીયાના કફી માણસને એટલું પણ ભાન નથી કે વંશ રાખવાને માટે દીકરો ન હોય તો તે દત્તક લેવાની મર્યાદા છે પણ કયાંય દીકરી લેવાનું સાંભળ્યું છે?) મારે ત્યાં બ્રાહ્મણનો પુત્ર વેદશાસ્ત્ર ભણેલો છે તે પાયખાના સાફ કરવાનું કામ કરે છે અને તેમ કરતાં તેને જરાય સંકોચ પણ નથી થતો. (હશે કોઇ પૂર્વ જન્મનો ઢેઢો એટલે સંકોચ શાનો થાય!) મુસલમાન સાથે બેસી હું તેની ડબલ

રોટી ખાઉં છું; છતાં હું મને સનાતની ચુસ્ત હિંદુ વૈષ્ણવ માનું છું ( અરે વાહરે કલજુગીઆ ચુસ્ત સનાતની વૈષ્ણવ ! તમારી લાયકાત તો બ્રહ્માએ બીજા કોઈનામાં કયારેય મૂકી નહિ હોય ! માત્ર તમે તે તમેજ છો. ) હું બુદ્ધ અને જેસસની માફક અવતારી હોવાનો પણ દાવો કરી શકું છું જો કે મારામાં વખતે કાંઇક અપૂર્ણતા હશે પણ તે દૂર થઇ શકે તેવી છે વગેરે વિધાન જાહેર ભાષણોમાં અને નવજીવનમાં તેઓ ઉપરાઉપરી કર્યા જ જાય છે. આવી હિંદુ જાતિ ધર્મ તથા દેશનો ભયંકર રીતે નાશ કરનારી પ્રવૃત્તિથી ઘણાના દિલ દુઃખાય છે પણ અપમાન થવાના ભયથી જાહેરમાં આવી બોલવાની કે પોતાને સત્ય ભાસતું હોય તેવી પદ્ધતિએ કાર્ય કરવાની તેઓ હિંમત બતાવી શકતા નથી એ એક તેઓની મોટી અને ખરેખરી ખામી છે. ઘણા સમજુ માણસો તો તેના બારમા ( માસ ) ની રાહ જોઇ બેઠા છે કે આઠ ગયા અને ચાર બાકી છે ને પૂરા થશે એટલે તેણે જે ચળવળ કરી લોકોને બહેકાવી, શૂરતા વીરતા વિનાના કાયર નપુંસક જેવા બનાવી, ધર્મ વિરૂદ્ધ અવિચારી ઉપદેશ આપી નાસ્તિક અને ઉચ્છંખલ બનાવી, અનેકને પાયમાલ કરાવી જેલ અને મોતની શિક્ષાના ભોગ બનાવી તે તરફ પોતાનો સંતાપ દાખવી, સખ્તાઈના કાયદા અને નવા કર નખાવી, વિદ્યાર્થીઓનો અભ્યાસ છોડાવી, ધર્મશાસ્ત્રો અને ઋષિમુનિઓને નિંદી, ઢેઢાઓનો અડકવાથી અને રેંટીયો કાંતવાથી સુતરને તાંતણે સ્વરાજ્ય લટકાવેલું છે તે લઇ લેવાની મૂર્ખતા ભરી વાતો કરી અંધાધુંધી કરી મૂકી છે તેમાં આખરે તેનું કાંઇ

વળનાર નથી-તે નાશીપાસ થશે. તેવા ઉપાયથી સ્વરાજય કદિ પણ મળી શકેજ નહિ, પણ તેથી તો મળતું હોય તેય અટકી જાય અને પ્રજાનો ધ્વંસ થઈ જાય. આપણે અધીરાઈ ન કરીએ તો સમય પોતાની મેળે સત્ય પૂરવાર કરશે અને ગાંધીશાહીની પૂર્ણાહુતિ થશે. અર્થાત્ વર્ષ પૂરૂં થતાં સ્વરાજય ન મળ્યું તો અત્યારે તેની પાછળ અંધ અને મૂર્ખ બનેલા લોકોજ તેનો તિરસ્કાર કરી બહિષ્કાર કરશે. હવે કાંઇ લાંબુ ખોભરવાનું નથી માત્ર ચારજ માસ બાકી છે. એટલે વાર્યો નહિ વળે તે હાર્યો વળી પોતાના મિથ્યા અભિમાન અને ગાંડપણનું ફળ-પાપ-પ્રાયશ્ચિત્ત પોતેજ ભોગવે છૂટકો છે. કેટલાક તો વળી એમ પણ કહે છે કે ગાંધીજી એ કોઈ રાજદ્વારી પુરૂષ નથી પણ રાજદ્વારી વિષય લોકોને પ્રિય હોવાથી તેના નામે સંસાર સુ (કુ) ધારાની હિમાયત કરનારા નાસ્તિક છે; કારણ કે તે એક વખતે માંસાહાર પણ કરતા હતા અને સંસ્કૃત તથા ધર્મ શાસ્ત્રના જ્ઞાન વિના બાઇબલ શીખેલું હોવાથી ક્રિશ્ચિયન પણ થઇ જતા હતા. ઉપરાંત કેટલાક એમ પણ માને છે કે તે પૂર્વ જન્મમાં ઢેઢ હશે તે વખતે તેનું કોઇએ બગાડયું હશે તેથી તેનું વેર હિંદુ અને હિંદપર લેવા જન્મેલ છે, જેમ પૂર્વકાળમાં શિખંડી ભીષ્મ પિતામહપર વેર લેવા જન્મ્યો હતો; માટે સર્વેએ સાવધાન રહેવાની જરૂર છે.

દેશજનો ! જ્ઞાની પુરૂષોના કહેવા પ્રમાણે આ સમય કલિયુગનો છે. તેમાં પ્રપંચ ભેદ બહુ રમાશે તેથી સંભાળવાનું છે. મહાત્મા કે અવતારી પુરૂષની શક્તિ અને વાણી દિવ્ય હોય છે. તે કાંઇ મિથ્યા બકવાદ, ભયંકર ભૂલો, ઘડી ઘડીમાં ફરી જવું

કે સહાયની અપેક્ષા રાખનારા શ્રદ્ધાળુ ગરીબો પાસેથી ઉલટું ધન હરતો નથી; પરંતુ સાચો મહાત્મા કે અવતારી તો ક્ષણ માત્રમાં સંકલ્પથી, દ્રષ્ટિપાતથી કે વચન ઉચ્ચારવાથી જગત આખાનો ઉદ્ધાર કરી શકે છે અને ક્રોધે ભરાય તો પળવારમાં નાશ પણ કરી શકે છે. ભોળા હિંદુઓએ એટલું પણ વિચારવાનો અવકાશ લેવો જરૂરી છે કે હિંદમાં અથવા દુનિયાના કોઇપણ દેશમાં ઇતિહાસ શું સાબિતી આપે છે? શું ઇતિહાસ એમ બતાવે છે કે ધર્મ છોડી વર્ણસંકર થવાથી કોઈ પ્રજાને સિદ્ધિ મળી છે? શું ઇતિહાસ અથવા શિષ્ટ પુરૂષોએ કયાંય એમ દર્શાવેલું છે કે અમુક પ્રજા અમુક રાજ્યના અંકુશમાંથી રેંટીયો કાંતી રૂસણું કરી ટપલા ખાઇને સ્વતંત્ર થવા પામી છે! અર્થાત્ ઇતિહાસ તો એમ ડિંડિમ વગાડીને કહે છે કે પોતાનું બળ સામર્થ્ય એકત્ર કરી લડત ચલાવ્યા વિના કે યુક્તિથી યુદ્ધ કર્યા વિના કદિપણ કોઇ પ્રજાને સ્વરાજ્ય કે સ્વતંત્રતપ્રાપ્ત થયા નથી અને થવાના નથી. માટે પ્રજાએ કોઈ પ્રકારે ભૂલાવામાં ન પડતાં ધર્મના સંરક્ષણદ્વારા સાધન સંપન્ન બનતાં રહી યુક્તિથી સ્વતંત્રતાનો માર્ગ સિદ્ધ કરવો. ધર્મનું રક્ષણ અને પાલન એટલા માટે કે જેને ધર્મ સાધ્ય છે તેને આખું જગત્ કાબુમાં લેવું તૃણવત્ લાગે છે. ધર્મમાં અખુટ બળ બુદ્ધિ જ્ઞાન અને તપનું તેજ સમાયેલું છે, તેથી તેને ધારણ કરનારનો નિ:સંશય વિજય થાય છે.

યોગ્ય સમય આવે કાળ તો તેનું કામ કરશે જ; પરંતુ પરમેશ્વરે આપણને મન બુદ્ધિ હૃદય અર્પણ કરેલ છે તેનો સદુપયોગ કરી-વિવેકબુદ્ધિથી સાર અસારને ઓળખી આજથીજ આપણે ચેતી જઇએ અને વાસ્તવિક શ્રેયના માર્ગે પ્રેરાઇએ તો

તેટલોજ આપણને અને માતૃભૂમિને લાભ છે. ગાંધીજીને લોકોએ ફરજ પાડવી જોઇએ કે તમારા મગજમાં સેતાન ગાંડપણ અને ઠેઢનો વાસ છે તેથી તમો રાજદ્વારી રણક્ષેત્રમાંથી નીકળી જઇ પ્રજાની કૃપાવડે અમદાવાદમાં સાબરમતીને કિનારે તમોએ જે સત્યાગ્રહાશ્રમ-પાગલખાનું બનાવ્યું છે તેમાં બેસી ઘોર પાપ બદલ અનશન વ્રત લઇ હરિ સ્મરણ કરો. પણ જો તમારા પ્રારબ્ધમાં જપ તપ કે આત્મચિંતન કરવાનું ન સરજાયું હોય તો અને તમારાથી જો તે ન બની શકે તેમ હોય તો આજ સુધી તમોએ જેની બહુ ભારે હિમાયત કરેલી છે તે નિરાધાર વૃદ્ધ અને વિધવાઓનું સાધન રેંટીયો કાંતો. બાકી સ્વરાજ્ય મેળવવા માટે તો પ્રજાએ લોકમાન્ય તિલકનું તથા પૂર્વના પ્રતાપી પુરૂષોએ જે રીતિએ કાર્ય કરી વિજય પ્રાપ્ત કર્યો હોય તેનું અનુકરણ કરી માર્ગક્રમણ કરવું હિતકારી છે. અસ્તુ, પરમાત્મા સર્વને સદ્બુદ્ધિ અર્પી દેશનું વાસ્તવિક માર્ગે કલ્યાણ કરવા પ્રેરણા કરે એવી ઇચ્છાસહ વિરમુ છું.

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

એ બધુંય કરવા છતાંય ભાવિ મિથ્યા થતું નથી. લાખ ઉપાય કરીએ, જાણીએ, નજરે જોઇએ છતાં ઇશ્વર તરફથી નિર્માણ થયેલ વસ્તુ ટાળી શકાતી નથી. જનમેજય રાજાએ વૈશંપાયન ઋષિનો બોધ સાંભળી ભાવિ નિવારણાર્થે અનેક યત્નો કર્યા તોપણ બનનાર બન્યુંજ હતું; તદ્વત્ અમે શું કે બીજા શું ! પરંતુ મનુષ્ય તરીકે અલ્પજ્ઞ હોઈ સર્વેએ સર્વ શક્તિમાનની અદ્રશ્ય સત્તાને આધીન થવુંજ જોઇએ.

બારડોલી પછી મતભેદ તીવ્ર રીતે વધ્યો. ગાંધીજી અને રાષ્ટ્રીય એમ બે દળમાં આગેવાનો વહેંચાઇ ગયા. ગાંધીજીના દળમાં સાધારણ લોકની માફક બુદ્ધિમાન્ નેતાઓ પણ પ્રથમ ભળી ગયા એ ઘણાને અજાયબીની વાત લાગશે; પરંતુ તેમાં અજાયબ થવા જેવું જરાય નથી. કારણ કે હમણાના આગેવાનોમાં ઘણાખરા તીડને બેસવું અને ઝાડને પડવું અથવા જેમ કોઈ અનુયાયી કે કોઇ છાપાવાળાનું બોલવું લખવું અને ગાંધીજીનું મહાત્મા થવું જેટલું સહેલું છે તેટલું જ આગેવાન થવામાં છે. ખાદીના કુડતું ટોપી ઘાલી અહિંસા દૃઢ ગોખી ગાંધીજીની જય બોલાવી છાપામાં રૂપિયા એક લાખ ભરાયલા વંચાવાથી જમનાલાલ બજાજ જેને રાજદ્વારી વિષયની ગંધ પણ નહોતી તે શી રીતે દેશભક્ત લેખાયા ! મી. એસ. આર. બમનજી હોમરૂલમાં મોટો ફાળો આપવાનું જાહેર કરી પોતે બીજી તરફ વેલેન્ટાઇન શિરોલ અને ગવર્નરને માન આપવામાં સામેલ થયા હતા છતાં શી રીતે દેશનાયક લેખાયા ? બીજા પણ ગજના આંકાની ખબર વિનાના ઘણાય એવા છે કે જેઓ નોકરી કરવાથી, નિશાળમાં મહેતાજીપણું કરવાથી નામના બેરીસ્ટર થઈ નાટક લખી છાપાવાળાના તરજુમા કરવાથી કે શેર કુંપનીઓનો ધંધો કરવાથી ન ફાવ્યા એટલે જાહેર સભામાં ગાંધીના સિદ્ધાંતોને ટેકો આપી સરકારને બે ચાર આકરી ચોપડાવી એટલે તેવાને દેશભક્ત લેખાતા કયાં વખત લાગે છે? અને એ રીતે પ્રસિદ્ધ થયા પછી જેને દેશી રાજયમાં જવાની હિમ્મત પણ નહોતી એવા ભાઈ મનસુખલાલ ગોળમટોળ બોલી લખી કયાં આજે છોટા ગાંધી બનવાની ખાએશ નથી

ધરાવતા ? ઘણા છાપાવાળાઓ પણ તેજ માર્ગ ગ્રહણ કરી ધીકતી કમાણી કરી રહ્યા છે. 'ગુજરાતી' જેવા કોઈક રડયા ખડયા છાપાવાળાએ વિરોધતા બતાવી તો તે બાપડા હિંદ અને હિંદુ હિતૈષિ પત્રને કયાં ઓછું ખમવું પડયું છે? કેટલાક મૂર્ખ લોકોએ જાહેર સભામાં તેવા સ્વતંત્ર છાપાને બોયકોટ પણ કર્યું અને તેવા અવિચારી કૃત્યને લોકોમાં ફેલાવા માટે કેટલાક બુદ્ધિહીન સ્વાર્થાંધ છાપાવાળાઓએ પોતાના છાપામાં છાપીને પ્રસિદ્ધિ પણ આપી.

સૃષ્ટિની ઉત્પત્તિથી લઈ અત્યાર સૂધાનો ઇતિહાસ તપાસવામાં આવે તો જે જે પુરૂષોએ, પ્રજાએ કે રાજાએ યુદ્ધમાં વિજય મેળવ્યો છે તે ધર્મ અને પરાક્રમથીજ મેળવ્યાનું પ્રમાણ મળે છે. ધર્મહીન કે બળ બુદ્ધિહીનનો કયાંય કોઇ સ્થળે વિજય થયો હોય એમ બન્યું નથી અને ભવિષ્યમાં બનવાનું નથી. હમણાના કહેવાતા નેતાઓ વિજયની ચાવીરૂપ એ બેઉ ઉપયોગી તત્ત્વનો નાશ કરી પોતાનો કે દેશનો જય જયકાર બોલાવવા ઉચ્છે છે એ કેવળ અસંભવિત છે. હમણાની લડતનું પરિણામ જોશું તો ઢેઢ સ્પર્શ અને શાસ્ત્રોને નિંદી વર્ણાશ્રમ ધર્મ વિરૂદ્ધ રોટી બેટી વ્યવહાર કરવાથી ધર્મનો નાશ તથા અહિંસા, શાંતિ રેંટીયો, ખાદીની હિમાયતદ્વારા બળ બુદ્ધિનો નાશ થઇ રહ્યો છે એટલેજ આગેવાનોની નિષ્ફળતા થતાં દેશજનોનો સંહાર વળી ગયો છે.

---

ધરાવતા ? ઘણા છાપાવાળાઓ પણ તેજ માર્ગ ગ્રહણ કરી ધીકતી કમાણી કરી રહ્યા છે. 'ગુજરાતી' જેવા કોઈક રડયા ખડયા છાપાવાળાએ વિરોધતા બતાવી તો તે બાપડા હિંદ અને હિંદુ હિતેચ્છુ પત્રને કયાં ઓછું ખમવું પડયું છે ? કેટલાક મૂર્ખ લોકોએ જાહેર સભામાં તેવા સ્વતંત્ર છાપાને બોયકોટ પણ કર્યું અને તેવા અવિચારી કૃત્યને લોકોમાં ફેલાવા માટે કેટલાક બુદ્ધિહીન સ્વાર્થાંધ છાપાવાળાઓએ પોતાના છાપામાં છાપીને પ્રસિદ્ધિ પણ આપી.

સૃષ્ટિની ઉત્પત્તિથી લઈ અત્યાર સૂધીનો ઇતિહાસ તપાસવામાં આવે તો જે જે પુરૂષોએ, પ્રજાએ કે રાજાએ યુદ્ધમાં વિજય મેળવ્યો છે તે ધર્મ અને પરાક્રમથીજ મેળવ્યાનું પ્રમાણ મળે છે. ધર્મહીન કે બળ બુદ્ધિહીનનો કયાંય કોઇ સ્થળે વિજય થયો હોય એમ બન્યું નથી અને ભવિષ્યમાં બનવાનું નથી. હમણાના કહેવાતા નેતાઓ વિજયની ચાવીરૂપ એ બેઉ ઉપયોગી તત્ત્વનો નાશ કરી પોતાનો કે દેશનો જય જયકાર બોલાવવા ઉચ્છે છે એ કેવળ અસંભવિત છે. હમણાની લડતનું પરિણામ જોશું તો ઢેઢ સ્પર્શ અને શાસ્ત્રોને નિંદી વર્ણાશ્રમ ધર્મ વિરૂદ્ધ રોટી બેટી વ્યવહાર કરવાથી ધર્મનો નાશ તથા અહિંસા, શાંતિ રેંટીયો, ખાદીની હિમાયતદ્વારા બળ બુદ્ધિનો નાશ થઇ રહ્યો છે એટલેજ આગેવાનોની નિષ્ફળતા થતાં દેશજનોનો સંહાર વળી ગયો છે.

---

તત્ત્વામૃત



શ્રીમદ્ જગદ્ગુરૂ આદ્ય શંકરાચાર્ય.

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ, કોટ, મુંબઈ.



અખંડ ભૂમંડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી (શ્રી મહાપ્રભુજી)
શ્રી ગુંસાઇજી અને તેઓશ્રીના સાત પુત્રો.

# સનાતન ધર્મ.

૪૯

**वेद प्रणिहितं कर्म्म धर्म्मस्तन्मङ्गलं परम्**
**प्रतिषिद्ध क्रिया साध्यः स गुणोऽधर्म्म उच्यते ॥**
**प्राप्नुवन्ति यतः स्वर्ग मोक्षौ धर्म्म परायणे ।**
**मानवा मुनिभिन्नूनं सधर्म्म इति कथ्यते ॥**

પૂજ્યપાદ ઋષિમુનિઓએ સનાતન ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે કરી છેઃ—જે પરમ મંગળ કરનારૂં કર્મ વેદ વિહિત છે તે ધર્મ, અને જે કર્મનો વેદમાં નિષેધ કરેલો છે તે અધર્મ ગણાય છે. જે કમ કરવાથી મનુષ્ય સ્વર્ગનો અને મોક્ષનો અધિકારી થાય છે તેને મહાનુભાવ મહર્ષિઓ ધર્મ કહે છે.

વેદ આપણુ હિંદુ–આર્ય પ્રજાને ઇશ્વર તુલ્ય છે. વેદ સૃષ્ટિની ઉત્પત્તિ વખતેજ પરમાત્માએ પ્રકટ કરેલા છે. વેદ મનુષ્યની કૃતિ ન હોઇ પ્રભુકૃતિ છે, માટેજ તેને અપૌરૂષેય કહેવામાં આવે છે. સૃષ્ટિ આજની નથી પણ સૃષ્ટિનો પ્રવાહ આદિઅનાદિ કાળથી ચાલ્યો આવે છે. જ્યારે સૃષ્ટિજ અતિ પ્રાચીન છે ત્યારે વેદ તો સૃષ્ટિ રચના પહેલાના પ્રકટ થયેલા હોઇ પુરાતનમાં પુરાતન કહેવાય અને તેથીજ આપણા ધર્મને પુરાતન, નિત્ય–સદા કાળનો અથવા સનાતન ધર્મ કહેવામાં આવે છે. વેદશાસ્ત્ર અતિ ગંભીર છે. તેનો અર્થ સમજવો બહુ અઘરો છે. ઋષિમુનિઓ જ્યારે વર્ષોના વર્ષો સુધી બ્રહ્મચર્ય યમનિયમ પાળી ગુરૂસેવા કરતા

થકા અધ્યયન કરતા ત્યારે વેદનો અર્થ સમજી શકતા. વેદનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનારને પ્રથમ વેદના અંગો જાણવા જોઇએ. વેદાંગ પછી પુરાણ, પછી ધર્મશાસ્ત્ર, પછી ન્યાયમીમાંસા વિગેરે દર્શન શાસ્ત્ર પછી ઉપવેદ અને પછી વેદ જાણી શકાય છે.

વેદાંગ છ છે. તેના નામઃ શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ અને કલ્પ.

પુરાણ અઢાર છે. તેના નામઃ બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, વૈવર્ત, લિંગ, વરાહ સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ. મહાભારત અને રામાયણ ઇતિહાસમાં ગણાય છે. પુરાણોના ઉપપુરાણો પણ છે.

ધર્મશાસ્ત્ર અથવા સ્મૃતિ વીશ છે. તેના નામઃ મનુ, અત્રિ વિષ્ણુ, હારિત યાજ્ઞવલ્ક્ય, ઉશનસ, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ. સ્મૃતિઓની ઉપ સ્મૃતિઓ પણ છે.

દર્શન શાસ્ત્ર સાત છે. તેના નામઃ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ મીમાંસા, દૈવીમીમાંસા અને ઉત્તરમીમાંસા (બ્રહ્મસૂત્ર).

ઉપવેદ ચાર છે તેના નામઃ આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્ય વેદ.

વેદ ચાર છે. તેના નામઃ ઋગ્વેદ, યજુર્વેદ સામવેદ અને અથર્વ વેદ. વેદના ત્રણ ભાગ છેઃ એક સંહિતા બીજો બ્રાહ્મણ-ભાગ અને ત્રીજો આરણ્યકભાગ. સંહિતાભાગમાં ઇશ્વર રૂપ દેવતાઓની પ્રાર્થના અને સ્તુતિઓના મંત્ર છે જે યજ્ઞ કરતી

વખતે ઉપયોગમાં આવે છે. બ્રાહ્મણ ભાગમાં યજ્ઞ કરાવવાની વિધિ તથા તેના ફળ અને ધર્મકથાઓ વિગેરે છે. સંહિતા ભાગમાં ગુરૂપરંપરાથી કે બીજા કારણોથી અનેક શાખા પડી ગઈ છે, જેની સંખ્યા ૧૧૮૦ છે. ઋગ્વેદની ૨૧, યજુર્વેદની ૧૦૯, સામવેદની ૧૦૦૦ અને અથર્વ વેદની ૫૦ શાખા છે.

આરણ્યક ભાગ અરણ્યમાં ઋષિઓના ચિત્તમાં સ્ફૂર્યો હતો તેથી આરણ્યક કહેવાય છે. તેમાં વાનપ્રસ્થાશ્રમીના કર્મોનું તથા મોક્ષમાર્ગનું નિરૂપણ કરવામાં આવ્યું છે; અર્થાત્ બ્રહ્મજ્ઞાન પ્રતિપાદન કરાયલું છે. આ ઉપનિષદ્‌ના નામથી પણ ઓળખાય છે. ઉપનિષદોમાં અગાધ જ્ઞાનનો ભંડાર છે; એની તુલનામાં જગતનું કોઈ દાર્શનિક શાસ્ત્ર આવી શકે તેમ નથી. ઉપનિષદ્‌ની સંખ્યા ૧૭૦ ની છે તેમાં બાર મુખ્ય છે. તેના નામઃ ઐતરેય, કૌશતકીય બ્રાહ્મણ, બૃહદારણ્યક, છાંદોગ્ય, કઠ, કેન, તૈત્તિરીય, ઈશ, માંડુક્ય, મુંડક, પ્રશ્ન અને શ્વેતાશ્વતર.

સનાતન ધર્મનું તત્ત્વ આત્માની ઉર્ધ્વગતિ કરનારૂં છે. તેમાં એક એક વિષય જગન્નિયંતાની કૃપાથી એવા સંગીન સમાયેલા છે કે તેના અધ્યયન, અવલંબનથી મનુષ્યનો ઇહલોક સુધરવા સાથે પરલોકમાં સદ્ગતિ–મોક્ષ પણ થઇ શકે છે. આજ વિશ્વવ્યાપી સનાતન ધર્મમાંથી નાના પ્રકારના ધર્મો શાખા રૂપે, પ્રશાખા રૂપે કે છાયા–ભાસરૂપે ઉત્પન્ન થયેલા છે. યુગ યુગનું પ્રાબલ્ય રહ્યા કરે છે. સત્યયુગમાં લોકો વેદ આજ્ઞા પ્રમાણે માત્ર સત્ય ઉપર ચાલતા. ત્રેતામાં તપ ઉપર, દ્વાપરમાં યજ્ઞ ઉપર અને કલિયુગમાં વેદનું અધ્યયન છોડી કર્મ ઉપર ચાલે છે. ધર્મના મુખ્ય અંગઃ

સત્ય, તપ, અને યજ્ઞ ત્યજી દેવાથી મનુષ્ય જ્ઞાનહીન, બળહીન બુદ્ધિહીન તથા ઐશ્વર્યહીન બની ગયા છે. અત્યારે પણ વેદ આજ્ઞાને ધારણ કરી વર્તનારા ધર્માત્મા પુરૂષો પરમ જ્ઞાની તથા ધન કીર્ત્તિ આરોગ્યતાએ પૂર્ણ સુખી છે.

સૃષ્ટિ ઉત્પત્તિના સંબંધમાં વેદશાસ્ત્ર આ પ્રમાણે વર્ણન કરે છેઃ–ભગવાન્ નારાયણ જળની અંદર શેષશાયી ભગવાનપર યોગ નિદ્રામાં પોઢયા છે. નારાયણના ચિત્તમાં એવો સંકલ્પ સ્ફુર્યો કે **एकोहं बहुस्यामि** "એકમાંથી બહુરૂપે થાઉં" સંકલ્પ થતાંજ ભગવાનની નાભિકમળમાંથી પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા. બ્રહ્માજીને કાંઇ કરવાની સૂઝ ન પડી એટલે આકાશવાણી થયા પ્રમાણે પિતામહે તપદ્વારા ભગવાનની આરાધના કરવા માંડી. તપથી ભગવાને પ્રસન્ન થઇ સૃષ્ટિ રચવાની આજ્ઞા આપી. પિતામહ બ્રહ્માએ ભગવાનની આજ્ઞાનુસાર સૂર્ય ચંદ્ર, ઇંદ્ર વાયુ વરૂણ અગ્નિ યમ પ્રજાપતિ સપ્તર્ષિ દેવ દૈત્ય મનુષ્ય પશુ પક્ષી વગેરે નિર્માણ કર્યા. મનુષ્યમાં સ્ત્રીપુરૂષની ઉત્પત્તિ આ પ્રમાણેઃ બ્રાહ્મણ ભગવાનના મુખમાંથી, ક્ષત્રિય બાહુમાંથી, વૈશ્ય ઉરૂમાંથી અને શૂદ્ર ચરણમાંથી ઉત્પન્ન થયા.

દેવ દાનવ પશુ પક્ષી કરતાં મનુષ્ય અવતારની મહત્તા અધિક છે; કારણ કે મોક્ષનું સાધન કેવળ મનુષ્યથીજ બની શકે છે. ત્રિગુણઃ સત્વ, રજ તમ એમ ત્રણ ગુણમયી માયામાંથી જે મનુષ્ય સત્વગુણને ધારણ કરી વેદ શાસ્ત્રનો અભ્યાસ કરી જાતિ અનુસાર કર્મ કરે એટલે કે બ્રાહ્મણે વેદશાસ્ત્ર ભણવું અને ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો તથા દાન લેવું અને દેવું. ક્ષત્રિયે વેદશાસ્ત્ર

ભણી પ્રજાનું રક્ષણ કરવું. વૈશ્યે વેદશાસ્ત્રનો અભ્યાસ કરી ગોરક્ષા ખેતી અને વેપાર કરવો; ને શૂદ્રને વેદશાસ્ત્ર ભણવાનો અધિકાર નથી પણ તેણે ઉપરના ત્રણ વર્ણ જે દ્વિજ જાતિના નામે ઓળખાય છે તેની સેવા કરવી.

દ્વિજ જાતિ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યે જન્મથી તે મરણ પર્યન્ત ધર્મશાસ્ત્રાજ્ઞા પ્રમાણે સોળ સંસ્કાર તથા પંચ યજ્ઞ આવશ્યક રીતે કરવાના છે. સોળ સંસ્કારના નામ: ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૂડાકરણ, ઉપનયન, બ્રહ્મવ્રત, વેદવ્રત, સમાવર્તન, ઉદ્વાહ, અગ્ન્યાધાન, દિક્ષા, મહાદિક્ષા અને સંન્યાસ. પાંચ યજ્ઞ: બ્રહ્મયજ્ઞ, દેવ યજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, અને નૃયજ્ઞ.

જેમ મનુષ્યની ચાર જાતિ નિર્માણ થઇ છે તેમ તેના આશ્રમ પણ ચાર છે. તેના નામ:–બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત. છોકરો આઠ વર્ષનો થાય ત્યારથી તેને બ્રહ્મચર્ય પળાવી યોગ્ય ગુરૂ પાસે વેદ શાસ્ત્રાદિ ૧૪ વિદ્યા ૨૪ વર્ષની વય થાય ત્યાં સુધી ગુરૂકુળમાં રાખી ભણાવવો તે બ્રહ્મચર્યાશ્રમ. વિદ્યા ભણ્યા પછી માતા પિતાની આજ્ઞા પ્રમાણે ૨૪ વર્ષ પછી સ્વજાતિની કન્યા કે જે ૩૫ ગુણમાં યોગ્ય હોય તેની સાથે લગ્ન કરી શાસ્ત્રના કહેવા પ્રમાણે સંતાન ઉત્પત્તિ, માતા પિતા દેવ સંન્યાસીઓ અને મનુષ્યોની સેવા, વેપારથી દ્રવ્ય ઉપાર્જન કરવાની સાથે ૪૫ વર્ષની વય સુધી કરવી તે ગૃહસ્થાશ્રમ. ૪૫ વર્ષ પછી વ્યવહારનો બોજો પુત્રને સોંપી સંસાર તરફ વૈરાગ્ય વૃત્તિથી પરમાર્થ પ્રભુભક્તિ શમદમ રાખતા થકા ૬૦ વર્ષ સુધી

રહેવું તે વાનપ્રસ્થાશ્રમ. અને તે બાદ સમસ્ત સંસારને ત્યાગી કેવળ પ્રભુપરાયણ જીંદગી ગાળવી તેનું નામ સંન્યસ્તાશ્રમ છે. કલિયુગમાં સંન્યસ્ત લેવાની આજ્ઞા નથી કારણ કે તેના નિયમ અતિ કઠિન હોવાથી દેશકાળ ફરી જતાં પાળવા મુશ્કેલ થઇ પડ્યા છે.

આ પ્રમાણે જાતિ અને આશ્રમમાં રહ્યો થકો મનુષ્ય સોળ સંસ્કાર, સંધ્યા, પાંચ યજ્ઞાદિ નિત્ય કર્મ, તીર્થયાત્રા શ્રાદ્ધ યગયાગ સત્સંગાદિ નૈમિત્તિક કર્મ કરે એટલે તે પાપમાંથી મુક્ત થઇ સ્વર્ગ અને મોક્ષનો અધિકારી ઠરે છે.

વેદ જેમ અપૌરૂષેય અથવા ભગવદ્ વાક્ય છે તેમ શ્રીમદ્ ભગવદ્‌ગીતા પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્માના મુખથી કહેવાઇ છે એટલે તે પણ વેદ તુલ્યજ છે. આ બેઃ વેદ અને ગીતા ભગવદ્વાક્ય હોવાથી ત્રિકાળાબાધિત છે. તેમાં સકળ જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે, જરા પણ અપૂર્ણતા જોવામાં આવતી નથી. વેદ અને ગીતા આપણા હિંદુઓનું તો પરમ દૈવત હોઇ આપણે તેને પ્રભુ સ્વરૂપ માની તેની આજ્ઞાનુસાર વર્તીએજ; પરંતુ મેકસમૂલર હીરેન, ટાડ, જોન્સ, એરિયન ટેલર, વિલ્સન, રોબર્ટસન વિગેરે યુરોપીઅન પંડિતો પણ વેદ ગીતાજીને જોઇ તેના સર્વાંગ સંપૂર્ણ જ્ઞાનથી આશ્ચર્યચકિત થઇ જઇ તેના પર અનેક પુસ્તકો રચી ગુણ ગાયા છે. વેદ પ્રાચીનમાં પ્રાચીન છે એમ તેઓએ મૂકત કંઠે સ્વીકાર્યું છે.

સનાતન ધર્મમાં પાંચ દેવની ઉપાસના કરવાનું વિધાન છે. ભગવાન શ્રીકૃષ્ણ મુખ્યદેવ છે પરંતુ દેવતાઓ પણ ભગવાનના

અંશરૂપ છે, તેથી એકમાર્ગી બની પોતપોતાનો વાડોજ સાચો બાકી બધું ખોટું એમ ન માનતાં શાસ્ત્રાજ્ઞા પ્રમાણે પોતાના ઇષ્ટદેવને મુખ્યરૂપ અને બીજાઓને ગૌણરૂપે ઉપાસવા. પાંચદેવના નામઃ વિષ્ણુ ( શ્રીકૃષ્ણ ), ગણપતિ, સૂર્ય, શિવ અને શક્તિ ( લક્ષ્મી કાલી, સરસ્વતી વગેરે માતા. )

ઉપર પ્રમાણે સનાતન ધર્મ તેની વિધિ અને સાધના છે. કલ્યાણ ઇચ્છનાર મનુષ્યે સદ્ગુરૂદ્વારા ધમને જાણી આચરવો જોઇએ. આપણો મનુષ્ય યોનિમાં અવતાર અનેક જન્મના અંતે મહાન્ પુણ્યના યોગે ભગવાનની પરમકૃપાથી થયો છે, તેને બીજા દેશની વિષય લુબ્ધ પ્રજાની માફક કિંવા દેહને આત્મા માનનારા નાસ્તિકોની જેમ વ્યર્થ ગુમાવી ન દેવો જોઇએ. શાસ્ત્રની આજ્ઞાનુસાર વર્તનારનેજ ખરૂં અને નિત્ય સુખ મળે છે. શાસ્ત્રને ગપોડા સમજી અથવા પોતાને અશક્ત માની ઇન્દ્રિયોને આધીન થઇ જે માણસ વિષયનો કીડો બની વર્તે છે તે અતિ દુઃખી થવા સાથે દારૂણ નરકનો અધિકારી ઠરે છે. કલિયુગ છે તેથી સનાતન ધર્મમાંથીજ કઇક પાખંડ પ્રકટ થશે, કઇક અધમ વ્યક્તિઓ તેની નિંદા કરશે-તે પ્રત્યે ઘૃણા બતાવશે, તેને નષ્ટ કરવા કોશિષ કરશે, માટે તેવાના ભોગ ન થતાં ધર્મના આચરણ અને રક્ષણ દ્વારા ધર્મને સજીવન રાખી પરમ પદના અધિકારી બનવું.

પરમાત્મ સ્વરૂપ ઋષિ મુનિઓએ હજારો અને લાખો વર્ષ તપ યોગ ભક્તિનું અનુષ્ઠાન કરી વેદનું ગહન તત્ત્વ પ્રાપ્ત કર્યું હતું. વેદના સ્વરૂપ જ્ઞાનને જાણ્યા પછી તે ઉદાર આત્માઓએ જગ-

ત્ના હિતાર્થે અનેક શાખા પ્રશાખા રૂપે તે જ્ઞાન પ્રકટ કર્યું છે. ભારતના-હિંદુ પ્રજાના દુર્ભાગ્યે આજે તેમાંથી ઘણું થોડું બચ્યું છે-મળી શકયું છે; બાકી બધું કયાં ચોરાઇ ગયું કે નષ્ટ થઇ ગયું તેનો પત્તો નથી; છતાં પણ જે છે તે ઓછું નથી. આપણી પાસે સનાતન ધર્મરૂપી અમૃત છે કે જેના અવલંબનથી ધર્મ અર્થ કામ અને મોક્ષ ચારેય પુરૂષાર્થ સફળ થાય તેમ છે છતાં કંઇક કલિયુગી જીવો-પામર બુદ્ધિના પ્રાણીઓ તેમાં ખામી કાઢી ધર્મને નષ્ટ કરવા કોશિષ કરી રહ્યા છે. પરંતુ તેથી જરાય સંતાપ પામવાનું કે ડગવાનું નથી. હિંદુસ્થાનમાં હિરણ્યાક્ષ રાવણ, કંસ, ચાર્વાક ઇત્યાદિથી લઇ હજારો સમર્થ આસુરી જીવો થઇ ગયા. તેઓએ સનાતન ધર્મને નિર્મૂળ કરવા ઘણી ઘણી કોશિષ કરી હતી પણ સઘળી વ્યર્થ નિવડી હતી. સનાતન ધર્મનો નાશ કરનારા પોતેજ નાશ પામી ગયા અને તેમણે કરેલો સઘળો પુરૂષાર્થ ધૂળમાં મળી ગયો. જયારે એવાઓથી કાંઇ ન વળ્યું તો અત્યારના બિચારા રાંકલા ઢીકલા પતંગીઆઓથી શું વળવાનું હતું ! નાસ્તિકો સનાતન ધર્મ વિરૂદ્ધ પોકાર કરી નાતો જાતો અળસાવી ઢેઢ ભંગીને એક કરી, ગમે તેની સાથે ગમે તે ખાવાની, વિધવા વિવાહની, મૂર્તિપૂજા શ્રાદ્ધાદિ ન કરવાની, અવતારો, દેવતાઓ, પુરાણો, તથા મથુરા કાશી ગંગા યમુનાદિ તીર્થસ્થાનોને ન માનવાની વાતો કરે છે પરંતુ તેથી તેનો અને તેમનામાં મોહ પામેલાઓનો નાશ થવાનો છે. સનાતન ધર્મનું એમાં રૂંવાડુંય ખંડિત થવાનું નથી એ નિશ્ચિત માની લેવું.

ગીતાજીમાં ભગવાને પ્રતિજ્ઞા કરવા મુજબ જયારે જયારે ધર્મનો નાશ થાય છે, અધર્મ વધી જાય છે, સત્પુરૂષો રીબાવા

માંડે છે, દુષ્ટો પરોપકાર, દેશોન્નતિ, એકતાના નામે મહાત્મા બની તાગડધીન્ના કરે છે ત્યારે ત્યારે ભગવાન સ્વયં મુખ્ય અવતાર રૂપે કે અંશાવતાર રૂપે પૃથ્વીપર અવતરી અધર્મને નિવારી ધર્મ સ્થાપે છે. સત્યયુગથી આરંભી આજ સૂધીમાં એવા મુખ્ય અવતાર નવ થઇ ચૂકયા છે. તેના નામ: મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ કૃષ્ણ, અને બુદ્ધ. હવે દશમો અવતાર કલ્કિ ભગવાનનો થશે જે ધર્મજ્ઞોનું રક્ષણ કરી ધૂર્ત, પાખંડી, સનાતન ધર્મદ્રોહીઓનો નાશ કરશે; માટે કોઇ હિંદુ આત્માએ ગભરાવું નહિ. તેમ લાલચથી કે વેષધારી મહાત્માઓના અડુક દડુકીઆ ફાવતા ફાવતા વચનોથી ચલિત થવું નહિ. ભગવાન્ સર્વ સમર્થ છે. તે સત્પુરૂષોની કસોટી તો કરે છે; પરંતુ કસોટીના અંતે ઉત્તીર્ણ થનારને અનંત સુખ આપે છે એમાં સંદેહ નથી. લોકો સાથે મળીને આપણા દુઃખ નિવારવા, અગવડો દૂર કરવા, સુખ સાધનો વધારવા પ્રયત્ન અવશ્ય કરવો તેમ સાથે ન બને તો એકલા પણ કરવો પરંતુ તે ધર્મ સાચવીને, ધર્મની આજ્ઞાનુસારજ કરવો. સ્વચ્છંદ બુદ્ધિને કે દેખાદેખીને તેમાં સ્થાન હોવું જોઇએ નહિ.

મુખ્ય અવતારો ઉપરાંત અંશાવતાર પણ થયા છે ને થાય છે. ગુરૂ દત્તાત્રેય, કપિલદેવ, પૃથુ વગેરે. ઋષિ મુનિ અથવા આચાર્ય રૂપે પણ ભગવાન ધર્મની રક્ષા અને સ્થાપના કરે છે. ભગવાન્ વેદવ્યાસ, વસિષ્ઠજી, નારદજી, શુકદેવજી, ભૃગુ, ભરદ્વાજ, અંગિરા વગેરે અને હમણા બે હજાર વર્ષ દરમ્યાનમાં બુદ્ધ ચાર્વાક જૈન કાપાલિક શાક્તનું જોર વધી જતાં જગદ્ગુરૂ શ્રીમદ્ આદ્ય

શંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય શ્રીમદ્ રામાનુજાચાર્ય અને શ્રીમદ્ માધવાચાર્ય. આ ચારે આચાર્યોએ અવતાર ધરી સનાતન ધર્મનું રક્ષણ કર્યું હતું. આપણા ભારતવર્ષમાં અત્યારે આ ચાર આચાર્યોના સંપ્રદાયો વેદ વિહિત અને માન્ય ગણાય છે કારણ કે આ ચારેય આચાર્યોએ વેદનું રક્ષણ કરી વેદત્રયી ઉપર ભાષ્ય કરી, સનાતન ધર્મની રક્ષા અને પ્રચાર કર્યો છે. આપણામાં સ્વામીનારાયણ, રામાનંદી, ગોરખ, કબીર, વગેરે અવાંતર પંથો પણ છે. આચાર્યોનાં જેમ ધર્મ રક્ષણ કરવા પ્રભુ પોતાનો અંશ મૂકે છે તેમ યુધિષ્ઠિર, પ્રતાપ, શિવાજી જેવા રાજાઓમાં પણ પ્રવેશ કરી ધર્મ, જાત અને દેશનું રક્ષણ કરાવે છે.

---

## ધર્મની સ્થિતિ, આચાર્યો અને હિંદુ પ્રજા.

૫૦

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।
तमेकं दुर्लभं मन्ये शिष्य संताप हारकम् ॥

કલ્પવૃક્ષ જેવા હિંદ દેશમાં કે જ્યાં ભગવાન્ શ્રી રામચંદ્રજી કે હરિશ્ચંદ્ર કે અંબરીષ જેવા ધર્મનિષ્ઠ રાજા હોય ત્યાં ધર્મની સ્થિતિ ઉન્નત રહે એમાં સંદેહ શો ? હિંદુ દ્વિજ જાતિના ઘરે ઘરમાં વેદના પવિત્ર ધ્વનિ સંભળાતા હોય, અગ્નિહોત્ર રાખવામાં આવતો હોય, યજ્ઞયાગ થતાં હોય, સત્ય તપ યોગ ભક્તિ જ્ઞાનની ઉપાસના થતી હોય, ફળફૂલવાળા વનો હોય, દેશની પેદાશ

પરદેશ ઉપડી જતી ન હોવાથી અને કરના બોજા ન હોવાથી અનાજ, દહીં દૂધ, ઘી સસ્તા મળતા હોય, ઋષિમુનિઓ પાત્ર જોઇ નિસ્વાર્થ બુદ્ધિએ ઉપદેશ કરતા હોય, લાંચ રૂશ્વત ન ખવાતી હોય, અન્યાય પક્ષપાત ન થતો હોય, ઠામ ઠામ અખાડા હોય જેમાં નાના મોટા તમામ કસરત તથા યુદ્ધક્રિયા શીખતા હોય, ચોરી લૂંટફાટ, જુગાર, વ્યભિચાર, ગૌવધ, દારૂ, માંસ સેવન ઇત્યાદિ દુરાચાર બંધ હોય, ત્યાં ધર્મની સ્થિતિ સર્વોત્કૃષ્ટ ચડીઆતી હોય એમાં નવાઈ શી? જે દેશમાં રાજા, આચાર્યો અને આગેવાનો ધર્મપ્રેમી તથા પરમાર્થ બુદ્ધિવાળા હોય તે દેશમાં ધર્મની હાલત અત્યંત શ્રેષ્ઠ હોય એ સ્વાભાવિક છે.

દુર્ભાગી હિંદ ધર્મના ઉન્નત શિખરેથી ચ્યુત થઇ અત્યારે અત્યંત અવનત હાલતમાં છે. આર્યોએ પૂર્વકાળમાં જેટલા સુખ માન સંતોષ આનંદ પ્રમોદ ભોગવ્યા તેટલાજ અત્યારે દુ:ખ અપમાન, અસંતોષ, ક્લેશ, ગધાવૈતરા ભોગવે છે. એકાએક આટલો જબર ફેરફાર થવાના કારણ ઘણા છે. પ્રથમ તો કુસકાળનું કારણ ગણી શકાય. બીજું રાજા આચાર્યો આગેવાનો ભ્રષ્ટ પતિત થઇ ગયા અને ત્રીજું સાધન તથા પ્રજામાં પણ ફેર પડી ગયો છે.

બુદ્ધદેવ પછીના વખતથી જે જે રાજાઓ થયા છે તેમાં વિશેષે કરીને ધર્મચ્યુત, કમતાકાત, મૂર્ખ અને પ્રજારંજાડ કરનારાજ થયેલા છે. શાસ્ત્રી અને પંડિત વર્ગમાંથી પણ રાજા રામમોહનરાય અને દયાનંદ સરસ્વતી જેવા ઘણા બુદ્ધિભ્રંશ, કુતર્કી, અવળે રસ્તે ચડી ચડાવનારા પેદા થયા છે. આગે-

વાનોમાં તો કોઇ વિરલજ શુભ હેતુ અને પવિત્ર બુદ્ધિવાળા હશે બાકી ફદાફૂદ કરનાર ઘણાખરા શાસ્ત્રજ્ઞાનરહિત, દંભી અને ધર્મદ્રોહીજ પેદા થયા છે. પ્રજામાં લગભગ સેંકડે ૯૯ ટકા તો સારાસારનો વિવેક વેચી, ટૂકડા રોટલા માટે સર્વસ્વનું દાન કરનાર, બિનસંસ્કારી, પોતાને હલકું માની બીજાનું જોઇ વગર વિચાર્યું અનુકરણ કરનાર અને વખાણનાર જન્મેલ છે. પ્રભુના કૃપાપાત્ર કોઇ કોઇ સમજુ પુરૂપ કોઇ કોઈ સ્થળે અસ્તિત્વમાં છે તેઓ બહુધા સાધનની તંગીથી કે સાધનના અભાવે પીડાતા હોય છે એટલે ધર્મ કાર્ય કરવા અશક્ત છે.

સ્વચ્છંદ જમાનામાં સ્વચ્છંદીઓ સંસાર બગાડની હિમાયત તો રાતદિવસ કર્યાજ કરે છે પરંતુ પોતે પ્રતિજ્ઞા લઇને ધારાસભામાં જાય છે કે અમે લોકોના સેવક છીએ અને લોકોની ઇચ્છા મુજબ વર્તશું એમ ભોળવાવી મત તથા દ્રવ્ય લઇ જાય છે. ધારાસભામાં ગયા પછી લીધેલ પ્રતિજ્ઞાનુ વિસ્મરણ કરી જાણે લોકોએ તેઓને કેમ સર્વ સત્તા સુપ્રત કરી દીધી હોય! અને તેઓ બાપ માલિકીનો હક્ક ધરાવતા હોય! તેમ લોકોના રક્ષણની અને લાભની વાત પડતી મૂકી વિધવા વિવાહનો, હિંદુ સ્ત્રીઓએ પતિ પાછળ સતી ન થવાનો, ધર્મ શિક્ષણ અને ધર્મને અપાતું ઉત્તેજન બંધ કરવાનો, અને ઢેડ સ્પર્શ કરવાની ફરજ પાડનારો કાયદો પસાર કરાવવાની તનતોડ મહેનત કરે છે. પવિત્ર લગ્ન વિધિનો હેતુ જાણ્યા વિના બ્રાહ્મણ ઢેડડી સાથે અને ઢેડડી બ્રાહ્મણ સાથે લગ્ન કરી તે વારસાના હક્ક સુદ્ધાં મેળવી શકે એવા કાયદા વળી ધારાસભામાં ઘડવાની હિમાયત કરે છે

મી. બાસુ, પટેલ, ગોર વગેરેએ એજ પ્રમાણે હિંદુ પ્રજાને વર્ણસંકર બનાવવા धारी હતી; પરંતુ તે સામે લોકોના સખ્ત પોકારથી તેઓ નિષ્ફળ નિવડયા છે. મી. પટેલના વર્ણસંકર બીલ વખતે સભાઓ ભરી બીલનો નિષેધ કરવા કરાવવા ઉપરાંત નીચે પ્રમાણે પ્રાંત હજાર હેન્ડબીલ છપાવી મુંબઇ ગુજરાત કાઠિયાવાડ કચ્છ વગેરે સ્થળે ગુજરાતી ભાષા લખનારી બોલનારી હિંદુ પ્રજામાં વહેંચાવ્યા હતાઃ—

## હિન્દુ ધર્મ પર ભારે આફત.

## હિંદુઓએ સત્વર સાવધાન થવાની જરૂર.

હિંદની પરતંત્રતાથી તથા પરદેશી પ્રજાના સંસર્ગથી હિંદુઓ આજકાલ ધર્મ કર્મહીન, નાસ્તિક, ભીરૂ, દરિદ્ર, મોજશોખી અને પોતાના તથા પારકા વચ્ચેનો વિવેક વિસરવા લાગ્યા છે.

એથી હિંદુ જાતિ અને ધર્મપર ખ્રિસ્તી મુસલમાન પારસી અરે! મૂઢ હિંદુઓ તરફથી અનેક આક્ષેપ મૂકાય છે અને હિંદુ જાતિ તથા ધર્મને નાબુદ કરવા પ્રયાસ ચાલી રહેલ છે.

જેમકે; રા. મોહનદાસ ગાંધી, રા. પટેલ અને પારસી ક્રિશ્ચિયન છાપાઓ હિંદુ ધર્મ વિરૂદ્ધની–હિંદુઓના દિલ દુઃખવનારી–જેમાં હિંદુઓએ પોતાનું સર્વ શ્રેય માન્યું છે એવી વર્ણાશ્રમ–નાતજાત કાઢી નાખવાની તથા અંત્યજોનો સ્પર્શ કરવાની અવિચારી ચળવળ જોસભેર ચલાવી રહ્યા છે તે એટલે સુધી કે દેશમાં વસતા ભિન્ન ભિન્ન જાતિ અને ધર્મના લોકોની કેવળ રાજદ્વારી વિષય ચર્ચનારી કોંગ્રેસ સભાઓમાં

આ નાશકારક હિલચાલ ચલાવી તે હિંદુ ધર્મના દ્રોહીઓ, શાંત રહેતા નથી પણ સાથે સાથે પરબ્રહ્મની દશાએ પહોંચેલા હિંદુઓના ધર્મશાસ્ત્ર પ્રણેતા ઋષિમુનિઓને શયતાન અને પાખંડી કહેવાની પણ ગાંધીજી જેવા ધૃષ્ટતા બતાવી રહ્યા છે. અને હિંદુ ધર્મશાસ્ત્રો તેમના મતે શયતાનીયત ભરેલા હોય નવા રચવાની હિમાયત કરે છે.

આવી અવિચારી પ્રવૃત્તિથી હિંદુધર્મના મોક્ષદાયી રહસ્યથી અજ્ઞાત અને ભોળા હૃદયના અનેક હિંદુઓ તેઓ સાથે સામેલ થઈ ભ્રષ્ટ થાય એ સ્વાભાવિક છે.

આવે વખતે હિંદુ સનાતન ધર્મના નાના મોટા તમામ માણસેઃ બ્રાહ્મણ, વાણીયા, રજપુત, ભાટીયા, લુવાણા, કણબી, સોની, પૈસાદાર ગરીબ, ભણેલ અભણ, રાજા પ્રજા સર્વેએ શિવાજી મહારાજની માફક સ્વધર્મ અને સ્વદેશની દાઝ દિલે ધરી ક્ષણ પણ વિલંબ કર્યો વિના જાગૃ થઇને પ્રયત્નવાન્ બનવું જોઇએ.

કાર્યની રીતિઃ પ્રથમ પોતે હિંદુ ધર્મનું રહસ્ય ગુરૂ અને શાસ્ત્રીય ગ્રંથોદ્વારા જાણી લેઈ જે કોઈ સહવાસમાં આવે તેને પ્રસંગાનુસાર હિંદુ ધર્મ સ્વરાજ્ય સાથે સમજાવવો, ગામેગામ "હિંદુ સભા" સ્થાપન કરાવી હુન્નર ઉદ્યોગ સાથે ધર્મશાસ્ત્રોનું ખાસ જ્ઞાન આપનાર શાળા પાઠશાળા શરૂ કરાવવી.

તેમાં પણ અતિ જરૂરી તો એ છે કે, મુંબઇ, અમદાવાદ, રાજકોટ, દિલ્હી, કરાંચી, કલકત્તા, મથુરા, કાશી, મદ્રાસ જેવા સ્થળમાં દૈનિક પત્ર, અઠવાડિક પત્ર અને માસિક પત્રો કઢાવવા, વિદ્વાન્ ઉપદેશકો મોકલી ઉપદેશ અપાવવો અને સ્થળે સ્થળે સંમેલનો ભરી ઋષિકુળ સ્થાપવા.

અત્યંત ખેદની વાત છે કે, હિંદુઓના દેશમાં અનેક ધર્મનિષ્ટ શ્રીમંત અને સત્તાધારી હિંદુઓ હોવા છતાં હિંદુઓની કોઈ શાળા, પાઠશાળા, વિદ્યાલય, મહાવિદ્યાલય, દૈનિક પત્ર કે અઠવાડિક પત્ર નથી તેમ કોઇને કાઢવાનું પણ સૂજતું નથી; નહિતર હિંદુઓને હાથે બીજા અનેક નિરર્થક કાર્યોમાં અને તે પણ હિંદુ ધર્મનું નિકંદન કાઢનારાઓનેજ બહુ મોટી રકમો ધર્માદા–ઉત્તેજન તરીકે અપાય છે. તેમ કોઇ પ્રયાસ પણ કરતું નથી સિવાય કે જગદ્ગુરૂ શ્રીમદ્ શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજ અને મુંબઇનું અઠવાડિક પત્ર "ગુજરાતી" જેઓ બન્ને હિંદુ સનાતન ધર્મની એકનિષ્ઠ સેવા બદલ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

માટે બની શકે તો એક કે બે શ્રીમંત હિંદુઓએ અને તેમ ન બને તો વધારેએ મળી હિંદુ ધર્મના રક્ષણની ખાતર હિંદુ સનાતન ધર્મ અને તે સાથે દેશનો અતિ અગત્યનો પ્રશ્ન સ્વરાજ્ય ચર્ચનારૂં "હિંદુ" નામનું દૈનિક પત્ર મુંબઇમાં તુરત કઢાવવું, મોટું ફંડ એકઠું કરી સનાતન ધર્મના ઉપદેશકો દેશમાં સર્વત્ર મોકલવા અને પ્રસંગોપાત હસ્તપત્રીકાઓ છપાવી વંટાવવી. જો આવા પ્રયાસો શરૂ કરવામાં નહિ આવે કિંવા ધર્મના રક્ષણ તરફ હિંદુઓ મંદતા દાખવશે તો પાખંડીઓનાં દુષ્ટ પ્રયત્નથી હિંદુ જાતિ તથા ધર્મને ભારે ક્ષતિ પહોંચશે; તેથી કોઇ પણ જાતનો સંકોચ ભય લાલચ કે લોભ રાખ્યા વિના પ્રાતઃસ્મરણીય શ્રીમદ્ વલ્લભાચાર્યજી, આદિ જગદ્ગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યજી અને મહારાણા પ્રતાપનો આદર્શ દ્રષ્ટિ સન્મુખ રાખી આ

ક્ષણથીજ કાર્ય કરવા મંડી જવું એવી પોતાને હિંદુ કહેવડાવનાર પ્રત્યેક હિંદુભાઈ પ્રત્યે મારી આગ્રહયુક્ત વિનતિ છે.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી

ઠે. ચાઈના બીલ્ડીંગ—ભીંડીબજાર, મુંબઈ.

સંવત ૧૯૭૭ પોષ સુદિ ૧૧ ગુરૂવાર.

હેન્ડબીલો તથા લેખો પ્રસિદ્ધ કર્યા પછી સભાઓ ભરવા નક્કી કર્યું. પ્રમુખસ્થાન લેવા માટે બે ત્રણ વિદ્વાન્ ગણાતા આચાર્યો પાસે જઈ વસ્તુસ્થિતિ જણાવી તેઓને સભાપતિ થવા વિનતિ કરી. આચાર્ય મહારાજે કહ્યું: ઉતાવળ કરો નહિ; બીજા આચાર્યો બહાર ગયા છે તે આવશે એટલે તેમની સલાહ લઇ વિચારશું. અમોએ કહ્યું મહારાજશ્રી! અત્યારે શાન્તિ કે સબુરીનો સમય નથી. પટેલ ગોર જેવા નાસ્તિકને તો આવું વર્ણસંકર બીલ લાવવાનો કોઈ અધિકાર નથી પરંતુ સરકારને પણ તેવા બીલને કાઉન્સિલમાં દાખલ થવા દેવાનોય અધિકાર નથી. સન ૧૮૫૭ ના બળવા વખતે રાણી વિકટોરીઆએ સ્પષ્ટ કબુલાત આપી છે કે, અમો તમારા ધર્મમાં હસ્તક્ષેપ કરશું નહિ, આવી ચોખ્ખી શરત છતાં શામાટે વાઇસરોય એવા હિંદુ ધર્મ વિરૂદ્ધ બીલોને દાખલ કરવાની મંજુરી આપે છે? યદિ સરકાર લોક લાગણીનો અનાદર કરી પરવાનગી આપે તો આપણે સાફ જણાવી દેવું જોઇએ કે એથી પરિણામ ઘણુંજ અસંતોષકારક આવશે માટે તેને તત્કાળ રદ કરી ભવિષ્યમાં તેવું ન થવા પામે તેની સાવધાની રાખજો.

આટલી આકરી સૂચનાથી આચાર્યશ્રી ગભરાઇ બોલી ઉઠયા કે વખતે તેમ કહેવા જતાં સરકાર નારાજ થઈ એકનું બીજું કરે તો? અમોએ જણાવ્યું કે જો તે એકનું બીજું કરશે તો તેમાં આપને ફાંસીએ નહિ ચડાવી દે. જોકે ધર્મની ખાતર ફાંસીએ ચડવાનો મોકો આવે તો આચાર્યોએ ચડવું પણ જોઇએ; પરંતુ આ બાબતમાં તો આપે બેફિકર રહેવું. ધર્મના રક્ષણાર્થે ફાંસી નહિ કિંતુ શૂળીએ પણ ચડવા અમો તત્પર છીએ; માટે આપ નિર્ભય થઇ પ્રમુખસ્થાન સ્વીકારો. અમારે તમારો કોઈ પ્રકારનો ભોગ જોઇતો નથી. અમારે ફક્ત આગેવાની અને પીઠ ઠોકનાર તરીકે ટેકો જોઇએ છે. આ પ્રમાણે વાતચીત થયા બાદ આચાર્યશ્રી પોતાની અશક્તિ બતાવી શાંત રહ્યા ત્યારે બીજા આચાર્ય જે સારા વિદ્વાન્ વકતા અને જાહેરમાં ભાગ લેવા હોંસીલા છે તેને મળી વિનતિ કરી. તેમણે નમ્રતાથી જવાબ આપ્યો કે તમારૂં કહેવું બધું સાચું છે. અમારે આગેવાની ભર્યો ભાગલઇ ધર્મરક્ષાનું આંદોલન કરવું જોઇએ પણ પ્રવાહની સામે પડવા અમો ખુશી નથી. ત્યારે અમે આચાર્યશ્રીને કહ્યું કે આપના પૂર્વજ પુરૂષે અતિ વિકટ સંજોગમાં જે વખતે બિલકુલ પ્રવાસના સાધન ન હતા, યૌવની રાજય હતું, લોકો ધર્મવિમુખ હતા તે વખતે જીવના પણ જોખમ વહોરી ધર્મ રક્ષણનો ઉપદેશ આપ્યો હતો; તો શું આપ તે મહાન્ આચાર્યના કુળમાં ઉત્પન્ન થઇ, તેના પ્રતાપે સુખ સંપત્તિ કીર્તિ માન ભોગવો છો છતાં એમણે કરેલું અને કીધેલું કાર્ય કરતા નથી તેથી શું આપ એમને લાંછન લગાડતા નથી? મહારાજ સમજુ હોઈ કબુલ કર્યું કે અમારામાં અલ્પ શક્તિ છે એટલે કાંઇ કરી શકતા નથી.

ત્રીજા એક આચાર્ય બહુ સમજુ છે, સંયમી છે, ધર્મને અર્થે મરવા પણ તૈયાર થવું હોય તો થાય તેવા છે, પરંતુ તેને બે વાતની ચુપ છે. એક પ્રવૃત્તિ કરવા જેટલું દ્રવ્યનું સાધન તેની પાસે નથી ને બીજું તેઓ શાસ્ત્ર જ્ઞાન ઓછું ધરાવે છે; તેમ છતાં તે ભલા લાગણીવાળા પુરૂષ બનતું કર્યા કરે છે.

ધર્મની શિથિલતા દૂર થાય, સમય પરત્વે ધર્મસેવા કરવા સજ્જ રહે, તેવા ઉપયોગી કાર્યમાં આવશ્યક સહાય મળી રહે; માટે શાસ્ત્રી પંડિતોનો પણ સારી પેઠે પરિચય કરી જોયો; પણ તે બાપડાઓને દુનિયાની ગમ નથી. પોપટની માફક લખ્યું ગોખ્યું બોલે એટલુંજ. તેઓ ભાગ્યદેવીના વફાદાર ગુલામ એવા છે કે એક તરણાના બે પણ ન કરે. પંડિતજી ! પ્રમાદથી ભારે અનર્થ થશે, તમારે કાંઈક કરવું જોઇએ; ત્યારે તેઓ કહે છે કે આપણે શું કરી શકીએ ! ભલેને નાસ્તિકો ગમે તેમ કરે, તેઓ ફાવે તેટલું કરે તોય સનાતન ધર્મને બિલકુલ ઇજા કરી શકે તેમ નથી એમ નક્કી માનવું. ઇશ્વર એની ખબર લેવાવાળો સમર્થ છે; આવા આવા પુરૂષાર્થહીન અકર્તવ્યતાના ઉદ્ગારો કાઢી શાસ્ત્રી પંડિતો પોતાની અશક્તિ જણાવવા લાગ્યા છે. કોઇકોઇ મૂઢ તો વગર સમજ્યે આગળ આવવાની લાલસાએ પ્રથમ નાસ્તિક આગેવાન વિરૂદ્ધમાં બોલે છે કિંવા લખે છે પણ પછી ભાવતું ભાવતું લખી તેની સાથે દોસ્તી બતાવી તેના વખાણ કરવા મંડી જાય છે. રાજકીય અંદોલન કરનાર નેતા ઢેઢ સ્પર્શ કરાવી સનાતન ધર્મનો ખુલ્લે ખુલ્લો દ્રોહ કરે છે છતાં તેને માટે કોઇ કોઇ દુષ્ટ એવું લખે છે કે તે તો જગતમાં વૈષ્ણવતા ફેલાવે છે; આના કરતાં બીજી શી વધારે ધૃષ્ટતા કે મૂર્ખતા હોઈ શકે !

લોકોને અત્યારે ધર્મની વાત ખરી રીતે સાંભળવી ગમતી નથી. તેમાં તેઓને રસકસ જણાતો નથી. ધર્મનું લખાણુ વાંચવા કે દેવમંદિરમાં કે ધર્મની સભામાં જવા લોકો બિલકુલ ઇચ્છતા નથી. તેમ તેઓ ધર્મહિતના ફાળા ફંડમાં ભરવાની અનઇચ્છા-અરૂચિ બતાવશે, જયારે વિષય વાસના અને ઢેઢીઆ છાપામાં કે ધર્મનું નિકંદન વાળવાનું હોય તેવા ફંડમાં ખૂબ પૈસો ખર્ચશે, ધક્કામૂક્કા ખાતા ઉલટથી સભામાં જશે તથા હરેક સેવા ઉઠાવવા તત્પરતા પણ બતાવશે. આ પ્રમાણે આપણી હિંદુઓની અસ્તવ્યસ્ત હાલત છે.

---

## શ્રીયુત્ ન. પુ. સંઘવી.

### ૫૧

### बहुरत्ना वसुन्धरा ।

હિંદની સ્થિતિ બહુ બગડી અને બદલી છે તો પણ પવિત્ર કર્મભૂમિ આર્યાવર્ત પ્રભુની કૃપાપાત્ર ભૂમિ છે. તેમાં ક્યાંક ક્યાંક છૂપા અને જાણીતા રત્નો પડયા છે. શ્રીયુત્ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી એ એક અમદાવાદનું, તેમની જ્ઞાતિનું, સનાતન ધર્મનું, હિંદુઓનું અને હિંદીઓનું આભૂષણ-રત્ન છે. આ સજ્જનની ઉપયોગીતા તમામ જાતિ અને કોમ સંસ્થાઓને એવા હેતુથી દર્શાવવામાં આવી છે કે તે ભાઈ અમદાવાદમાં રહે છે અને જાહેર ચળવળમાં આજ ૩૦-૩૫ વર્ષ થયા ભાગ લે છે તેથી અમદાવાદને માટે. હિંદુ જાતિઓ કિલ્લારૂપ રક્ષક તરીકે ઇશ્વર તરફથી નિયત થઇ છે. તેનું ( જ્ઞાતિ સંસ્થાઓનું )

પરદેશીઓના સેંકડો હલ્લા હિંદ–હિંદુઓપર ઉપરાઉપરી થવા છતાં હિંદુઓને બચાવી રાખ્યા છે માટે તેનું હરેક પ્રકારે સંરક્ષણ અને સંવર્ધન થવુંજ જોઇએ; એવું શ્રી સંઘવીજી પ્રતિપાદન કરનારા છે. હિંદુ જ્ઞાતિ પ્રથા તથા હિંદુ સનાતન ધર્મ સર્વથી શ્રેષ્ટ છે. તેના આરાધનથી મનુષ્ય, મનુષ્યપણાની આ લોક પરલોકનું સાર્થક કરી શકે છે. તેના વિના મનુષ્ય પ્રાણીની ઉત્તમ ગતિ નથી, એવું સિદ્ધાંતથી દઢતાપૂર્વક જણાવી તેઓ સદાકાળ ધર્મની સેવા કર્યા કરે છે. ધર્મદ્રોહીઓનું ખંડન કરી ( વખતે એવી તક આવે તો શારીરિક માનસિક હિંસા અહિંસાનો ભેદ ન રાખતાં તેઓ આત્મરક્ષણ–સનાતન ધર્મરક્ષણ પણ કરી લે એવા છે ) જે હિંદુઓને તેઓ હૃદયથી ચાહે છે, તેની ઉન્નતિ ધર્મદ્વારા થતી રહે તેવો યત્ન કરનારા છે. તેમાં બ્રાહ્મણોને તો શ્રી સંઘવીજી ભગવાનનું મુખ સમજી પૂજે છે. તેમ દેશના સ્વતંત્રતા માટે તેઓ સામ દામ દંડ ભેદવાળી ઐતિહાસિક રાજનીતિનું અવલંબન કરી લોકમાન્ય તિલક સાથે સ્વદેશી, સ્વરાજ્ય, સત્યાગ્રહની પ્રવૃત્તિ કરનારા હતા અને હમણાં પણ છે તેથી હિંદીઓને માટે તેઓ રત્નરૂપ છે.

આ સજ્જન લેઉઆ કણબી જાતિમાં ઉત્પન્ન થઈ માતા–પિતા ગુરૂદ્વારા ગુજરાતી સંસ્કૃત અંગ્રેજીનું સારી પેઠે શિક્ષણ પામી પ્રથમ ઇડર સ્ટેટમાં નાના દરજ્જેથી ચડતા ચડતા પોલીસ–લશ્કરી ખાતાના વડા તરીકે તથા રેવન્યુ કમીશનર તરીકે હતા. તેઓ પિતાની સુખી હાલતથી ગર્ભશ્રીમંત–ઘરના બંગલા ગાડી-વાળા હોવાથી પરતંત્રના નહોતા છતાં પિતાના પૈસે પરતંત્ર

રહેવું પસંદ ન કરતાં સ્વતંત્ર ઉદ્યોગ આરંભ્યો. રૂનો, કમીશન એજન્ટની પેઢીનો અને છેવટે સ્વદેશી સાકરની મીલનો ધંધો પણ ચલાવ્યો. તેઓ ધંધા વગેરેની પ્રવૃત્તિ કરતા છે પરંતુ તેમનું લક્ષ સનાતન ધર્મનું અને માતૃભૂમિનું કલ્યાણ કેમ થાય! એ વિશે હોવાથી વિશેષ કરી ધર્મ અને દેશની બાબતમાં જ ધ્યાન આપતા. વડોદરાના શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં જોડાઈ સંઘવીજીએ શ્રીમન્ નૃસિંહાચાર્યજી પાસેથી ઉત્તમ જ્ઞાન અને દઢતા સંપાદન કરી. તેઓ ગુજરાતી ભાષામાં પારંગત હોઇ તેના સાક્ષર તથા પ્રાસાદિક કવિ છે. નાના મોટા અનેક પુસ્તક લખી તથા વિદ્યાર્થી જીવન અને મહાજ્યોતિ નામના માસિક પત્રો ચલાવી તેમણે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરી છે.

ક્ષત્રિય લોહીનું અભિમાન સંઘવીજીમાં હોવાથી વાણીયાભાઇની માફક તેમને શાન્તિ માફક ન આવી. તેમણે તો અનાર્યસમાજ તુર્યસમાજ કુધારક મંડળી વગેરે પાખંડનું ખંડન કરવા સભાઓ ભરી ભાષણો અને શાસ્ત્રાર્થ કર્યો. જયારે વર્ણસંકર દળ સમી ગયા–કાંઇક ઓછા થયા એટલે પોતે થોડા સ્વસ્થ થયા પરંતુ ક્ષત્રિયને સ્વસ્થતા કેવી! તેને માટે તો યુદ્ધજ સરજાયું છે. ઢેઢ પંગી મી. ગાંધીનું આગમન થતાં અને તેમની ધમધોકાર ઢેઢાયા ચળવળ તથા મી. પટેલનું વર્ણસંકર બીલ ધારાસભામાં રજુ થતાં પુનઃ સંઘવીજી ગર્જના કરવા લાગ્યા. તે ભાઇ તો પોતાની ફરજ સમજી એકલે હાથે કાર્ય કરે છેજઃ પરંતુ ૨૪ કરોડ હિંદુઓમાંથી વધારે નહિ તો પણ ફક્ત ૨૪ હજાર હિંદુઓ અરે! તેના જેવા ૯૬ ચારિત્રવાન નિઃસ્વાર્થી વિદ્વાન ધર્મ તથા દેશ

પ્રેમી ૨૪ સોજ કામ કરવા તૈયાર થાય તો સર્વસ્વ ગુમાવી વિના મોતે મરવું પડે છે તે ન પડે. આર્યપ્રજાના કમનસીબ છે કે તે આવા નરરત્નની બાજુમાં ઉભા રહી તેને મદદ, ઉત્સાહ કે ઉત્તેજન આપી સ્વધર્મ રક્ષણ કરવા પ્રયત્ન કરતી નથી.

શ્રીયુત સંઘવીજીની ધર્મસેવા જોઇ સને ૧૯૧૬ માં મને તેમની મુલાકાત લેવાનું મન થયું. પરસ્પરમાં ખૂબ ચર્ચા, વાતચીત પ્રથમ મુલાકાતે થતાં એકબીજા વચ્ચે સ્નેહભાવ બંધાયો. આજ આઠ વર્ષ થયા એ નિર્મળ સ્નેહનો પરસ્પરમાં લાભ લઇ ધર્મ સેવાના પ્રત્યેક પવિત્ર કાર્યમાં ઉપયોગ કરીએ છીએ. આ ચુસ્ત, ચારિત્રવાન, ધન ધાન્યે સુખી વીર નરરત્ન અત્યારે ૬૦ વર્ષની વયે પહોંચવા આવેલ છતાં તે બુઢ્ઢા કાકા તેમના કસાયલા શરીર તથા મનબુદ્ધિથી મોટા ચંચળ બુદ્ધિના જુવાનને પણ શરમાવે એવો પ્રબળ ઉત્સાહ ધરાવી કામ કરનારા છે. પ્રભુ તેમને વધારે નહિ તોપણ શત વર્ષ જીવાડી તેમનામાં કંજૂસાઈ પ્રકૃતિનો તથા ધર્મની તીવ્ર લાગણીથી આકરી ભાષા બોલી છૂટા છેડા કે અવ્યવસ્થિત કામ કરવાનો અંશ છે તે વ્યવસ્થિત રીતે કરી સૌને સાથે લઇ કામ કરવામાં સહાય કરો.

# હિંદુ લોજો અને હોટલો.

## ૫૨

**आचारः प्रथमो धर्मः श्रौतः स्मार्त्त सतां मतः ।**
**तस्मादेवत्समायुक्तं गृह्णीयादात्मनो द्विजः ॥**

આચાર એ આપણો હિંદુઓનો મુખ્ય ધર્મ છે. જેનામાં આચાર નહિ તે હિંદુ નહિ પણ પશુ. એવા પશુ કોટિના હિંદુ અત્યારે ભણેલા કહેવરાવી સ્વજાતિના ગુણ ત્યજી અનાચાર કરવા લાગ્યા છે. સંસાર સુધારકો તથા અનાર્ય શંભુમેળો-બ્રહ્મપુત્ર વગેરે હિંદુઓને આચારથી ભ્રષ્ટ કરવાના ઘણાય ફાંફાં માર્યા પણ તેઓના જેવીજ અનાચારી કોઇ કોઇ છૂટી છવાઇ વ્યક્તિ ગુપ્ત રીતે રહેલી હતી તેને આકર્ષવા સિવાય સુધારકોને હિંદુ ધર્મ પ્રેમી લોકોએ જરાય મચક આપી નથી.

છતાં હમણાના હિંદુ લોજો અને હોટલો સગવડ સાચવવાને બહાને અનર્થ બહુ કરી રહેલ છે. મુંબઇમાં અનેક લોજ અને વીશીઓ છે. નોકરીઆત વગ સાધનના અભાવે કે નવી નવી પ્રકારની સ્વાદીષ્ટ વાનીઓ આરોગવાના હેતુથી આજકાલ હિંદુ યુવકો હોટેલો અને લોજોમાં જાય છે. અમદાવાદ મુંબઈ જેવા શહેરમાં જે વાંઢા હોય, જેના ઘરમાં સ્રી વર્ગ ન હોય તેઓ હાથે રસોઈ કરવાનું રાખે અથવા હાથે ન બને તો દશ બાર જણ મળી રસોઇઓ રાખી ભાગે પડતું ખર્ચ વહેંચી લઇ જમવાનું રાખે તો ધર્મ ને આરોગ્ય બન્ને સચવાય પણ તે રીત પસંદ ન કરતાં લોકો લોજમાં દરોડો પાડે છે. લોજવાળા આ દરોડાને જીરવી શકતા નથી. તેઓ ચાર હાથની પોતડી પહેરી મફત કે બે ચાર રૂપિયામાં

કામ કરી કરી ઘસાઈ ગયા હોવાથી એકાએક અતિ ઘણી આવક અને ખુશામત થતાં સાતમે આસમાન ચડે છે. અધુરામાં પુરૂં કોઈ કોઇ લોજવાળાના હ્રદયમાં અનાર્ય સમાજનો સુધારો, યુરોપીઅનોની માફક બધા લોજ એક હાથ કરી લઇ જમનારાઓને વિશેષ પરાધીન બનાવી મનમાન્યો લાભ લેવાની પણ મહત્વકાંક્ષા હોય છે. તેમ શેર બજારમાં સટ્ટા કરી કરોડપતિ કે ધૂળપતિ થવાની તજવીજ કરી રહ્યા હોય છે.

લોજવાળાઓમાંથી ઘણા ખરા એવા તો તુમાખી બેદરકાર બની ગયા છે કે તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે લોજ બંધ રાખે, ધર્મની પરવા ન કરતાં બ્રાહ્મણ વાણીઆ લુવાણા તથા શૂદ્ર વર્ણને એકજ પંક્તિમાં એક હાથનું પણ અંતર રાખ્યા વિના પાસે બેસાડી વટલાવે, અને શાક ભાતમાં કોઈ કોઇ વખત ઇળો નીકળે, પાંચસો પાંચસો જમનારાની સંખ્યા થઇ જવાથી હાથથી લોટ બંધાય નહિ તેથી રસોઇયાઓ ગોઠણ કે પગવતી લોટને મસળે એટલે પરસેવો કે મળમૂત્ર કે રોગ હોય તો તેની રસી લોટમાં મિશ્રણ થતાં જમનાર ભ્રષ્ટ બની મરે તેનું લોજવાળાને શું ? ચટણી રાયતાં ફરસાણ મીઠાઇ ઉપરા ઉપરી ખવરાવી જમનારના શરીર બગાડે પણ સાદી થોડી ઉત્તમ ચીજો આપી ચાર્જ ઘટાડે નહિ. સો માણસને જમવાની જગામાં પાંચસો ભરાય એટલે જમનારને બબ્બે કલાક ખોટી થવું પડે અને જમવા બેસે એટલે રોટલી માટે અડધો કલાક રાહ જોઇ બેસવું પડે. કાચું પાકું આવે અને જમનાર કાંઇ બોલે તો લોજવાળો તુરત અપમાન કરી ખાતાં ખાતાં તેને ભાણેથી ઉઠાડે, આવી આવી મુશ્કેલીઓ આપણા હિંદુ ભાઇઓને વેઠવી પડતી પ્રત્યક્ષ જોઇ અનુભવી અમોને ઘણું

ત્રાસ છૂટયો. લોજવાળાને બે પાંચ વખત સમજાવી કહેવા છતાં તેણે ગણકાર્યું નહિ ત્યારે અમોએ અમારા સ્નેહી રા. પુનમચંદ ગુલાબચંદ જરીવાળા કે જે ભાઇ એક યુવાન્ ઉત્સાહી ગૃહસ્થ છે તેને સાથે રાખી લોજમાં જમનારાઓની મંડળી સ્થાપી. હીરાબાગમાં ઉપરાઉપરી સભાઓ ભરી, લોજવાળાને ખામીવાળી પદ્ધતિમાં ફેરફાર કરવા નોટીસો આપી, મ્યુનિસિપાલિટીને લખી જણાવ્યું અને છેવટે વર્તમાન પત્રોમાં કે જેના પેટમાં જાહેર ખબરદ્વારા લોજવાળાનું અન્ન પડે છે તેમાં લેખ લખી પ્રકટ કર્યા. આ કામમાં અમારા મિત્ર રા. પુનમચંદભાઈ તથા રા. રણછોડદાસ ગો. વિદજી આસરે અમોને ઘણી મદદ કરી હતી.

ચળવળથી જમનારાઓમાં તથા લોજવાળાઓમાં ઘણી જાગ્રતિ આવી. એથી તેઓએ થોડો ઘણો ફેરફાર પણ કર્યો. અમારી પ્રવૃત્તિ તેઓના લાભની આડે આવતી હોઈ તેઓએ અમારી સભામાં ડખલ કરી મારામારી કરવા રસોઇઆરૂપી સૈન્યને મોકલી આપ્યું હતું પણ શું બકરાએ કોઇ દિવસ સિંહ ઉપર ત્રાપ મારી છે ખરી કે? અર્થાત તેઓનું કાંઈ ન વળ્યું. મ્યુનિસિપલ ઇન્સ્પેકટરે પણ લોજોની તપાસ લઇ ઘટતો સુધારો કરવા સૂચના આપવા માંડી. ૭ માસ પછી અમારૂં બહારગામ બીજી પ્રવૃત્તિ અંગે જવું થતાં જમનારાઓની બેદરકારીને લીધે એકાદ વર્ષ ચળવળ ચાલ્યા પછી બંધ રહી.

જેવી રીતે લોજોવાળા અનાચાર કરે છે તેવીજ રીતે હોટલોવાળા પણ કરે છે. એકજ ટેબલપર બેસી બ્રાહ્મણ હજામ ચાપુરી શાક ખાય છે. એનાએ એંઠા જુદા કપ રકાબી ધોવાયા ન ધોવાયા આપી જનારાઓને ભ્રષ્ટ કરે છે એટલુંજ નહિ પણ

કોઇ માણસને ક્ષય ચાંદી કે એવુંજ કોઇ ચેપી દર્દ થયું હોય તો તે કપ રકાબી વાપરનારને લાગુ પડી શકે છે. હોટલમાં ચા પુરી શાક બનાવવાવાળા અને પીરસવાવાળા હલકી જાતિના હોય અને તેના હાથનું બનાવેલું ખાણું ખાઇ ભ્રષ્ટ થવું, રોગ લેતા આવવું અને પેસા બમણા ચારગણા આપવા એ કુબુદ્ધિનુંજ કામ છે. લોજવાળા તો સ્વાર્થબુદ્ધિએ ગમે તેમ લોભાવે પણ માણસોએ પોતાનું હિત સંભાળવું ઘટે છે. એક વખત અમદાવાદની હોટલમાં ચાની કીટલી રાત આખી ઉઘાડી રહેવાથી તેમાં ઢેઢગરોળી પડી મરી ગઇ. હોટલ સવારમાં ઉઘડતા બે કમભાગ્ય ભૂખ્યા તરસ્યા જીવે આવી ચા માગ્યો. મરેલી ઢેઢ ગરોળીવાળી કીટલીમાંથી ચા મળ્યો, પીધો અને ત્યાંજ ઢળી પડયા. બે ઢળી પડયા તે પહોંચી ગયા તેના દાદા પરદાદા પાસે. આમ કેટલીક વખત શરીરને પણ જોખમ પહોંચે છે. સાધારણ બુદ્ધિથી વિચાર કરીએ તો પણ ત્રાંબાના વાસણમાં દૂધ પડે એટલે તે ઝેર જેવો વિકાર ઉત્પન્ન કરે છે. હવે લોજવાળા મોટે ભાગે ત્રાંબાની કીટલી રાખી ચા આપે છે એ શું હાથે કરીને પીનારા મોત માગતા નથી? ખરેખર અજાયબીની વાત છે કે મનુષ્યની બુદ્ધિ આટલી હદ સૂધી કેમ હરાઇ ગઇ હશે કે તેને પોતાનું શરીર ધર્મ તથા દ્રવ્યના રક્ષણ કરવાનું પણ ભાન રહ્યું નથી? કાળ તારી ગતિ અગમ્ય છે. તેં પરીક્ષિત રાજા જેવા ધર્માત્માના શરીરમાં પ્રવેશ કરી બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન કર્યો હતો તો આજકાલના ક્ષુદ્ર જંતુ જેવા અલ્પમતિ વ્યસનદાસો મોહ પામે એમાં શંકા કિંવા આશ્ચર્ય શું?

# યુગનું પ્રાબલ્ય અને નિષ્ફળતા.

૫૩

સમય પોતાનું કામ પ્રચંડ વેગથી કરી રહેલ છે. ભલા ભલા જ્ઞાની સજ્જન પુરૂષોને પણ પોતાના અધિકારમાં લઇ કળિયુગ નાચ નચાવી રહ્યો છે. યાજ્ઞવલ્કય જેવા બ્રાહ્મણ, અર્જુન જેવા ક્ષત્રિય અને ભામાશા જેવા કર્તવ્યનિષ્ઠ વૈશ્ય કયાંય પૃથ્વીની સપાટીપર જોવામાં આવતાં નથી. શુકદેવજી જેવા બ્રહ્મચારી, જનક જેવા ગૃહસ્થાશ્રમી, વસિષ્ઠ જેવા વાનપ્રસ્થાશ્રમી અને શંકરાચાર્ય જેવા સંન્યાસી કોઈ સ્થળે દ્રષ્ટિએ પડતા નથી. કર્ણ જેવા દાતા, ભીમ જેવા પરાક્રમી, ધ્રુવ જેવા ભક્ત, વિશ્વામિત્ર જેવા તપસ્વી ભીષ્મ જેવા ઉગ્ર સત્ય પ્રતીજ્ઞ, વીર વિક્રમ જેવા પરદુઃખભંજન, સીતા, અનૂસુયા જેવી સતીઓના દર્શન થતાં નથી; એટલુંજ નહિ પણ કોઇ એ મહાનુભાવ પૂર્વજોનો આદર્શ દ્રષ્ટિ સમીપ રાખી તદ્દવત્ જાતે બનવા બનાવવા ઇચ્છે તોપણ કળિકાળના પ્રતાપે તેમ બનવું અશક્ય દેખાય છે.

વિવિધ દિશામાં ઉન્નતિ પ્રાપ્ત કરવા કરાવવા અર્થે મનુષ્ય પ્રાણીથી શક્ય તેટલો ૯ વર્ષ પર્યંત સતત પ્રયત્ન કર્યો પરંતુ એકેય વિષયમાં સફળતા મળી નહિ. રાજદ્વારી વિષયમાં ગાંધીએ ઉલ્કાપાત કરી પોતાના અંધશ્રદ્ધાળુ અનુયાયીઓને એવા તો મૂઢ બનાવી દીધા કે તેઓ ઢાલની બીજી બાજુ જગતમાં છે કે કેમ! તે જોવા સાંભળવા સુદ્ધાં ખુશી ન રહ્યા. તેવીજ રીતે જ્ઞાતિમાં પણ શ્રીમંત એટલા લગભગ તમામ નાતના કાયદાનો ભંગ કરી, વૃદ્ધ લગ્ન સેવેલા કન્યાવિક્રયને ઉત્તેજન આપી, નાતનું

શ્રેય કરવા ઇચ્છનારના કટ્ટા દુશ્મન જણાયા અને ગરીબોમાંના ઘણાખરા જ્ઞાતિજનો જ્ઞાતિ ધારાની મર્યાદા ઉલ્લંઘી કન્યાવિક્રય સેવેલા દેવા લાગ્યા. તેઓને તેમ કરતાં અટકાવતા તેઓ નોટીસ-પત્રીથી, ધમકીથી, અને વિખવાદથી સામે થયા. ધર્મની બાબતમાં તો નાસ્તિક અજ્ઞાન લોક સમૂહને પરવા શાનીજ હોય ? કે જયાં ધર્માચાર્યો સ્વયં નાસ્તિક જેવા અજ્ઞાન, વિષયના કીડા બની, પશુ જેવી જડ હાલતમાં વિચરતા હોય ત્યાં સામાન્ય મનુષ્યનો શું ઉપાય? દેશના વેપાર વાણિજ્યમાં લગભગ તમામ વેપાર પરદેશી-ઓએ હાથ કરી લીધો છે એટલુંજ નહિ પરંતુ તેને નિભાવી રાખી દેશી વેપારીઓને સદાને માટે નીચે દબાયલા રાખવા વર્તમાન સરકાર નાના પ્રકારની અડચણો, એકસાઇઝ ડયુટી, વધારાના કરો તથા પરદેશી પ્રજાને ખાસ હક્ક દઇ બેઠી છે ત્યાં શી રીતે ફાવવું ! અર્થાત્ યુગનું એટલું જબર જસ્ત પ્રાબલ્ય છે કે સ્વાત્મોન્નતિ કે લોકોન્નતિને માટે જે જે પ્રયાસો કર્યા તેમાં નિષ્ફળતાજ મળી.

નિષ્ફળતા મળી—ઐક્ય પ્રવૃત્તિમાં ફાવી શકાયું નહિ એથી એમ સમજવાનું નથી કે વેદ ધર્મશાસ્ત્ર ઇતિહાસ પુરાણનો માર્ગ ખોટો છે ! કોઇએ એમ કદી તર્ક વિતર્ક ક્ષણભરને માટે કરવાની ઇચ્છા કરવી નહિ કે પાખંડી—અસત્ય માર્ગે ચાલનાર, ધર્મ વિરૂદ્ધ આચરણ કરનાર તમામ સુખી થાય છે અને ધર્મ તથા સત્યનું અવલંબન કરી વર્તનારા દુઃખને પાત્ર ઠરે છે; માટે પાખંડ માર્ગ અંગીકાર કરવો ! કારણકે વાસ્તવમાં આખરે ધર્મ વિરૂદ્ધ, પાખંડ, અસત્ય માર્ગગામીનું પતન થવાનું એ નિશ્ચિત્ છે. તેઓનો આડંબર વિજળીના ઝબકારા માફક થોડી ક્ષણજ ટક-

વાનો. હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી, યુધિષ્ઠિર જેવા ધર્માત્મા, સુદામા જેવા ભક્તમિત્ર, દમયંતી જેવી પતિવ્રતા સતી આદિ પ્રતાપી વ્યક્તિઓને પણ સત્ય ત્રેતા કે દ્વાપરયુગ જેવા પવિત્ર દેશકાળ પાત્ર છતાંય સહન કરવું પડયું હતું તો આપણ કલિયુગના જીવોને અદેશ, અકાલ, અપાત્ર જેવું થઇ ગયું છે ત્યાં થોડુંક સહન કરવું પડે તેથી ગભરાઇ જઈ શંકાશીલ કે નાસ્તિક બનવાની જરૂર નથી કિંતુ ઉલટું શ્રેયસ્ પ્રાપ્તિને માટે વિશેષ ઉદ્યોગી થવાની આવશ્યકતા છે, એવું વિચારી પુનઃતપ કરવા પ્રયાણ કર્યું.

---

## પુનઃ તપશ્ચર્યા પ્રયાણ.

### ૫૪

**तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ।**
**तपोमध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥**

જ્યારે તમામ પ્રવૃત્તિમાં નિરાશા મળી-મનધારી પ્રગતિ ન થઇ ત્યારે મને શાસ્ત્રો ઉપર પરમ શ્રદ્ધા હોવાથી શાસ્ત્રીય ગ્રંથો દ્વારા વિજય પ્રાપ્તિના માર્ગનું ચિંતન શોધન કરવા માંડયું. આ વખતે એટલે સંવત ૧૯૭૭ ના વૈશાખ માસમાં કલકત્તા વ્યાપારી કામકાજ માટે જવાનું થતાં સાથે મહાભારત ઉપનિષદ્ વગેરે ગ્રંથો હતા તે પુનઃ પુનઃ વાંચવા વિચારવા માંડયા. બહુ બહુ વિચારના અંતે એજ નિશ્ચય થયો કે સિદ્ધિ પ્રાપ્ત્યર્થ તપ કરવા સિવાય બીજો એકેય ઉત્તમ ઉપાય નથી. મહાપુરૂષો કે જેના નામ

ઇતિહાસ પુરાણોમાં સુવર્ણાક્ષરે અંકિત છે, તેઓ દુઃખની વેળાએ તપદ્વારાજ ઉત્કર્ષ દશાને પામ્યા હતા. વાલ્મીકિ તેમની પૂર્વાવસ્થામાં વાલીયા નામનો મહા હિંસક લૂટારૂ ભીલ હતો. તેને મારામારી કાપાકાપી અને વિષય સેવન સિવાય બીજું કશું જ્ઞાન ન હતું. જ્યારે દેવર્ષિ નારદનો એને સમાગમ થયો ત્યારે તે દયાળુ ઋષિના ઉપદેશથી તે રામ નામનો જપ જપવા લાગ્યો. પરંતુ તેની જડમતિને લઇ રામ રામને બદલે મરા મરા નામનો ઉચ્ચાર કરતો હતો. પ્રભુ પરમ કૃપાળુ છે. ભાવે કે કભાવે પણ તેનું સ્મરણ કરનાર જીવ ગમે તેવો પાપી મૂઢ પ્રાણી હોય તોય તેને તે તારી દે છે—શરણ લે છે. વાલીયા ભીલની તપશ્ચર્યાથી ભગવાને પ્રસન્ન થઇ તેના પાપનું નિવારણ કરી તેને ઉત્તમ પદ આત્મજ્ઞાન સાથે આપ્યું. જ્યારે વાલીયા ભીલ જેવા તપથી શ્રેષ્ટ-ગતિને પામ્યા છે તો પછી આપણે માટે પણ તેજ માર્ગ હિતકારી કાં ન હોઇ શકે ! જો શાસ્ત્રમાં શ્રદ્ધા હોય, જો આપણા પૂર્વજ મહાનુભાવ ઋષિ મુનિઓમાં વિશ્વાસ હોય તો અવશ્ય આપણે પણ એજ તપરૂપી પવિત્ર અને શ્રેષ્ટ માર્ગને ગ્રહણ કરવો જોઇએ.

તપ સંબંધી ઉપર પ્રમાણે સંકલ્પ કરતો હતો તેવામાં ઘણા વર્ષથી પરિચિત અને મારાથી થોડી ઘણી તાલીમ પામેલ ભાઈ વ્રજલાલ ત્રીભોવનદાસ કામદાર કરીને એક સ્નેહીને નિત્ય સમજાવતા તેમણે પણ ઈચ્છા વ્યક્ત કરી કે આ ગુલામીમાં સબડયા કરતાં કોઇ શુભ માર્ગે પ્રયાસ કરી જીંદગી ઉપયોગી ગુજારી શકાય તો સારૂ. સંસારના ત્રિવિધ તાપથી તપતા રહી, કેવળ કુતરાની માફક ટુકડો રોટલો ખાધો ન ખાધો અને સદા-

કાળ દુ:ખ ખમવું એવી અવસ્થા તો મંદમતિ જીવોનેજ ભલે હો; આપણે તો કાંઇક ઉદ્યમ કરી જરૂર બહાર નીકળવું જોઇએ. મારી માફક મારા સ્નેહી ભાઇ વ્રજલાલના પણ દૃઢ વિચારો જોઈ તેને ભૂખ, તરસ, ટાઢ, તાપ, વરસાદ, ચિંતા, વેદના, દુ:ખ અને નિંદા સહેવાની ઘણી ભીતિ બતાવી પરંતુ તે દૃઢાત્માએ કોઇ પણ વિઘ્નથી વિચલિત ન થતાં તે બધાય સંકટ એક સામટા આવે તો પણ સહન કરવાની હિંમત બતાવી એટલે ઝાઝો ઘોંઘાટ ન કરતાં બન્ને સહૃદયીઓ કલકત્તાથી સં. ૧૯૭૭ ના જ્યેષ્ટ સુદિ ૯ ને દિન રવાના થઈ જરીઆ, કાશી, અયોધ્યા, લખનૌ વગેરે સ્થળે દેવ દર્શન કરી હિમાલય બદ્રીનારાયણની આસપાસ તપશ્ચર્યા કરવાના સંકલ્પથી હરિદ્વાર આવ્યા.

---

## હરિદ્વાર સનાતન ધર્મ ઋષિકુળ.

### ૫૫

**वेदप्रदानादाचार्यं पितरं परिचक्षते ।**

**न ह्यस्मिन्युज्यते कर्म किंचिदामौञ्जिबन्धनात् ॥**

આગલા પ્રકરણમાં હરિદ્વાર ક્ષેત્રનું વર્ણન થઇ ચૂક્યું છે કે તે એક પુરી (માયા નામની) ગંગાજીને તીરે, હિમાલયની તળેટીમાં છે. ગંગાજીમાં જોડાયલો હરકી પાયરી નામનો કુંડ છે અને તેમાં નહાવાનું ભારે પુણ્ય મનાય છે. હરિદ્વાર ગામ નાનું છે પણ આસપાસના હિમાલયના પર્વત

પહાડો તથા વનસ્પતિનું દૃશ્ય અતિ મનોહર છે, હરિદ્વારેથી એક માઇલના અંતરે ગંગાજીની નહેરના કિનારે જ્વાલાપુરની સડકના રસ્તે બે માઇલ જેટલી વિસ્તારવાળી ભૂમિપર "હિંદુ સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ નામનું અનુપમ વિદ્યાલય દર્શનીય તથા લાભ લેવા યોગ્ય છે.

આપણો આખો દેશ સનાતની હતો પરંતુ આપણા સનાતનીઓની બેદરકારી, પ્રમાદ, સ્વાર્થપરાયણતા, માંહોમાંહે મારામારી વધી જતા હિંદમાં યવન મ્લેચ્છ વગેરેના એક પછી એક સેંકડો હુમલા આવ્યા. ક્ષમાથી, ગફલતથી, ભંગાણથી, યવનોએ દેશ હાથ કર્યો અને બળાત્કાર તથા કાપાકાપી કરીને કરોડો હિંદુઓને વટલાવ્યા. યવનોનું જોર મહારાણા પ્રતાપ તથા શિવાજી મહારાજના પુરૂષાર્થે નરમ પડયું ત્યાં મ્લેચ્છ લોકોએ વ્યાપારના બહાને ઘુસાઘુસ કરવા માંડી. વેપારની કોઠીએ નાંખી, રાજાઓને પૈસા ધીરી, અંદર અંદર વેર સળગાવ્યું. દેશી રાજાઓને મદદના બહાને તેઓએ પોતાનું લશ્કર રાખ્યું, પૈસાની ધીરધારમાં ગિરવી તરીકે મૂકાયલી જમીન કબજે કરીને છેવટે તમામને ખંડીઆ બનાવી રાજ્યની લગામ ( અંગ્રેજ સરકારે ) હાથમાં લીધી. આટલે સૂધી લૂંટાયું તોય દેશી રાજાઓને કે હિંદી પ્રજાને ખબર ન પડી પણ જયારે હવે સખ્ત કરો અને કાયદા કાનુન ગુજરવા લાગ્યા, લોકો અન્ન વસ્ત્ર વિના ટળવળવા લાગ્યા ત્યારે આંખ ઉઘડી છે કે અરે! આપણે પરાધીન છીએ. પરાધીન સ્વપ્નેય સુખ નહિ માટે ચાલો એકત્ર થઈ સ્વાધીનતા સ્વરાજય માટે ઉદ્યમ કરીએ; તદ્વત સનાતન ધર્મ ઋષિકુળનું છે.

ખ્રિસ્તી પાધરીઓ હિંદમાં આવી લોકોને વટલાવવાનો અથવા ખ્રિસ્તી બનવાનો ઉપદેશ આપવા લાગ્યા. શ્રીકૃષ્ણભગવાન કાળા છે, કપટી છે ને વ્યભિચારી છે. અમારા ઇસુભગવાન-જેસસ ક્રાઇસ્ટ સફેદ, નિષ્કપટી અને સંયમી છે માટે તમો તમારો ધર્મ છોડી અમારામાં આવો તો સુખી થશો, મોક્ષે જશો, સારી સારી સ્ત્રીઓ, કોટ પાટલુન હેટ, ઉંચી નોકરીઓ, અંગ્રેજી ભાષા બોલી દેવળમાં જવાનું તથા ઉંચ નીચના ભેદ વિનાની સમાનતા મળશે. જેમ આપણા સનાતન ધર્મીઓને નિર્માલ્ય જોઈ સમજી આવા મિથ્યા બકવાદી લવારો કરનાર વિદેશીઓ થયા તેમ આર્યસમાજીઓ પણ બકવાદ કરવા લાગ્યા કે ભગવાનના અવતારો હોઇ શકે નહિ. જેને અવતારો તરીકે હિંદુઓ માને છે તેઓ તો મનુષ્ય હતા. મૂર્તિઓ, પુરાણો, શ્રાદ્ધ વગેરે ગપ છે તેમાં શ્રદ્ધા રાખી માનવું એ મૂર્ખતા છે. આશ્રમ વર્ણાશ્રમ ધર્મ જન્મથી નહિ પણ કર્મથી માનવા જોઇએ વિગેરે વાતો અનાર્ય સમાજે કરવા માંડી ત્યારે લોકોની કંઈક આંખ ઉઘડી. આર્ય સમાજે પંજાબના થોડા ઘણા ધર્મજ્ઞાન વિનાના અજ્ઞાન માણસોને પોતાના વાડામાં મેળવી હરિદ્વારથી પાંચેક માઇલ દૂર આર્યસમાજ ગુરૂકુળ નામનું વિદ્યાલય કાંગડીમાં ખોલ્યું ત્યારે સનાતનીઓને પણ ઇચ્છા થઇ કે આપણુંય કાંઇક હોય તો ઠીક. આપણુંય કાંઇક હોય તો ઠીક એવી સ્વધર્મવાળી ગૌરવયુક્ત માન્યતાએ પંડયાઓને પ્રેરણા કરી એટલે તેઓના પુરૂષાર્થથી ઉક્ત હિંદુ સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ અસ્તિત્વમાં આવ્યું છે.

શિક્ષા-વિદ્યાનો આદર્શ શરીર મન બુદ્ધિ હૃદયને કેળવી આત્મા પ્રત્યે વાળવાનો છે. ઋષિકુળમાં કાંઇક એવી પ્રણાલી આશ્રમના સંચાલકોએ લક્ષ આપી યોજી છે, એમ વિદ્યાર્થીઓનો અભ્યાસક્રમ જોતાં જણાય છે. આશ્રમના વિદ્યાર્થીઓનું બ્રહ્મચર્ય જળવાય, એકાગ્રચિત્તે તેઓને અભ્યાસ થાય અને શુદ્ધ સ્થળ હવામાં છૂટથી હરી ફરી પ્રકૃતિની લીલાનું સૌન્દર્ય નિહાળી શકે એવા હેતુપૂર્વક આશ્રમના કર્તા કારવતાઓએ આશ્રમને શાંત, એકાન્ત સુંદર જગ્યામાં બાંધ્યું છે. આશ્રમમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યના બાળકોને ૮, ૧૦, ૧૨ વર્ષની ઉમર સુધીમાં યજ્ઞાપવીતનો સંસ્કાર કરાવીને વગર ફીએ દાખલ કરે છે. છોકરાને એકાએક અભ્યાસ છોડાવી કોઇ માબાપ ખેંચી ન લઇ જાય એટલા માટે શરૂઆતમાં અભ્યાસ પૂરો થતાં સુધીના સમયની શરત સાથે માત્ર બસો રૂપિયા ડીપોઝીટ ભરવું પડે છે પરંતુ પાછળથી કાંઈ ખર્ચ આપવું પડતું નથી.

આશ્રમમાં વિદ્વાન્ ચારિત્રશીલ અધ્યાપકો-શિક્ષકો રાખી વર્ણ અનુસાર ધર્મ પળાવી બાળકોને શિક્ષણ અપાય છે. નિત્ય સ્નાન સંધ્યા હોમ, ભગવાન વિષ્ણુ શિવના મંદિર રાખ્યા છે તેમાં દર્શન તથા સાત્વિક ખોરાક બે વખત જમવા અપાય છે. સંસ્કૃત, વેદ દર્શનશાસ્ત્ર, વ્યાકરણ, ઇતિહાસ, ગણીત, હિંદી, અંગ્રેજી, આયુર્વેદ જ્યોતિષાદિનું શિક્ષણ ધર્મને પ્રાધાન્યપદ આપી વ્યાયામદ્વારા શરીર શક્તિ ખીલવી વિધિપૂર્વક આપે છે. હાલમાં બસો બાળકો-બ્રહ્મચારીઓ અભ્યાસ કરે છે તેઓમાં ઘણાખરા શરીરે નિરોગી, સદાચારી અને તેજસ્વી જોવામાં આવે

છે. આટલું શિક્ષણ પણ પૂરતું નથી તેમાં હજુ વિશેષ શિક્ષણની ઘણી આવશ્યકતા છે. ખેતીવાડી, મીલને લગતું વીવીંગ શાસ્ત્ર–વણાટ કામ, માઇનીંગ, ઇંજીનીઅરીંગ, રસાયનશાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, વેપાર વાણિજ્ય વગેરે પણ દાખલ કરવાની પારાવાર જરૂર છે; કારણ કે ચાલુ સમયમાં કેવળ વેદીયા વિદ્યાર્થી ઉત્પન્ન કર્યે તે જાતિને, ધર્મને કે દેશને ઉપયોગી થવાના નથી કિંતુ તેથી તો ઉલટું તેનેજ આજીવિકા માટે વળી બીજાની ગુલામગીરીમાં જકડાવું પડે તેમ છે; માટે ધર્મશાસ્ત્રના જ્ઞાન સાથે હુન્નરકળા વેપાર તથા જૂદી જૂદી ભાષાઓનું જ્ઞાન આપવાનો–શીખવવાનો પ્રબંધ કરવો અત્યંત હિતાવહ છે.

ઋષિકુળના ચાલકો ઉક્ત રીતિએ આદર્શ શિક્ષણ જેને બીજા શબ્દોમાં રાષ્ટ્રીય શિક્ષણ પણ કહી શકાય તે આપવા આતુર છે, પણ તે સંસ્થા પાસે ફંડની તેટલી છૂટ નથી. હિંદુઓ તો અત્યારે બેભાન વિવેકહીન બન્યા છે એટલે તેઓની બુદ્ધિ આવી ઉપયુક્ત સંસ્થાને સહાય કરી બીજી નવી સ્થાપવા તરફ લક્ષ આપે તેમ નથી. હિંદુઓ તો પોતાનો, જાતિનો, ધર્મનો અને દેશનો નાશ થાય તેવી ઢેઢ ચમાર અહિંસા ખાદી રેંટીયાની પ્રવૃત્તિમાં તથા કહેવાતા રાષ્ટ્રીય શિક્ષણમાં કેવળ વર્ણ-સંકર બનવા બનાવવા માટે હજારો લાખો રૂપિયા ન હોય તો ઘરેણું કપડા વેચીને પણ આપી રહ્યા છે. દાન આપવામાં અમોઘ પુણ્ય છે એ વાત નિર્વિવાદ છે અને તેમાં પણ કલિયુગમાં જપ તપ અને દાન એજ સદ્‌ગતિના ખરા સાધન છે. પરંતુ ગીતાજીની આજ્ઞા પ્રમાણે દેશ કાળ પાત્રનો વિચાર કરીને દાનપણ સત્પાત્રે

કરવું જોઇએ. મોહથી, અંધશ્રદ્ધાથી લોભથી કે કીર્તિની લાલસાથી કરેલું દાન મનુષ્યને સદ્દગતિને બદલે ભયંકર દુર્ગતિજ અપાવે છે. પરમાત્મા આવો શાસ્ત્રોક્ત રીતે દાન કરવાનો વિવેક આપણાં હિંદુઓના હ્રદયમાં સત્વર સ્ફુરાવો.

બ્રહ્મચર્યાશ્રમનો અભ્યાસક્રમ બાળકોના મનપર નુકશાન ન પહોંચે તેવી રીતે નિયત કરવામાં આવ્યો છે. છ છ માસે વિદ્યાર્થીઓની પરીક્ષા થતાં રજા પડે છે ત્યારે વિદ્યાર્થીઓને તેમના માતાપિતાને ઘેર જવાનું હોતું નથી પરતું હિમાલય કે ડહેરાડુન, મસુરી, ટહેરી અથવા બીજા કોઇ ઐતિહાસિક રમણીય સ્થળે પગપાળે માફક આવતી મુસાફરી કરી અવલોકન કરવા શિક્ષકો ઉમર લાયક બ્રહ્મચારીઓને લઇ જાય છે. મહિને મહિને વિદ્યાર્થીઓની સભા થાય છે, તેમાં ચર્ચા શંકા સમાધાન, સંવાદ, વ્યાખ્યાન, નિબંધ, વગેરે બાબતોનો ઉહાપોહ અધ્યાપકો વિદ્યાર્થીઓ પાસે કરાવી દરેક વિષયમાં તેઓને પારંગત કરે છે. ઋષિકુળનો વાર્ષિકોત્સવ જે દર વર્ષે ચૈત્ર માસમાં થાય છે, તે વખતે ખાસ કરી બહારના માણુસો ઋષિકુળને જોવા અવલોકવાનો લાભ લઇ શકે છે. કાઠિયાવાડ ગુજરાત આવી આદર્શ સંસ્થાઓ ક્યારે સ્થાપવાનુ શીખશે?

# હિમાલયની અપૂર્વ શોભા, ગહનતા અને વિકટતા.

૫૬

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा ।
हिमालयो नाम नगाधिराजः ॥
पूर्वापरौ तोयनिधी वगाह्य ।
स्थितः पृथिव्या इव मानदण्डः ॥

ઋષિમુનિઓની તપોભૂમિ, દેવતાઓનું નિવાસ સ્થાન હિમાલય હરિદ્વારથીજ શરૂ થાય છે. ઋષિકેશ સુધીનો ૧૪ માઈલ રસ્તો બેઠો છે પણ પછી લક્ષ્મણ જુલ્લાથી પર્વતોથી હારમાળા શરૂ થાય છે. અહીંથી બદ્રીનારાયણ ૧૮૩ માઇલ દૂર છે. પગે ચાલીને અથવા ડંડી કે ડોળીમાં બેસીને પણ શ્રીબદ્રીનારાયણની જાત્રા કરી શકાય છે. દુષ્કાળના બહાનાથી સરકારી હોદ્દેદારોએ અમોને જતા અટકાવ્યા એટલે હિમાલય જવું એ ૯૮ હતું તેથી ગંગોત્રી જમનોત્રીના રસ્તે ડહેરાડુન થઇ આગળ વધ્યા. ડહેરાડુનથી મસુરી ૧૪ માઇલ દૂર છે ત્યાં પ્રથમ મુકામ કર્યો. મસુરીના પહાડોની ઉંચાઇ, કઠિન ચડાઇ અને ઠંડી બહુ આકરી છે. મસુરીને સીમલા ડાર્જીલીંગની માફક ગોરાઓએ હવાખાવાનું શહેર બનાવી દઇ શિખરે શિખરે કોટેજ—બંગલા વસાવી દીધા છે. મસુરીથી કાણુતાલ, ધરાસુ, ગંગનાણી વગેરે સ્થળોના પહાડોની વિકટ ચડાઇ ઉતરાઇ ચડી ઉતરી જમનોત્રી—જયાંથી સૂર્યપુત્રી ભગવતી જમનાજી પ્રકટ થાય છે તેની નજીક આવ્યા. જયારે રાણા થઇને ખરસાલી આવ્યા ત્યારે ખરેખરા હિમાલય

—સુમેરૂ પર્વત જે હિમથી આચ્છાદિત હોઈ તપ્ત સુવર્ણ જેવો શોભાયમાન લાગે છે તેના સ્પષ્ટ દર્શન થવા લાગ્યા. પહાડોની ખીણો અતિ ઉંડી હોઇ ભયંકર લાગતી હતી તેમ નિર્જન નિબિડ અરણ્ય પણ કાચા પોચા માણસનાં ગાત્ર શિથિલ કરી મૂકે એવું ભયાનક ભાસતું હતું. વનસ્પતિ વૃક્ષના જંગલો જમનાજીના બન્ને કિનારા ઉપર ઉભા છે તે અત્યંત રમણીય લાગતા હતા. પહાડોની મધ્યમાં પહાડી લોકોના ૨૦ ૨૫ ઘરના ગામડા કોઇ કોઇ જગ્યાએ દેખાતા હતા. આ મહાન્ પર્વતોની આસપાસ બકરી જેવડા કદની ગાયો તથા બળદો તથા નાના નાના ઘરના જેવડા ત્રાસીયા ખેતરો ઇશ્વરની અજબ કૃતિનો ખ્યાલ આપતા હતા. તાડના ઝાડથી ઉંચા દેવદારના સંખ્યાબંધ વૃક્ષો તેની પાસે પસાર થનારના મનમાં તે કેમ જાણે હમણાં પડશે ! એવી રીતનો ભય ઉપજાવતા ઉભા હતા. જમનાજીના કિનારાપર એકદમ ઉંચે બેથી ત્રણ ફુટનો નાનકડો રસ્તો અને તે પણ વરસાદથી કે પહાડોના ઘસવાથી ક્યાંક ક્યાંક તૂટેલો હતો. તે રસ્તાપરથી વખતે મુસાફરનો પગ આડાઅવળો પડી જાય તો નીચે ખીણમાં અથવા જમનાજી ગંગાજીમાં પડતાં સોય વર્ષ પૂરા થશે એમ સહજ લાગી આવતું.

વન પર્વત પહાડોમાં જેમ જેમ વિશેષ પ્રવેશ થયો તેમ તેમ પર્વતમય જગત્ દેખાવા માંડયું. કડના બંધ તોડી નાખે એવી આકરી ચડાઇઓ, ધોધમાર વરસાદ ઠંડી કે તડકામાં વાના વાવાઝોડા વચ્ચે ખભે સામાન ઉંચકી ચડવા ઉતરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં ખાધું તો પચી જાય એ સહજ હતું; પરંતુ અપચાનું દરદ કે શરીરમાં મેદ વધ્યો હોય તે પણ તુરતજ નષ્ટ થાય

એ હતું. ઝોક નામનો કીડો પગપર ચડી એવી સફાઈથી પગે ડંખ મારતો કે માણસને ખબર ન પડે અને પગને લોહીલોહાણ કરી મૂકે. તેમ હિમાલયમાં એક વનસ્પતિની પત્તિ એવા પ્રકારની થાય છે કે જો તે શરીરના કોઈ પણ ભાગમાં જરાક અડી કે વીંછી કરતાં પણ વધારે બળતરા પેદા કરતી. સુમધુર ઝરણાંઓ પર્વતોમાં સર્વત્ર વહેતા હતા, જેનું નિર્મળ જળ પીતાં તૃપ્તિજ થતી ન હતી. રસ્તામાં વખતે છ આઠ માઇલે ધર્મશાળા થકી કે દુકાન આવે અથવા ન આવે તોપણ હિમાલયના પુણ્ય પ્રતાપે ભુખ તરસ, ટાઢ તડકો કે ચાલવાના પરિશ્રમનું કે ઉંઘ ઉજાગરાનું કષ્ટ જણાતું નહિ; એટલુંજ નહિ પણ એટલી નિર્જનતા અને ભયાનકતા છતાં કયાંય ચોરી લુટફાટ મારામારી કે કોઇ પહાડીના ચિત્તમાં વિકાર જોવામાં આવતો નહિ.

જમનોત્રી સ્થળ જે ઘણું દુર્ગમ છે ત્યાં સાધુ સંત સિવાય ગૃહસ્થ યાત્રી ભાગ્યેજ જાય છે કારણ કે ખરસાલીથી ચાર માઈલનો રસ્તો તો મહાદુઃખદાયક છે. કેટલીક જગ્યાએ તો ઉંચુ આકાશમાંથી ઉતરવા જેવી કઢંગી કેડી છે. ડહેરાડુનથી રોજના દશ બાર પંદર અઢાર અને કોઇ વખતે એકવીશથી વધારે પહાડી માઇલ ચાલી પંદરમે દિવસ જમનોત્રી માતાના દર્શન કર્યાં. પતિત પાવની જમનાજીના અતિ શીતળ જળમાં સ્નાન કરી બાજુમાંજ આવેલા ગરમ પાણીના કુંડમાં સ્નાન કર્યું. પ્રભુની કૃતિ કોઈ અજબ છે. એક સ્થળે એક બરફ જેવા શીતળ જળનો પ્રવાહ વહે છે અને તેનીજ બાજુમાં દશ હાથના અંતરે ચોખા ચડી જાય એવા ગરમ જળના ઝરાઓ છે. જમનોત્રીના

પહાડો બરફથી ઢંકાયલા હોઈ ખૂબ શીત પ્રસરાવે છે. તેની આગળ ક્યાંય જઇ શકાતું નથી. આ સ્થળે કુદરતી સૌન્દર્ય અપૂર્વ છે. અમોને થોડા દિવસ અહીં રહેવાની તેમ રહી તપશ્ચર્યા કરવાની ઇચ્છા થઇ પરંતુ તપ કરવા અગાઉ કે પાછળથી જે સાધને રહેવું જોઇએ તેની ઉણપ હતી. ધર્મશાળા પણ નહિ જેવી જીર્ણ હતી. ઓરડીઓ અઘોરીના જેવી વરસાદનું પાણી પડવાથી નકામી જણાતી હતી. ટાઢ બેહદ હતી. ખાવાપીવાની ચીજ વસ્તુ કે બાળવાના લાકડા મળવા મુશ્કેલ હતા એટલે માત્ર એકજ દિવસ રોકાઇ બીજે દિવસે સ્નાન વંદન કરી રાણા ગંગનાગ્રી થઇ ઉત્તર કાશી આવ્યા. રસ્તામાં વનસ્પતિની કોઇ જગ્યાએ સુગંધ તો કોઈ જગ્યાએ અણગમો ઉપજે એવી દુર્ગંધ તથા પાકેલા જરદાલુના વનો મળતા એટલે થોડો વખત રોકાઈ જરદાલુનો સ્વાદ લેતા હતા.

હિમાલયમાં પ્રવાસ કરવાનું ખાસ કારણ તપશ્ચર્યા કે યોગ સાધના કરવાના હેતુ સાથે યોગી મહાત્માની શોધ કરવાનું પણ હતું એથી નદીના તીરપર તથા પહાડો જંગલોને પર્વતોમાં સીધે અને આડે રસ્તે ઘુમતા, પર્ણકુટી કે ગુફાઓ શોધતા પણ ક્યાંય પત્તો લાગતો નહિ. ઉત્તર કાશી આવ્યા એટલે ત્યાં ત્રણ દિવસ રહેવાનું થતાં વિદ્વાન્ એકાંતવાસી ત્યાગી સંન્યાસી બે ત્રણ સાધુ મહાત્માના દર્શન સમાગમનો લાભ મળ્યો. ઉત્તર કાશી બરાબર મધ્ય હિમાલયમાં ગંગાજીને તીરે આવેલું નાનકડું પણ સુંદર ગામ છે. ત્યાંના પંડયાઓ કહે છે કે ભગવાન શિવજી કલિયુગને લઇ હિંદુસ્થાનમાં પાખંડ વધી જતાં કાશી છોડી ઉત્તર કાશીમાં આવી વાસ કરી રહ્યા છે. અહીં પણ મણિકર્ણિકા ઘાટ,

વિશ્વનાથજી અન્નપૂર્ણા ગજાનન કાલભૈરવ વગેરે દેવોના મંદિરો છે ધર્મશાળા પણ ત્રણેક છે તેમાં બાબા કાલીકમલીવાળાની ધર્મશાળામાં સદાવ્રત અન્નક્ષેત્ર તથા દવાખાનું પણ છે. સાધુ સન્યાસીઓ ૫૦-૬૦ ની સંખ્યામાં રહે છે તેમાં બે ત્રણ જે નિર્મોહી તથા જ્ઞાની છે, તેમના દર્શન થતાં આત્મજ્ઞાન અને ઐશ્વર્ય વિષે પ્રશ્ન કરતાં તેઓએ જણાવ્યું કે "તમો ગૃહસ્થીઓને તરવાનો સરળ ઉપાય તો વર્ણાશ્રમ ધર્મને શાસ્ત્રની આજ્ઞાનુસાર પાળો-વલી એમાંજ છે અને છતાં જલ્દી સિદ્ધિ હાંસલ કરવી હોય તો ધ્રુવજીની માફક દૃઢ મનના થઈ તપશ્ચર્યા કરો.

ઉત્તર કાશીથી ધરાલી થઇ ગંગોત્રી આવ્યા. આ સ્થળે મહાનુભાવ ભગીરથ રાજાએ દશ હજાર વર્ષ પર્યન્ત તપ કરી ભગવતી ગંગાજીને પ્રસન્ન કરી શ્રીવિષ્ણુ ચરણમાંથી પ્રકટ થયેલા ગંગાજીને પૃથ્વીપર સગર પુત્રોનો ઉદ્ધાર કરવા માટે-સકળ માનવ પ્રાણીના કલ્યાણને સારૂ આણ્યા હતા. ગંગાજીની ધારા અસ્ખલીત અને નિર્મળ રીતે સુમેરૂમાંથી-ભગવાન શિવજીની જટાપરથી વહી હિમાલયના મહાન્ મહાન્ પહાડ પર્વત જંગલોને ચીરી હિંદુસ્થાનમાં પ્રવેશ કરે છે. ગંગાજીનું મૂળ પ્રકટ સ્થળ તો અહીં ગંગોત્રીથી પણ ૧૮ માઇલ દૂર છે, જ્યાં કોઇ સાહસિક નર શીત કાળમાં ગંગાજીનો પ્રવાહ કમી થઇ જાય છે ત્યારે મૃત્યુ હાથમાં રાખી જવાનું સાહસ કરી શકે છે. કારણકે ત્યાં એટલી બધી ઠંડી વિકટતા અને સાધનોનો અભાવ છે કે કોઇ જવાનું મનજ કરતું નથી. ગંગોત્રીમાં બાવા કાલીકમલીવાળા વગેરેની ધર્મશાળામાં સારી સગવડ છે. તેમ ખાવાપીવાની ચીજ વસ્તુઓની

પણ બે ત્રણ દુકાનો છે. ગંગોત્રીમાં ટાઢ ઘણી રહે છે. ગંગાજીના અતિ શીતળ જળમાં સ્નાન કરી બાજુમાં આવેલા ગંગાજી માતાના મંદિરમાં માતાજીના દર્શન કર્યા. જમનાજીની માફક અહીં ગંગાજીના તીરે પણ કોઈ ઋષિમુનિનો આશ્રમ જણાયો નહિ. જમનોત્રીથી ગંગોત્રી ૧૦૦ માઈલ દૂર હોઇ આઠમે દિવસે ગંગોત્રી પહોંચાયું.

ગંગોત્રીમાં ત્રણ દિવસ ભગવત્ સ્મરણ, હિમાલય અવલોકન કરી ધરાલી આવી એક પરમહંસ મહાત્માના દર્શન કર્યા. આ મહાત્મા મૌન ધારી છે. તેઓ સદા વસ્ત્ર રહિત દશામાં રહે છે. શિયાળામાં બરફ પડે છે ત્યારે પણ તેઓ વસ્ત્ર ધારણ કરતા નથી કે સ્થળ છોડી બીજે જતા નથી. ખાવાનું કોઈ આપી જાય તો એકાદ ટંક ખપ જેટલું રાખી લઇ જમે છે. અંગે હુષ્ટપુષ્ટ તથા જુવાન તેજસ્વી દેખાય છે. બીજા બે મહાત્માઓ પણ તેની બાજુમાં રહે છે તેમાંના એક સાધુ તો બે વખત ગંગોત્રી પાસેથી નેલંગને રસ્તે ટિબેટ થઇ કૈલાસ માનસરોવરની યાત્રા કરી આવેલા હતા. ધરાલીથી ભટવાડી થઇ બુઢાકેદાર આવ્યા. આ રસ્તો અતિ વિકટ જણાયો. માત્ર નાનકડી કેડી-પગદંડી જંગલ પહાડોમાં થઇ જાય છે. તે પણ ક્યાંક ક્યાંક અદશ્ય થઈ જતાં આડે વન અથડાવું પડતું હતું. સારા નસીબે નેપાલી જાત્રીઓનો ભેટો થયો હતો એટલે એક બીજાના ઓથે-દિલાસાએ આગળ આગળ રસ્તો કાપતા હતા. જમનોત્રી ગંગોત્રીને રસ્તે દૂધ દહીં મળ્યા નહોતા પણ આ રસ્તે ક્યાંક ક્યાંક ચાર આના શેરથી મળતા ત્યારે ખૂબ ખાઇ પેટનો અગ્નિ બુજાવતાં. બુઢાકેદાર નાનું

ગામ છે ત્યાં કેદારનાથની માફક ભગવાન શિવજીની પીઠના દર્શન તથા ગંગાસ્નાન છે.

બુઢા કેદારથી ગતુ થઈ પવાલીના ભયંકર પહાડો ચડયા. નવ માઇલની અત્યંત કડક ચડાઇ પ્રથમ પાણીવાળા ખેતરોમાં મહા મુશિબતે પસાર થઇ ચડવાનો પ્રસંગ આવતાં અંગે અંગે કંપી ઉઠતું હતું. વારંવાર થાક ખાવા રોકાવું પડતું હતું અને રસ્તો ચૂકી ન જવાય તેની કાળજી રાખવી પડતી હતી. શ્રી હરિની કૃપાથી પવાલીના પર્વતોની ચડાઇ ચડી ઉપર સપાટ પ્રદેશમાં આવ્યા એટલે અતિ ઉંચાઇને લઈ આકાશ ઘડી ઘડીમાં ધુમસથી છાઇ જતું તેથી ઠંડા બહુ લાગતી હતી. ધુમસને લઇ પાસે પાસેનાનું મોઢું સુદ્ધાં દેખાતું નહિ. એવામાં ચટ્ટી-દુકાન આવી ત્યાં રસોઇ કરવા રોકાયા. સરકારે નકામું બહાનું આપી જાત્રા બંધ કરી હતી એટલે બદ્રીનારાયણ-હિમાલયના પહાડી લોકો કે જેમના નિર્વાહનો આધાર દુકાનદારી, મજુરી કે પંડયાપણું કરવામાંજ છે તે પહાડી લોકોને બહુ ખમવું પડયું હતું. તેઓ હરિદ્વાર ડહેરાડુન રામનગરથી ચીજ વસ્તુ અનાજ લાવી વેચતા હતા તે જાત્રીના અભાવે અટકી ગયા હતા. કવચિત્ કોઇ દુકાનદાર પાસે અનાજ ઘી આટો દાળ મળતા તો તે બહુ મોંઘા મળતા. મસુરીથી ચાલતાં ક્રમે ક્રમે મોંઘાઈ જણાતી આવી તે અહીં અતિ સખ્ત જણાઇ. રૂપિયે (લોટ) આટો, રૂપિયે શેર દાળ, ચાર રૂપિયે શેર ઘી વગેરે ભાવે દૈવયોગે વસ્તુ મળવાની હોય તો મળી જતી નહિતર ભૂખે મરવાનું હતું.

બીજે દિવસ ત્રિયુગી નારાયણ જયાં શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે મૂર્તિની પ્રતિષ્ઠા કરેલી છે ત્યાં પહોંચી દર્શન કર્યા

ત્રિયુગી નારાયણથી સવારે વહેલા નીકળી ગૌરીકુંડ, રામવાડા થઇ કેદારનાથ આવ્યા. ગંગોત્રી જમનોત્રાને રસ્તે જેવું નૈસર્ગિક દષ્ય દષ્ટિએ પડે છે તેવું આ રસ્તે નથી. તેમ ઘટ્ટ ઝાડીવાળા જંગલો કે ભયાનક ઉંચા પર્વતો પણ નથી. હિમાલયના તમામ પ્રદેશ ઉપર પ્રથમ મહારાજા ટેહરી ગઢવાલનો અધિકાર હતો. સ્વ. મહારાજા અને તેના પૂર્વજો પણ અતિ પરાક્રમી અને ધર્માત્મા સજ્જન નરેશો હતા. યાત્રી લોક તેમને શ્રી બદ્રીનારાયણનો અવતાર માની પ્રથમ ટેહરી જઈ મહારાજાના દર્શન કરતા અને આશીર્વાદ લીધા પછી યાત્રાના ધામ તરફ વિદાય થતા. હવે એ પરાક્રમ અને ધર્મનિષ્ઠા વર્તમાન રાજામાં ન રહી એટલે હળવે હળવે અંગ્રેજ સરકારે હિમાલયમાં પ્રવેશ કરી અડધા પ્રદેશથી વધારે હાથ કર્યો છે. ગંગોત્રી જમનોત્રીને રસ્તે દેશી રાજ્ય-ટેહરી મહારાજાનું રાજ્ય હોવાથી રસ્તા પૂલ તૂટેલા હોઇ શકે પરંતુ કેદારનાથ બદ્રીનાથના રસ્તે અંગ્રેજ સરકારની સત્તા હોવાથી રસ્તો ઉત્તમ અને પૂલ બંધાવેલા હશે એવી માન્યતા હતી તે અનુભવે ખોટી ઠરી; ઉલટું અંગ્રેજના અધિકારવાળા પ્રદેશમાં વધારે તૂટેલું-જીવને જોખમકારક જણાયું. હિમાલયની ગંગા યમુના અલકનંદા મંદાકિની વગેરે નદીઓ તો મહા પ્રબળ વેગવાળી હોઇ ઉલ્લંઘવી અશક્ય છેજ; પરંતુ તેમાં મળતી નાની મોટી બીજી સેંકડો નદી અને નાળાઓ એટલા વેગથી વહેતા હોય છે કે જો તેનાપર પૂલ ન હોય અથવા હોય ને તૂટી ગયેલો હોય તો તે પસાર કરી સામેપાર જવામાં પણ જીંદગીનો અવતાર ફરીથી મળવા બરોબર છે. અસારે આવા કેટલાક નદીનાળા જોખમ

ખેડી ઓળંગવા પડયા હતા અને તેમાં શ્રી બદ્રીનારાયણેજ બચાવ્યા છે.

કેદારનાથ ભગવાનનું ધામ અદ્વિતીય છે. કૌરવ પાંડવ યુદ્ધમાં પાંડવોને બ્રહ્મહત્યાનું તથા ગોત્રહત્યાનું પાતક લાગેલું તે ભગવાન શંકરની આરાધનાથી અહીં નિવૃત્ત થયું હતું. પ્રાચીન બાંધણીના ભવ્ય મંદિરમાં ભગવાન શિવજીની પીઠના દર્શન થાય છે. યાત્રી પતિત પાવની ભગવતી મંદાકિનીના અતિ શીત પ્રવાહમાં સ્નાન કરી કેદારનાથજીને જળ ગંધ પુષ્પ ઘી ચડાવી સ્નેહી સંબંધીને યાદ કરી પ્રતિમાને છાતી સાથે લગાવી ભેટે છે. આ વખતનો દિવ્યભાવ અલૌકિક હોય છે. તમામ દુઃખ, ચિંતા, વ્યાકુળતા ભૂલી જવાય છે. મંદિરની આસપાસ ધર્મશાળા, પંડયાના મકાનો તથા દશ બાર દુકાનો છે, જયાંથી પુરી શાક મીઠાઇ મળી શકે છે. કેદારનાથજીના મંદિરની બિલકુલ નજીક સુમેરૂ પર્વત તેના સુવર્ણ સદશ બરફ આચ્છાદિત દેખાવથી અતિશય આનંદ આપી રહેલ છે. દૂર હોવાને લઈ જે સુમેરૂ પર્વતની અપૂર્વ શોભા જમનોત્રી ગંગોત્રીમાં બરાબર નિહાળી શકાતી નહોતી તે કેદારનાથજીમાં સુમેરૂ તદ્દન નિકટ હોવાથી સ્પષ્ટ દર્શન આપી હૃદય તૃપ્ત કરે છે. અહીં કેમ જાણે એકદમ ફલાંગ મારી સુમેરૂપર પહોંચી જઇએ અને તેનું અદ્દભુત આંતરિક દ્રવ્ય જોઇને પાછા આવીએ? આવા વિચાર ઉગે છે. અમોને હિમાલયની ખાસ ખુબી જોવાની આકાંક્ષા હોવાથી પંડયાના છોકરાને સાથે લઇ સુમેરૂ તરફ પ્રયાણ કર્યું. તે વિશે પૂછવામાં આવતા સાંભળનાર વ્યક્તિઓએ ઘણોય ભય બતાવ્યો કે ત્યાં કોઈ જતુ નથી,

પર્વતમાંથી બરફના મોટા ડુંગર જેવડા ચોસલા ઉડી મકાનના મકાન દાબી દે છે, તમો પણ દબાઇ જશો કિંવા બરફથી ગ ી જશો; માટે તેપર ચડવાનું સાહસ નહિ કરતાં અહીં નીચેથીજ અવલોકો. અમોએ એવા ભયને સ્થાન ન આપતાં આગળ પ્રયાણ કર્યું તો મંદાકિનીમાં મળતી સ્વર્ગદ્વારી મહોદધી વગેરે ચાર મોટી વેગવાળી નદીઓ આડે આવી. હનુમાનનું સ્મરણ કરી જેમ તેમ પાર કરી પર્વતપર ચડવા માંડયું. માણસ ડૂબી જાય એવડા વનસ્પતિના ઘેરકા વટાવી પર્વતની મોટી મોટી શિલાઓના પર પગ ઠેરાવી જેમ જેમ ઉપર જવા માંડયું તેમ તેમ બરફની ઠંડી ધુમસ અને વરસાદ વધવા માંડયો. પર્વતની માટી પોચી અને બહુ ચીકણી રહે છે તેને બેસી જતાં, ધસી જતાં કે તે પરથી માણસને ખસકાવી દેતાં વખત લાગતો નથી. વખતે માટીની ચીકાસથી કે પથ્થરના ખસી જવાથી પગ આડો અવળો પડે તો ગબડી પડાતું; તો પણ નાહિંમત ન થતાં લાકડીના ટેકે ટેકે આગળ વધવું ચાલુ રાખ્યું. આસ્તે આસ્તે ચડતાં બરફના થર સૂધી આવી પહોંચ્યા એટલે થાક ખાઇ લાકડી વતી બરફને ઉખેડી હિમાલયની સાચી પ્રસાદી ચાખી. થોડી મિનિટ બાદ પાછું ઉપર ચડવું શરૂ કર્યું, પણ કેવળ બરફના થર ઉપર ચડવું બિલકુલ અશકય જણાયું. ઠેઠ સુમેરૂની ટોચપર તો શુકદેવજી જેવા યોગેશ્વરજ જઇ શકે પણ મંદાકિની જયાંથી પ્રકટ થાય છે તે સ્થળ સુમેરૂ પર્વતની મધ્યમાં છે તેના મૂળ સૂધી જવું પણ વરસાદ અને ધુમસને લઇ બંધ થઈ ગયું. લાચારીએ પાછા ફરવાનો સંકલ્પ કરી

નદીઓને કાંઠે આવ્યા તો તમામ નદીઓ વરસાદ પડવાથી બમણી જોરમાં અને પ્રવાહમાં મોટા મોટા પથ્થરના ગગડાટ ભભડાટ સાથે વહેતી હતી. નદી પાર કરવા ઘણુંય તેની આસપાસ ફર્યા પણ કયાંય સરળતા ન દેખાણી એટલે ચાલુ પ્રવાહમાં ભગવાન કેદારનાથનું નામ લઇ ઝંકાવ્યું. બરાબર મધ્ય પ્રવાહમાં જતાં શરીર સાથે પથ્થર અથડાવા માંડયા તેમ પાણીનો વેગ પણ શરીરને ખેંચી જવા માંડયો. હનુમાનનું આહ્વાન કરી ખૂબ જોર મારી દોટ મૂકી એટલે પગ લથડયો. પગરખા પગમાંથી નીકળી ગયા. પાણી બરફનુંજ હતું એટલે શરીર ખોટું પડી જવાની માફક બહેર મારી ગયું પણ પડતાં બચ્યો એટલે કિનારે આવી ગયો. નવી જીંદગી માટે પરમેશ્વરનો ઉપકાર માન્યો, નહિતર આમાં એકવાર શરીર લથડયું એટલે થયું. પછી કોઇ ઉપાયે બચી શકાય તેમ નહોતું. મારા બે સાથીઓ પણ પ્રભુની દયાથી કિનારે આવી ગયા એટલે ત્રણેય કેદાર-નાથજી આવ્યા. કેદારનાથજીમાં સુમેરૂ પર્વત અતિ સમીપ હોવાથી ઠંડી બેહદ રહે છે તેથી ત્યાં યાત્રી ભાગ્યેજ રાત્રિ રોકાય છે. અમે ત્રણ રાત્રિ રોકાઇ રામવાડા ગૌરીકુંડ થઇ ગુપ્તકાશી આવ્યા.

ગુપ્તકાશીમાં પણ ઉત્તરકાશીની માફક ભગવાન શિવજીનું દેવાલય તથા ગંગા યમુનાની ધારા કુંડમાં વહે છે. હરિદ્વારથી નીકળેલા યાત્રી ઋષિકેશ, લક્ષ્મણઝુલા, દેવ પ્રયાગ, શ્રીનગર, રૂદ્રપ્રયાગ થઇને અહીં આવે છે. આ ગામમાં પચાશ પોણોસો પહાડી લોકોના ઘર તથા દશબાર દુકાનો છે. પહાડી લોકોમાં સ્વાભાવિક રીતે જે બળ હોવું જોઇએ તે કાશ્મીર તથા હિમા-

લયનાં લોકોમાં દેખાતું નથી. લોકો અભણ ભોળા ગંદા આચાર વિચારહીન દરિદ્ર છે. હિમાલય જેવી દિવ્ય ભૂમિ કે જયાં અપૂર્વ સૃષ્ટિ સૌંદર્ય વિધવિધ પ્રકારની વનસ્પતિ અને સુંદર સ્વચ્છ હવા છે ત્યાં જેમ બાવા કાલીકમલીવાળાએ પરોપકાર બુદ્ધિથી યાત્રીના સુખ માટે ઠામઠામ ધર્મશાળા સદાવ્રત અન્નક્ષેત્ર અને દવાખાના ખોલી અમોઘ પુણ્યનું કામ કર્યું છે તેમ જો કોઇ સાધન સંપન્ન ગૃહસ્થો ગરીબ પહાડી લોકોને શિક્ષણ આપી કેળવે, ધર્મકર્મનું તત્ત્વ સમજાવે તથા હિમાલયની મહત્તા વિષે જ્ઞાન આપે તો આ ભલી ભોળી જાત બહુ ઉપયોગી થઈ શકે તેવી છે. પહાડી લોકોમાં મુખ્યત્વે બ્રાહ્મણ અને ક્ષત્રિય બે જાતિના લોક છે. અતિ શીતને લઇ તેઓ ગરમ કપડા લાંબા ઝભાના આકારમાં પહેરે છે પણ નદીનાળા પુષ્કળ હોવા છતાં તેઓ નહાવા ધોવાનું સમજતા નથી. જયાં પંડયાગીરી દુકાનદારી મજુરપણું કે નાના નાના ખેતરોવાળી જમીનમાં બટેટા અડદ ચોખા ઘઉંની ખેતીથી નિર્વાહ થવો અસંભવિત છે ત્યાં શ્રીમંતાઇ તો કયાંથી નજરે પડે ! અર્થાત્ હિમાલયના પહાડી ગામડાઓમાં બે પાંચ હજાર રૂપિયાવાળો શ્રીમંત પણ કોઈ દેખાયો નહિ. સરકાર તરફથી કયાંક કયાંક ધુડી નિશાળ જેવી નિશાળો છે પણ તેથી પહાડી લોકોનું જીવન સુધરે તેમ નથી. ટેહરી મહારાજા દેવદારના વૃક્ષોમાંથી બાર મહિને લાખોની કમાણી અંગ્રેજની મારફત કરે છે; પણ પ્રજાને કેળવી સુખી બનાવવા માટે તેનો વ્યય થતો નથી. પહાડી લોકોની આવી નિઃસહાય અજ્ઞાન દશામાં પરોપકારીનો વેશ ધરી ભ્રષ્ટ કરવા મથતા પાધરી મિશનરીઓ લોકોને લોભ લાલચ બતાવી ભ્રષ્ટ કરે-વટલાવે એ સ્વાભાવિક છે.

જેમ જાપાન અમેરિકા જરમનીમાં શોધકો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, ખગોળવેત્તાઓ, વૈદ્યો, રસાયન અને વનસ્પતિશાસ્ત્રીઓ એકાન્ત રમણીય સ્થાનમાં પોતાના પ્રયોગો કરે છે તેમ જો આપણા હિંદુવૈદ્યો તથા શોધકો પ્રયોગ કરે તો ભારે લાભ મેળવી અને આપી શકે. હિમાલયના પ્રદેશમાં જમનોત્રી, ગંગોત્રી, કેદારનાથ, બદ્રીનાથ, ઉત્તરકાશી, ગુપ્તકાશી, જ્યોતિર્મઠ જેવા સ્થળોમાં પ્રયોગશાળા બોર્ડીંગ સાથે ખોલી શોધકામ થાય તો દેશને અતિ અમૂલ્ય લાભ થવો શકય છે. ગુપ્તકાશીથી ઉખીમઠ, ચમોલી, પીપલચટ્ટી, ગરૂડગંગા, જ્યોતિર્મઠ, પંડુકેશ્વર થઇ બદ્રીનાથ ગયા. આપણા હિંદુઓના ચારેય ધામમાં મુખ્ય અને પરમ પવિત્ર ધામ કે જે ધામમાં અનેક ઋષિમુનિ રાજા મહારાજાઓએ હજારો વર્ષ તપશ્ચર્યા કરી ભગવાનનું પરમપદ પ્રાપ્ત કર્યું છે તે અલૌકિક દેવસેવિત ભૂમિ બદ્રીનાથમાં ૪૫૦ માઇલ પગે મુસાફરી કરી અનેક સંકટ અને જીંદગીના જોખમ ખેડી પહોંચતાં પ્રભુદર્શન થયા તે બદલ પરમ દયાળુ સર્વ શક્તિમાન્ એવા તેજ નારાયણ દેવની કૃપા માની અતિ સંતોષ પામ્યા. ભગવતી અલકનંદાના અતિ શીતળ જળમાં સ્નાન કરી બાજુમાંજ આવેલા ઉષ્ણ જળના નારદકુંડ, તપ્તકુંડ, સૂર્યકુંડ વગેરેમાં સ્નાન કરી શ્રીબદ્રી-નારાયણના દર્શન કર્યા. બુદ્ધનું સામ્રાજ્ય થતાં બુદ્ધિસ્ટોએ મંદિર અને ભગવાનની મૂર્તિઓને છિન્ન વિચ્છિન્ન કરી મૂકી હતી, તેની પૂજ્યપાદ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય મહારાજના ઉદ્યોગથી પુનઃ પ્રતિષ્ઠા થઇ છે. મૂર્તિનું લાવણ્ય શ્રીનાથજીની માફક નાસ્તિકના હૃદયને પણ પીગળાવી આસ્તિક કરી મૂકે તેવું દેદીપ્યમાન છે.

ભગવાન્ બદ્રીનારાયણે આ ધામમાં બદ્રી-બોરડીના ઝાડ નીચે તપશ્ચર્યા કરી જગતના કલ્યાણાર્થે અહીંજ વાસ કર્યો છે. તેમ શ્રીનરનારાયણદેવે પણ માતા મૂર્તિમતિના પેટે અવતાર ધરી અહીંજ વાસ કરી લોકસંગ્રહાર્થે તપશ્ચર્યા કરી છે. ભગવાનના નિવાસથી નારદજી, કુબેરજી, ઉદ્ધવજી, માર્કંડેય, ગરૂડજી વગેરેએ પણ દીર્ઘકાળ પર્યંત નારાયણનું ધ્યાન ધરી, ઇપ્સિત સિદ્ધિ મેળવી, વાસ કર્યો છે. આ પુણ્યધામનો મહિમા અવર્ણીય છે. બદ્રીનાથથી એક માઇલ માના ગામ છે અને તેની નિકટમાંજ વ્યાસગુફા સરસ્વતી અને અલકનંદાના સંગમપર છે જ્યાં ભગવાન્ વેદવ્યાસે ગણપતિ દેવ પાસે મહાભારત લખાવ્યું હતું. ત્યાંથી બે માઇલ આગળ આઠ વસુદેવતાઓના અશરૂપ વસુધારા નામની પવિત્ર ધારા એક મહાન્ પર્વતની ટોચેથી અતિ જોસમાં પડે છે તેનાં દર્શન સ્નાન બહુ ફળદાયી મનાય છે. યાત્રી આ સ્થળેથી કૈલાસ માન સરોવર જઇ શકે છે. માનાના ભુટીઆ વેપારી બકરાઓને પોઠ બનાવી ઉન નીમકનો વેપાર ટિબેટ સાથે ખેડે છે. સત્પથ-સ્વર્ગારોહણ જ્યાંથી પાંડવોએ સદેહે સ્વર્ગમાં પ્રયાણ કર્યું હતું તે સ્થળ પણ અહીંથી ફક્ત ૧૫ માઇલ દૂર છે. યાત્રી, ભોમીઆને સાથે લઈ સત્પથ સ્વર્ગારોહણ કે કૈલાસ માન સરોવરની યાત્રાએ અશાડ શ્રાવણ માસમાં જઇ શકે છે. ત્યાં જવામાં રસ્તો કે કેડી જેવું કશું નથી પરંતુ અનુભવે અને અનુમાને જઇ શકાય છે. ગંગોત્રી જમનોત્રી કેદારનાથની માફક શ્રીબદ્રીનારાયણમાં પણ સુમેરૂ પર્વત નિકટ રહેલો છે તે દર્શન આપી નયન હૃદયને તૃપ્ત કરી

આનંદ આપે છે. આ પર્વતમાંજ ગંગોત્રી જમનોત્રી કેદારનાથ બદ્રીનાથ ચારેય ધામ આવેલા છે. પૂર્વે એકજ પૂજારી નિત્ય ચારેય ધામની પૂજા કરતો હતો પરંતુ તેનાથી ફળફૂલાદિથી લલચાઇ વ્રતભંગ થવાયું એટલે ન પહોંચાયું. બરફયુક્ત પર્વતોની હારમાળા સુમેરૂની આસપાસ આવેલી છે એટલે ફરીફરીને એકથી બીજે ધામ આવતાં ઘણું લંબાણ થાય છે. અમારા નિવાસ દરમ્યાનમાં ત્રણચાર ગોરા માઉન્ટ એવરેસ્ટ-સુમેરૂપર ચડવાની વેતરણ કરી રહ્યા હતા. તેઓ અનેક વખત પરિશ્રમ કરી થાકયા, ધુમસથી કઇક ગુંગળાઇ મુવા; તોપણ પ્રયાસ કર્યો કરતા હતા. તેઓ એરોપ્લેનથી નથી ફાવતા ત્યારે રબર ચામડાના મોજા હાથે પગે પહેરી પર્વતપર ચડવા પ્રયત્ન કરે છે. બદ્રીનારાયણની બાજુમાં નારાયણ પર્વત તથા ગંધમાદન પર્વત પણ કમળના પુષ્પોથી ભરપૂર છે. સુમેરૂ પર્વત હિમાલયના તમામ પર્વતોમાં સૌથી ઉંચો અને બરફમય પર્વત છે. હરિદ્વાર, રામનગર, કાટગોદામ, ડેહરાડુન, આલમોરાદિથી હિમાલયના પર્વતો શરૂ થાય છે, પરંતુ ખરો હિમ-આલય તો સુમેરૂ જ કહી શકાય. જેનામાં શરીર શક્તિ હોય, જેની પાસે બસો રૂપિયા જેટલું પણ દ્રવ્ય હોય, જેને કાંઈક એકાન્તમાં, પ્રભુ ભક્તિમાં, સૃષ્ટિ-સૌંદર્યમાં, મહત્વાકાંક્ષામાં પ્રેમ હોય તેણે તાવ માથું પેટ ઉધરસ વા વગેરેની દવા તથા ગરમ કપડા કમલ ધાબળો છત્રી લાકડી સાથે રાખી એક વખત તો અવશ્ય પવિત્ર અને દિવ્ય હિમાલયભૂમિના દર્શન કરવા.



# તપ આરંભ, શિથિલતા અને તેના કારણો.

૫૭

હિમાલય આવવાનું ખાસ કારણ યાત્રા કરવી, કુદરતી દશ્ય જોવું, ઋષિમુનિ મહાત્માઓના સમાગમ કરવા એટલું જ માત્ર નહોતું પરંતુ તદુપરાંત પણ હતું અને તે તપ કરી આત્મજ્ઞાન અને ઐશ્વર્યની સિદ્ધિ મેળવવી એ હતું. બીજા પ્રદેશો કરતાં હિમાલયને પસંદ કરવાનું ખાસ કારણ એ હતું કે બીજા નજીક ના પ્રદેશમાં સાધના કરવામાં વિક્ષેપ થવા સંભવ રહે છે પણ જો દૂરના પ્રદેશમાં સાધના થાય તો સરળતાથી થઇ શકે વળી સ્થાન સ્થાનનો મહિમા પણ બહુ અસર કરે છે. હિમાલય તપોભૂમિ ગણાય છે. ત્યાં સદાકાળ ઋષિ મુનિ દેવતા તપ કરી, યોગ સાધી, શ્રેષ્ટત્વ પ્રાપ્ત કરતા આવ્યા છે; માટે અમોએ પણ હિમાલયની ભૂમિ પસંદ કરી હતી. હિમાલયમાં સારી પેઠે પ્રવાસ કરી ઋષિ મુનિ મહાત્માઓની શોધ કર્યા પછી બદ્રીનાથની ધર્મશાળાના એકાન્ત ઓરડામાં મૌન ધારી અન્ન-જળનો ત્યાગ કરી તપ શરૂ કર્યું “ ૐ અને ૐ નમો ભગવતે વાસુદેવાય ” એ મંત્રોનો શ્રીકૃષ્ણનું હૃદયમાં અને બહાર ધ્યાન ધરવા સાથે અજપા જપ જપવા માંડયો. પ્રથમ દિવસ ને પ્રથમ રાત્રિ, બીજે દિવસ ને બીજી રાત્રિ અને ત્રીજે દિવસ ને ત્રીજી રાત્રિ વીતી ત્યારે શરીર બહુ કળવા માંડયું. હૃદયમાં પણ વ્યાકુળતા વધી પડી. મનને ધૈર્ય આપી ઘણું સમજાવ્યું, પણ શરીરના કષ્ટથી શાન્તિ વળી નહિ. આખરે મૌનતા તોડી બન્ને તપસ્વીઓએ વાર્તાલાપ શરૂ કર્યો. આથીને સંબોધી મેં

કહ્યું: વજુભાઇ ! તપ ફળદાયી છે ખરૂં પણ ક્રમપૂર્વક થવું જોઇએ. અઢી માસના નિરંતર અસહ્ય પ્રવાસ પછી આવા એક સામટા તપથી મારા શરીરમાં વેદના થાય છે તમોને પણ થતી હશે તો તપને હમણા આપણે મુલત્વી રાખી ક્રમે ક્રમે કરીએ તો કરી શકાશે. વજુભાઇએ પ્રતિઉત્તર આપી જણાવ્યું: હા, મુરબ્બી ! કષ્ટ જરૂર થાય છે, ધીમે ધીમે કરીએ તો સારૂ. એક દિવસ ઉપવાસ, બીજે દિવસ અલ્પાહાર, ત્રીજે દિસસ વ્રત એમ થશે તોજ ટકી શકશું. પરસ્પરની સંમતિ થતાં રાત્રિ પ્રભુ સ્મરણમાં કાઢી સવારે લથડતે શરીરે તપ્તકુંડ પહોંચી બદ્રીનારાયણના દર્શન કરી રૂપિયો રૂપિયો ભેટ ધરી ભગવાન્ બદ્રીનાથને હમેશા જે ડઠડમાં ડઠડ ચોખા દાળનો નેગ ધરાવાય છે તેની પ્રસાદી લઇ જમ્યા.

તપ કરતી વખતે યોગદર્શન ગીતાજી અને યોગવાસિષ્ટનું વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ બીજા કેટલાક નિયમો ઘડી રાખ્યા હતા તેની સાથે સ્વાધ્યાય ચિંતન કરતા હતા; પણ પ્રસાદ લીધા પછી ચોથે દિવસ તપમાં બેસવાની હિંમત ચાલી નહિ; કારણ કે પ્રવાસના ભારે શ્રમથી ભૂખ અતિશય ઉઘડી હતી. યોગ તપ સાધનાર માટેના નિયમોમાં પણ એવું છે કે બહુ ભૂખ્યો, બહુ થાકેલો બહુ ઉજાગરો કરનાર યોગ તપ સાધી શકતો નથી. ખૂબ થાકથી પરીશ્રમીત થવા ઉપરાંત જયારથી અમો ઘેરથી નીકળ્યા હતા ત્યારથી બિલકુલ નિદ્રા કરી નહોતી. પ્રવાસમાં રાત્રે શરીર લંબાવી સુતા પણ નિદ્રા આવતી નહિ. બહુધા આખી રાત્રિ સંકલ્પ-વિકલ્પ કરવામાં અને મારા કેગની મગ્ન ચિંતન કરવામાંજ વ્યતીત

થતી. આત્મજ્ઞાન અને ઐશ્વર્ય સિવાય દુનિયામાં કાંઇ નથી એ દઢ હતું તેથી સંસાર વ્યવહારમાં પાછું એમને એમ ખાલી હાથે હૃદયે જવું એ જરાય ન રૂચ્યું પણ થોડાક દિવસ થાક ઉતારી પછી તપ પાછું શરૂ કરવા ધાર્યું. વ્યવસાયી માણસને નવરૂ બેસવું તો ન ગમે એટલે સમયનો સદુપયોગ કરી લેવો ઉચિત માની "**હિમાલયની યાત્રા**" "**આત્મોત્કર્ષ**" "**નારાયણ નીતિ** અથવા **અનુભવના** ઉદ્દગાર" અને **હિંદુ તીર્થયાત્રા વર્ણન**" એ નામના ચાર પુસ્તક લખી નાંખ્યા. એ ચાર પુસ્તક લખાઇ ગયા પછી "**શાસ્ત્ર સિદ્ધાંત**" અથવા **ધર્માચરણદ્વારા દેશોન્નતિનું દ્વાર**" પણ લખવું શરૂ કર્યું, પણ તે પૂરૂં થઇ શક્યું નહિ.

જોતજોતામાં વીશ દિવસ પસાર થઈ ગયા. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ભૂખ અને થાક બન્ને વધ્યા. બદ્રીનારાયણમાં પણ કેદારનાથના જેવીજ ટંડી હતી એટલે હાથે રાંધવાની સગવડ હોવા છતાં મન થયું નહિ. બજારમાં આઠ દશ દુકાનો હતી ત્યાંથી પુરી શાક મોઠાઇ લાવી ખાતા પણ જાત્રા બંધ હોવાને લઈ ચીજ બહુ મોંઘી મળતી હતી. પૈસા સાથે લઇ નીકળેલા તે લગભગ વપરાઈ ગયા હતા. બદ્રીનાથમાં તાર પોસ્ટની સગવડ હોવાથી મંગાવેલ મનીઓર્ડર આવતાં વિલંબ થયો એટલે ઉલટું ચિંતામાં વિશેષ મૂકાવું પડ્યું. એવામાં મનીઓર્ડર આવ્યું અને તુરત ભગવાન બદ્રીનારાયણના દર્શન કરી રવાના થયા. તપમાં શિથિલતા આવવાનું કારણ એ જણાયું કે ક્રમે ક્રમે શરૂઆત કરી તપ યોગ વધારવા જોઇએ. થાક ભૂખ ઉજાગરો ન હોવા જોઇએ અને મંતવ્ય સિવાય બીજી કોઈ પણ પ્રકારની ચિંતા હોવી કે રાખવી નહિ જોઈએ.

બદ્રીનાથથી પંડુકેશ્વર આવ્યા પણ પગમાં પગરખાં નહિ એટલે કાંકરી પત્થર બહુ વાગ્યા. વરસાદ ધોધમાર પડવાથી રસ્તો પૂલ પહાડ પર્વત ઘણી જગ્યાએ તૂટેલા આવતા. પંડુકેશ્વર આગળ એક મોટું નદી જેવડું વેગવાન નાળું ઓળંગતા માંડ પ્રભુકૃપાએ જીંદગી બચી હતી. પંડુકેશ્વરમાં ભીંજાયલા તમામ કપડા નીચોવી સુકવ્યા અને તાપ કરી નાળામાં તણાતાં શરીરની પાછળ લાગેલો પત્થરનો માર તથા ચડેલી ટાઢ શરીરને શેકીને દૂર કર્યો. બીજે દિવસે ચાલી નીકળી જ્યોતિર્મઠ ગયા. શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય મહારાજે સનાતન ધર્મનો દિગ્વિજય કરી હિંદુસ્થાનની ચાર દિશામાં ચાર મઠ સ્થાપ્યા હતા. એક શૃંગેરીમાં, બીજો જગન્નાથપુરીમાં, ત્રીજો દ્વારકામાં અને ચોથો હિમાલયમાં જ્યોતિર્મઠ; પરંતુ કાળ બળે આ જ્યોતિર્મઠ લુપ્તપ્રાય થઇ ગયો છે. અહીં મઠ નથી તેમ કોઈ મઠના આચાર્ય પણ નથી. શિયાળામાં જ્યારે ખૂબ થંડી બરફ સાથે પડે છે ત્યારે ચારે ધામ ગંગોત્રી જમનોત્રી બદ્રીનારાયણ કેદારનાથના દ્વારપટ બંધ થાય છે. કારતક સુદિ ૧ થી બંધ થયેલા મંદિરના દ્વાર વૈશાખ સુદિ ૩ ના ખોલે છે. તે અરસામાં ચારેય ધામમાં કોઇ મનુષ્ય રહેતું નથી. પૂજારી સુદ્ધાં ચાલ્યા જાય છે. કહેવાય છે કે તે છ માસ દરમ્યાન દેવતાઓ આવી ભગવાનની પૂજા કરી જાય છે જેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે ઘીનો અખંડ દીવો બદ્રીનાથજીના મંદિરમાં બળતો માલુમ પડે છે. જમનોત્રીના પંડયા ખરસાળીમાં, ગંગોત્રીના મુખીમઠમાં, કેદારનાથના પૂજારી ( પૂજારીનું અહીં બહુ સન્માન સચવાય છે ) બદ્રીનાથના જ્યોતિ-

મઠમાં રહી ભગવાનની ગાદીની પૂજા કરે છે. મંદિરનો અધિકાર સરકારના અધિકાર નીચે ટ્રસ્ટીઓના હાથમાં છે. દરવર્ષે બદ્રીનાથ ૫૦ હજાર યાત્રી આવે છે અને મંદિરનો ખર્ચ પણ ૫૦ હજાર રૂપિયાનો છે. કોઇની પાસેથી કાંઇ ફરજીયાત લેવામાં આવતું નથી પણ પંડયા–ગોર લોકોનો ત્રાસ બીજા તીર્થયાત્રાના સ્થળો જેવોજ અનુભવવો પડે છે.

જ્યોતિર્મઠથી લાલસાંગા–ચમોલી આવ્યા. અહીં સરકારી અધિકારી વર્ગને જેમ ઔરંગઝેબને શિવાજીના વાઘનખનો ભય ઘુસી ગયો હતો તેમ અસહકારનો ભય જણાવાથી સહકારી કમિટી સ્થાપી પાંચ દશ મહેતા કારકુનની સભા ભરી કલેકટર કમીશનર સાહેબ સહકારની ખુબી સમજાવી રહ્યા હતા. ચમોલીથી નંદપ્રયાગ આવ્યા. જેવી રીતે લાલસાંગામાં સહકાર સમજાવાતો હતો તેવી રીતે અહીં બે ત્રણ પહાડીઓ ખાદીનું કુડતું ટોપી પહેરી ગાંધીની છબી મોખરે મૂકી નવજીવન વગેરે વાંચી પાંચ દશ પહાડી લોકોને અસહકાર સમજાવી રહ્યા હતા. ખરેખર મનુષ્ય પ્રકૃતિ–કેલછા વિલક્ષણ છે, તે પાત્ર અપાત્ર સ્થાન સંજોગનો પણ ભાગ્યેજ વિચાર કરે છે.

નંદપ્રયાગથી કર્ણપ્રયાગ મેલચૌરી થઇ ભીકીઆસણ આવ્યા. હવે અહીંથી નાના નાના પર્વતો આવે છે. વરસાદને લઇ રસ્તો કાદવ તથા ચીકણી માટીવાળો હોવાથી ચાલવામાં મુશ્કેલી પડવા સાથે વખતે ગબડાવી દે છે. આ જગ્યાએ એક વૃદ્ધ યાત્રી એકાએક મરણ પામેલો જોવામાં આવ્યો. તેનો અગ્નિ સંસ્કારકરનાર કે તેના સગા સંબંધીને ખબર આપનાર પણ કોઇ

તેની સાથે નહોતું, એથી કોઇ યાત્રીએ આવા ગહન અને વિકટ સ્થળમાં એકલા કદી ન નીકળવું ઘટે એમ લાગી આવ્યું. ભીકીઆસણ પાસે એક ભયંકર વેગવાળું મોટું નાળું રામગંગામાં મળતું હતું તે તરવૈયાઓની મદદથી પાર કરી રામનગર મોડી રાતના અગ્યાર વાગે ઘોર અંધારામાં આવી પહોચ્યા. વિકટ રસ્તાના અવિશ્રાંત પ્રવાસથી અધીરા બનેલા હોવાથી રામનગરનું ભયંકર જંગલ કે જે જંગલમાં સિંહ વાઘ ગાંડા મદોન્મત્ત હાથીઓ સહી રંજાડ કરે છે એવી હકીકત સાંભળેલી છતાં તેની દરકાર કર્યા વિના અંધારામાં ગોથા ખાતં, વરસાદના ભીંજાતા, ભૂખ્યા તરસ્યા પહોંચ્યા. રામનગર એ હિમાયલની તળેટીમાંનું આખરી રેલ્વે સ્ટેશન છે. અહીં હિમાલયના ગામડાઓની અનાજ કપડાદિ વસ્તુની મોટી ખરીદ રહે છે. રામનગરથી મોરાદાબાદ થઈ દિલ્હી મુંબઇ કે કલકત્તા જઈ શકાય છે.

---

# બિમારી અને ચિકિત્સા.

## ૫૮

દરેક વસ્તુ તેનો ભાવ ભજવ્યા વિના રહેતી નથી. પુરૂષ, સ્ત્રી, છોકરૂં, પશુ, પક્ષી, શીત, ઉષ્ણ, વર્ષા, બાલ્ય, યુવાન, વૃદ્ધ, શ્રેષ્ટ કનિષ્ટ જ્ઞાની અજ્ઞાની સૌ સૌનો ભાવ ભજવેજ છે. પ્રકૃતિનો નિગ્રહ કોઈ કરી શકતું નથી; કારણ કે તે દૈવની યોજેલી છે. એનો નિષેધ તો ગાંધી જેવા મહાતમાજ કરવા તૈયાર થાય અને અંતે દુર્ગતિને પામી દેશને પમાડે. અર્જુનને જ્યારે રણભૂમિમાં

મોહ થયો હતો ત્યારે સાક્ષાત્ ભગવાને તેને પ્રકૃતિનું સ્વરૂપ સમજાવી ક્ષત્રિય ધર્મના અવલંબનદ્વારા હિંસા કરવા પ્રેર્યો હતો. પરંતુ અજાયબીની વાત એ છે કે કહેનાર તો દીવાનો પણ સુણનાર પણ તેનાથી વધારે દીવાના બન્યા છે.

હિમાલયની મુસાફરી બરાબર ચાર માસઃ સં. ૧૯૭૭ ના જેઠ સુદિ ૯ થી ભાદરવા સુદિ ૯ સૂધી કરી મુંબઈ થઇ (દડવા મોટા–કાઠિયાવાડ) ઘેર પહોંચ્યો એટલે હિમાલયના બરફની અસર આખા શરીરમાં વ્યાપી ગઇ. ઘેર પહોંચતાંજ ટાઢીઆ તાવથી શરીર ઘેરાયું. વિલાયતી દવા સાથે ઘણા વર્ષથી બહારવટું હોવાથી સુદર્શન વગેરેના કેટલાક દેશી ઉપચાર કર્યા પણ તાવ ગયો નહિ. તાવ માથાની સખ્ત બિમારીથી શરીર જર્જરીત થઇ ગયું. હિમાલયમાં તેલ મરચું મીઠું ત્યજેલું હતું તેથી શરદીની સાથે વાયુ લાગુ થવાથી હેડકી ઓડકાર પણ જોસબંધ શરૂ થયા. દેશી ઉપચાર કોઇ કામે લાગ્યા નહિ એટલે ઇશ્વર ઉપર છોડયું. એથી વાયુ અને શરદીનો વિકારકમી થતાં એકાએક આરામ થઇ ગયો. માણસો મૂળ કારણને શોધ્યા વિના ઉપર ઉપરથી ઉપાય કરે છે તેથી મોટે ભાગે તે ઉપાય નિષ્ફળ નિવડે છે. ચિકિત્સા વિષે ખાસ કરી હિંદુ શાસ્ત્રોમાં એટલે કે વેદના ઉપવેદરૂપ આયુર્વેદ ગ્રંથોમાં અત્યંત વિસ્તારથી સ્પષ્ટીકરણ કર્યું છે. દર્દીએ દર્દનું નિદાન કરવા પહેલા દર્દ શા કારણથી ઉત્પન્ન થયું છે તે પ્રથમ શોધી કાઢવું જોઇએ અને કારણ શોધ્યા પછી તે કારણને દૂર કરી તેનો ઇલાજ કરવો. દરેક દર્દમાં ઉપવાસ એ સૌથી શ્રેષ્ઠ, દર્દ મટાડવામાં અકસીર ઉપાય છે. કદાચ એક

સામટા ઉપવાસ ન બની શકે તો સંતરા નારંગી દાડમ અંગુર અને પ્રમાણમાં દૂધ લેવાથી પણ ઘણો ફાયદો થાય છે, એ અમોને આ વખતે અનુભવથી જણાયું છે. કેટલાક પોતાને દર્દ થતાં અધીરા આકળા બની જઈ "ઉગતો શત્રુ અને રોગ તુરત દાબવા" ના સૂત્રને વળગી મોટા મોટા પ્રખ્યાત ડૉકટરો પાસે દોડે છે અને દારૂના ભેળસેળ પેટમાં ઘાલે છે છતાં નિરોગી થઇ શકતા નથી એનું કારણ ઉપર જણાવ્યું તેમ કુદરતી માર્ગ છોડી દેવો એ છે. ડિગ્રીના નામધારી ડૉકટર કરતાં ભલે ઠઠેરા વિનાનો સીધો સાદો વૈદ્ય હોય પણ જો તે નાડીજ્ઞાન તથા ચિકિત્સાજ્ઞાન ધરાવતો હોય તો તેની સારવાર નીચે જવું હિતકારી છે; કારણકે તે આગળ પાછળનો વિચાર કરી દવા આપશે, જયારે ડૉકટર દર્દીને અડધું પૂછ્યું, અડધું સાંભળ્યું ને દવા આપશે કે જે આપણા દેશની આબોહવા પ્રકૃતિને માફક નહિ હોય એવું પરદેશી દવાનું પ્રિસ્ક્રિપ્શન લખી આપશે. ધાર્મિક દૃષ્ટિએ તો દારૂ વગેરેના મિશ્રણવાળી પરદેશી દવા વાંધા ભરેલી છે જ પણ વ્યવહારિક દૃષ્ટિએ પણ તે શરીરને બંધબેસ્તી નથી.

---

## શ્રીયુત્ ર. વૃ. પટવારી.

### ૫૯

### स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः

શ્રી બદ્રીનારાયણથી વતન આવ્યા પછી જે ધર્માત્મા પુરૂષ સાથે સાત આઠ વર્ષથી પત્રદ્વારા સ્નેહસંબંધ બંધાયો હતો તેમને ખબર આપતાં તેઓશ્રીએ આગ્રહપૂર્વક મળવા તેડાવ્યો એટલે ગોંડલ જયાં તેઓ મુખ્ય દિવાન તરીકે કામ કરતા હતા ત્યાં મળવા ગયો. મનની માન્યતા હતી કે શ્રીયુત્ રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી એ એક બાહોશ ગ્રેજ્યુએટ એલ એલ; બી. વકીલ છે. વળી પાલણપુર ગોંડલ જેવા સમૃદ્ધ રાજયના ઉંચામાં ઉંચા હોદ્દાપર કામકરેલ છે એટલે મોટા ઠોળદમામથી જીંદગી ગુજારતા હશે જેમ આજકાલના ધંધામાં ફાવી ગયેલા વકીલ બેરિસ્ટરો શ્રીમંતો અને દિવાનો ગુજારે છે, અને ધર્મ તો માત્ર કહેવરાવવા પૂરતોજ તેઓ પાળતા હશે; પરંતુ પ્રત્યક્ષ અનુભવ થતાં એ માન્યતા ખોટી ઠરી. “ બહુરત્ના વસુંધરા ” જેવું કૌતુક જણાયું.

શ્રીયુત પટવારીજી પ્રભુની કૃપાએ ધર્મમાં એટલા ઉંડા ઉતર્યા છે કે ભાગ્યેજ કોઇ થોડા વિદ્વાનોએ ઉતરવાનો પરિશ્રમ લીધો હશે. સંપ્રદાયના સિદ્ધાંતોને હૃદયંગમ કરી જાતે તેનું યથાર્થ રીતે પરિપાલન કરે છે અને કુટુંબમાં તેમ સહવાસમાં આપનારાઓને સમજાવી કરાવે છે. પ્રભુપર અનન્ય શ્રદ્ધા અને દાસભાવ તેમના જીવનમાં મૂર્તિમંત તરવરી રહેલા પ્રતીત થાય

છે. મહાન્ દરજ્જો, રાજદ્વારી બહોળો અનુભવ અને સમર્થ સાક્ષર હોવા છતાં શ્રીયુત્ પટવારીજી કિંચિત્ માત્ર પણ અભિમાન, દાવ પેચ કે આડંબરને આધીન ન થતાં અત્યંત સાદી નિખાલસ અને પરોપકારી જીંદગી ગાળે છે. પોતે ખાનદાન અને ગર્ભ શ્રીમંત કુટુંબમાં ઉછરેલ હોવા છતાં તેઓશ્રીએ પોતાની આવશ્યક્તા બિલકુલ થોડી રાખી છે તે લોભના હેતુથી નહિ કિંતુ ધર્મનું ગુઢ રહસ્ય સમજાયાથી; કારણકે પોતાની જાતની આવશ્યક્તા બહુ અલ્પ હોવા છતાં તેઓ જે કમાણી કરે છે તેમાંથી પ્રભુસેવા અને ધર્મ દેશ કે જનહિતના કામમાં છુટે હાથે વાપરે છે. બનતા સુધી તમામ ઉત્તમ કામ કરનારી વ્યક્તિ કે સંસ્થા તેમની પાસેથી ઘટતો સત્કાર પામીનેજ જાય છે.

સ્વધર્મને પરમ શ્રેયસ્કર માની ભગવાનની આજ્ઞાનું પાલન તો પટવારીજી કરેછેજ પરંતુ પોતે દેશીરાજ્યમાં હોવા છતાં તેની વૃત્તિ તો બિલકુલ દેશના કલ્યાણ તરફજ છે. દેશની પ્રગતિના ઉપાય કોંગ્રેસ કે ઇતર કોઇ રાજદ્વારી સંસ્થાદ્વારા જે જે યોજાય છે તેમાં ધર્મને બાધ ન આવે તેમ હોય તો મન વાણી ને કર્મથી સંપૂર્ણ સહાનુભૂતિ બતાવે છે.

શ્રીયુત્ પટવારીજીની યોગ્યતાનું મૂલ્ય આંકી નામદાર મોરબી ઠાકોર સાહેબે મોરબી રાજ્યના મુખ્ય દિવાન સાહેબ તરીકે નિમ્યા છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય અને સ્વાસ્થ્ય પ્રદાન કરી વિશેષ પ્રજાહિતના કાર્યમાં પ્રેરે એવી પ્રાર્થના છે. જન-હિતના કામમાં જેમ વિચારશીલ હિંદુએ લક્ષ આપવાનું છે તેમ

સનાતન હિંદુધર્મ-વૈષ્ણવ સંપ્રદાયના રક્ષણ અને પ્રચાર અર્થે પણ ખાસ ઉપયોગ કરવા જેવું છે. આનંદની વાત છે કે શ્રીયુત્ પટવારીજીએ પુષ્ટિ સંપ્રદાયના નાના મોટા આઠ દશ ગ્રંથો પ્રકટ કરવા સાથે "પુષ્ટિસુધા" નામના માસિક પત્રનું પણ સંચાલકપણું સ્વીકારી કામ કરી રહ્યા છે. અમો ઇચ્છીએ છીએ કે પ્રભુ તેમાં વિશેષ પ્રગતિ કરવાની અનુકૂળતા આપવા સાથે આવા ધર્મનિષ્ઠ ચારિત્રવાન્ સાક્ષરો દેશને અનેક પ્રાપ્ત થાવ.

---

## બિરાર પ્રાંત.

૬૦

એક સ્નેહીના સતત આગ્રહથી કાપડનો વેપાર કરવાના હેતુએ ખામગામ-બિરાર સં. ૧૯૭૮ ના કાર્તિક માસમાં જવાનું થયું. બિરાર પ્રાંતમાં અગાઉ જ્ઞાતિ પરિષદ્ ભરવાના હેતુથી, સ્વરાજ્યની ચળવળના કારણથી તથા કોલસાના ઉદ્યોગને લઈ મીલ જીન પ્રેસોમાં ઘણી વખત ઘણા શહેરોમાં ફરવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલ હતો એટલે બિરાર એ એક કાચું સોનું છે અને તેમાં કપાસ ને કપાસીયા કાપડનો વેપાર કરનાર કાઠિયાવાડી મારવાડી સારી પેઠે કમાઇ શક્યા છે એમ ખાત્રી થઇ હતી તેથી કાપડ તથા વીમા કોલનું કામકાજ ચાલુ કરવાના કારણે ખામગામ આકોલા ઉમરાવતી બનોસા મુર્તીજાપુર ફરીથી જોયા. આ પ્રાંત પ્રથમ નિઝામ રાજાના અધિકાર નીચે હતો પરંતુ ચાલાક અંગ્રેજ સરકારે નિઝામને જેમ તેમ સમજાવી

પતાવી ત્રીશ વરસના પટે હાથ કર્યો છે, જેમ હિંદુસ્થાનનો પોણો ભાગ દેશીરાજ્યો પાસેથી યુક્તિ પ્રયુક્તિથી પડાવી બાપીકો કરી પચાવી પાડયો છે તેમ છતાં તે હવે ત્રીશ વર્ષ પૂરા થયા તોય તે પ્રાંતને પાછો નિઝામને સોંપતા અંગ્રેજ અધિકારીઓને ટાઢ વાય છે. નિઝામને ન સોંપાય તો પણ જમીન તો પ્રજા માલિકીની છે એટલે કાયદા પ્રમાણે પ્રજાને સોંપવી જોઇએ, લોકોને સ્વરાજય આપવું જોઇએ તે પણ સરકારને માફક આવતું નથી.

બિરાર પ્રાંતના કણબી લોક બહુ ભોળા તથા ઉડાવ છે. ત્યાં કપાસની ખેતી અતિ પ્રમાણમાં થાય છે. ખેડુતોને જેટલી વાર્ષિક આવક આવે છે તેટલી તેઓ ખાવાપીવામાં, કપડાં લત્તાં અને મોજશોખમાં ઉડાવી દે છે. બિરારમાં બીજી એ ખાસિયત પડી છે કે જો કોઇ ઉધાર દેનાર હોય તો જે દામે અને જેટલાનું આપવા માગે તેટલાનું લેવા અજ્ઞાન લોક તૈયાર હોય છે. લોકોની મૂર્ખતાનો લાભ લેવાનું વેપારી વર્ગ નજ ચૂકે એ સ્વાભાવિક છે. વેપારીઓ મનમાન્યો નફો લઇ કાપડ વગેરે ઉધાર આપે છે. જોકે આવી ઉધારીથી જુના વેપારીઓ તેમાં ખાસ મારવાડીઓ ગબ્બર શ્રીમંત જમીનદાર બનેલા છે પણહવે હમણાના સમયમાં કેટલાકને સેંકડે પાંચ દશ ટકા આશામી ખાદ પણ લાગે છે.

આખા પ્રાંતમાં એક રીત બહુ પસંદ કરવા જેવી છે. તે રીત એ છે કે ગામે ગામ અને શહેરે શહેર અઠવાડિયામાં એક દિવસ બજાર–ગુજરી ભરાય છે. આ ગુજરીમાં આસપાસના દરેક ગામડાઓમાંથી જેનો જે માલ હોય તે લઇ વેચવા આવે છે તેમ જેને જે ખરીદવું હોય તે ખરીદવા આવે છે. આ

બજારમાં સસ્તે મોંઘે પણ માલનો તત્કાળ નિકાલ થઈ જાય છે. આવી પ્રથાથી બિરારના શહેર ગામડા જળવાઇ રહ્યાં છે જ્યારે કાઠિયાવાડમાં ગુજરી ભરવાની રીત ન હોવાથી વેપાર ધંધો નષ્ટ થતાં ગામડાં ભાંગી ગયા છે.

બજાર–ગુજરી ભરાવા ઉપરાંત જીનપ્રેસ મીલો પણ પુષ્કળ હોવાથી બિરાર પ્રાંતના લોકોનો નિભાવ થઈ રહે છે. આગળની માફક હવે બિરારી લોક એટલા ભોળા અજ્ઞાની રહ્યા નથી કે બીજાને વિશેષ લાભ લેવા દે. બિરારમાં છ માસ સુધી વેપાર સંબંધી ઉદ્યમ કરતાં વધારે કસ જેવું ન જણાતાં મુંબઈ આવ્યો.

---

## શ્રીનાથજીની ઝાંખી અને વૈભવ.

### ૬૧

ઇંદ્ર જેવા સાધારણ દેવથી સાક્ષાત્ જગન્નિયંતા અનંતકોટિ ઐશ્વર્યવાન્ છે એવું લોક સમૂહને દર્શાવવા માટે ગિરિરાજ ગોવર્ધનની પૂજા કરવાની જગદીશ શ્રીકૃષ્ણે ગોવાળોને આજ્ઞા કરી. નંદરાય આદિ ગોવાળોએ શ્રીગોવર્ધનની પૂજા કરી એટલે સ્વર્ગાધિપતિ ઇંદ્ર મહારાજ ગુસ્સે થયા. ગુસ્સાના આવેશમાં તેણે લાંબો ટુંકો વિચાર ન કરતાં મૂશળધાર વરસાદ વીજળીના કડાકા ભડાકા સાથે વરસાવી ગોવાળોને ગભરાવી દીધા. ત્રાહીમામ્ થયેલા ગોવાળોને યશોદાનંદન પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માએ આશ્વાસન આપી ટચલી આંગળી વતી ગિરિરાજ ગોવર્ધનને ધારણ કરી ગાયો ગોવાલો અને સમસ્ત પ્રાણીમાત્રનું

રક્ષણ કર્યું. જ્યારે એટલો બધો ઉત્પાત કરવા છતાં ઇંદ્રદેવનું કાંઇ ન વળ્યું ત્યારે આશ્ચર્યચકિત થઇ ઇંદ્ર કારણ શોધવા નીકળ્યા તો પૂર્ણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રના તેને દર્શન થયા. તત્કાળ ઇંદ્ર અભિમાન ત્યજી ભગવાનના અપરાધ બદલ ક્ષમા માગી શરણે ગયા. બાદ ગોવાળો તથા ગોપીઓએ કરેલી ગોવર્ધન પૂજા ભગવાને પ્રકટ થઇ ભાવથી ગ્રહણ કરી. જે સ્વરૂપે ભગવાને ગોવર્ધન પૂજા આરોગી તેજ શ્રીનાથજીનું સ્વરૂપ છે. ડાહ્યા પુરૂષો કહે છે કે માણસને વિનાશ કાળે વિપરીત બુદ્ધિ સૂઝે છે તદ્વત્ ગાંધીને કેટલાક દુષ્ટ બુદ્ધિના લોક શ્રીકૃષ્ણનું સ્વરૂપ-ભગવાનનો અવતાર છે એમ માની મનાવી કાગળમાં બંસી ધરી વાંકે ટાંગે ઉભો રાખ્યો છે અને એક હાથવતી ગોવર્ધન ધારણ કર્યાનું ચિત્ર આંકી બતાવ્યું છે. ગાંધીએ પોતે પણ નવજીવનમાં રા. નરસિંહરાવ ભોળારાવ પ્રત્યે પત્ર લખતા બુદ્ધ અને જેસસ જેવા અવતારી મનાવાની ઇચ્છા બતાવી છે. તેમજ તેના નવજીવનમાં કાલેલકરે "જન્માષ્ટમી" ના મથાળા નીચે લેખ ચિતર્યો છે તેમાં પણ શ્રીકૃષ્ણે પાંડવોના રાજસૂય યજ્ઞમાં પત્રાવાળા ઉપાડવાની સેવા કરી હતી એવો ઉલ્લેખ કર્યા પછી નામ નિર્દેશ કર્યા વિના ગાંધીને અંત્યજ સેવા વગેરે સાથે સરખાવી શ્રીકૃષ્ણથી પણ જાણે તે કેમ અધિક હોય! એવો ભાસ કરાવે છે. શ્રીકૃષ્ણના સમયમાં પણ કાશી રાજાએ પોતે વિષ્ણુનો અવતાર શ્રીકૃષ્ણ છે એવો ઢાંગ ધર્યો હતો અને એ વખતે અધમ બુદ્ધિના સ્વાર્થી અજ્ઞાન કે કપટી લોકોએ એ ઢોંગનો પ્રચાર પણ કર્યો હતો પરંતુ તેનો કાળ ભરાઇ રહેતાં ભગવાન્ શ્રીકૃષ્ણે વેશધારી કાશી

રાજાનો શિરચ્છેદ કરી જે દંડ દીધો હતો તે ભૂલવા જેવું નથી. ગાંધીના દંભ બદલ તેની બુરી દશા થયેલી છે, એટલુંજ નહિ પણ તેને માનવા મનાવાવાળાની પણ ખૂબ દુર્દશા થઇ છે. વહેલા મોડું સત્ય પ્રકાશમાં આવી અવશ્ય ધર્મ અને જાતિનું રક્ષણ કરે છે. કોઇએ ઐતિહાસિક ક્રમ છોડી પતંગીઆ થઇ પડવાનું નથી.

યવનોનું જોર વધી જતાં તેઓએ હિંદુ મંદિરોને તોડી હિંદુઓને વટલાવવાનો અત્યાચાર શરૂ કર્યો. તે વખતે મેવાડાધિપતિ મહારાણા પ્રબળ પ્રતાપી રાજાધિરાજ હતા. તેમના હૃદયમાં જાતિ અભિમાન અને ધર્મ પ્રેમ અતિ ઉગ્ર હતા. ભગવાને મુખીયાજીને આજ્ઞા કરી એટલે મુખીયાજી શ્રીનાથજીનું સ્વરૂપ પધરાવી મેવાડમાં આવ્યા. સ્વપ્નમાં મહારાણાને પણ ભગવાનની પ્રેરણા થઇ ચૂકી હતી એટલે તેમણે બહુ માનથી શ્રીઠાકોરજીની સેવા સત્કાર કરી ગામ ગરાસ અધિકાર સાથે શ્રીનાથદ્વારા સ્થળ આપ્યું. ત્યારથી તે આજ સૂધી ભગવાને ત્યાંજ વાસો કર્યો છે.

શ્રીનાથજીથી નાથદ્વારા સ્ટેશન આઠ ગાઉ દૂર છે. ખામગામથી નીકળી પ્રથમ ખંડવા ઉતર્યો જયાં મારી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિના બે પક્ષની સામધાનીનું કામ કરવાનું હતું. ખંડવા બે દિવસ રોકાયો પણ બે પક્ષમાંના એક આગેવાનની ગેરહાજરી હતી તેથી ઇંદોર, ચિત્તોડ થઇ નાથદ્વારા આવ્યો બેલગાડા તથા ટાંગાના વાહન સ્ટેશનપર પુષ્કળ મળે છે. શ્રીનાથદ્વારા એક પહાડપર વસેલું કોઇ કિલ્લા જેવું દૂરથી દેખાય છે. નાથદ્વારામાં ધર્મશાળા ચાર પાંચ છે તેમાંની એક શેઠ જમનાદાસ વનમાળીની ધર્મશાળામાં ઉતારો કરી, શ્રીનાથજીના

ભવ્ય મહાલય જેવડા મંદિરમાં એક પછી એક ચોક વટાવી દર્શન કર્યો. શ્રીનાથજીની ખરી ઝાંખી પ્રાતઃકાળમાં ચાર સાડા-ચાર વાગે મંગળાના દર્શનમાં કરવા જેવી છે. જે વખતે ઉત્સવ યાત્રાનો સમય ન હોય ત્યારે માગશર પોષ માસમાં જો કે ઠંડી તો સખ્ત પડે છે પણ દર્શનનો લ્હાવો અલૌકિક મળે છે. વિશાળ પ્રતિમા કૃષ્ણ સ્વરૂપમાં બિરાજે છે. શ્રદ્ધા ભક્તિ સંસ્કારહીન નાસ્તિકના ચિત્તને પણ એક વખત ભાવમાં તલ્લીન કરી દે એવું ભગવાનનું સ્વરૂપ દેદીપ્યમાન છે. ઘર બહાર પગલું ન મૂકે એવા શોખીન સુંવાળા શ્રીમંતો અને અપ ટુ ડેટ એજ્યુ-કેઇટેડને પણ સવારના ચાર વાગે પરમ ભાવથી ધક્કા મૂક્કા ખાતા છતાં શ્રીનાથજીના દર્શન કરતાં અમે જોયા છે. ભગવાનને સમે સમે વિવિધ પ્રકારના શૃંગાર ધરાવાય છે.

શ્રીનાથજીના ભોગની વાતજ શું પૂછવી ! જ્યાં રોજનો ફક્ત પંદરસો રૂપિયાનો બાંધેલો નેગ-ભોગ ધરાવાય ત્યાં સામગ્રી છપ્પન જાતની સર્વોત્કૃષ્ટ સ્વાદીષ્ટ હોય એમાં નવાઈ શી ! ખુદ શ્રીનાથજીની આમદાની ગિરાસ લાગાટકા ભંડાર એટલો ભરપૂર છે કે તે તેવા પાંચ નેગ ધરાવવા ઇચ્છે તો પહોંચી શકાય એમ છે. ઉપરાંત મુંબઈના ભાવિક શ્રીમંત વૈષ્ણવો અને કાઠિયાવાડ ગુજરાત વગેરે આખા દેશના વૈષ્ણવોની સેવા અદ્‌ભુત છે. જાત્રાએ આવે અને પાંચ પચીશ પાંચસો હજાર કે લાખ રૂપિયા ધરી જાય અને મનોરથ કરી જાય એ તો બને છેજ પરંતુ સારામાં સારી ઉત્તમ વસ્તુઓના નિત્ય અનેક કંડીઆ પારસલ વૈષ્ણવો તરફથી આવ્યાજ કરે છે. ઘણા ઘણા દેશ અને

રાજ્યોમાં ફરવાનો પ્રસંગ અમોને પ્રાપ્ત થયો છે પણ કોઈ શ્રીમંતની કે રાજા મહારાજાની જાહોજલાલી શ્રીનાથજીના સોળમે અંશે પણ ક્યાંઇ જણાઈ નથી. જયાં કસ્તુરી અંબરની ઘંટીઓ ફરે અને ઘીના કુવામાં રોજ ઘી અનેક ડબા પડે અને અનેક વાપરવા માટે ખાલી થાય તેના વૈભવની તુલના કોની સાથે થઈ શકે ! અર્થાત્ શ્રીનાથજી રિદ્ધિસિદ્ધિના પ્રભુ ગણાય છે એ કેવળ યથાર્થ છે.

ઠાકોરજીની સેવાનો અને મંદિરની આય વ્યય માલિકીનો સર્વ પ્રકારનો હક્ક ગોસ્વામીશ્રી ટિલકાયત આચાર્યશ્રી ૧૦૮ શ્રીગોવર્ધનલાલજી મહારાજ ધરાવે છે. દિવાની ફોજદારીના અધિકાર સાથે આચાર્યશ્રીને શ્રીનાથજીની સેવ. બદલ મહારાણા તરફથી ભેટ મળેલ બાર ગામની વાર્ષિક પેદાશ પણ આશરે રૂપિયા ૧૨ લાખ જેટલી થાય છે. રાજમહેલ જેવા મંદિરોમાં મહારાજશ્રીનો રાજમહેલ, ઘોડેસ્વારોની ફોજ વગેરે પુષ્કળ રસાલો છે. મહારાજશ્રી તથા તેમના જયેષ્ટ પુત્ર શ્રીદામોદરલાલજી વિદ્વાન્ તથા ઠરેલ છે, તેમ દત્તચિત્તે શ્રીઠાકોરજીની સેવા કરે છે; પરંતુ જયારે ભારતવર્ષમાં મુસલમાન કાળમાં ધર્મ છિન્નભિન્ન થવા લાગ્યો, લોકો પ્રાણ બચાવવાની ખાતર અહીં તહીં ભટકવા લાગ્યા, ધર્માચરણ અલોપ થતાં શુષ્ક અહંબ્રહ્મની વાતો થવા લાગી ત્યારે જે મુશીબત વેઠીને, સર્વસ્વ ત્યજી જીવના પણ જોખમે અગ્નિ સ્વરૂપ અખંડ ભૂમંડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યે ઠામ ઠામ ફરી લોકોને ઉપદેશ આપી ધર્મ પ્રવર્તાવ્યો હતો તે ધર્મ રક્ષણાર્થે તેના વંશજ આચાર્યો બહુ ઓછી કાળજી રાખે છે એમ ખેદ સાથે સ્પષ્ટ કહેવું પડે છે. સનાતન વૈષ્ણવ ધર્મનું સ્વરૂપ શું ? હિંદુ ચાતુર્વર્ણ્ય પ્રજાએ પ્રાતઃકાળથી માંડીને સાયંકાળ સુધીમાં

કયું કયું કર્મ શી રીતે કરવું ! આશ્રમ વર્ણાશ્રમ ધર્મના પાલન વડે ધર્મ અર્થ કામ અને મોક્ષ કેવી રીતે સિદ્ધ થઈ શકે? એ વિગેરે શ્રીમદાચાર્યજીએ રેલ્વે મોટરના સાધનની અપેક્ષા રાખ્યા વિના પગે મુસાફરી કરી ચારેય દિશામાં ગામેગામ ઉપદેશ આપી, ભ્રાન્તિ શંકાનું નિવારણ કરી, પાખંડ મતોને તોડી, સર્વ પ્રચલિત ધર્મોપર વાદવિવાદમાં જીત મેળવી દિગ્વિજય કર્યો હતો; તે નિભાવવાનું કાર્ય પણ તેના વંશજ આચાર્ય બાળકો લક્ષમાં લઇ (ધર્મ રક્ષણ કરવા કે પ્રચાર કરવાર્થે) કટિબદ્ધ થતાં નથી એથી પુષ્ટિ સંપ્રદાય–સનાતન વૈષ્ણવ ધર્મ ઉપર કેટલા વિચિત્ર આક્ષેપો થઇ રહ્યા છે અને અનુયાયી કેટલી હદ સુધી વિમુખ થઇ રહ્યા છે–અધઃપતન થઇ ગયા છે તેની લવલેશ દરકાર ટિલકાયત મહારાજ કે અન્ય આચાર્યો ભાગ્યેજ કરે છે, એ શું ઓછા ખેદની વાત છે?

આચાર્યને શરણે જઇ લોકો પોતાનું આલોક પરલોકનું કલ્યાણ ઇચ્છે છે. તેમ જ્યારે જ્યારે ધર્મ વિપ્લવ થાય છે ત્યારે ત્યારે આચાર્યો પંડિતો તથા સંન્યાસીઓ ધર્મનો ઉપદેશ આપી લોકોને સ્વધર્મમાં સ્થિત રાખે છે પણ અરે કલિયુગ! તેં તો આચાર્યો પંડિતો ને સંન્યાસીઓને પણ સ્વાર્થપરાયણ, ભીરૂ વિષયલંપટ બનાવી ઘેરી લીધા ત્યાં અમારે શી આશા રાખવી! પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાંત સર્વોત્કૃષ્ટ છે. અચાર્ય મહારાજોમાં પણ કેટલાક ઉત્તમ પ્રકારની વિદ્વતા તથા દ્રવ્ય સાધન ધરાવે છે એટલુંજ નહિ પણ વૈષ્ણવ અનુયાયીઓપર પણ તેમનો અસાધારણ પ્રભાવ પડે છે. જો તેઓશ્રી ઇચ્છે તો ધર્મ રક્ષણ અને પ્રચારનું કામ અત્યંત વેગથી કરવા શક્તિમાન્ છે. શ્રીઠાકોરજીની

સેવા ઉપરાંત શ્રીઠાકોરજીના અંશરૂપ જીવોની સેવા–ધર્મોપદેશ આપીને થાય તોજ અનુયાયી અને આચાર્યો હવે પૃથ્વીપર ટકી શકે એમ છે નહિતર હિંદુ જાતિનું નામ ભૂસાઈ જતાં વખત લાગે તેમ નથી. દરેક આચાર્યની પાસે અતુલ સમૃદ્ધિ તથા પધરામણી ભેટ વિગેરેની વાર્ષિક આમદાની પણ મોટા પ્રમાણમાં થાય છે. આચાર્યશ્રીઓ સ્વયં ઇંદ્રિયનિગ્રહી નિઃસ્પૃહી બની ધર્મશાસ્ત્રોનું જ્ઞાન સંપૂર્ણ રીતે મેળવી સત્ચારિત્ર વિદ્વાન શાસ્ત્રી પંડિતોને પેટપૂરતી આજીવિકા આપી સાથે રાખી ધર્મ-પ્રચાર કરે, મંદિર હવેલીઓમાં શ્રીમદ્ભાગવત ગીતા મનુસ્મૃતિ મહાભારત રામાયણનું જ્ઞાન–રહસ્ય યથાર્થ રીતે સમજાવે, શ્રીઠાકોરજીના ભોગની પ્રસાદી બજારમાં જે તે યવન મ્લેચ્છ શૂદ્રને ન વેચતાં મંદિરમાંજ વિદ્યાર્થી બ્રહ્મચર્ય આશ્રમ, ગુરૂકુળ રાખી વિદ્યાભ્યાસ ધર્મશાસ્ત્ર તથા હુનર ઉદ્યોગના જ્ઞાન સાથે કરાવે, ધર્મ સાહિત્ય ગ્રંથો સસ્તામાં પ્રસિદ્ધ કરાવે, ગૌશાળા નિભાવે, આયુર્વેદશાળાઓ તથા ધર્મશાસ્ત્રના પુસ્તકાલયો ખોલાવે તો આચાર્યોના વાસ્તવિક કર્તવ્યનું પાલન થવા ઉપરાંત હિંદુ જાતિ તથા દેશનો પણ સત્વર ઉદ્ધાર થઇ શકે, એ નિશ્ચિત વાત છે. શ્રીનાથજીની કૃપાથી આચાર્ય મહારાજોના મગજમાં આવા વિચારો સ્ફુરે તથા તેઓશ્રી કાર્ય કરવા પ્રેરાય એવી પ્રભુ પ્રત્યે વિનતિ છે.

શ્રીમાન્ ટિલકાયત મહારાજશ્રીએ મંદિરનો વહિવટ સંભાળવા શ્રીયુત કૃષ્ણદાસ નામે ગૃહસ્થને અધિકારી નિમ્યા છે. અધિકારીજી વૃદ્ધ છે તેથી મંદિરની ઘણી ખરી વ્યવસ્થા સમાધાની હરિવલ્લભદાસ કરે છે. આ ભાઇ ગુજરાતી વૈષ્ણવ છે. બીજા કોઈ તીર્થમાં નહિ ને ફક્ત શ્રીનાથજીમાંજ એવો નિયમ રાખવામાં

આવ્યો છે કે સમાધાનીની ચીઠ્ઠી લીધા વિના યાત્રીથી ગામ બહાર ન જઈ શકાય. સમાધાનીની રજા લેવા જતાં તે પ્રથમ વૈષ્ણવોને બે પાંચ દિવસ વધારે રહેવા આગ્રહ કરે છે, બાદ મંદિરની સેવા કરવા કહે છે. સેવામાં પ્રથમ મહારાજશ્રીને ભેટ ધરી ઉપરણો પ્રસાદી લેવી, બાદ શ્રીનાથજીની ભેટ, પછી મનોરથ, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, ગૌશાળા વગેરે અનેક પ્રકારની સેવાઓ એક પછી એક કાઢી વૈષ્ણવને શરમાવી મુંઝાવી દે છે. દરેકને શરમે ભરમે ધાર્યા કરતાં વધારે દ્રવ્ય સેવા કરવી પડે છે. તે ન કરી શકે તેમ હોય અથવા થોડી કરવા ઈચ્છતો હોય તો લાચારી સાથે તેને હુંકાર તુંકાર ખમતાં રજા ચીઠ્ઠી મળે છે. આચાર્યશ્રીને અમારી નમ્ર વિનતિ છે કે કોઇ તીર્થ-સ્થળમાં નહિ એવો આ વિચિત્ર ત્રાસ આપશ્રીએ વહેલી તકે કાઢી નાખવાની જરૂર છે. કેટલીક વખત આવી ફરિયાદ થઈ છે ત્યારે એમ સમાધાન કરવામાં આવે છે કે એતો ત્રાસ નથી પણ વૈષ્ણવ પાસે સેવા કરાવવાનો અથવા કોઈ શ્રીનાથજીમાં અજાણ્યો પ્રવેશ કરી રંજાડ ન કરે એને માટે રજા ચીઠ્ઠી રાખી છે એના ઉત્તરમાં જણાવીશ કે તે માત્ર બહાનું છે. કોઈ મરજીથી દ્રવ્ય સેવા ન કરે તો તેની પાસે આવી રીતે કનડગત કરી ફરજી-યાત સેવા કરાવવી ને સેવા નહિ પણ એક પ્રકારનો બળાત્કાર કે લૂટજ ગણાય. તીર્થયાત્રાએ આવે તે જરૂર કાંઇને કાંઇ દાન કરેજ. અંતઃકરણની ઉલટથી દેશ કાળને પાત્ર જોઇ કરેલું દાનજ દાન કહેવાય છે અને તેજ દાન કરનારને સફળતા આપે છે.

## દેશી રાજાઓ અને તેની પ્રજા.

૬૨

**क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।**
**निर्दिष्ट फल भोक्ताहि राजा धर्मेण युज्यते ॥**

આજથી ચારસો વર્ષ પહેલા જયારે હિંદુત્વ જવાનો વખત આવ્યો હતો, જયારે મુસલમાનોએ જુલ્મથી, સત્તાના મદથી હિંદુઓને હિંદુપણામાંથી ભ્રષ્ટ કરવા માંડયા હતા ત્યારે હિંદુ જાતિ અને ધર્મનું બિરદ સાચવવા વીરકેસરી હિંદુ કુલ ચૂડામણી પ્રાતઃસ્મરણીય મહારાણા-પ્રતાપસિંહે અકબરની સામે બાથ ભીડી હતી. મેવાડ-રાજસ્થાનના સ્વતંત્ર સિંહાસનપર બેસી સ્વર્ગીય સુખનો જે આસ્વાદ મહારાણા લેતા હતા તે કેવળ હિંદુ જાતિ અને ધર્મના રક્ષણની ખાતર ત્યજી અરવલ્લીના કઠિન પહાડોમાં ત્રીશ ત્રીશ વર્ષ પર્યંત તેઓશ્રીએ અસહ્ય ચિંતા દુઃખ આઘાત વેદના સહી: તે એટલે સુધી કે અનેક દિવસના ઉપવાસ પછી જંગલ ઘાસનો રોટલો પણ બાળકના મુખમાં ન પડયો છતાં મહાનુભાવ મહારાણા પ્રતાપ હિંદુ જાતિ અને ધર્મ રક્ષણના વ્રતથી ડગ્યો નહોતો. કોટાન કોટિ ધન્ય એ હિંદુધર્મદાઝવાળા વીર આત્માને !

ઉક્ત પવિત્ર આત્માના માત્ર નામ સ્મરણથીજ જે શુદ્ધ અને સાચો હિંદુ છે તેનું હૃદય જાતિ અને ધર્મપરના પ્રેમથી તથા વીર રસથી તે જયાં હોય ત્યાં છલકાઇ જાય એમ છે તો જયારે એ મહા પુરૂષની વિચરણ ભૂમિમાં દૈવયોગે જો તે જાય



વીર કેસરી મહારાણા પ્રતાપસિંહ.

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ કોટ, મુંબઇ.



હિંદુ જાતિ સંરક્ષક પ્રાતઃસ્મરણીય

**મહારાજ શિવાજી છત્રપતિ.**

ચડે ત્યારે તો અધિક છલકાઇ જાય તેમાં આશ્ચર્ય શું! તે વખતે તો તે પવિત્રાત્માનું જન્મ સ્થળ વંશ વારસ અનુયાયીઓ આદિ પ્રત્યક્ષ જોવાની, અનુભવવાની ઇચ્છા જન્મે એ સ્વાભાવિક છે. શ્રીનાથજીથી ઉદેપુર નજીક છે. માત્ર બારજ કોશ હોવાથી ત્યાં નિત્ય ટાંગા, બેલગાડી, સીસોદીયાના દેવતા એકલીંગજી મહાદેવ થઇને જાય આવે છે. આ વખતે ટાંગા બેલગાડી બીજા મુસાફરોએ રોકેલા હોવાથી નાથદ્વારા સ્ટેશન થઇ ટ્રેઇન રસ્તે ઉદેપુર આવ્યો.

મેવાડમાં ઉદેપુર છેલ્લું સ્ટેશન છે. ઉદેપુર પહાડપર વસેલું હોવાથી તેનો દેખાવ દૂરથી બહુ રળીયામણો લાગે છે. શહેરમાં દરવાજા પાસેની ધર્મશાળામાં ઉતારો કર્યો પણ ધર્મશાળાવાળાએ જાતિધર્મ પૂછી વાંધો કાઢયો કે આતો જૈન ધર્મશાળા છે. કેસરીઆજી જવાવાળા જૈન યાત્રીજ અહીં ઉતરી શકે છે. મોડી રાત હતી એટલે બીજી હરફર ન કરતા ચોકીદારને રાજી કરી સવારે ઉદેપુર શહેર કે જે શહેર પ્રાચીન વીર ક્ષત્રિય રાજા પ્રજાની ઐતિહાસિક ભૂમિ હોઇ પ્રશંસા પામેલું છે તે જોવા નિકળ્યો. પ્રથમ તો બજારો તથા મંદિરો જોયા પણ તેમાં કાંઇ રિદ્ધિસિદ્ધિ જોવામાં આવી નહિ. બજારો વટાવી જરા ચડાઇ ચડતા ભવ્ય રાજ મહાલય આવ્યો. રાજ મહાલય ઘણો પુરાણો છે. તેમાંના એક ભાગમાં કોર્ટ કચેરી બેસે છે સામેની પડછાળમાં અશ્વશાળા તથા નાની સરખી ફોજ આવેલી છે. હમણાના મહારાણા ખુદ તો ઘણે ભાગે ઉદેપુરથી દૂર ૫૦ માઇલ જંગલમાં તળાવ છે તેના કિનારે બંગલામાં તેમના જુવાન પુત્રને ગાદી સોંપી રહે છે પણ હજી ગાદી મળી છે, તે પાટવીકુમાર મહાલયમાં રહેતા હોવાથી દર્શકોને જોવાની છૂટ નહોતી મળતી.

રાજ મહાલય એક ભવ્ય કિલ્લામાં વિશાળ તળાવના કાંઠે આવેલો છે. તેની બાજુમાં પણ એક નવો રાજમહેલ મોતીબાગ કરીને બાંધવામાં આવ્યો છે તે અપૂર્વ છે. પ્રાચીનતાનો તો નવા રાજમહેલમાં અંશ નથી પણ અર્વાચીન યુરોપીય પદ્ધતિની રચનાનુસાર દિવાનખાના, ઓરડા, ગેલેરી, બાથરૂમ, બીલીઅર્ડરૂમ, સ્લીપીંગરૂમ, ડાઈનીંગરૂમ વગેરે કમરાઓ અપટુડેટ ખુરશી ટેબલ કબાટ ગ્લાસ ઇલેક્ટ્રીક ઝુમરાદિ કિંમતી ફર્નિચર તથા અતિ મૂલ્યવાન ગાલીચા રૂમના પ્રમાણમાંજ તૈયાર કરાવી ગોઠવ્યા છે; પરંતુ તેમાં પણ ખાસ જોવા લાયક વસ્તુ બે ગણાય: એક તો મેવાડ-ચિત્તોડ ઉદેપુરની ગાદીપર આવેલા તમામ મહારાણાના ઓઈલ પેઇન્ટીંગ કરાવેલા ભવ્ય રંગીન ચિત્રો અને બીજું ગેલેરી-અગાશી પરથી તળાવ, શહેર તથા આસપાસના પહાડોનું સુંદર દ્રશ્ય. ચિત્રોમાં સૌથી શ્રેષ્ઠ અને મોટું આકર્ષક ચિત્ર મહારાણા પ્રતાપનું છે. કલકત્તામાં બાબુ મલિકના રાજમહાલય જેવા મકાનમાં સરસમાં સરસ ઓઈલ પેઇન્ટીંગના ભવ્ય ચિત્રોના તકતાઓ અમે જોયા છે પરંતુ ઉદેપુર મહાલયમાં આવેલા ચિત્રો તો તેનાથીયે ચડી જાય એવા લાગ્યા.

પુરાણા મહાલય પાસેના તળાવની વચ્ચે પાણીમાં કાચનો બંગલો જોવા લાયક છે. બરાબર તળાવની મધ્યમાં કાચમહેલ એક ટેકરાપર બંધાયલો છે. પુરાણા મહેલની સીડી પાસે તળાવમાં સ્ટેઇટની આઠદશ નાવડીઓ ઉભી હોય છે તેમાં બેસી કાચનો "જગનિવાસ" મહેલ જોવા જવાય છે. મહેલ બેઠા ઘાટનો છે. મહેલની દિવાલોમાં લુકીંગ ગ્લાસ જડેલા છે. બારી બારણાઓ

પણ કાચના છે. આ મહેલનો એક અધિકારી નિમાયલો છે તે મહેલના દરવાજાની ચાવી ખોલી અંદર દેખાડે છે. ઉદેપુર રાજ્યમાં મોટે ભાગે ક્ષત્રિય જાતિના લોકો ગોઠવાયલા છે. દરેકની પાસે હથિયાર હોય છે. અધિકારી વર્ગના માણસોને પગાર બહુ કમી હોય છે તેથી બક્ષીશની આશા કરે છે છતાં તેઓ સ્વભાવે સ્વાધીન ધીરવીર છે. મહેલના અધિકારીએ મને પૂછ્યું કે કયા શેઠજી ! આપકા ગાંધીને સ્વરાજ્ય દિલા દિયા ! મેં કહ્યું નહિ ભૈયા સ્વરાજ્ય દિલાના વહ અમારા બનીયાકા કામ નહિ હૈ, સો તો આપ ક્ષત્રિયોકા કામ હૈ. મારૂં આવું વચન સાંભળતાંજ મેવાડી ક્ષત્રિયમાં એકાએક જુસ્સો આવ્યો. તે એકદમ પડખામાં લટકતી તલવારપર હાથ મૂકી બોલી ઉઠયો: જરૂર, જહાં તક હમલોક ઈસ તલવારકુ લેકે આગે નહિ બઢેંગે તહાં તક સ્વરાજ્ય નહિ મિલનેકા. આપરથી મેં પૂછ્યું કે આપતો તુમ ઔર હમ દોનું મર રહે હૈ ફિર ભી કયું આપ આગે નહિ બઢતા ! આ સવાલનો જવાબ તેણે એવી રીતે આપી વાતનો અંત આણ્યો કે ’સમય બઢાયંગે.’

“દૂરથી ડુંગર રળીયામણા પાસે જતાં પત્થર” એ ન્યાયે ઉદેપુરમાં મહારાણા પ્રતાપના વંશજ રાજગાદીપર છે એટલે તે સ્વાધીન તેજસ્વી પ્રજાવત્સલ રાજા હશે એવી માન્યતા હતી પણ ઉદેપુર આવ્યા પછી તે પણ બદલવી પડી. હિંદુસ્થાન આખું ગુમાવતાં ગુમાવતાં ચોથો ભાગ માત્ર દેશી રાજાઓના અધિકારમાં અત્યારે રહ્યો છે. સાત કરોડની વસ્તીવાળા પ્રદેશમાં ૬૭૦ દેશી રાજ્યો અંગ્રેજ સરકારની કૃપા વડે નબી પ્રજા પામેથી વિવિધ પ્રકારના

કર વસુલ કરી સરકારી અધિકારીઓને પ્રસન્ન રાખવાનું અને પ્રજાને જૂદી જૂદી રીતે ત્રાસ આપી પીડવાનું કામ કરી રહ્યા છે, એજ પંક્તિમાં હમણાના ઉદેપુરના જુવાન મહારાણા આવી શકે છે. જુવાન મહારાણા શરીરે વાય કે એવા કોઇ દર્દથી પીડિત હોવાથી એમ માનતા લાગે છે કે તેમને તેમના પિતાની ગાદી મળી છે તે કેવળ અંગ્રેજ અધિકારીઓની કૃપા વડેજ મળેલી છે. પ્રજાને દરિદ્રતાથી, અમલદારોની આપખુદીથી કે નવા કર બેસાડવાથી કેટલું સંકટ વેઠવું પડતું હશે! તેની તેને દરકાર નથી પણ પ્રીન્સ ઓફ વેલ્સ ઉદેપુરની મુલાકાતે આવ્યા ત્યારે તેના સ્વાગતમાં ફક્ત પ્રીન્સના કપડાની ધોલાઇ કરાવવા માટે ધોબીઘાટ બનાવવા સારૂજ કહેવાય છે કે તેણે પચાશ હજાર રૂપિયો ખર્ચ કરી નાખ્યો હતો. જ્યાં પ્રીન્સના કપડાની ધોલાઇના પ્રબંધ માટે આવડી મોટી રકમ પ્રજાના પરસેવાની વપરાય ત્યાં બીજા ખાનપાન વગેરે સ્વાગતમાં તો શું નહિ ખર્ચાયું હોય! સાબાશ દેશોદ્ધારક મહારાણા પ્રતાપના વંશજ વિદ્યમાન કુમાર મહારાણાજી! પ્રાતઃસ્મરણીય પ્રતાપ જેવા પિતામહની પાછળ તો આપના જેવા પ્રજાવત્સલ રાજાજ નિવડવા જોઇએ!

અન્ય દેશી રાજ્યોમાં જેમ વેપાર વાણિજ્ય નાશ પામ્યા છે તેમ ઉદેપુરમાં પણ લોકો હુન્નર ઉદ્યોગ વેપાર વિદ્યામાં રાજ્યના ઉત્તેજનના અભાવે અજ્ઞાન દરિદ્ર નિસ્તેજ દૃષ્ટિગોચર થાય છે. ગામડાઓ તો સાવ ભાંગીને ભૂકોજ થઇ ગયા છે. કેટલાય કુટુંબો માટીના નાના સરખા નેવડામાં અન્ન વસ્ત્ર વિના બંટી કોદરા મકાઇ ખાઇ અર્ધનગ્ન હાલતમાં દુઃખે દિવસ પૂરા કરે છે. ગંદકી

આળસ મૂર્ખ મૂઢપણું જ્યાં ઉદ્યોગ અને જ્ઞાન ન હોય ત્યાં વાસ કરે એ સ્વાભાવિક છે. ઇશ્વરનો અંશ મનાયલા, કહેવાતા પ્રજાના સંરક્ષક પિતાતુલ્ય ભારતવર્ષના દેશી રાજાઓને શું પોતાની પ્રમાદ અવસ્થા ત્યજી પુત્ર પુ ી સમાન ગરીબ આશ્રાંકિત પ્રજાની સંભાળ લેવાનું નહિ સૂઝે? શું તેઓ કુતરાને ધરવવા માટે ગરીબ ગાયનો વધ કરી સદાય સંતોષી રહેશે! દેશ દુનિયામાં પ્રજા તંત્રના ભણકારા, ભયંકર આર્તનાદ સંભળાય છે ને અનેક કર્તવ્યમૂઢ જુલ્મી રાજાઓ હતા નહતા બની કાળને શરણ થઈ ગયા છે એ શું દેશી રાજાઓ આંખે જોઈ કે કાને સાંભળી શકતા નહિ હોય! પૂર્વ જન્મના શુભ યોગે રાજકર્તા તરીકેના ઉત્તમપદ પ્રાપ્તિને પ્રજા રંજાડના દુષ્ટ કામો કરી અપયશ અને નર્કના ભાગી થતાં શું તેઓ પોતાને અટકાવી નહિ શકે? રાજા મહારાજાઓ ધારે તો તેઓ પ્રજા પાસેથી જે કરો વસુલ કરે છે તેનો પ્રજાનાજ હિતમાં ઉપયોગ કરી અક્ષય કીર્તિ મેળવી શકે છે. તેઓ ધમ વિદ્યા વાણિજ્ય વધારી પ્રજાપરના જુલ્મી કાયદા રદ કરી, ધર્મ ગોરક્ષણ ખેતીને ઉત્તેજન આપી, પ્રજાને સુખી બનાવી શકે છે. ચોરી માંસ વ્યભિચાર સટ્ટો ગોવધ વગેરેપર સખ્ત પ્રતિબંધ મૂકી પ્રજાનું પરમશ્રેય સાધી શકે છે. પરમાત્મા દેશી રાજાઓને તેઓનું અસ્તિત્વ પૃથ્વીપર છે તે દરમ્યાનમાં સુબુદ્ધિ સૂઝાડે તો રાજા-પ્રજા ઉભયને આશીર્વાદજનક થઇ પડશે.

---

# સુદામાપુરીમાં છપનભોગ.

૬૩

ઉદેપુરથી મુંબઈ થઇ ખામગામ આવ્યા પછી સુરત અને પોરબંદર–સુદામાપુરીમાં એમ બન્ને સ્થળે છપનભોગ થાય છે એવા શુભ સમાચાર મારા સ્નેહી શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ પત્રદ્વારા જણાવ્યા. છપનભોગ વખતે છપનભોગની ઝાંખી જે વૈષ્ણવોને મન અલૌકિક લાભ મનાય છે તે પ્રાપ્ત થવા સાથે આચાર્ય બાળકો તથા હજારો વૈષ્ણવોના દર્શન સમાગમનો લાભ પણ મળી શકશે એટલુંજ નહિ પણ એ સુયોગ્ય પ્રસંગે સ્વધર્મ આંદોલનની ઉમદા તક પણ પ્રાપ્ત થશે: માટે અને તો જરૂર આવવું એવી મતલબનો પત્ર શ્રીયુત પટવારીનો મળતાં પોરબંદર જવાનો સંકલ્પ થયો. છપનભોગ પોરબંદરમાં ગોસ્વામી આચાર્યશ્રી ૧૦૮ શ્રીરણછોડલાલજી મહારાજ તેઓશ્રીના પુત્રના યજ્ઞોપવીત પ્રસંગે સં. ૧૯૭૮ ના ચૈત્ર સુદિ ૯ ના કરવાના હતા. ખામગામના સદ્‌ગૃહસ્થ શેઠ દેવશી ઝીણાભાઇ જેઓ આચાર્યશ્રીના ખાસ કૃપાપાત્ર છે અને મારા પણ પરમ સ્નેહી સંબંધી છે, તેમની પ્રેરણાથી આચાર્યશ્રી તરફથી પત્ર તથા તાર જલદી પોરબંદર આવવા સંબંધે મને મળવાથી શ્રીયુત પટવારી સાથે પોરબંદર ગયો. કાઠિયાવાડમાં ૪૦ વર્ષના અંતરે છપનભોગનો અલભ્ય લાભ મળતો હોવાથી લગભગ દોઢ લાખ વૈષ્ણવો કાઠિયાવાડ અને અન્ય પ્રાંતોમાંથી પોરબંદર આવ્યા હતા. આ બધાની ઉતરવા, જમવા, રહેવા, દર્શન કરવા, વિદાય થવા વિગેરેની તમામ સગવડ–વ્યવસ્થા કરવા માટે મને વ્યવહારિક

અડચણ આવવાથી પોરબંદર વિલંબ પહોંચાયું તેથી જોઇએ તેવો ભાગ ન લઇ શકાયો તોપણ તાત્કાલિક જેટલી બને તેટલી આવશ્યક અગત્યની વ્યવસ્થા વિષે સૂચના કરી સુદામાજીના મંદિરમાં વૈષ્ણવોની ત્રણ દિવસ સભાઓ નિયમિત ભરી આચાર્ય બાળકોના વચનામૃતનો લાભ તથા શ્રીયુત પટવારી જેવા સાક્ષર ધર્મજ્ઞ સજ્જનના વ્યાખ્યાનનો લાભ હજારો વૈષ્ણવોને આપવા અપાવવાના હેતુથી જાહેર ખબરદ્વારા લોકોને વિદિત કરી સભાઓ ગોઠવી. પ્રથમ દિવસે ગોસ્વામી શ્રીલાલબાવાજી, શાસ્ત્રી ચિમનલાલભાઇ, શાસ્ત્રી વસંતરામભાઈ, શ્રીયુત્ પટવારીજી તથા મારૂં વ્યાખ્યાન થયું. શ્રીયુત્ પટવારીએ પુષ્ટિ સંપ્રદાયનું રહસ્ય વિસ્તારથી સમજાવી હાલની પરિસ્થિતિમાં વૈષ્ણવોનું શું કર્તવ્ય છે ! તે જણાવ્યું હતું. બીજે તથા ત્રિજે દિવસે ગોસ્વામી આચાર્યશ્રી ગોકુળનાથજી મહારાજે અતિ ઓજસ્વી વ્યાખ્યાનો "ભક્તિ" ઉપર કર્યાં હતાં. આ વખતે આચાર્યશ્રી રણછોડલાલજી મહારાજને પણ આગ્રહ કરી સભામાં પધરાવ્યા હતા. હજારો વૈષ્ણવોમાં પુરૂષોની જેમ સ્ત્રીઓએ પણ તેમના માટેની અલગ બેસવાની વ્યવસ્થા કરી હતી એટલે ભાગ લીધો હતો.

છપનભોગનો ઉત્સવ અતિ મહત્વનો અને મોટામાં મોટો ગણાય છે. શ્રીઠાકોરજીને સેંકડો પ્રકારની ઉત્તમોત્તમ વસ્તુઓ બનાવી ધરવી અને દર્શન કરવા આવેલ હજારો વૈષ્ણવોની સુખ સગવડતા સંભાળવી એ કાંઈ નાનું સુનું કામ નથી. પોરબંદરના ના. રાણા સાહેબ તથા દિવાન સાહેબની મકાન, ગાડી, માણસ વગેરે સાધનની સારી મદદ હોવાથી તેમજ શ્રીમંત વૈષ્ણવ ગૃહ-

સ્થોએ હજારો રૂપિયાનો વિનિયોગ કરી વૈષ્ણવાના ભોજન માટે વ્યવસ્થા કરેલી હોવથી વૈષ્ણવોને ઝાઝી મુશ્કેલી વેઠવી પડી નહોતી. પોલીસની મદદથી વોલન્ટીઅરોએ પણ એક રસ્તેથી પુરૂષોને અને બીજે રસ્તેથી સ્ત્રીઓને છપન ભોગના દર્શન કરવાથે જતાં અને દર્શન કરી પાછા ફરતાં કોઈને ઇજા ન પહોંચે તેવો ઉત્તમ બંદોબસ્ત જાળવ્યો હતો.

છપનભોગ કરવાનો હેતુ એવો છે કે શ્રીરાધિકાજીના પિતા વૃષભાને ભગવાન સાથે રાધિકાજીના લગ્ન મોટી ધામધુમથી કર્યા પછી વિધવિધ પ્રકારની ઉત્તમોત્તમ સ્વાદીષ્ટ વાનીઓ બનાવી ભગવાનને આરોગાવી હતી એથી એના એવા ઉત્કૃષ્ટ ભાવથી ભગવાન બહુ પ્રસન્ન થયા હતા પુષ્ટિ સંપ્રદાયના આચાર્યો તથા વૈષ્ણવો પણ એવાજ ભાવથી ભગવાનને પ્રસન્ન કરવા સારૂ છપન ભોગનો અતિ વિકટ અને ખર્ચાળ ઉત્સવ કરે છે.



# બાબુ અરવિંદ ઘોષ.

## ૬૪

બંગભંગ થતાં બાબુ બિપિનચંદ્ર પાલ તથા બાબુ સુરેન્દ્રનાથ બેનરજી જેવા દેશભક્તોનું અનુકરણ કરી વડોદરાની કોલેજની નોકરીમાં મળતા પગારનો મોટો લાભ છોડી કલકત્તા આવી રાષ્ટ્રીય કાર્યમાં પૂર્ણ ઉત્સાહથી જોડાઇ કામ કરનાર બાબુ અરવિંદ ઘોષ હતા. વંદેમાતરમ્ તથા કર્મયોગીન્ પત્રમાં પ્રોત્સાહિત લેખ લખી બંગાળાના રાજદ્વારીઓમાં માનીતું સ્થાન ગ્રહણ કર્યા પછી જયારે અધિકારીઓએ આફત વરસાવી ત્યારે અનેકનું બળિદાન લેવાતું જોઇ પોતાની જાતને બચાવવા માટે સ્ત્રીના કપડામાં છૂપા વેશે ભાગી છૂટનાર બાબુ અરવિંદ પોંડીચેરીમાં રહી આજ બારબાર વર્ષથી યોગ સાધના કરી મહાન્ મહાન્ સિદ્ધિઓને પામી દેશનો ઉદ્ધાર કરી નાખવાના છે! એવી એવી અનેક વાતો અનેક મુખથી સાંભળતાં તે સંબંધે સાચી હકીકત શું છે! તે જાણી પ્રકાશમાં લાવવા સારૂ પોંડીચેરીમેં પ્રયાણ કર્યું. બાબુ અરવિંદ દીર્ઘ કાળના પ્રયાસથી યોગવિદ્યામાં અને તત્વજ્ઞાનમાં પારંગત થયા છે, તેમણે યોગસાધનાથી અમોઘ શક્તિ મેળવી છે, જમીનથી એક બે હાથ ઉંચે રહે છે અને વખતે અંતર્ધાન પણ થાય છે; તિલક મહારાજે અનેક વર્ષો સુધી સ્વરાજ્યની લડત ચલાવી સ્વરાજ્યનું બીજારોપણ કર્યું, પરંતુ તેમનો સ્વર્ગવાસ થતાં તે સ્થાને ગાંધીજી આવતા તેના પનોતા પગલાએ સત્યાનાશ વાળ્યું છે તે હવે અરવિંદ બાબુ સાધનાનો સમય

પૂરો થવા આવ્યો હોવાથી સ્વરાજ્યની લડતનું કામ હાથ ધરી દેશને આપાર કે પેલેપાર કરી દેશે આવી ઘણા કેળવાયલા ભાઇઓની માન્યતામાં મારી પણ થોડીઘણી હતી એટલે સત્ય જાણવાના હેતુથી હું ખાસ પોંડીચેરી સં. ૧૯૭૮ ના જ્યેષ્ઠ માસમાં ગયો. બાબુ અરવિંદ સાચો તત્ત્વજ્ઞાની યોગી હોય અને દેશને અર્થેજ તેનો પ્રયાસ યોગ્ય દિશામાં ચાલી રહ્યો હોય તો તેને સંપૂર્ણ અનુમોદન આપી ચળવળ પૂરજોસમાં આગળ ધપાવવી પણ જો ગાંધીની માફક વેશધારી જાદુગર હોય તો તેની જાદુ-ગરીને ખુલ્લી પાડી દેશને વિશેષ અનર્થ થતો અટકાવવો એવા સંકલ્પથી તેમને પોંડીચેરી મળવા ગયો.

મુંબઈથી નીકળવા અગાઉ બાબુ અરવિંદને પત્ર લખી વિદિત કર્યું હતું કે તમારી પ્રશંસા સાંભળી દેશ આખો તમારી પ્રતીક્ષા કરે છે. લો. તિલક ગયા પછી ગાંધીએ દેશની જે દુર્દશા કરી છે તે તમો આવી સુધારશો; અર્થાત્ સ્વરાજ્ય મેળવવા લોકોને શક્તિમાન્ કરશો એવી સૌની ઇચ્છા અને આશા છે તેથી તે સંબંધમાં આપને રૂબરૂ મળી ખુલાસો કરવા માટે પખવાડિયા દરમ્યાન તમારા તરફ આવીશ. રાજદ્વારી વિષયમાં હું દશબાર વર્ષથી ભાગ લઉં છું, આપના આર્ય પત્રનો ગ્રાહક છું, તિલક સ્વરાજ્યસભાનો ચાલક છું અને મારો ધંધો કોલસા તથા વીમાનો છે વગેરે મતલબનો પત્ર લખ્યો તેનો હકાર કે નકારમાં કાંઇ જવાબ ન મળવાથી મુલાકાત કરવા, આપવામાં કશી પણ અડચણ નહિ હોય એમ ધારી મદ્રાસ ચીંગલપેટ થઇ પોંડીચેરી પહોંચ્યો. પ્રથમથીજ મને

મુંબઇમાં ભણકારા પહોંચી ગયા હતા કે બાબુ અરવિંદને મળવા જનારની પાછળ ડિટેકટીવ ટોળી પીછો પકડી ખૂબ હેરાન કરે છે એટલે ત્યાં કોઇ જતું નથી, પણ મને ડિટેકટીવ ફિટેકટીવનો ભય ન હોવાથી તે વાતની દરકાર કર્યા વિના સ્ટેશને ઉતરી રીક્ષામાં બેસી બાબુ અરવિંદના મકાને ગયો.

બાબુ અરવિંદ પોંડીચેરીમાં બાર વર્ષથી રહેતા હોવાથી રહેવાસીઓથી સારીપેઠે જાણીતા છે એટલે તેનું નામ પૂછતા સૌ કોઇ તુરત મકાન બતાવે છે. બાબુને મકાને ઉતરી સામાન મૂકી બાબુના માણસને બાબુના ખબર પૂછયા. નોકરે જણાવ્યું કે તેઓ ઉપર ( મકાન બે માળનું છેઃ ભોંયતળીયું અને પહેલો માળ. ઉપર એટલે પહેલે માળ) છે. મેં કહ્યું, હું મુંબઇથી આવું છું અને મારે તેમને મળવું છે માટે ખબર આપો. નોકરે કહ્યું તમારૂં નામઠામ આપો એટલે મેં નોકરને મારા નામનું કાર્ડ આપ્યું જે લઇ તે ઉપર બાબુ પાસે ગયો અને તુરત પાછો આવી તેણે જણાવ્યું કે તમોને બાબુની મુલાકાત થશે નહિ. એટલે મેં કહ્યું આ હાપુસ પાયરી બદામ કીસમીસ વગેરે ફળ છે તે બાબુને મારી વતી આપો અને કહો કે મુંબઇ જેટલે દૂરથી મળવા આવેલ છે તે મળીનેજ જશે, આજે ફુરસદ ન હોય તો આવતી કાલે ફક્ત એક કલાકજ મુલાકાત આપજો. નોકર ફળ લઇને બાબુ પાસે ગયો એટલે મન જરા ગળ્યું, જવાબ મળ્યો કે બાબુ રાજદ્વારી વિષયમાં તો કોઈ સાથે વાતચીત કરતા નથી છતાં પણ તમારે જે જણાવવું હોય તે પત્રમાં લખી જણાવો. અસ્તુ, ફરી ઉતારા માટે પૂછ્યું ત્યારે નોકરે કહ્યું કે અહીંથી

થોડે દૂર "આમનિવાસ" કરીને ધર્મશાળા છે ત્યાં ઉતારો કરો. રીક્ષામાં પાછો સામાન મૂકી ધર્મશાળામાં ઉતારો કર્યો.

પોંડીચેરીમાં ઉતરનાર પ્રાયઃ દરેક ગુજરાતી બંગાળી મહારાષ્ટ્રી પંજાબી તરફ શંકાની નજરથી જ જોવાય છે. અંગ્રેજ સરકારના ડિટેક્ટીવો તો ગીધની માફક પાછળ લાગેલાજ હોય છે પણ ફ્રેંચ સરકારેય અહીં નવા આવનારના નામઠામ વગેરે નોંધી લે છે. પોંડીચેરી અને બીજા ત્રણ ચાર ગામજ ફક્ત હવે ફ્રેંચ સરકારના કબજામાં રહ્યા છે. આ એકલા અટુલા પેદાશરહિત ગામો નિભાવતા ફ્રેંચ સરકારને ઘણું મોટું ખર્ચ વેઠવું પડે છે છતાં પ્રેસ્ટીજ તથા હિંદની છૂપી બાતમી જાણવાને સારૂ તેને તેમ કરવું પડે છે. આમનિવાસમાં ઉતારો કર્યા પછી બાબુ અરવિંદ ઘોષને વિસ્તારથી અંગ્રેજીમાં પત્ર લખી મારો આવવાનો ઉદ્દેશ જણાવ્યો. પત્રનો પ્રતિઉત્તર મોઢેથી મોકલાવ્યો કે તમો જે શોધો છો તે યોગ્ય સમયે મળી રહેશે, હાલતો મુલાકાત લીધા વિનાજ જાવ. આથી નિરાશ ન થતાં બીજો પત્ર લખ્યો કે હું મુલાકાત લીધા વિના કોઈ રીતે પાછો જાઉં તેમ નથી. આપે મને ખોટી કરવો હોય તેટલો સુખેથી કરો; પરંતુ મને એક આશ્ચર્ય થાય છે કે તમો એક હિંદુ તત્ત્વવેત્તા કહેવરાવો છો પણ હિંદુઓનો અતિથિ સત્કારનો શિષ્ટાચાર મુદ્દલ પાળતા નથી. બહુ દૂરના સ્થળેથી અત્યંત ભાવપૂર્વક આંગણે આવનાર અતિથિને મુલાકાત આપવા જેટલી પણ તમો ઉદારતા બતાવી શકતા નથી એ તમોને શોભતું નથી. જ્યારે તમો સામાન્ય નોકર ચાકર અને ગમે તે આલતુંફાલતું આવનારને મળો છો ત્યારે

મને શા માટે મળતા નથી ! શું તેમાં કાંઈ ભેદ છે ! વગેરે લખી જણાવ્યા પછી સાત દિવસ દરમ્યાન બીજા પણ પાંચ પત્રો લખ્યા. પત્ર લખી ટપાલમાં રવાના કર્યા પછી બાબુના મકાનમાં દિવસમાં બે વખત જઈ કલાક અડધો કલાક બેસી ઘરની હાલત જોતો, નોકરોની રીતભાત તપાસતો અને બાબુની રહેણી કરણી પૂછતો. જેમ અંદરથી તેના માણસોને પૂછી, નજરે જોઇ, કેટલીક બાબુ અરવિંદ સંબંધી જાણવા યોગ્ય હકીકત જાણી તેમ બહાર (શહેરમાં) થી પણ જાણવા તથા જાણેલી જોયેલી વાત સાચી છે કે કેમ ! તેની ખાત્રી કરવા કોશિષ કરતો. આખરે જ્યારે અત્યંત ખેદ ઉત્પન્ન થાય એવી બાબુની રહેણી કરણી જોઇ ત્યારે બાબુને છેલ્લો પત્ર લખ્યો કે હું તમારો હિતેચ્છુ હોઇ મળવા આવ્યો હતો પણ તમોએ મુલાકાત ન આપી તેથી તમોને ભવિષ્યમાં બહુ શોચ થશે. તમોએ તો મારી સાથે કાંઈ પ્રકારની યોગ્યતા ન બતાવી પણ હું તમારો શુભચિંતક તરીકે તમારા હિતાર્થે તમોને સૂચના કરતો જાઉં છું કે તમે યોગી તરીકે દંભ પ્રસારી ભોળા દેશને ઠગ્યો છે. યદિ તમારે યોગી થવાની ધારણા હોય તો એકાન્તમાં સ્ત્રીઓ સાથે રહો છો તે છોડો, માંસાહાર ત્યજી ફળાહાર કરો, ચિત્ત ચંચળ કરે અને પતિત થવાય એવા શૂદ્ર નોકર ચાકરને, તામસી પ્રાણીને, શહેરી મલિન વાતાવરણને, વ્યગ્રતા ઉત્પન્ન કરે તેવા ન્યુસપેપરોના વાંચનને પડતું મૂકી એકાન્તમાં ફળાહાર કરી યમનિયમ આસન પ્રાણાયામ સેવી ધ્યાન પરાયણ રહો.

ઉપર પ્રમાણે બાબુની ખરી સ્થિતિ જાણી એટલે મારો મોહ તો નષ્ટ થયો પણ દેશ આખો અજ્ઞાત દશામાં અથડાય છે

તેને પણ જણાવી સાવધાન કરવા જોઇએ જેથી વિશેષ પરાવલં-બનથી અધઃપાત થતો અટકે એમ વિચારી આગેવાન હેતુ મિત્રોને તથા દેશના ઘણાખરા વર્તમાન પત્રકારોને નીચેની બિના લખી મોકલી:—

## બાબુ અરવિંદ ઘોષનું જીવન.

બંગાળાના રાજદ્વારી ક્ષેત્રમાં નવજીવન પ્રેરનાર એક વખતના નેતા બાબુ અરવિંદ ઘોષ આજે બાર વર્ષથી પોંડીચેરીનો આશ્રય લઇ બેઠા છે. તેમના વિષે લોકોમાં ઘણી વાતો ચાલી રહી છે કે બાબુ અરવિંદ યોગવિદ્યામાં પારંગત થયેલા કોઇ દેશનો ઉદ્ધાર કરી દેશે. મને પણ નવી વાત જાણવાની તથા અગત્યની અને ઉપયોગી વાતની ચોકસાઇ કરવાની ખાસિયત હોવાથી આટલે દૂર એક અઠવાડિયું થયા બાબુને મળવા આવેલો છું. બાબુ ઘોષ ગામના યુરોપીઅન લતામાં એક ભવ્ય મકાન ભાડે રાખી રહ્યા છે. તેઓ પોતે પહેલે માળ ઓરડામાં વિશેષ કરી એકાંતમાં રહે છે. તેમની પાસે બે યુરોપીઅન સ્ત્રીઓ તથા પાંચ છ નોકર છે. તેઓ બે વખત ખોરાક ખાવા નીચે ઉતરે છે, બાકી કયાંય ઘર બહાર જતાં નથી. ચોખા, ડબલરોટી, મટન વગેરેનો ખોરાક લે છે અને દારૂ બહુ મોટા પ્રમાણમાં પીયે છે. રસોયણ ઢેઢડી છે. નોકરો વ્યસની અને મતલબી છે. બાબુ અરવિંદ એક સારા વિદ્વાન્ છે એમાં શક નથી. તેઓ પત્ર વ્યવહાર તથા ન્યુસપેપરના વાંચનદ્વારા જગતના બનાવોથી માહિતગાર રહે છે. મોટા કહેવાતા આગેવાનોની મુલાકાત લે છે, પણ સાધારણને ભાગ્યેજ મળે છે. ઉપરની રહેણીકરણીપરથી

જણાશે કે તેઓ યોગને માટે કેટલા લાયક છે! બહારની વાતોમાં તો હમેશા મોટે ભાગે દંભ અને બનાવટીપણું જ હોય છે. તેઓ કાંઇક તાંત્રિક વિદ્યાના પ્રયોગ કરતા જણાય છે. બાબુ ઘોષ રાજદ્વારી વિષયમાં મુદ્દલ માથું મારતા નથી એટલુંજ નહિ પણ તે સંબંધમાં મળવા આવનારને મુલાકાત પણ આપતા નથી. બાબુ જયારથી આ શહેરમાં આવ્યા છે, ત્યારથી બીજા પણ કોઇ કોઇ રાજદ્વારી ગુન્હેગાર આવી રહે છે; પરંતુ અહીં ઉદ્યોગધંધો ભાગ્યેજ નિર્વાહ જેટલો મળવા સંભવ છે. કારણ શહેર નાનકડું એક ખુણે આવેલું, અને ઉત્પત્તિ નિકાશ વિનાનું છે. લડાઈ પૂર્વે આ શહેર બંદર હોવાથી દરિયાઈ વેપાર ઠીક ચાલતો હતો પણ લડાઈમાં ઘણાખરા ફ્રેંચ વેપારીઓ ખપી જતાં અત્યારે નિકાશ આયાત તદ્દન ઘટી ગઇ છે.

આથી જણાશે કે કોઇ કોઇનો તારક કે ઉદ્ધારક નથી. લોકોએ કોઇ એક વિશિષ્ઠ વ્યક્તિપર મોહ રાખી પરવશ ન બનતાં આત્મા અને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી દેશકાળ પરિસ્થિતિને લક્ષમાં લઇ ધર્મ તથા ઇતિહાસને અવલંબી ચાલવામાંજ વાસ્તવિક શ્રેય સમાયલું છે.

પોડીચેરી,
તા. ૧૯-૬-૨૨.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# ત્રિપતિ બાલાજી.

## ૬૫

જે હેતુથી પોંડીચેરી આવ્યો હતો તેમાં અતિ ખેદજનક અનુભવ થતાં દુઃખ પામી દશમે દિવસ મુંબઈ તરફ રવાના થયો. પોંડીચેરીમાં દશ દિવસ રહેવાનું થવાથી કેટલાક ગૃહસ્થો સાથે ઠીક પિછાન થઇ હતી. ત્યાંથી ચાલવાનો સમય થયો ત્યારે એક ગૃહસ્થે ભળામણ કરી કે તમારે સાચા યોગી મહાત્માના દર્શન સમાગમની ઇચ્છા હોય તો તેઓ ટર્નાવલઇના પહાડપર રહે છે ત્યાં જાવ. ભાઈ નારણદાસ તથા ભાઇ ચીમનલાલ કરીને બે ગુજરાતી ભાઇઓ જેઓ પોંડીચેરીમાં વસે છે તેઓએ પણ ટર્નાવલઇ આવવાની ઇચ્છા બતાવી એટલે ત્રણેય સાથે રવાના થઈ ટર્નાવલઇ સ્ટેશને ઉતર્યા.

ટર્નાવલઇ શહેર તો નાનું છે પણ શહેરની મધ્યમાં મહાદેવજીનું મંદિર એટલું વિશાળ અને દર્શનીય છે કે તેને મદુરા રામેશ્વરની પંકિતમાં મૂકી શકાય. પ્રથમ શહેર નિકટ પહાડ છે તેપર ચડી યોગી મહાત્માના દર્શન કર્યા. થોડો વખત બેઠા પછી મહાત્માને યોગ અને આત્મજ્ઞાન સંબંધી પ્રશ્નો પૂછયા. મદ્રાસ જીલ્લામાં હિંદી ભાષા ઘણા થોડા માણસો સમજે છે. મહાત્મા પણ મદ્રાસી હતા તેથી તેમની સાથે અંગ્રેજીમાં વાતચિત કરવી પડી. અનેક પ્રશ્નો ચર્ચાના રૂપમાં વિસ્તારથી પૂછયા પછી અડધા કલાક જવાબની રાહ જોઈ પણ મહાત્મા કાંઈ ઉત્તર આપી શકયા નહિ. પોતે શાંત પ્રકૃતિના કોઈ સાત્વિક મૂર્તિ છે પણ તેમને યોગ સાધવાનું જ્ઞાન તથા ધર્મશાસ્ત્રીય

જ્ઞાન નહોતું કિંવા બહુ કમ્ હશે એમ કહીએ તો તેમાં ખોટું નથી. યોગ અથવા ધર્મના અમુક વિષયમાં કોઈ ભગવા કપડાવાળો સિદ્ધિ મેળવીને બેઠો છે એવા ખબર આપણા હિંદુ લોકોને મળે એટલે તેની પાછળ હિંદુઓને ગાંડાજ સમજવા. અહીં પણ અનેક ભાવિક હિંદુઓ ફળફૂલાદિની ભેટ લઇ નિત્ય મહાત્માજીના દર્શને દૂર દૂરથી આવતા હતા. મહાત્માજીએ પણ હળવે હળવે ઠઠેરો ઠીક જમાવી દીધો હતો. મોટા પર્વતની મધ્યમાં ત્રણ ચાર ઓરડાવાળું સુંદર મકાન એક ભક્ત પાસે બંધાવરાવી તેમાં અડીંગો જમાવી પરિચર્યામાં પાંચ છ ચેલાની મંડળી રાખી ગુરૂજી ઓસરીમાં આસન જમાવી સંસારીઓનો ખૂબ સત્કાર ચાખી આશીર્વાદ આપી રહ્યા હતા.

યોગી મહારાજ પાસે બે કલાક ગાળી. સાંજ પડતાં પહાડ ઉતરી અતિ ભવ્ય મંદિરમાં ભગવાન શિવજીના દર્શન કરવા ગયા. મંદિરની ફરતા ત્રણ વિશાળ કિલ્લા વટાવી મૂખદ્વાર વટાવી મંદિર નજીક આવ્યા. સ્કંદદેવ ગણપતિ હનુમાનજી વગેરે દેવના નાના નાના મંદિરમાં દર્શન કર્યા પછી તળાવમાં આચમન કરી ભગવાન શિવજીના મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિરમાં ઘણે દૂર ગયા પછી લિંગના દર્શન થયા. દક્ષિણના મંદિરોની બાંધણી ગુફાની જેમ બહુ મજબૂત અંધકારવાળી હોય છે. આ મંદિરો અતિ વિરાટ અને સાધન સંપન્ન હોવા છતાં તેમાં વિજળી ગ્યાસ ગ્યાસલેટના દીવાનો બિલકુલ ઉપયોગ થતો નથી પણ તેલના દીવા કોડીઆમાં બાળવામાં આવે છે. જો વખતે કોઇને આંખનું કાચું હોય તો ઉતાવળું ચાલતાં કે નજરચૂક થતાં

પત્થરના સ્તંભો સાથે કે પગથીયા દિવાલ સાથે અથડાતા વાર લાગતી નથી. આ મંદિરની પ્રતિષ્ઠા પણ ઘણી મોટી છે. સેંકડો અને હજારો યાત્રી દૂર દૂરના સ્થળેથી નિત્ય ભક્તિભાવપૂર્વક દર્શને આવે છે.

જે અત્યંત દર્શનીય મંદિર દષ્ટિની બહાર હતું તેના દર્શન મહાત્માના નિમિત્તે થયા એટલે સંતોષ માની રાત્રે ટ્રેઇનમાં રવાના થતાં હું ચીંગલ પેટ જંકશનથી કોંજીવરં—વિષ્ણુકાંચી આવ્યો અને મારી સાથે જે બે ગુજરાતી ભાઇઓ હતા તે પોંડીચેરી ગયા. સ્ટેશનથી પ્રથમ શિવકાંચી આવે છે ત્યાં તળાવમાં સ્નાન કરી ભગવાન શિવજીના દર્શન કર્યાં. ભોજનથી પરવારી બપોરના વિષ્ણુકાંચી જે શિવકાંચી સાથે શહેરના આકારમાં જોડાયલુંજ છે ત્યાં રસ્તો ત્રણ માઇલ દૂર હોવાથી ગાડી કરીને ગયો. સપ્તપુરીમાં વિષ્ણુકાંચી પણ એક પુરી છે તેથી તેનું મહાત્મ્ય ઘણું મોટું છે. મંદિરના કિલ્લામાં ઘણે અંદરના ભાગમાં વિષ્ણુભગવાનની બે ભવ્ય મૂર્તિના દર્શન કર્યા. આપણા તરફ મંદિરના પૂજારીઓ જેમ અભણ અજ્ઞાન હોય છે તેમ દક્ષિણમાં નથી. દક્ષિણના બ્રાહ્મણો તો વેદશાસ્ત્ર સારી રીતે શીખે છે. મંદિરના ચોકમાં, એટલે, દર્શનમાં સર્વત્ર ભગવાનની સ્તુતિ વેદોના ધ્વનિ સાથે ચાલતીજ હોય છે. ભગવાનના દર્શન કરી સાંજની ગાડીમાં રવાના થઈ ત્રિપતિ બાલાજી આવ્યો.

ત્રિપતિ શહેરથી બાલાજી ભગવાનનું મંદિર નવ માઇલ દૂર એક વિકટ પહાડપર છે. ત્રિપતિમાં ધર્મશાળાની સગવડ જોઇએ તેવી નથી. પંડ્યાઓ યાત્રીને પોતાને ઘેર લઇ જઇ પાછળથી

મકાનનું ભાડું એક દિવસના ચાર ચાર રૂપિયા માગે છે. શહેરથી બે માઇલ પર્વતની તળેટી છે ત્યાં સૂધી બેલગાડીનું વાહન મળે છે બાદ ડોળીમાં બેસી અથવા પગે ચાલી જઈ શકાય છે. ડોળીવાળા અજાણ્યા પાસેથી દશ દશ રૂપિયા માગે છે. માણસને જોઇ કે બાળ બચ્ચાવાળો ગરજાઉ સમજી તેઓ ઘણી વખત ગેરલાભ લે છે પણ જો આપણે આવવા જવાના બેથી ત્રણ રૂપિયા કહી ચાલ્યા જઇએ તો થોડું ચાલતાં એનાએ ડોળી· વાળામાંથી તેઓ જાત વળતના ત્રણ ચાર રૂપિયા કબુલ કરી બેસાડી–ઉંચકી લઇ જાય છે. બાલાજી પહાડની ચડાઇ બહુ કરડી છે. પ્રથમ તો મસુરીના પહાડ જેવી ઉભી ચડાઈ ચડતાં પગ થરથરી જાય છે, પણ શ્રીરામચંદ્રજીનું મંદિર આવ્યા પછી રસ્તો ઠીક આવે છે. ત્યારબાદ ચડાઈ ઉતરાઈ સાધારણ આવે છે. થાક ખાતા ખાતા પાંચ કલાકે શ્રીબાલાજી ભગવાન નજીક આવી પહોંચ્યા. મંદિરની આસપાસ સર્વત્ર પહાડો છે. રસ્તામાં જંગલો આવે છે તેમાં વૃક્ષો બહુ ઓછા છે. બપોરના કે ઉનાળાના તાપમાં સખ્ત તડકો પડવાથી આ પગથીઆ અનહદ તપે છે, તેમાં વળી પહાડ ચડતા પહેલા પગરખા તળેટીમાં ઉતરાવી નખાવે છે એટલે ઉઘાડે પગે ચાલતા પગ બળીને ચમકારો ઉત્પન્ન કરે છે. હિંદુને પગરખા પહેરી પહાડ પર જવાની મનાઇ છે પણ ગોરા લોકો પગરખા પહેરી જઇ શકે છે.

શ્રીબાલાજી ભગવાન એટલે દૂર ઉંચા વિકટ પહાડપર જઇ કેમ વસ્યા એ કલ્પના પગે ચાલવાનું કષ્ટ પડતા સહજ થઈ આવે છે; પરંતુ એમાં એને કષ્ટ શું! એતો સારી સ્વચ્છ એકાંત જગ્યા જુવે એટલે આસન જમાવે છેજ. એમ કરતા ક્યાં એને ચડવા ઉતરવાનો શ્રમ લેવાનો છે! બદ્રીનાથ

કેદારનાથાદિ સ્થળો બાલાજીથી તો સોગણા વિકટ છે કે જયાં પહોંચતાં જીવ ને પ્રાણ કંઠે આવે છે છતાં તેમ થવા દેવામાં તેને આનંદ મળે છે; કારણ કે દુઃખ પડવાથી ભક્તની શ્રદ્ધાની ખરી કસોટી તથા ભક્તનું ચિત્ત નિર્મળ કરવાનો તેનો સંકેત હશે. મંદિરના કિલ્લામાં થઇ અંદર પ્રવેશ કરતા ભગવાન બાલાજી–વિષ્ણુ નારાયણની દેદીપ્યમાન વિશાળ પ્રતિમાના દર્શન થયા. પદ્મનાભ શ્રીરંગ વિષ્ણુકાંચીની માફક બાલાજી ભગવાનની મૂર્તિ પણ વિરાટ છે. ભગવાનને ભેટ સેવા યાત્રીઓ બહુ ધરે છે તે તમામ અધિકારીઓના હાથમાં જાય છે. મંદિરનો વહીવટ સરકારના અધિકાર નીચે ટ્રસ્ટીઓ માણસો નિમી કરે છે. ભગવાનને ખીચડી ધરાવાય છે, તે પ્રસાદ ગરીબ બ્રાહ્મણોને મફત વંટાય છે. બાકી મંદિરમાં બેસી બ્રાહ્મણો વેચે પણ છે. મંદિરના આગલા ભાગમાં આટો, દાળ, શાક, દૂધ, ચિત્ર છબી વગેરે વસ્તુ વેચનારી દુકાનો તથા ધર્મશાળા અને મકાનો છે. જે યાત્રીને રસોઈ કરવી હોય તેને તેમ કરવાની અનુકૂળતા છે. ઘણા યાત્રીઓ સાંજે પાછું બાલાજીથી ત્રિપતિ ઉતરી આવવાનું હોવાથી જમવાનું કાંઇક સાથે રાખી લઈ દર્શન કર્યા બાદ ટીમણ કરી ચાલતા થાય છે. બાલાજીમાં પાણીના નળ છે તેથી નહાવા ધોવાની પણ વ્યવસ્થા થઈ શકે છે. પહાડપરથી પાછા ફરતી વખતે દોઢ રૂપિયે ડોળી મળતાં ડોળીમાં બેસી સાંજે ત્રિપતિ આવી રાત્રે ટ્રેઇનમાં રવાના થઇ પંઢરપુર આવ્યો. પતિત પાવની ચંદ્રભાગામાં સ્નાન કરી શ્રીવિઠ્ઠલનાથજી ભગવાનના દર્શન કર્યા અને તેજ દિવસે સાંજે મુંબઇ તરફ પ્રયાણ કર્યું.

# અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાની પરાકાષ્ટા.

૬૬

પોંડીચેરીથી વિષ્ણુકાંચી બાલાજી પંઢરપુર થઈ મુંબઇ તો પહોંચાયું પણ હિમાલયની અસર પાછી તાજી થઇ આવી. બરફની ઠંડી શરીરમાંથી એક વર્ષ થયું છતાં ખસી નહોતી. જયારે ને ત્યારે ઉથલો મારી શરીરમાં પ્રથમ સખ્ત ટાઢ ભરાઇ આવતી અને પછી તાવ ખૂબ ચડતો. આ વખતે તાવની અસરથી શરીર હરફરના કામમાં અશક્ત જણાતાં વતનમાં શરીર સુધારવાના હેતુથી બગસરા–કાઠિયાવાડ ગયો. ધાર્મિક રાજદ્વારી કે જ્ઞાતિ વિષયક કોઈપણ ઉપાધિમાં ન પડતાં કેવળ નિવૃત્તિ લેવાના હેતુથીજ બગસરામાં રહ્યો. બાબુ અરવિંદ ઘોષ વિષે મેં જે હકીકત પ્રત્યક્ષ અનુભવથી પ્રકટ કરી હતી તે તેના કહેવાતા કેટલાક અંધ અનુયાયીઓને ઘરના ખુણે પડયા પડયા અસત્ય લાગી. બાબુ અરવિંદ કોણ છે, કયાં છે અને શું કરે છે તેનો લવલેશ અનુભવ ન હોવા છતાં તેમ પોતાનું પાપી પેટ ભરવા સિવાય જેને બીજું વિશેષ જ્ઞાન કે અનુભવ નથી છતાં કેટલાંકે મુંબઇમાં મારી ગેરહાજરી દરમ્યાન વગર વિચારી રીતે મારી વાત ઉડાવી બાબુનો બચાવ કરવા ધાર્યું. વાડીલાલ કોન્ટ્રાક્ટર જેવા ક્ષુદ્ર બુદ્ધિના પામરે તો મારે માટે અધમતાની હદ ઓળંગી છાકટાની માફક ગાળો ભાંડવા માંડી. વાડીલાલ પટેલ જેવા ક્ષુલ્લક પશુઓ ગાળો આપી ધમકી બતાવે એતો જેવા તેની જનનીના સંસ્કાર નાખેલા તેવુંજ લખે પણ તેવા અધમ આચરણને

મુંબઇનું દૈનિક 'હિંદુસ્થાન' પત્ર ટેકો આપે એ શું ઓછું અધમતાભર્યું છે! મારૂં મૂળ લખાણુ જે ઉપર પ્રકટ થયેલું છે તે કેટલું વાજબી છે અને તેને બાબુ અરવિંદનો અનુભવી અને અનુયાયી રા. મોતીલાલ તેના નીચેના લેખથી "ગુજરાતી"માં કેવી અને કેટલી પુષ્ટિ આપે છે તે વિચારવંત વાચકે સમજી લેવુંઃ—

## બાબુ અરવિંદ ઘોષનું જીવન.

સાહેબ,–૨૫ મી જુનના "ગુજરાતી" માં બાબુ અરવિંદ ઘોષ વિષે રા. નારાયણનો જે પત્ર પ્રસિદ્ધ થયેલ છે તેમાં જણાવેલ કેટલીક બાબતો જો કે સાચી છે તો પણ તે પત્રથી હિંદના એક મહાપુરૂષ ઉપર ખોટો આક્ષેપ આવે છે તેથી કાંઈક ખુલાસો કરવાની જરૂર લાગે છે. વળી તે વિષે ઘણા લોકો મારા તરફથી ખુલાસો માગે છે તેથી તે "ગુજરાતી" માંજ મોકલું છું.

રા. નારાયણ બાબુના બાહ્ય જીવનનું વર્ણન આપી જણાવે છે કે યોગીએ જેવું જીવન ગાળવું જોઇએ તેવું તેમનું જીવન નથી અને બહારની વાતોમાં દંભ અને બનાવટીપણુંજ હોય છે. અરવિંદ બાબુ કેવા પ્રકારનો યોગ સાધે છે તે તેમણે માસિક "આર્ય" પત્રમાંજ બતાવેલ છે એટલે બહારની વાતોથી અટકળ કરવાની જરૂરજ નથી. તે જે લખે છે તે પ્રમાણેજ વર્તે છે તેથી તેના લેખ વાંચ્યા હોય તો તેનું જીવન સમજવામાં કાંઈ મુશ્કેલી આવે તેમ નથી. જેવો યોગ રા. નારાયણ સમજે છે તેવો તે સાધતા નથી.

વળી રા. નારાયણ લખે છે કે તેઓ કાંઇક તાંત્રિક વિદ્યાના પ્રયોગ કરતાં જણાય છે. આ વાત જો સાચી હોય અને સાચી હોય તેમ લાગે છે તો અરવિંદ બાબુ જેટલી છૂટ ખાવા પીવામાં લે છે તેથી પણ વધારે છૂટ તંત્ર શાસ્ત્રમાં આપેલ છે તંત્ર શાસ્ત્ર એ શક્તિશાસ્ત્ર છે. આખું જગત શક્તિથી ઉત્પન્ન થયેલ હોવાથી તે શાસ્ત્ર પ્રમાણે કોઇ વસ્તુનો અનાદર થઇ શકે નહિ એટલુંજ નહિ પણ અમુક શક્તિ પ્રાપ્ત કરવા માટે અમુક પ્રકારનો ખોરાક લેવાની અને સ્ત્રીઓની પુજા કરવાની ફરજ રહે છે. તંત્ર શાસ્ત્ર નિંદાને પાત્ર થયું છે તેનું કારણ તેનો દૂરુપયોગ થયો છે પણ જે તંત્રવિદ્યા શ્રીરામકૃષ્ણ પરમહંસ અનુસરતા, જે તંત્ર વિદ્યા ઉપર કલકત્તાના બાહોશ જજ સર જોન વુડરોફે અનેક પુસ્તકો લખ્યાં છે, જે તંત્રવિદ્યાથી દેવી ભવાનીની કૃપાથી મહારાજા શિવાજીએ શહેનશાહત દક્ષિણમાંથી પદભ્રષ્ટ કરી હતી તેજ તંત્રવિદ્યા બાબુ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. તે સાધના જો બરાબર થઇ શકે તો આશ્ચર્યકારક શક્તિ પ્રાપ્ત થાય છે.

જયારે મનુષ્ય પોતાની શક્તિથી યોગ સાધના કરી અટકી પડે છે ત્યારે તે સાધના આગળ વધારવા દૈવી શક્તિની જરૂર હોવાથી ઘણા યોગી તંત્રમાર્ગ સ્વીકારે છે દૈવી શક્તિ પોતાના સ્વાર્થ માટે, બીજાને માટે, અથવા ઇશ્વરની ઇચ્છા પુરી કરવા વાપરી શકાય છે અને તેથી જેવો ભાવ તે પ્રમાણે તંત્ર માર્ગમાં પશુભાવ, વીરભાવ અથવા દેવભાવ પ્રાપ્ત થાય છે. આપણી ઇચ્છા હમણા એવી છે કે જો બાબુની તે ક્રિયાથી હિંદુસ્થાનનો ઉદ્ધાર થાય તોજ તે ઉપયોગી ગણાય. કારણ કે હાલ સરકાર એવી અનીતિ વાપરે છે કે તેની સામે જે થાય તેનીજ આપણે જરૂર છે તેથીજ મહાત્મા ગાંધી ( તેની પોતાની દ્રષ્ટિએ પણ

અપૂર્ણ છતાં) હિંદમાં પૂજાયા. આપણી સરકાર સામે હવે મનુષ્યની શક્તિ કામ કરી શકે તેમ લાગતું નથી કારણકે તેનામાં મનુષ્યપણું નથી.

અરવિંદ બાબુનું ભવિષ્યનું જીવન રાજદ્વારી બાબતમાં આપણને ઉપયોગી થાય અથવા ન પણ થાય, કારણ કે તે ઇશ્વરની ઇચ્છાને આધીન છે હિંદની ઇચ્છાને આધીન નથી. પણ પોંડીચેરીમાં તે જે યોગ સાધે છે અને જેને માટે રા. નારાયણ ટીકા કરે છે તેથી તો હિંદને ઘણો લાભ થયો. તેનો પુરાવો તેના "આર્ય"ના લેખો છે કે જેને માટે કવિવર રવિન્દ્રનાથ ટાગોર અને મહાશય પોલ રીચર્ડ તેને નમે છે, અને જેને માટે મહાશય પોલ રીચર્ડની સ્રી મીરા રીચર્ડ બંગાળી પોશાક પહેરી તેની સેવા કરે છે; પણ આ કાળમાં તેના લેખોની કિંમત થઇ શકે તેમ નથી, કારણ કે તે સમજનારા થોડા છે.

જે અઠવાડીઆમાં રા. નારાયણે પત્ર લખ્યો છે તેજ અઠવાડીઆમાં શ્રી અરવિંદ ઘોષે "બાજી પ્રભુ" નામનું પુસ્તક બહાર પાડયું છે. બાજી પ્રભુ મહારાજા શિવાજીનો એક શૂરવીર યોદ્ધો હતો અને જયારે મોગલનું લશ્કર મહારાષ્ટ્ર ઉપર ચડી આવ્યું અને મલસારે નામના યોદ્ધાને ૫૦૦ માણસથી તેની સામે જવાનું કહેવામાં આવ્યું ત્યારે મહારાજા શિવાજીએ કહ્યું "બાજીને મોકલો, એ એકલોજ રાજસ્થાન, આગ્રા અને કાબુલ સર કરી શકે તેમ છે." બાજીએ તરતજ જવાબ આપ્યો: "આ હાડકા અને માંસના ખોખામાં કે મનની ક્ષુદ્ર કલ્પનાઓમાં માણસની માણસાઇ રહેલી નથી. અંદર રહેલો અંતર્યામીજ આપણા ઉપર રાજ્ય કરે છે કે જે બ્રાહ્મણમાં અને કુતરામાં

પણ પોતાની ઇચ્છા હોય તો પોતાનું ઐશ્વર્ય પ્રગટ કરી શકે છે, મનુષ્યથી મોટાઈ પ્રાપ્ત થતી નથી. બાજી અને મલસારે નામ માત્ર છે, કપડા છે અને એકજ પ્રભુને ઢાંકે છે. આપણામાં ભવાનીનું બળ છે, જે ભવાની આકાશમાં વિજળીને બળ આપે છે, જેની સત્તાથી વાદળા કંપે તેજ મનુષ્યના હાડકા ચલાવે છે. હું ૫૦ તરવારથી મોગલોને હરાવીશ."

ભવાની હિંદની માતા છે પણ તે શક્તિના ઉપાસક ક્યાં છે ? આપણે આપણા ઉપરજ આધાર રાખવો તે ખરાબર છે પણ શિવાજીનો પણ ઉપયોગ હતો. શિવાજી જેવા શક્તિના ઉપાસક ન હોત તો ભવાની પણ અસહકાર કરી બેસી રહેત. આપણે ભગવાનનું ભજન ઘણા દિવસ કર્યું છે, પણ સ્વરાજ મેળવવું હોય તો ભગવાનની શક્તિ મેળવવાની પહેલી જરૂર છે. રા. નારાયણ લખે છે કે ઇશ્વરમા શ્રદ્ધા રાખવી. અરવિંદ બાબુ ક્ષત્રી છે અને તેથી લખે છે કે ઈશ્વરમાં અને તેની શક્તિમાં શ્રદ્ધા રાખવી, એટલા ફેરથી ગેરસમજ થઇ લાગે છે.

ઇંગ્રેજ પણ શક્તિના ઉપાસક છે. તેઓનો ખોરાક અને રહેણી કરણી ઉપર કોઇ આક્ષેપ કરતું નથી; પણ આંહીતો અરવિંદ બાબુના નોકર ચાકર વ્યસની હોય અને પોંડીચેરીમાં વેપાર રોજગાર સારો ચાલતો ન હોય તેની બાબત પણ અરવિંદ બાબુના જીવન ઉપર આક્ષેપ મૂકવામાં સમાવાવમાં આવે છે તે ખરેખર શોકજનક છે.

ઘાટકુપર,
તા. ૨૭-૬-૨૨

મોતીલાલ જે. મહેતા.

ઉક્ત ચર્ચાપત્ર તથા બીજા ચર્ચાપત્રોનો સવિસ્તર પ્રતિઉત્તર મારા તરફથી વાળવામાં આવ્યો હતો તે નીચે પ્રમાણે છે:—

## બાબુ અરવિંદ ઘોષ વિષે ખુલાસો.

જે પુરૂષના વિશે સત્ય હકીકત જાણવા માટે આખો દેશ આતુર હતો તે બાબુ અરવિંદ ઘોષને મળવા સારૂ હું ખાસ પોંડીચેરી ગયો અને અઠવાડિયું પ્રત્યક્ષ અનુભવ લીધા પછી મેં જે જાણ્યું તે જાહેરમાં મૂક્યું. આથી અનેક અવનવા ચર્ચાપત્રીઓનો જન્મ થયો છે. રા. મોતીલાલ, રા. સેવક, રા. કોન્ટ્રાક્ટર, રા. પટેલ, રા. મણિશંકર અને છેવટે બાબુના માણસ અમૃતાના નામે રા. મોતીલાલ તેમનો ખુલાસો પ્રકટ કરે છે. આ ચર્ચાપત્રીઓમાં કેટલાક મારી સામે બળાપો કરે છે, કેટલાક અંધ અનુયાયીનો પાઠ ભજવી મને ધમકી આપવા સાથે મારા માટે અતિ નિચતાભર્યા શબ્દો વાપરે છે, કોઇ તેનો ગર્ભીતપણે સ્વીકાર કરે છે ત્યારે કોઈ મુખ્ય મુદ્દાની વાતને ઉડાવી બાબુની પ્રતિષ્ઠા જાળવી રાખવા કોશિષ કરે છે. જ્યારે વાત આટલી હદ સુધી રસાકસીએ પહોંચી છતાં શામાટે મારા તરફથી તેનો કશો પ્રતિઉત્તર હજુ સૂધી વાળવામાં આવ્યો નથી! એમ કેટલાક મને પ્રશ્ન પૂછી રહ્યા છે તેમ કેટલાક મારી મૌનતાનો અવળો ભાવ ગ્રહણ કરી મારી હકીકત સત્યથી વેગળી છે કિંવા હું ડરી ગયો તેથી સંતાઇ બેઠો છું એવી નાલાયક હિમાયત કરી રહ્યા છે. હવે વાસ્તવિક તો એ છે કે મારૂં શારીરિક સ્વાસ્થ્ય શિથિલ હોવાથી હમણા હું મુંબઇ બહાર રહું છું તેથી છાપાઓના નિયમિત વાંચનના અભાવે ચર્ચાપત્રીઓને જવાબ આપવામાં

વિલંબ થયો છે. ઉક્ત વિષયમાં હવે હું ક્રમવાર નીચે પ્રમાણે ઉત્તર આપું છું:–

રા. મણિશંકર બાબુ અરવિંદ જેવા પુરૂષ સામે બોલવું કિંવા લખવું એ સૂર્ય સામે ધૂડ ઉડાડવા જેવું છે એમ જણાવી મને યોગના ગ્રંથ વાંચવાની ભળામણ કરે છે. આ સંબંધમાં જણાવવાનું કે મેં બાબુ અરવિંદની જે રહેણી કરણી તથા જીવનક્રમ પ્રત્યક્ષ જોઈ અનુભવી જાહેરમાં મૂક્યો છે તેને રા. મણિશંકરનું લખવું લાગુ પડતું નથી અર્થાત્ વિષયથી વેગળું છે. વળી રા. મણિશંકર મને યોગના ગ્રંથ વાંચવાની ભળામણ કરે છે તો તેણે શાપરથી માની લીધું કે મેં તે નથી વાંચ્યા! સૂર્ય સામે ધૂડ ઉડાવવાનો અર્થ તો એવો થાય છે કે કોઇ નેતામાં ખપનાર માણસ મહાત્મા, યોગી, બ્રહ્મર્ષિ કે મહર્ષિના નામે ગમે તેવી ઠગબાજી, પોપલીલા કે રસ્પુટીનશાહી ચલાવી લોકોનો વિનિપાત કરે અને તેઓને તેમના સ્વાર્થસાધુ કિંવા ઘરના ખુણે પડેલા અજ્ઞાન અંધ અનુયાયીઓએ ટેકો આપી ઢાંક પિછોડો કરવો; પરંતુ રા. મણિશંકરે સમજવું ઘટે કે સત્ય શોધકો કે ચાહકો તેવી વાતને નિભાવી શકતા નથી.

રા. મોતીલાલ તેમના પ્રથમના ચર્ચાપત્રમાં જે કાંઇ લખે છે તેથી બાબુ અરવિંદ વિશે મેં પ્રસિદ્ધ કરેલી હકીકતનો સ્વીકાર થાય છે. રા. મોતીલાલ વીશે મારા જાણવામાં આવ્યું છે કે તે બાબુ અરવિંદનો સહવાસી છે. તેણે બાબુની કારકીર્દનો કાંઇક અનુભવ લીધેલ છે તેથી તેણે મદ્ય માંસ કે તાંત્રિક વિદ્યાના સંબંધમાં બાબુ વિશે મેં જે જે જણાવ્યું છે તે માટે વિરોધ

ન ઉઠાવતાં રા. મોતીલાલ એમ બચાવ કરે છે કે બાબુને તાંત્રિક વિદ્યા સાધતા તેવા સાધનો કે તેથી વિશેષની પણ છૂટ હોઇ શકે. વળી તે ભાઈ તેની પુષ્ટિમાં રામકૃષ્ણનું નામ આપે છે તેમ અંગ્રેજોએ પણ તેવા માર્ગથી શક્તિ મેળવી છે માટે બાબુ અરવિંદ મોક્ષ માટે નહિ પરંતુ દેશ અર્થે ઉદ્યોગ કરતાં હોવાથી તે પ્રમાણે વર્તે છે. આથી વાંચકવર્ગ સમજી શકશે કે બાબુના આહાર વિહાર વિશે મેં જણાવેલી હકીકત કેટલી સત્ય ઠરે છે. રા. મોતીલાલ, રામકૃષ્ણના સંબંધમાં જે ઉલ્લેખ કરે છે તે અન્યાયયુક્ત છે. રામકૃષ્ણ પરમહંસે તેવા કોઇ મલિન ખાનપાનદ્વારા માતાજીને પ્રસન્ન કર્યા નહોતા પણ તેમણે તો ઉપવાસો કરી અનન્ય ભક્તિથી માતાજીની આરાધના કરી સાક્ષાત્કાર કર્યો હતો. ક્વચિત્‌જ તેમણે માંસની છૂટ રાખેલી હતી પણ તે માત્ર માતાજીને ધરાયલી વસ્તુની પ્રસાદી મળતાં માતાજીના આદર પુરતીજ. બાકી આહાર તરીકે તો નહિજ.

તાંત્રિક વિદ્યાના સંબંધમાં તો હિંદુશાસ્ત્રકારો શ્રી વેદવ્યાસથી લઇ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય તથા શ્રીમદ્ વલ્લભાચાર્યે તે (તાંત્રિક વિદ્યા) એક મલિન વિદ્યા હોઇ પોતાનો અને જેના માટે સાધવામાં આવે છે તેને આલોક પરલોક ઉભયથી ભ્રષ્ટ-નાશ કરનારી છે એમ પ્રતિપાદન કરી ભારતવર્ષમાંથી તેને સર્વથા નાબુદ કરી નાખી છે. ભાગ્યેજ કોઇ ઢેઢ ગરોળો પ્રયોગ કરતો હોય તો; ને સિવાય સંસ્કારી હિંદુઓમાં તેને લવલેશ સ્થાન નથી.

રા. સેવક રા. કોન્ટ્રાકટર તથા રા. પટેલ એમ માનતા જણાય છે કે તેઓ પોતે જેવા અંધવિશ્વાસુ, ઢેઢના પૂજારી, અજ્ઞાન તથા પોતાની ઓરડીના ખુણે બેસી છાપું વાંચી પ્રસિદ્ધિમાં છે તેટલું સત્ય અને સર્વોપરી છે બાકી સત્યનું અન્વેષણ કરનારા, તર્કબાજ, મુલાકાત ન થઇ તેથી ઇર્ષાથી ભરેલા અને હકીકત પ્રસિદ્ધિમાં મૂકી માટે મૂકનારે સાબીત કરી આપવું એવી ધમકી આપી પોતાને કૃતાર્થ ગણે છે. આ વિષયમાં જણાવવાનું કે હું ઉક્ત ચર્ચાપત્રીઓ જેવો અંધ શ્રદ્ધાળુ નથી તેમ કોઇની સાંભળેલી વાતપર વજન મૂકી સાચી માનનારો કિંવા જે વાત મારા મત પ્રમાણે ન બની તેથી તેની સામે ઇર્ષા ધારણ કરવી એ મારો સ્વભાવ નથી. પરંતુ જે વ્યક્તિ કે સિદ્ધાંત દેશના માટે ઉપયોગી છે, જેનાપર આધાર રાખી દેશ તરવાનો કે મરવાનો હોય તેની કાળજીથી જાતે તપાસ કરી સંપૂર્ણ ખાત્રી થયેજ દેશ આગળ મૂકું છું. અલબત હું નાસ્તિક કોટિનો ન હોઇ ઋષિ મુનિ પ્રણીત વૈદિક માર્ગનો ચૂસ્ત હિમાયતી છું, છતાં તેટલોજ દેશની સ્વતંત્રતાનો પણ આહક છું. માત્ર લોકોની ભોળપણનો ગેરલાભ લઇ મહાત્મા કે બ્રહ્મર્ષિના નામે ખપી દેશને દંભ અને પ્રલોભનમાં અવળે રસ્તે ઉતારી અનર્થ થવા દેવો એનો કટ્ટો વિરોધી છું. તેમ છતાં જો આંધળી ભક્તિને કે કોઈ દુરાચારી નાસ્તિકને ન રૂચ્યું હોય તો તેવા આલતું ફાલતું કોન્ટ્રાકટરને મને પૂછવાનો શો અધિકાર છે ! બાબુ અરવિંદ પોતાની હયાતી ધરાવે છે અને તે મને જો મેં દર્શાવેલી હકીકત ખોટી હોય તો પૂછી શકે છે અને તેને હરેક બાબતનો જવાબ હરેક પળે આપવા તત્પર છું. ઇશ્વર સિવાય કોઇ નિર્માલ્ય પિંડપોષકની ધમકી-

આથી હું કદી લવલેશ ડરતો નથી. મારો પ્રયત્ન અરવિંદ બાબુના સંબંધમાં સત્ય હકીકત શું છે! તે જાણી જનસમાજને દર્શાવવાનો હતો અને દેશે તે જાણ્યું છે, તથા વિશેષ હવે પછી જણાશે. પાપ પાખંડ છૂપાવ્યું છૂપાશે નહિ.

તા. ૨૭–૭–૨૨ ના છેલ્લો ખુલાસો રા. મોતીલાલ, બાબુ અરવિંદના માણસ મી. અમૃતા તરફથી તેને તે મળ્યો છે એમ જણાવી પ્રકટ કરે છે. તેમાં મેં મારી ઓળખાણો બાબુને અનેક રીતે આપી મળવા કોશિષ કરી પણ જ્યારે મુલાકાત નજ થઇ ત્યારે ધમકી આપી. વળી તે જણાવે છે કે બાબુ મદ્ય પીતા નથી. ઢેઢડી–પરીઆ જાતિની સ્ત્રીને રસોયણ તરીકે રાખી નથી, મોટાથી નાનામાં નાના વિદ્યાર્થીઓને પણ મુલાકાત આપે છે, ખોરાક રામકૃષ્ણ વિવેકાનંદ જેવો ખાય છે, યુરોપીઅન બે સ્ત્રીઓ બાબુ પાસે રહે છે તેને તો તમે જાણો છો, બાબુ યોગી છે પણ યમનિયમ કે હિંદુ મુસલમાન ખ્રિસ્તી સાથે વર્ણાશ્રમના ભેદ પાળતા નથી વગેરે. આ સંબંધમાં જણાવવાનું કે મેં મારી ઓળખાણ બાબુને આપી તેથી તે જાણે કેમ મને હાંસીમાં ઉડાવતાં હોય! તેનો ભાસ કરાવે છે. હું તિલક સ્વરાજ્ય સભા તરફથી આવું છું અને અમારી સભા ગાંધીથી કંટાળી ગઈ છે એમ બાબુ તરફથી જણાવવામાં આવે છે તે વાત તદ્દન ખોટી છે. હા ત્રણ વર્ષ પૂર્વે મેં તિલક સ્વરાજ્ય સભા સ્થાપેલી છે અને તેનો હું ચાલક છું એમ મેં જણાવ્યું છે. અલબત ગાંધીજીના ખાદીથી સ્વરાજ્ય, સુતરના તાતણે સ્વરાજ્ય, ઢેઢને અડકવાથી, અહિંસા પાળવાથી તથા કાઉન્સિલો

ત્યજવાથીજ સ્વરાજ્ય મળવાનું છે એ સિદ્ધાંતને હું નાપસંદ કરૂં છું એ વાત જૂદી છે પણ અમારી સભા ગાંધીથી કંટાળી ગઈ છે એમ મેં દર્શાવ્યું નથી. શામાટે અસત્ય અને તુટીફુટી બાબુપરના મારા પત્રોની હકીકત રા. મોતીલાલને પ્રકટ કરવાનું કહેવામાં આવે છે ! જો તેને બચાવ કરવો હતો તો બાબુની જીંદગીનો પ્રકાશ પાડનારા મારા પત્રોના તમામ ઉપયોગી મુદ્દાને પણ આખા ને આખા પ્રકટ કરવા ઘટતા હતા. હવે બાબુ મદ્ય પીતા નથી તથા પરીઆ જાતિની સ્ત્રીને રસોયણ તરીકે રાખી નથી એ કેટલો ખોટો અને નબળો બચાવ છે તે ત્યાં (પોંડીચેરી) જઈ જોવાથી તથા ગામના અનેક પ્રતિષ્ઠિત માણસોને પૂછવાથી હરકોઈને ખાત્રી થાય તેમ છે. બાબુનું ઘર સાફ હોવાનો દાવો રાખવામાં આવે છે તો શું મદ્ય માંસ ખાનારાઓ પોતાના ઘર સાફ રાખી શકતા નથી ! શું અંગ્રેજોના ઘર ગંદા હોય છે ! ખોરાકમાં બાબુ માંસ ખાય છે એમ સ્પષ્ટ કબુલ કરવાને બદલે રામકૃષ્ણ વિવેકાનંદની માફક ખાય છે એમ કહી શું ભોળા અજ્ઞાન લોકોને ભૂલથાપ નથી ખવડાવાતી ! યમનિયમ આસન પ્રાણાયમનું પાલન ન કરવું અને યોગીઓને નિષેધ એવી જુવાન સ્ત્રીઓના એકાંતવાળા સંસર્ગમાં રહેવું અને તેમ છતાં પોતાને યોગી કહેવરાવવું અને તેવાને બુદ્ધિહીન કોન્ટ્રાકટરે યોગી માનવું મનાવવું એ શું પ્રત્યક્ષ દંભ નથી ! હિંદુ મુસલમાન ખ્રિસ્તી સાથે જાતિભેદ ન રાખવો એથી એવા સ્વેચ્છાચારી વર્તન કરનારાને હિંદુઓએ કેવી પ્રકારના યોગી મહાત્મા માનવા એ હિંદુઓએજ વિચારી લેવું. યુરોપીઅન સ્ત્રીઓ વિશે તો તમો

જાણો છો એટલે શું સમજવું ! બાબુ અરવિંદ નાના મોટાનો ભેદ ગણતા નથી અને વિદ્યાર્થીઓને પણ મળે છે તો મને ઘણી આજીજી છતાં કાં ન મળ્યા ? શું તેથી તેનું કાંઇ વિશેષ પોકળ ખુલ્લું પડવાની તેને ભીતિ હતી ! બાબુનો માણસ અમૃતા તથા નોગી તે કોણ અને કેવા છે તથા બાબુની મુલાકાત કેવા પ્રકારે કરાવે છે, તેમજ બાબુના વિશે બીજું વિશેષ સત્ય જેને હજુ પણ જોવા જાણવાની અપેક્ષા કે મોહ રહી ગયો હોય તેણે જાતે પોંડીચેરી જઇ અઠવાડિયું બાબુના ઘરમાં બાબુ સાથે તથા શહેરમાં અઠવાડિયું રહી આવવું એટલે ભોળા અને લાલચુ લોકોને લોભાવી સ્વાર્થ સાધવામાં તથા ભાવતું ભાવતું બોલી પૂજા કરાવવામાં કેટલો ભયંકર દંભ સમાયલો છે તે ખુલ્લી રીતે અનુભવાશે. પૂર્વે જેમ દેશ બંધુઓને ચેતવવામાં આવ્યા હતા કે કોઇ વિશિષ્ઠ વ્યક્તિપર સ્વાત્મોન્નતિ કે દેશોન્નતિનો આધાર રાખવામાં અત્યારના સમયે ખત્તા ખાવા જેવું છે, ધર્મ અને ઇતિહાસને અનુસરી સ્વાત્મવલંબનથી કાર્ય કરવા પ્રેરાવામાંજ ખરૂં શ્રેય છે તેમ હમણા પણ ચેતવું છું કે પરાવલંબન છોડી દેવું. અગાઉ અને હમણા પણ એમ કહેવાય છે કે ધર્મમાં અંધભક્તિ પ્રવર્ત્તે છે તે સાચું હો વા ખોટું; પરંતુ દેશભક્તોની બાબતમાં તો ઘણેખરે સ્થળે તેવું દૃષ્ટિગોચર થઇ રહ્યું છે. પ્રતાપ, શિવાજી, તિલક જેવા પવિત્ર અને એકનિષ્ઠ દેશસેવક તો કવચિત્‌જ પાકે છે. બાબુ અરવિંદ સંબંધી વિશેષ હકીકત તેમ મેં બાબુને લખેલા પત્રોમાંની ઉપયોગી હકીકત સમય આવ્યે દેશજનો સમક્ષ રજુ કરીશ. અત્યારે તો આ વિષયમાં કોઇ કોઇને શત્રુત્વ ન હોવા

છતાં લોકોપયોગી બાબત હોવાથી કોઈએ અસહિષ્ણુ વૃત્તિથી ન પ્રેરાતાં વિવેક બુદ્ધિ વડે સત્ય તારવી લેવા વિજ્ઞપ્તિ કરી વિરમું છું.

બગસરા–કાઠિયાવાડ
તા. ૩૧–૭–૨૨. } નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ઉક્ત ખુલાસો "ગુજરાતી" "સાંજવર્તમાન" "ગુજરાતી પંચ" "ગુજરાત વર્તમાન" વગેરે પત્રોમાં પ્રસિદ્ધ થયા પછી દંભી ગુરૂના લાલચુ-અંધ શ્રદ્ધાવાળા સેવકો શાંત પડી નિરૂત્તર બન્યા હતા.

---

# પત્રકારો અને વાંચકો.

## ૬૮

બાબુ અરવિંદ વિશે મેં પ્રકટ કરેલી હકીકત સાચી છે કે ખોટી ! તે વિશે તમામ સ્પષ્ટ થયા છતાંય જેને કાંઇ સંશય રહી જતો હોય તેણે પોંડીચેરી જઇ ખાત્રી કરવી ઘટતી હતી; પરંતુ બુદ્ધિહીન પામરો તેટલા ઉંડાણમાં ઉતરવાનો કદાપિ પ્રયત્ન કરતા નથી. તેઓ તો પોતાની અવિચારી માન્યતાને જડતાથી પકડી રાખી સત્ય પ્રતિપાદન કરનારને પણ શત્રુ સમજે છે. સામાન્ય બુદ્ધિના લોકો તો તેમ કરે એ સ્વાભાવિક છે પણ જાહેર વર્તમાન પત્ર "હિંદુસ્થાન" નો તંત્રી તંત્રીપણાનું ડહાપણ ડોળવા બેઠા છતાં નિષ્પક્ષપાત ન રહેતાં ક્ષુલ્લક નિંદાખોરોમાં ભળી જાય એ તેના માટે કેટલું લાંછનભર્યું સમજવું ! વાડીલાલ જેવા દુષ્ટ

બુદ્ધિના પામરે અને બીજાઓએ મારા વિશે જેટલું અધમતાભર્યું લખ્યું તેટલું તેણે છાપ્યું પણ તેના જવાબમાં મારો ખુલાસો પ્રકટ ન કરવો ને ઉલટું એ ખુલાસાપર અધિપતિ નોંધ લખી ગાળો ભાંડવી એ એક પત્રના તંત્રીને માટે કેટલું નીચતાભર્યું લેખાય! તે તો જેને ઇશ્વરે બુદ્ધિ આપી છે તે સ્પષ્ટ સમજી શકે તેવું છે. "હિંદુસ્થાન"માં તેના તંત્રી ગોરધન પટેલે અધિપતિ નોંધ લખી જે રાક્ષસી વૃત્તિ દાખવી હતી તેનો જવાબ તેને નીચે પ્રમાણે આપવામાં આવ્યો હતો:—

## બાબુ અરવિંદ ઘોષના સંબંધમાં "હિંદુસ્થાન" પત્રને જવાબ.

અધિપતિ "હિંદુસ્થાન" મુંબઇ.

વિ. લખવાનું કે, બાબુ અરવિંદ સંબંધમાં તમોએ મારા વિરૂદ્ધ અનેક ચર્ચાપત્રોને સ્થાન આપ્યું તે એટલે સૂધી કે મી. મણિલાલ વાડીલાલ કોન્ટ્રાકટરે તો માણસાઇની હદ છોડી એક નરપિશાચ કરતાં પણ અધિક બની આકરી ગાળોના પ્રહારવાળો પત્ર લખ્યો તેને સુદ્ધાં તમોએ "હિંદુસ્થાન"માં પ્રસિદ્ધ કર્યો. તમોએ જયારે એક અગત્યના પ્રકરણપર આટલે હદ સૂધી ચર્ચા થવા દીધી અને જયારે મારી પાસે ખુલાસો મંગાયો ત્યારે તમામ ચર્ચાપત્રોના ઉત્તરરૂપે તા. ૩૧-૭-૨૨ ના મેં એક ખુલાસો લખી તમારાપર પ્રસિદ્ધ કરવાર્થે મોકલાવ્યો. એ ખુલાસાને જાહેર પત્રના એક નિષ્પક્ષપાત તંત્રી તરીકે તમારે છાપી લોકોને સત્ય સમજવાની તક આપવી ઘટતી હતી; પરંતુ તેમ

કરવાને બદલે તમોએ મારો પત્ર પ્રકટ ન કરતાં ઉલટી તેનાપર નોંધ લખી મારા પ્રત્યે અપશબ્દોનો પ્રહાર કરવામાં તમારી જનેતાએ છઠ્ઠીમાં પાયા કરતાં વધારે ઓકી નાંખ્યું છે.

તમો તા. ૮–૮–૨૨ મંગળવારના અંકમાં લખો છો કે બાબુ અરવિંદ ઘોષના પ્રકરણપર જોઇએ તેથી વિશેષ વાટાઘાટ થઇ ચુકી છે, તેમ બાબુ તરફનો ખુલાસો પ્રસિદ્ધ થઇ ગયો હોવાથી વિવિધ ચર્ચાપત્રીઓને જવાબ દેવાનો દાવો કરતો મી. સાંગાણીનો પત્ર છાપીને અમારા કોલમોમાં અમો ગંદકી કરવા માગતા નથી. મી. સાંગાણીની ધારણા એ માત્ર કલ્પના છે અને તે સાધુ પુરૂષ તરફ નરક છાંટવાનું કુકર્મ કરે છે. વળી તમો પૂછો છો કે સાંગાણીને કોણે પોંડીચેરી જવાનું કહ્યું હતું? શું દેશે તેને પ્રતિનિધિપણું આપ્યું હતું! યોગીઓ એકાંતવાળા સ્થળમાં જુવાન સ્રીઓ સાથે રહી ન શકે, તે વિશે તમો જણાવો છો કે યુરોપીઅન જુવાન સ્રીઓના ચારિત્ર્ય સંબંધી પ્રશ્ન કરનાર તે સાંગાણી કોણ! વગેરે વાતો લખી તેના અંતે જેટલા હલકા શબ્દો તમારા કુટિલ મગજમાં સ્ફૂર્યા તેટલા યોજવામાં તમોએ કચાશ રાખી નથી.

શું "હિંદુસ્થાન"ના ડાયરેકટરોએ સાહરાના જંગલમાંથી એવા જંગલી બેભાન મગજના માણસને શોધી તંત્રીપદ સોંપ્યું છે! કે જેને એટલી પણ સામાન્ય સમજ શક્તિનો અભાવ છે કે, એક જાહેર વર્તમાનપત્રે પ્રથમ તો જે વાત પોતાને સંશયવાળી, અસત્ય કિંવા આક્ષેપકારક લાગતી હોય તેને છાપવી નહિ અને જો અમુક હકીકત ઠીક સમજી છાપી તો પછી તેના

પર બન્ને પક્ષના રદીયા સાંભળવા; પરંતુ તમોએ તેમ થવા ન દેતાં કેવળ મારા તરફ અતિ અધમતાભર્યા આક્ષેપ થવા દીધા એટલુંજ નહિ પણ તે તમામના અયોગ્ય લખાણના જવાબરૂપે મારો ખુલાસો મળતાં પ્રસિદ્ધ ન કરવો અને ઉલટું જાતે એક છાકટાની માફક અવિચારી ટીકા કરવા મંડી પડવું એ તો તમારા જેવા નાદાન બુદ્ધિના (!) તંત્રીનેજ શોભે ? જો તમોને જરા પણ વિવેક બુદ્ધિ હોત તો મી. મોતીલાલે તેના પ્રથમના પત્રમાં મેં જાહેર કરેલ બાબુ અરવિંદનો માંસ મદ્યનો આહાર, જુવાન સ્ત્રીઓનો એકાંત સંસર્ગ, યોગના નહિ પણ તંત્રના પ્રયોગ વિશે સ્વીકાર કરી તેમ કરવાનું કારણ બચાવરૂપે દર્શાવે છે એથીજ સમજી શકત કે બાબુ સંબંધમાં મેં દર્શાવેલ તમામ હકીકત તદ્દન સત્ય ઠરે છે. હું જાતે પોંડીચેરી જઈ નજરે જોઇ અનુભવી દર્શાવનાર તે અને તેનો ગર્ભીત રીતે સ્વીકાર કરનાર બાબુનો અંગત સહવાસી મી. મોતીલાલ, એ બન્ને ખોટા એમ ઠરાવવાની હિંમત તો તમારા જેવા ઘરના ખુણે પડેલા બિનઅનુભવી કોઈના હાથમાં રમકડાની પેઠે રમનાર પ્રપંચીજ કરી શકે.

પ્રતિનિધિપણાનું પૂછો છો તો શું દેશમાં જે કોઇ વ્યક્તિ ચળવળ કરે છે તેમ તમો દોઢડાહ્યા થઈ ભાડુતી ભાંડણ કરો છો તે દેશ પાસેથી પ્રતિનિધિપણાનું સર્ટીફીકેટ મેળવીનેજ કરો છો કે ! આવી અયુક્ત ટીકા કરતાં પહેલા તમોએ એટલું પણ ન વિચાર્યું કે જે જે વ્યક્તિ કાર્ય કરી રહી છે તે સ્વયં સ્ફુતિથી–બુદ્ધિની પ્રેરણાર્થીજ કરે છે. તેમ છતાં તમારે તો તેવું અવિચારી લખાણ લખતાં શરમાવું ઘટતું હતું કારણ કે જ્યારે હું પોંડીચેરી જવાનો

હતો ત્યારે તે અરસામાં તમારી ઑફિસમાં તમારી મારી વચ્ચે વાતચિત થતાં તમોએજ મને ઉપરા ઉપરી ભળામણ કરી હતી કે અમારા "Representative" તરીકે બાબુની હકીકત જાણી અમોને લખી મોકલવા મે. કરજો, એ બધુંય ભૂલી જઈ ઉલટા પ્રશ્ન કરી સામાને નિંદવો એ શું ઓછી નીચ બુદ્ધિની સીમા છે?

છાપું ખપાવવામાં લોક અનાદર થવાની બીકે સત્ય છૂપાવી જેને તમો "સાધુ પુરૂષ" કહો છો તેની સામે નરક છાંટવાનું કામ તો અનેક બિભત્સ ચર્ચાપત્રો છાપીને તમેજ કર્યું છે. મેં તો માત્ર સત્ય અને મર્યાદીત હકીકત પ્રકટ કરી હતી પરંતુ તેનાપર નિરર્થક પિષ્ટપેષણ તમોએ તમારા છાપામાં થવા દેઇ બાબુ નરક્ નરક છાંટી અતિ શૂદ્રનું કામ તો તમેજ બજાવ્યું છે.

યુરોપીઅન સ્ત્રીઓના ચારિત્ર્ય વિશે પ્રશ્ન પૂછો છો તેથી તો મને ખરેખર ભારે અજાયબી ઉપજે છે કે ઇશ્વરની સૃષ્ટિમાં તમારા જેવો મંદ મતિનો માણસ પણ અસ્તિત્વ ધરાવે છે, કારણકે મારો લખવાનો ભાવાર્થ તો સ્પષ્ટ છે કે યોગીઓને એકાંતવાળા સ્થળમાં જુવાન સ્ત્રીઓનો સંસર્ગ ત્યાજ્ય છે પછી તે દેશી હો વા વિદેશીય! પણ તે ન સમજતાં ઉલટું બેશરમી રીતે મને અણસમજ અને છીદ્રશોધક કહી વિદેશીય સ્ત્રીઓના સંસગમાં યોગીને રહેવામાં જાણે કેમ શ્રેષ્ટતા હોય! તેવો દાવો કરવા સાથે વિદેશીય સ્ત્રીઓના પૂજારીઓને ઉશ્કેરવાનો યત્ન કરોછો તેથી શું ન્યાયપરાયણ અને ધર્મ બુદ્ધિવાળા લોક ભોળવાશે એમ ધારોછો? હું માનું છું કે તેથી તો તમેજ મૂર્ખમાં ખપી છીદ્રશોધક ઠર્યા છો.

મારો રદીયો પ્રકટ કરવામાં પક્ષપાતીપણું દાખવી ઉપર જણાવ્યા પ્રમાણે મારાપર કુત્સિત્ ટીકા કરવા બદલ આટલા લખાણથી હું ધારૂં છું કે તમોને જરૂર પશ્ચાત્તાપ થશે નહિતર યોગ્ય સમયે તો અવશ્ય થશેજ.

બગસરા-કાઠિયાવાડ.
૧૧-૮-૨૨.
નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ઉપરનો પત્ર હિંદુસ્થાનના અધિપતિને મોકલી તથા તેની નકલો અન્ય છાપાઓમાં મોકલાવ્યા પછી નીચેનો લેખ “ પત્રકારો અને વાંચકો ” એ મથાળા નીચે લખી જાહેર વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ કરાવ્યો હતો:-

## “ પત્રકારો અને વાંચકો. ”

જાહેર વર્તમાનપત્રના માલિક અથવા અધિપતિ તરીકેની ગંભીર જવાબદારી ગ્રહણ કર્યા પછી પત્ર-છાપાની નીતિ કેવી ચલાવવી ઘટે ! એ આજકાલના કેટલાક લેભાગુ તંત્રી મહાશયો ઘણું ઓછું સમજે છે. નહિ સમજવાનું કારણ, ઘણાખરા પત્રકારો સાહિત્યનું અને દેશની રીતિ નીતિ સાધન સામર્થ્યનું જ્ઞાન ધરાવતા નથી, કેટલાક કેવળ સ્વાર્થ સાધવાના હેતુથી લોકનાડ તપાસી ભાવતું ભાવતું લખી ગ્રાહકો સારા પ્રમાણમાં મેળવી પૈસો કમાવવા ઇચ્છે છે, કેટલાક પત્રકારો ઇતર ધર્મ અને જાતિના હોઈ કાં તો પોતાના તરફ ખેંચે છે અથવા તો પ્રજા ધર્મ વિરૂદ્ધ આંદોલન કર્યા કરે છે; પરંતુ વાસ્તવિક રીતે પત્રકારોનો આ ધર્મ-માર્ગ નથી. પ્રથમ તો પત્રકાર, એણે જ બનવું જોઇએ કે

જેને સાહિત્યનું સારી રીતે જ્ઞાન હોય, નિઃસ્વાર્થી નિષ્પક્ષપાતી અને સત્યવાદી હોય, પ્રજાના હિત માટે નિર્ભય રીતે લડત ચલાવી ઉભયપક્ષને સમાધાનના માર્ગે દોરતો હોય અને વિશેષ કરી જેનું ચારિત્ર શુદ્ધ તથા ધર્મમાં નિષ્ઠાવાળું હોય તેવો પત્રકારજ પ્રજાને શ્રેયસ્ પ્રેયસ્‌ના શુભ રસ્તે દોરી શકે છે.

હિંદમાં અત્યારે ઘણા લેભાગુ પત્રકારો ફુટી નીકળ્યા છે. કેટલાક અલ્પ બુદ્ધિ જૈન ભાઇઓ અને મુંબઇના પારસી છાપા-વાળાઓ તથા સુધારકો ગાંધીની મોરલીપર નાચી તેના સુરમાં સુર મેળવી પોતાની ગ્રાહકી વધારી સ્વાર્થ સાધી રહ્યા છે, કોઈ અહિંસાના પોકળ પ્રલાપમાં વિશ્વાસ રાખી તેનો પ્રચાર કરી રહ્યા છે, કોઇ જાતિ માહોમાંહે પિતા પુત્રની લડાઇ ઉપસ્થિત કરનારા શાસ્ત્ર અને વડીલ પુરૂષોના હિતકારી વાક્યોનો અનાદર કરી અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તવાની નાદાન બુદ્ધિના લોકોને ભલામણ કરનારા લેખો લખી પ્રજામાં પોતાનું માનીતું સ્થાન રાખી આડકતરી રીતે પોતાની કોમને તમામ ઉંચા હોદ્દા સંભાળી લેવાનું કામ કરાવી રહ્યા છે; ત્યારે કેટલાક આર્યસમાજ જેવા સ્વચ્છંદી સુધારક તો ગાંધીને સાધનભૂત કરી કેમ જાણે હિંદુ જાતિ અને ધર્મને ઉન્મૂલન કરવાની શ્રેષ્ટ તક મળી હોય! તેમ ઢેઢસ્પર્શ, વિધવા વિવાહ, ઉંચનીચના ભેદ વિના સહ ભોજન વગેરેની હિમાયત કરી રહ્યા છે.

હિંદના ઘણાખરા પત્રકારોએ જયારે ઉપર પ્રમાણે અત્યંત ભયાવહ નીતિ અંગીકાર કરેલી છે ત્યારે વર્તમાનપત્રોના વાંચકો -વાંચક વર્ગની શું ફરજ છે! એ વિચારવું ઘટે. ખરી રીતે તો

પત્રકારોને ઉપરની પદ્ધતિએ કામ કરવાનું કારણ અને ઉત્તેજન તો અજ્ઞાન અને સ્વાર્થી વાંચકવર્ગે જ આપ્યું છે. હમણાંની પ્રજામાંનો વાંચકવર્ગ એટલો તો અધીરો, લાલચુ, અંધ વિશ્વાસુ અને વિવેકહીન બની ગયેલ છે કે તેને એમ પણ સમજ પડતી નથી કે પોતાના હાથે પોતાનોજ શિરચ્છેદ થાય છે. એક વર્ષમાં સ્વરાજ્ય, શયતાની અને રાવણી રાજ્યનો નાશ કરી દેઇ રામરાજ્ય સ્થાપી દેવાની મૃગતૃષ્ણામાં લોભાઇ તે વાતને પ્રતિપાદન કરનારા 'નવજીવન' 'હિંદુસ્તાન' 'સાંજ' 'સૌરાષ્ટ્ર' વગેરે ગુજરાતી ભાષામાં અને 'ક્રોનીકલ' 'ઇન્ડીપેન્ડન્ટ' વગેરે અંગ્રેજી ભાષામાં પ્રકટ થતાં છાપાને પરમેશ્વર તુલ્ય માની આજીવિકા કે ધર્મ પરોપકારના કાર્યમાં પાઇ પણ ફાજલ પાડવાની તાકાત ન હોવા છતાં ખરીદી વાંચવા માંડયા. ઇશ્વરી ન્યાયાનુસાર–જેવું વાંચન તેવા વિચાર, જેવા વિચાર તેવું વર્તન, જેવું વર્તન તેવી ગતિ, તદ્વત્ એવા સ્વચ્છંદી છાપાઓના વાંચનથી લોકોએ સ્વરાજ્યની લાલસામાં સ્વધર્મ કર્મ, ગુણ, પ્રીતિ, પુરૂષાર્થ, લાભ અને વેપાર વાણિજ્ય ખોયા છતાં મિથ્યા હતું તે તો આખરે ખુવારી કરીનેજ ઉભું રહ્યું અર્થાત્ સ્વરાજ્ય તો કહેવાતા અસહકારવાદીઓના પ્રયત્ન વિના પણ દશ વર્ષે મળવાની આશા હતી તેય ક્યાંય અદ્રશ્ય થઈ ગઇ.

વાંચકવર્ગ, ઠસાવી દીધેલી વાતોમાં એટલો તો ભાનભૂલો બની ગયો છે કે પ્રજાને આડે રસ્તે દોરવી મોતના માર્ગે લઇ જતાં પત્રકારોની વિરૂદ્ધ કોઇ નિષ્પક્ષપાત કે ધર્મપ્રેમી પુરૂષ કે પત્રકાર હિમ્મત ધરી ઉચિત માર્ગ બતાવે તો તેનું પણ સાંભળવા

જેટલી ધીરજ તેઓમાં રહી નથી. અરે ! તેનો પણ બહિષ્કાર કરવા વાંચકો તત્પરતા બતાવે છે આ શું અંતકાળ વખતના સન્નેપાતની નિશાની નથી ?

વર્ણાશ્રમ ધર્મમાં નિષ્ણાત એવા રાજાઓ જયારે મહાનુભાવ ઋષિમુનિ કે ધર્મજ્ઞ રાજનીતિજ્ઞ પુરૂષોની સલાહ પ્રમાણે વર્તતા ત્યારે ભારતની પ્રજા સુખના શિખરે હતી. તે વખતે છાપાછાપા નહતા. ધર્મશાસ્ત્રની અને વડીલોની આજ્ઞાનેજ છાપા કરતાં હજારગણી અધિક હિતકારી સમજી લોકો વર્તતા. હમણા છાપાની પદ્ધતિ તો યુરોપ અમેરિકાના સંસર્ગે હિંદમાં દાખલ થઈ છે, છતાં મહદ્ આશ્ચર્યની વાત તો એ છે કે, જેના સંસર્ગ–દેખાદેખીએ આપણા દેશમાં છાપા–વર્તમાનપત્રો કાઢવાની અને વાંચવાની પદ્ધતિ દાખલ થઈ છે તે યુરોપ અમેરિકામાં પત્રકાર અને વાચકોનું વર્તન કાંઇ જાુદુજ ચાલી રહેલું છે. ત્યાં જે જાતિના ધર્મના અને ભાષાના લોક છે તેજ જાતિના અને ધર્મના લોક તેમનીજ ભાષામાં છાપાઓ કાઢે છે. ગાંધી જેવા સાધુના વેશધારીનો તો ત્યાં ભાવજ કોણ પૂછે ! પણ પ્રેસીડન્ટ વીલન્સન અને પ્રાઈમ મીનીસ્ટર લોઇડ જયોજ જેવા સમર્થ રાજધુરંધર પુરૂષોમાં પણ મુગ્ધ ન થતાં તેના પણ ગુણ દોષપર ત્યાંના પત્રકારો નિર્ભય રીતે ટીકા કરી લોકોને સત્ય માર્ગ સૂચવે છે અને લોકો–વાંચકો પણ વિવેક બુદ્ધિથી વાંચે વિચારે છે. જયારે હિંદ અને યુરોપ વચ્ચે ગ્રહણ અને તુલના શક્તિનું આટલું અંતર છે ત્યારેજ એક ગુલામી ભોગવે છે અને બીજો સામ્રાજય સ્વતંત્રતા ભોગવે છે.

ઉક્ત લખાણથી દેશજનોએ એ ભાવ ગ્રહણ કરવાનો છે કે,

અસહકારની વેદીના હોતા ગાંધીજી જેમ પોતાનું કાળજું-અંતઃકરણ પોતા પાસે રાખે છે તેમ તમે પણ રાખો, વેચી નાખો નહિ. આવેશી પ્રલોભન બતાવનારા લખાણથી આકર્ષાઈ ધર્મ, સત્વ, લાભ ન ગુમાવો. પોતાનું અને પારકું ઓળખી પોતાનાને અપનાવી જેટલું યોગ્ય લાગે તેટલું વાંચવા, વિચારવા, સ્વીકારવા અને ઉત્તેજન આપી આગળ વધારવાની ભાવના રાખી કોશિષ કરો.

કહેવાનું તાત્પર્ય એ છે કે આજ કોઈ ઉંડાણમાં ઉતરતું નથી, તેમ ઉતરવાની કોઇને ભાગ્યેજ અનુકૂળતા હોય છે. બહુધા સ્વાર્થી, લાલચુ અને અંધ શ્રદ્ધાવાળી વૃત્તિના લોકો તથા પત્રકારો દંભે દંભ હાંકી દેશ જાતિ તથા ધર્મને ડૂબાડવાનું કામ કરી રહ્યા છે. સમજુ માણસે બહારના દેખાવમાં લોભાઈ ધર્મ જાતિનું ગૌરવ ખોવાનું નથી પણ સાવધાન ચિત્તે નિરીક્ષણ કરી બચવા બચાવવાનું છે.

---

## બનાવટી શંકરાચાર્ય.

### ૬૯

જ્યારે જ્યારે અધર્મની વૃદ્ધિ થાય છે, પાપ પ્રસરે છે, ધર્મિષ્ટ લોકો રીબાય છે ત્યારે ત્યારે હું સ્વયં પૂર્ણાવતાર રૂપે, અંશાવતારરૂપે, ઋષિમુનિ આચાર્યરૂપે અવતાર ધારણ કરી ધર્મની રક્ષા કરૂં છું આવી ભગવાનની પ્રતિજ્ઞા છે; એ પ્રતિજ્ઞાનુસાર શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્રજી, શ્રીવામનજી આદિ પૂર્ણાવતાર કે અંશાવતાર તરીકે અવતર્યા અને શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય,

શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ માધ્વાચાર્ય આચાર્ય રૂપે અવતર્યા.

બુદ્ધ અને જૈન ધર્મના ફેલાવાથી જે વખતે ભારતવર્ષ ધર્મકર્મહીન પશુવત્ કંગાલ બની ગયો હતો તે વખતે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે સનાતન ધર્મની હાક વગાડી તમામ ધર્મોપર વિજય પ્રાપ્ત કરી, લોકોને સનાતન ધર્મના સિદ્ધાંત અને રહસ્ય સમજાવી કન્યાકુમારીથી કાશ્મીર અને દ્વારકાથી જગન્નાથ સુધી સનાતન ધર્મ ફેલાવી દીધો. બુદ્ધ અનુયાયીઓએ હિંદુ-આર્ય પ્રજાનું કે આશ્રમ વર્ણાશ્રમનું જ્યાં નામ રહેવા દીધું નહોતું, જ્યાં મંદિર હવેલીઓને સ્થાને મઠ ઉભા કરવામાં આવ્યા હતા ત્યાં શ્રીશંકરાચાર્યના પુરૂષાર્થથી પુનઃ મંદિરોમાં શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્રજી, શંકર, ગણપતિ બિરાજવા લાગ્યા. જગન્નાથ બદ્રીનાથ જેવા મુખ્ય ધામ કે જે પવિત્ર ધામમાં ભગવાનનો દેવ ઋષિ મુનિઓ સાથે સદાય વાસ રહેતા હતો, ત્યાં બુદ્ધ ધર્મીઓએ મંદિરો ઉપર અધિકાર જમાવી મૂર્તિઓને ફેંકાવી દીધી હતી પરંતુ એજ શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યના ઉદ્યોગથી ફેંકાયલી પ્રતિમાઓનું સંશોધન કરાવી પુનઃ તેજ મંદિરોમાં પ્રતિષ્ઠા કરવામાં આવેલી છે, એ અમે શ્રી બદ્રીનાથના લોકોના મુખે ભગવાનના મંદિર પાસેના નારદ કુંડમાં પ્રવેશ કરતાં સવિસ્તર જાણ્યું. આ શું આચાર્યશ્રીનો હિંદ ધર્મ અને જાતિપર ઓછો ઉપકાર થયો છે ! અમારા વિચારે સમસ્ત ભારતવર્ષની ૩૩ કરોડ ( તે વખતે સાત કરોડ મુસલમાન નહોતા થયા. ) પ્રજાને સ્વધર્મ કર્મમાં સ્થાપનાર એ મહા પુરૂષની હિંદુ પ્રજા ઋણી છે ને દુનિયાના અસ્તિત્વ સુધી રહેશે.

સનાતન ધર્મને સંપૂર્ણરૂપે સ્થાપી તેને સદાકાળ લોકોના જીવનમાં ઓતપ્રોત રાખવા માટે શ્રીમાન્ આચાર્ય દ્વારકા શ્રૃંગેરી જગન્નાથ અને જ્યોતિર્મઠ એમ ચાર સ્થળે ચાર દિશામાં ચાર પીઠ સ્થાપી. શ્રી માધવતીર્થ સ્વામીની હયાતી પર્યંત જ્યોતિર્મઠ સિવાય બીજી બે પીઠોની માફક શારદાપીઠ પણ બરાબર ચાલતી રહી પરંતુ તે બાદ જેમ જ્યોતિર્મઠની પીઠ કોઇ કારણવશાત્ ચારસો વર્ષથી વિધ્વંસ થયેલી છે તેમ શારદાપીઠ થવાનો પણ વારો આવ્યો છે. શ્રી માધવતીર્થ સ્વર્ગસ્થ થતી વખતે તેમના મુખ્ય શિષ્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ તેમની પાસે હાજર ન હોવાથી તેઓ તેમને ઉત્તરાધિકારી તરીકે પોતા પાછળ નિમી શકયા નહિ. આથી તકનો લાભ લઇ ના. ગાયકવાડ સરકાર જેઓ આર્ય સમાજી જેવા સ્વચ્છંદી વિચારના છે તેણે પીઠનો કબજો લેઇ લોકોની ઇચ્છા વિરૂદ્ધ એક વખતના વિધવા વિવાહના હિમાયતી કોઈ શાન્ત્યાનંદ સરસ્વતી કરીને સંન્યાસીને શારદાપીઠના શંકરાચાર્ય તરીકે બેસાડી દીધા. એ અરસામાં શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજ પણ તીર્થયાત્રા કરી ડાકોર આવ્યા. લોકોને તો શાંત્યાનંદ સ્વામીની વર્તણુકની ખબર હતી એટલે પ્રથમથીજ વિરૂદ્ધ હતા એવામાં શ્રી માધવતીર્થના ઉત્તરાધિકારી મુખ્ય શિષ્ય આવવાથી વિરૂદ્ધતામાં વધારો થયો અને કાઠિયાવાડ ગુજરાતના સનાતની હિંદુઓએ એકત્ર થઇ શારદાપીઠની ગાદીપર શ્રીમાન્ રાજરાજેશ્વરાશ્રમ મહારાજને ગુણ લાયકાતમાં સર્વ પ્રકારે યોગ્ય ધારી ધામધુમથી શંકરાચાર્ય તરીકે સ્થાપિત કર્યા.

શ્રીમાન્ રાજરાજેશ્વરાશ્રમની યોગ્યતા શંકરાચાર્ય તરીકે કેટલી છે તેમ તેમનો સનાતન ધર્મના રક્ષણ અને પ્રચાર તરફ



હિંદુ સનાતન ધર્મ સંરક્ષક—શારદાપીઠાધીશ

**શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજ.**

તત્ત્વામૃત



શ્રીયુત્ દયાશંકર દયાળજી ભટ્ટ

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ કોટ, મુંબઇ.

કેવો અને કેટલો ઉત્કટ ભાવ છે તે તો પરિચય થાય ત્યારેજ જણાય. દૈવયોગે અમોને તેઓશ્રીના પરિચયમાં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાથી અમોને જણાયું છે કે તેમના જેવા ધર્માભિમાની, નિડર, શુદ્ધ ચારિત્રવાન્ ધર્મના પ્રચારમાં ઉદ્યોગી પુરૂષ સંન્યાસીઓમાં કવચિત્જ સાંપડશે. અંત્યજવાદી સ્વચ્છંદીઓની તથા ગાયકવાડી શંકરાચાર્યની તેઓ પ્રત્યે વિરૂદ્ધતા હોવા છતાં તેની લવલેશ પરવા ન કરતાં ગમે તે ભોગે ધર્મરક્ષણ અને પ્રચાર અત્યંત વેગથી કરી રહ્યા છે. પીઠની મિલ્કત હજુ તેમને સોંપાણી નથી, દાવો ચાલે છે તેથી તેઓશ્રીને સાધનની બહુ તંગી પડે છે તો પણ તે વેઠીને ધર્મના કામમાં જરાય મંદ રહેતા નથી. તેઓશ્રીએ પોતાની આવશ્યકતા અતિ અલ્પ રાખી છે. મગફળી કેળા કે ખજુર જેવો ફળાહાર કરી દેહ નિભાવે છે પણ આચાર્ય તરીકેના રસાલા સાથે હરવા ફરવામાં તથા ધર્મપ્રચાર, રક્ષણ, બ્રહ્મચર્યાશ્રમ નિભાવવાની જે શુભ પ્રવૃત્તિ તેઓ કરી રહ્યા છે તેમાં તો દ્રવ્ય વિના શી રીતે ચાલે ? જો કોઇ ધનવાન આવા પવિત્ર આચાર્યના હાથમાં આવશ્યક સાધન આપે તો હિંદુ પ્રજાના રક્ષણનું તથા સનાતન ધર્મ પ્રચારનું કાર્ય તેઓશ્રી ઘણું કરી શકે એમ છે; કારણ કે તેઓ એવા સુજ્ઞ બુદ્ધિના છે કે સનાતન ધર્મના વૈષ્ણવ, શિવ શાક્ત વગેરે જેટલા અંગો છે તેટલાનો પરસ્પરનો વિરોધ મટાડી ઐક્ય કરે છે. તેઓશ્રી લોકોની રાજકીય-સ્વરાજ્ય પ્રાપ્તિની મહત્વાકાંક્ષા ને સ્વદેશીની પ્રવૃત્તિને પણ સંપૂર્ણ ટેકો આપે છે. હા, એટલું છે કે સ્વરાજ્યના નામે કોંગ્રેસમાં હમણા જેમ કેટલાક હિંદુ ધર્મદ્રોહીઓના પ્રયાસથી

અંત્યજ સ્પર્શ, વર્ણસંકર ખાનપાન ચાલે છે તેનો સખ્ત રીતે નિષેધ કરે છે. પટેલ, ગોર જેવા વર્ણસંકર બીલ સામે પણ તેઓશ્રીએ ખૂબ આંદોલન કરી તેનો ઉચ્છેદ કર્યો છે. તેમ દૂધની ડેરીઓ બંધ કરાવવા માટે ગુજરાતના ગામેગામ ફરી લોકોને સમજાવી ઘણીખરી બંધ કરાવી છે.

"બેની લડાઈમાં ત્રીજો ફાવે" એ ન્યાયે શારદાપીઠની ગાદીપર ત્રીજો શંકરાચાર્ય ત્રિવિક્રમતીર્થ દાવો કરે છે. ત્રિવિક્રમતીર્થને તો ફાવવાનો સંભવ ન જણાયો એટલે પડતું મૂક્યું પણ તેની મનાઈ છતાં તેનો કહેવાતો શિષ્ય ભારતીકૃષ્ણતીર્થ પોતાની મેળે શંકરાચાર્ય થઇ ફરે છે. આ ભારતી કૃષ્ણતીર્થ ઢેઢને અડકવાના હિમાયતી છે. સનાતન ધર્મની તેને પરવા નથી પણ સ્વરાજ્ય અને ખીલાફતની પ્રવૃત્તિમાં સત્કાર માલ પાણી ઠીક મળે છે એટલે મુસલમાનો સાથે રાત દિવસ ભેળાય છે છતાં શંકરાચાર્ય જેવા ઉત્તમ પદની ઓળખાણ આપી સ્થાનની કિંમત ઘટાડતા તેમને જરાય શરમ આવતી નથી. તેમ કેટલાક નાદાન સ્વાર્થ બુદ્ધિના હિંદુઓને પણ તેને શંકરાચાર્ય કહી ઓળખાવતા પોકારતા બોલતા લજ્જા ઉપજતી નથી! એ ખરેખર અવદશાના ચિહ્ન છે. ભારતીકૃષ્ણતીર્થ પોતાને મદ્રાસ જીલ્લાનો ૨૭.શ ગ્રેજ્યુએટ કહેવરાવે છે પણ ત્યાંની યુનિવર્સિટી તે વાતનો અસ્વીકાર કરે છે, એટલુંજ નહિ પણ તે તેનાપર સાયકલ ચોરવાથી ડેમેજ થયાનો આરોપ પણ મૂકે છે છતાં કેટલાક મૂઢ હિંદુઓ અને છાપાવાળાઓ તેવા ઢોંગીને શંકરાચાય કહી રહ્યા છે. એક શંકરાચાર્ય તરીકે કોઇ પોતાને ઓળખાવે અને

જો તે માણસ સનાતન ધર્મના સિદ્ધાંત વિરુદ્ધ ઢેઢ ચમારને સ્પર્શ કરે, રાત્રિ દિવસ યવન મ્લેચ્છ ભેળો વાસ કરે તો તેને કેટલો ધર્મદ્રોહી પાખંડી સમજવો ! એ હિંદુઓએજ સમજવાનું છે.

પરંતુ શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યની પવિત્ર પીઠનો દુરૂપયોગ આટલેથીજ અટકતો નથી; બીજા પણ કંઇ વેશધારી પાખંડી શંકરાચાર્યો લોકોને ધૂતી અવળે રસ્તે ચડાવવા નીકળી પડયા છે. મારા એક મિત્ર ભાઇશ્રી દયાશંકર દયાળજી ભટ્ટ જેઓ લાઠીના રહીશ હોઈ કલકત્તામાં એક આગેવાન વેપારી પેઢીના ભાગીદાર છે. સંસારની કંઇક લીલીસૂકી અનુભવી ઉંચે દરજ્જે ચડેલા છે. એ ભાઇ જાતિએ બ્રાહ્મણ છે. પવિત્ર જીવન ગાળી ધર્મ કર્મમાં અત્યંત સાવધાન રહે છે. પોતે શુદ્ધ સદાચારી વર્તન રાખવા સાથે રાગદ્વેષ રહિત વૃત્તિએ પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા છે. અમોને બરાબર પંદર વર્ષથી ખ્યાલ છે કે તેમણે સ્વપ્ને પણ અસત્ય કપટનો આશ્રય લઇ કોઇનું અહિત કર્યું નથી છતાં કલિયુગમાં ધર્મીને ઘેર ધાડ એ ન્યાયે તેમનો યુવાન્ હૃષ્ટપૃષ્ટ નાનો ભાઈ એકાએક બીમાર પડી રામશરણ પામ્યો. આ દુઃખદાયક ખબર મળતા એક પરમ મિત્રના દુઃખમાં દિલાસો આપવાર્થે હું સં. ૧૯૭૮ ના આસો માસમાં લાઠી ગયો હતો. મિત્રને આશ્વાસન આપી પાંચ છ દિવસ લાઠીમાં રહેતા એક કૌતુક બન્યું. લાઠીના બ્રાહ્મણો જેના અગ્રગણ્ય રા. પ્રાણજીવનભાઈ ઉપાધ્યાય છે તે તમામ બ્રાહ્મણો સાથે રા. દયાશંકરભાઇને ત્યાં આ વખતે ભાઇના મરણ નિમિત્તે રાત્રે બેસવા આવતા હતા તેમણે વાત કાઢી કે એક શંકરાચાર્ય અહીં આવ્યા છે તે પોતાને જ્યોતિ-

મંડના કહેવરાવે છે પણ અમોને તેમના આચરણપરથી શંકા ઉપજે છે. વળી તેઓ સ્ટેશનપર ઉતરતાંજ તેમની પાસે થર્ડ ક્લાસની ટિકીટ હોવા છતાં ફર્સ્ટક્લાસના ડબામાં બેસી આવ્યા તે બદલ દંડ લેવામાં આવ્યો હતો માટે બની શકે તો આવતી કાલે અમારી સાથે ચાલી પરીક્ષા કરો તો સારૂં. પૂજ્ય બ્રાહ્મણો અને તેના આગેવાન પ્રાણજીવનભાઇની સૂચનાથી અમો સૌ બીજે દિવસે કહેવાતા શંકરાચાર્યના ઉતારે ગયા.

અમો સૌ શંકરાચાર્ય મહારાજને પ્રણામ કરી સામે બેસી ગયા પણ અમારા સ્નેહી રા. દયાશંકરભાઇ અને તેના કુટુંબી કરસનભાઇ, નાનાભાઈના મૃત્યુ સુતકથી દૂર જઈ બેઠા. તેઓ તરફ શંકરાચાર્યની નજર પડતા તેમને પાસે બેસવાની સૂચના કરી પણ તેઓ ન બેઠા એટલે તેમણે કારણ પૂછ્યું તેથી તેઓએ કારણ જણાવ્યું. કારણ સાંભળી શંકરાચાર્ય બોલ્યા કે એ સુતક બુતક સબ ઢોંગ હૈ. સબ ભૂમિ ગોપાલકી ઉસમે અટક કહા. એ સુતક બુતક તુમારે લીએ નહિ હૈ એ તો મૂર્ખ લોકોકે લીયે હૈ. તુમ બ્રાહ્મણ પવિત્ર હી હૈ, સો પાસ આકે સાથમે બેઠ જાઇએ.

"શંકરાચાર્યના રૂપમાં આ કોઇ ભયંકર નાસ્તિક લૂટારો છે એમ માત્ર ઉપરના બનાવપરથીજ ખાત્રી થઇ ગઇ હતી છતાં તેનો વિશેષ પરિચય કરવા માટે મૌન ધારી તેની ચેષ્ટા જોવા માંડી. તે શંકરાચાર્યનો વેશ ધરનારો પચીશ વર્ષની ઉમ્મરનો છોકરો હતો. તે પોતાને જ્યોતિર્મંઠની કાઠિયાવાડ પ્રાંતે જુનાગઢની શાખાનો સદાનંદગિરિ નામે શંકરાચાર્ય કહેવરાવે છે. પોતા સાથે તેનાજ જેવો દંભી હિંદુસ્થાની પંડિત

તથા મહેતો રસોઇઓ છડીદાર વગેરે પણ રાખેલ હતા. એક ચંચળ છોકરો લવારો કરવા માંડે તેમ તેણે વિચિત્ર વાતો પોતાની મેળે શરૂ કરી બોલવા માંડયું. તે બોલતા થાકયોજ નહિ અને હું બેઠો બેઠો જોયા કરૂં છું છતાં કાંઇ પ્રશ્ન ઉત્તર કરતો નથી એથી મને સાથે લાવેલા સ્નેહી બ્રાહ્મણો આશ્ચર્ય પામ્યા. એવામાં શંકરાચાર્યે મારી તરફ મોઢું ફેરવ્યું એટલે મેં પૂછયું મહારાજ તમે પોતાને શંકરાચાર્ય કહેવડાવો છો છતાં ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ કેમ બોલો છો? આ બ્રાહ્મણો સુતક પાળે છે છતાં તેને નહિ પાળવાનો ઉપદેશ કેમ આપો છો! શંકરાચાર્ય તો ધર્મહિત કરે ને ધર્મનો બોધ આપી ધર્મમાં ન હોય તેને પણ ધર્મમાં પ્રવર્તાવે! તમારા ઉપદેશ પ્રમાણે તો શાસ્ત્ર મર્યાદા ખોટી ઠરે છે. મારી વાત સાંભળી તે વેશધારી શંકરાચાર્ય ચમકયા. તેણે કહ્યું તુમ ન્યાય જાનતે હો? સંસ્કૃતમેં બાત કર સકતે હૈ? તુમારી જાતિ કૌન હૈ! હમારી સાથ સંસ્કૃતમેં બાત કરો, એમ કહી બે ત્રણ વાકય સંસ્કૃતમાં બોલ્યા. મેં જવાબ આપ્યો મહારાજ અહીં કોઇ સંસ્કૃત જાણતું નથી માટે તેમાં વાત કરવાની જરૂર નથી. તેમ ન્યાયની પણ જરૂર નથી પરંતુ હું તમોને એમ પૂછું છું કે મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રમાં સુતક પાળવાનું વિધાન છે તેને તમો કેમ તોડો છો! તમે જાતિ પૂછો છો તો મારી જાતિ વૈશ્ય છે. કહેવાતા શંકરાચાર્યે કહ્યું તુમ વૈશ્યકુ પ્રશ્ન પૂછનેકા અધિકાર નહિ હૈ. બાદ તેણે જેવી રીતે હાથના લટકા સાથે વેદના ઉચ્ચાર થાય છે તેમ શ્રી ગણેશાય નમઃ નો ઉચ્ચાર કરી તેવીજ રીતે મને કરી બતાવવા જણાવ્યું. મેં જવાબ આપ્યો; તમે મને

વૈશ્ય ગણી પ્રશ્ન પૂછવાની મનાઇ કરો છો તો હું પણ તમોને કહું છું કે "જગદ્ગુરૂ શંકરાચાર્ય" તરીકેનું નામ મિથ્યા રીતે ધારણ કરવાનો તમોને પણ અધિકાર નથી. અને તમે શ્રીગણેશાય નમઃ શબ્દનો ઉચ્ચાર હાથની ચેષ્ટા સાથે કરવાનું કહો છો તે તો તમારી નાદાની જણાય છે. આથી તે ચિડાયો. અગાઉના તેના નિયમ મુજબ દેખાવ કરી અમારાપર પ્રભાવ પાડવા માટે તેણે મોટેથી અવાજ કરી સંતરીને બોલાવ્યો અને મને પકડી બંદિવાન કરવા સૂચવ્યું.

કહેવાતા શંકરાચાર્યની આવી અવિચારી વલણથી બ્રાહ્મણો સમજી ગયા કે આ કોઇ વેશધારી પાખંડી છે તેથી તેઓ ગુસ્સે થઈ મારો બચાવ કરી કહેવાતા શંકરાચાર્યની ઘટતી પૂજા કરવા તૈયાર થઇ ગયા. એ ઢોંગીએ ધમપછાડા નાખી મને પકડવાની ધમકી આપી એટલે હું તો તેની મૂર્ખતા ઉપર હસવા માંડયો. જયારે એ વેશધારીની ચેષ્ટા વધી ત્યારે મેં કહ્યું એ ધૂર્ત! તારા જેવા કઇક બનાવટી શંકરાચાર્ય જેલમાં જઇ પડયા છે. તારા જેવા પાખંડીમાં મને પકડવાની તાકાત્ હું જોતો નથી પણ તુંજ જેલમાં ચાલ્યો ન જા તેનો હવે ખ્યાલ રાખજે. આ ગડબડ સાંભળી તેનો તેના જેવોજ પેટભરો હૃષ્ટપુષ્ટ પંડિત એકદમ ગુસ્સામાં બહાર આવી મને જેમ તેમ બોલવા લાગ્યો. પંડિતનું અવિચારી બોલવું સાંભળી મને પણ સારી પેઠે ગુસ્સો આવ્યો અને પરસ્પરમાં ખૂબ બોલચાલ થઇ. મારામારીનું સ્વરૂપ પકડાશે એમ ધારી તમામ બ્રાહ્મણો મારી બાજુમાં ઉભા રહ્યા. મારા મિત્ર દયાશંકરભાઈ પણ પાસે આવી પંડિતને ઠપકો આપી

શાંત પાડવા લાગ્યા. ધૂર્ત શંકરાચાર્યે તકરાર વધેલી જોઇ ક્યાંક પોતાનો આટો ન ખોવાઇ જાય! એમ ધારી મોટેથી જણાવ્યું કેઃ "જાને દો એ બચ્ચા હૈ." મેં કહ્યુંઃ હું તો પુખ્ત વયનો છું બાકી તુમારે જૈસા બચ્ચા હમારે વહાં ખેલતા હૈ." અમો સૌ નીચે ઉતરી આ પાખંડી શકરાચાર્યને ઘટતી શિક્ષા કરી શુદ્ધિ ઠેકાણે લાવવા સંબંધી વિચાર કરતાં ચાલ્યા જતા હતા ત્યાં સ્થાનિક ડૉકટર મળ્યા. લાઠીના ડૉકટર એક નાગર ગૃહસ્થ છે. પોતે ધર્મનિષ્ઠ વિદ્વાન્ તથા ઉમ્મરે પહોંચેલા પુરૂપ છે. ડૉકટરના પૂછવાથી બનેલી બધી હકીકત કહી એટલે તે પણ અમારા મતમાં ભળ્યા. તેણે માણસ મોકલી કારભારીને બોલાવ્યો પણ તે બિમારીનું બહાનું બતાવી આવ્યો નહિ. એટલે મેં સૌની પ્રેરણાથી બનાવટી શંકર-આચારજ ( આ નામ લાઠીના પ્રસન્ન મુખી શુકલજી બોલતા હતા ) ને તેની વર્તણુક સંબંધી ઠપકો લખી હવે પછી વિશેષ તમારી પૈસા વગેરેથી સેવા અમારાથી નહિ બની શકે વગેરે લખી નીચે બ્રાહ્મણોની સહીઓ કરાવી પત્ર મોકલી તેમને આપેલા રૂા. ૧૦) ની પહોંચ માગી.

રાત્રિ પડી. અમો સૌ ઘેર ગયા. વાળુપાણી કરીને વાતો કરતા બેઠા હતા તેવામાં રા. પ્રાણજીવનભાઇ આવ્યા. તેમણે દયાશંકરભાઇને કહ્યું કે દિવાન સાહેબને ત્યાં પંડિત તથા ડૉકટર ગયા છે અને નારણજીભાઇને બોલાવે છે માટે મોકલાવો. હું દયાશંકરભાઈ અને પ્રાણજીવનભાઈ દિવાન સાહેબના બંગલે-ઓફિસે ગયા. બેઠા પછી વાતચિત નીકળી. દિવાન સાહેબ અચરતદાસભાઇ ઉમ્મરે તો ૩૫-૪૦ વર્ષના હતા પણ તેઓ

ગંભીર અને વિચારશીલ જણાયા. તેમણે જણાવ્યું કે શું હકીકત બની છે તે પ્રથમ મને જણાવો એટલે મેં વિસ્તારથી તમામ હકીકત જણાવી. આથી પંડિત મારી વાતનો ક્રોસ કરી બનાવટી શંકરાચાર્યની વર્તણુંકનો બ્રહ્મજ્ઞાનની વાતો કરી બચાવ કરવા લાગ્યો. મેં જવાબ આપ્યો, પંડિતજી! સામાન્ય માણસો પાસે જનક વિદેહીની અને ગાર્ગીની વાતો થઇ શકતી નથી. વ્યવહારિક માણસ પાસે તો તેને અનુસરતી, તે ગ્રહણ કરી શકે એવી ધર્મશાસ્ત્રની વાત કરવી જોઇએ. ઋષિમુનિઓને તથા ભગવાનના અવતારોને સંપૂર્ણ આત્મજ્ઞાન હોવાથી સંસારમાં કાંઇ કરવા જેવું રહેતું નથી છતાં તેઓ પણ બરાબર વિધિનિષેધ સંભાળતા. ભગવાને પણ ગીતાજીમાં મોટાનું અનુકરણ નાના સહજ કરે છે માટે મોટાએ પણ લોકોને કર્મમાં પ્રવર્તાવવા શાસ્ત્રાનુસાર વર્તવું જોઇએ એમ કહ્યું છે. આપ અને આપના શંકરાચાય તો સનાતન ધર્મ વિરૂદ્ધ કુવારકોની જેમ વાતો કરી રહ્યા છો. જુઓ ખૂદ આદિ શંકરાચાર્યે ધર્મ સ્થાપવા માટે કેટલો ઉગ્ર પ્રયાસ કરેલો છે એમ કહી હિમાલયની યાત્રામાંનો શંકરાચાર્યનો પ્રસંગ વાંચી સંભળાવ્યો. પંડિતજી નિરૂત્તર બન્યા. દિવાન સાહેબ અને ડૉકટર સાહેબ બન્ને મારી સત્ય-ધર્મ હિતની લડત માટે પ્રસન્ન થયા. દિવાન સાહેબે, તો બનાવટી શંકરાચાર્ય ટોળીને ઘટતી શિક્ષા કરવા કરાવવાના પ્રયાસમાં પણ મદદ કરવા કહ્યું પણ પંડિતે કહ્યું: શંકરાચાર્ય એક બચ્ચું છે, આપ વિદ્વાન્ ધર્માત્મા છો માટે કસુર માફ કરો, એમ માફી માગવાથી આગળ ન વધતાં અમો સૌ ઘેર ગયા. આ વખતે અમારા મિત્ર અને રા. દયાશંકર-

ભાઈના બનેવી કલકત્તાવાસી રા. રા. પુરૂષોત્તમદાસ રાઘવજી પંડયા જેઓ ધર્મપ્રેમી અને પ્રસન્નમુખી શીઘ્ર કવિ છે, તેઓ હાજર હોવાથી તેમણે પણ સારી સહાય કરી હતી.

---

## દેશની દુર્દશા અને વ્યથા.

૭૭

જયારથી જાતિ ધર્મ અને દેશની અત્યંત દુઃખમય હાલત જાણીને તેની યથાશક્તિ સેવા કરવાનો શોખ લાગ્યો છે ત્યારથી સંસાર વ્યવહાર કે વ્યાપારમાં માત્ર આજીવિકાનું સાધન ચાલુ રહે તેટલા પૂરતો વ્યવહાર રાખ્યો છે એટલે આર્થિક બાબતમાં વિશેષ પ્રગતિ કેમ ન થઇ ! તેની ચિંતા થતી નથી. અલબત, એમ અવશ્ય વિચાર સ્ફુરે છે કે જો લડાઇના અરસામાં કે પ્રથમથી વેપાર ઉદ્યોગમાં ખાસ વધારે ધ્યાન આપ્યું હોત તો આજે આર્થિક સ્થિતિ સબળ હોત અને જે જે વિષયમાં કાર્ય કરવા માગત તેમાં પૈસો છૂટથી ખર્ચતા મન ધાર્યું કેટલુંક કાર્ય સિદ્ધ થાત. અત્યારે પણ આર્થિક હાલત જોઈતા પ્રમાણમાં સુધારી લેવાય તો તે ભવિષ્યમાં સારી પેઠે ઉપયોગી નિવડશે; પરંતુ ગાંધીના પ્રતાપે દેશમાં વેપાર માત્રની સરખાઈ થઇ ગઇ છે, હિંદમાં ખાદી સિવાય કોઈ ઉદ્યોગજ રહેવા દીધો નથી એથી જુના વેપારીઓ કે જેઓ પ્રથમથી શાખ સ્થિતિમાં ખૂબ જામેલા હતા તેઓ પણ આબરૂ નિભાવવાની ચિંતામાં ઘેરાયા છે, અનેક ઉપડી ગયા અને ઉપડતા જાય છે ત્યાં નવાએ સાહસ કરી પડવા જેવું શી રીતે ગણાય ?

સ્વરાજ્યની લડત ઉડી ગઇ. કોંગ્રેસ, સંસાર સુધારા અને ખિલાફ્ત જેવા વિષયોમાં ફેરવાઇ ગઇ. સ્વતંત્ર મતની અવગણના થતાં મૂંગે મોઢે ઉલટા વધારે ગુલામીમાં લોકો ડૂબતા જાય છે. ગાયોની કતલ થાય, હિંદુઓના મંદિરો તૂટે, હિંદુઓપર અત્યાચાર ગુજારી વટલાવાય, માલ મિલકત લૂંટી સ્ત્રીઓની આબરૂ ઇજ્જત હરાય છતાં હિંદુઓથી મુસલમાનોને કાંઈ ન કહેવાય ! નાતજાતનો ભેદ રાખ્યા વિના વર્ણસંકર ભોજન લગ્ન અને ઢેઢ સાથે અડવાના વ્યવહારને ઉન્નતિ મનાય મનાવાય તોપણ તે વિશે કોઈથી કાંઈ ન બોલાય. હિંદુ શાસ્ત્રો નિંદાય, પતિતપાવની ભગવતી ગંગાજીના અવિચ્છિન્ન પ્રવાહને રોકી નહેરમાં લઈ જવામાં આવે તોપણ હિંદુઓ મૂઢ થઈ જોયા કરે, અરે ! કેટલાક અધમ ઉલટા તેવા પાપ કૃત્યને ટેકો આપે, રેલ્વેના ભાડા દોઢા બમણા થાય, નવા આકરા કરો પડે, હાડમારી વધે, જુલ્મી કાયદા કાનુન પસાર થાય, શિક્ષણ કે શિક્ષણના સાધન ન મળે તોપણ ધારાસભામાં ન જવાય. કોઇ દેશભક્તના નામે, કોઇ યોગી તત્વજ્ઞાનીના નામે, કોઇ શંકરાચાર્યના નામે અને કોઇ ઉદાર દાની કે વક્તા લેખક ચળવળીઆના નામે લોકોનું અધઃપતન કરી દ્રવ્ય માન મેળવે તેના તરફ આંગળી ન ચિંધાય. આમ કરો તો સ્વરાજ્ય અપાવીશ, તેમ કરો તો આટલા મહિના પછી સ્વરાજ્ય મળશે છતાં કદાચ નહિ મળે તો કર બંધ કરી કાયદા કાનુન તોડશું વગેરે લાલચો આપી, પ્રતિજ્ઞા કરી આખરે અણીના વખતે ફરી બેસે, દુશ્મનને ટેકો આપી બહાનુ બતાવી વિશ્વાસુ લોકોને ફસાવી મારે તોપણ તેવા દેશદ્રોહી પશુને કાંઈ

કહી ન શકાય કે તે વિશે કશું બોલી ન શકાય, તેમ તે લપોડ-સીંગનો સૂચવેલો માર્ગ છોડી બીજો ગ્રહણ પણ ન કરી શકાય.

જ્યાં નજર કરીએ ત્યાં માનસિક ગુલામી, જડતા, અધર્મ, જાતિ અને ધર્મનો દ્રોહ અને તેપણ વળી કહેવાતા ભણેલા સુધરેલાઓમાં જોવામાં આવે છે. મુખેથી બોલે છે સ્વરાજ્ય સ્વદેશી ખાદી રેંટીયો શાન્તિ પણ પોતે નથી વાપરતા દેશી દવા, દેશી વસ્તુઓ કે દેશી ખાંડ. એ સફેદ ટોપીવાળા ઠગ ભક્તો-અસહકારવાદીઓ રેંટીયો માત્ર શોભાની ખાતર કે કહેવરાવવાને માટે ઘરમાં રાખી દે છે એટલુંજ બાકી પરદેશીને ઉત્તેજન આપનારૂં બધું કૃત્ય કરે છે. શાન્તિ શાન્તિ કહેનારાને જો કોઈ જરાક આકરો શબ્દ પણ કહે છે તો તેઓ ધુવાફુવા બની તત્કાળ મારામારી કરવા ઉઠે છે. લોકોમાં શરીરે બુદ્ધિએ કમ્ તાકાતપણું, દરિદ્રતા, કુસંપ, અનાચાર અને વ્યસન એટલા તો દિવસે દિવસ વધતા જાય છે કે જેની હદ રહી નથી. આમ છતાં જો સાચું હિતકારી ધર્મને અનુસરતું કોઇ કહેવા કે લખવા જાય છે તો તેનાપર ઉલટા બેવકૂફો ઉતરી પડે છે. આ પ્રમાણેની દેશની પરિસ્થિતિ જોઇ ગમે તે સંકટે દેશ જાતિ અને ધર્મના હિતનું વાસ્તવિક કામ હરેક બુદ્ધિમાન્ પરોપકારી આત્માએ કરવું જોઇએ એમાં જરાય સંદેહ નથી પણ જો કોઇ કરવા ઇચ્છે છે તો સાધનની તેને તંગી જણાય છે. ત્યારે દેખવું અને દાઝવું એ બેઉ શી રીતે બની શકે? આવી આવી અનેક વિહ્વળતા ઉદ્ભવતાં પુનઃ ઉદ્યોગ કરવાના નિશ્ચય પર આવ્યો.



# પુનઃ ઉદ્યોગ.

## ૭૧

**अश्वस्य लक्षणं वेगो मदो मातङ्गलक्षणम् ।**
**चातुर्यं लक्षणं नार्या उद्योगः पुरुष लक्षणम् ॥**

મનુષ્ય માત્ર ઉદ્યોગ કરી રહેલ છે. ક્ષણભર કોઇ શાંત બેસતું નથી. પ્રકૃતિનો સ્વભાવજ ચંચળ, પ્રવૃત્તિ પ્રિય છે. જે કોઇ સુખી ઐશ્વર્યવાન્ જ્ઞાની કીર્તિમાન્ જોવામાં આવે છે તે પુરૂષાર્થના યોગેજ તેવી ઉત્કૃષ્ટ સ્થિતિ સંપાદન કરી શક્યા છે. ઉદ્યોગ કરતાં ઘણી ઘણી વખત ન ફાવી શકાયું તેમાં મારીજ કસુર હશે અથવા મારી યોગ્યતાની કસોટી થતી હશે. જો કસોટી થયા વિના, મુશ્કેલી વેઠયા વિના એમને એમ શ્રેષ્ટતા પ્રાપ્ત કરાતી હોત! તો આખું જગત્ તેમ કરી શક્યું હોત; પણ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવી સરળ નથી. ઈચ્છા-મનોરથના પ્રમાણમાં કિંમત આપવીજ જોઇએ, માટે કાયર ન થતાં હવે ઉદ્યોગ કઇ પ્રકારનો કરવો! એ પ્રથમ વિચારવું જરૂરી છે. દેશ વિદેશ ગમન કરી વિદ્યા વાણિજ્ય માટે ઘણાય યત્ન કર્યા, નિર્જન સ્થળોમાં તપયોગ અનુષ્ઠાન માટે વિવિધ પ્રયોગ કર્યા પણ તેમાં જરાય સંતોષ મળ્યો નહિ. વેપાર વાણિજ્ય ખેડવા સાથે જ્ઞાતિ ધર્મ અને દેશહિતની ચળવળ હાથ ધરી તેમાં પણ ફતેહમંદ થવાયું નહિ ત્યારે હવે કરવું શું?

આ સંબંધમાં હેતુ મિત્ર કે આપ્તજનોનો જો વિચાર જોવામાં આવે તો તેઓ તો માત્ર વ્યવહાર સંભાળવાનો એકજ

ઉપાય સૂચવે. પંડિત શાસ્ત્રી સંન્યાસીનો મત લેવામાં આવે તો તેઓ ફક્ત વર્ણાશ્રમ ધર્મનું અવલંબન કરી ભગવદ્ચિંતન કરવાનું કહેશે. કહેવાતા આગેવાન તો ધાંધલ કરવા સિવાય કોઈ કાર્યનું પરિણામ ભાગ્યેજ વિચારે છે એટલે તેમની સલાહ અયુક્ત છે. ત્યારે ઇપ્સિત હેતુ સંબંધી માર્ગ નક્કી કરવાનું સાધન કેવળ આત્મગત વિચાર રહ્યો. બીજા માણસો જે કાંઈ બોલે કરે તે સૌ પોતપોતાના દષ્ટિબિંદુથી યોગ્યજ બોલે છે; કારણકે તેમનો વિચાર અને કૃતિ, તેમના જ્ઞાન અનુભવ અને હેતુના પ્રમાણમાં નિર્માણ થયેલ હોય છે. હું શું કરવા માગું છું અને કયા હેતુથી કેટલું કરી ચૂકયો છે ! એ તેઓ ભાગ્યેજ વિચારે છે; એથી તેઓ જે કાંઇ સૂચવે તે એકડે એકથી પાટ લેવાનુંજ સૂચવી શકે.

મુંબઇમાં સ્વમતને અનુકૂળ થતાં વિચારવાળાઓનું એક સંગઠન કરી દૈનિક પત્ર કાઢવા પ્રયાસ કર્યો: પણ ઘરનો સ્વતંત્ર પ્રેસ ન હોય ત્યાં સુધી દૈનિક કાઢી શકાય નહિ અને ઘરનો પ્રેસ કરતા રૂપિયા એક લાખ રોકવા જોઇએ જે સાધન બનવું અશકય લાગ્યું. તેથી બીજા પ્રેસવાળાઓમાં ફરી અઠવાડિક સંબંધી છપાઈની પૂછપરછ કરી પણ તેઓએ ભાવ એટલા તો આકરા જણાવ્યા કે તે પોસાવાજ કઠણ. એવામાં એક સ્નેહીનો પ્રેસ વેચાતો સંભળાયો તેથી તેમને મળી કિંમત પૂછતાં ૨૩ હજાર રૂપિયા કહ્યા. તેમણે સ્નેહની ખાતર એકાદ હજારની છૂટછાટ તથા અડધું નાણું કટકે કટકે ભરી દેવાની અનુકૂળતા આપવા ધારી પણ વધારેમાં વધારે દશહજાર રૂપિયા સુધીની જોગવાઇ બની શકે તેમ હોવાથી પ્રેસ લેવાયો નહિ. વળી પ્રેસની કિંમત સ્નેહીભાઇએ જે ખર્ચી

હતી તે આકરી હતી છતાં તે પ્રેસમાં એક રોજીંદુ છાપું પ્રગટ કરવા જેટલા સાધનો નહોતા તેથી વર્તમાનપત્ર કાઢવાનો વિચાર માંડી વાળવો પડયો.

પુખ્ત વિચાર કરતાં એમ સૂઝયું કે ફરીથી તીર્થ સ્થળોનું બારીકાઈથી અવલોકન કરી નેપાલ ટિબેટ જોઇ માનસરોવર કૈલાસ થઇ આવવું. આવા સંકલ્પથી સંવત્ ૧૯૭૯ ના કાર્તિક સુદિ ૬ ના મુંબઈથી નીકળી પ્રથમ ઉજ્જૈન–અવન્તિકા ઉતર્યો.

---

# વીર વિક્રમની અવન્તિકા.

## ૭૨

રાજાનું પ્રજા પ્રત્યે શું કર્તવ્ય છે ! રાજાએ પ્રજાહિત–કરવા માટે કેવા કેવા કષ્ટ ઉઠાવવા જોઇએ કે બલિદાન આપવું જોઇએ ! તેનો આદર્શ અવન્તિકા નગરીમાં વીર વિક્રમે બતાવ્યો છે. રાજાએ એક ગંડીઆની માફક પ્રજાના પૈસા બળાત્કારે હરી વિદેશમાં જઈ મોજશોખ વિલાસ વૈભવ ઉડાવવા એ તેને માટે ઘોર પાતક છે એમ વીર વિક્રમનું જીવન ચરિત્ર કહે છે. રાજા એ પ્રજાના જાન માલ મિલકતને છિન્ન વિચ્છિન્ન કરી પોતાનો હક્ક ન પહોંચવા છતાં ક્રિકેટ ફુટબોલની રમતમાં કે ખુશામતમાં પારંગતતા મેળવી ધરાર પટેલ થઇ વિદેશી અમલદારોની કૃપા પ્રાપ્ત કરી અધમ જીંદગી ગાળવી તેને ઉજ્જૈન નગરીનો વિક્રમ સહમત થતો નથી. રાજા થવું સહેલ નથી. મહાન્ જ્ઞાની પુરૂષો કહે છે કે રાજા થવામાં જે રાજાશી બરાબર દક્ષતા રાખી

પ્રજાહિત–રક્ષણનું કાર્ય કરી શકાતું નથી તો રાજા ભયંકર પાપનો ભાગી થાય છે. મહારાજ વીર વિક્રમે પ્રજાનું–પારકું દુઃખ ટાળવા માટે પોતાનું મસ્તક સુદ્ધાં કાપી હર્ષદ માતાને ધર્યું હતું એટલુંજ નહિ પણ અનેક અનેક સંકટો વેઠી, ઘાંચીને ત્યાં ઘાણી પીલી હતી; છતાં પોતે કર્તવ્યવિમુખ ન થતાં પ્રજા-પાલનમાં અડગ એકનિષ્ઠ રહ્યો હતો. ત્યારેજ એ મહાનુભાવ પુરૂષને પરદુઃખભંજનની શ્રેષ્ઠ પદવી આપી લોકો તેનો સંવત્ ચલાવે છે. જેવી રીતે વીર વિક્રમે પ્રજાપાલન કર્યું હતું તેવીજ રીતે મહારાજ ભોજે કવિશ્રેષ્ઠ કાલિદાસને અગ્ર રાખી વિદ્વત્જનોના સત્કાર પૂજા સહવાસથી અખૂટ ઐશ્વર્ય અને જ્ઞાન મેળવી તેને પ્રજા ઉન્નતિના કામમાં ખર્ચ્યું હતું.

ઉજ્જેન અત્યારે મહારાજા ગ્વાલિયર સીંધિયાના કબજામાં છે. સ્ટેશનની બાજુમાં સરસ સગવડવાળી ધર્મશાળા છે પણ યાત્રી ત્યાં જુજ ઉતરે છે કારણકે શહેર સ્ટેશનથી બેમાઇલ દૂર છે. ઉજ્જેન–અવન્તિકા સપ્તપુરીમાં એક પુરી છે. ક્ષિપ્રા ગંગાના કાંઠે શહેર વસેલું છે. નદીકિનારે બે ધર્મશાળાઓ પણ છે. ક્ષિપ્રાગંગાનું જળ અત્યંત નિર્મળ છે. અહીં કુંભ પર્વના દિવસે મોટો મેળો ભરાય છે. મૃતકના અસ્થિ ક્ષિપ્રામાં પધરાવી શ્રાદ્ધ તર્પણ કરવા પણ અનેક લોક આવે છે. બાર જ્યોતિર્લિંગમાંના એક શ્રીમહાકાલેશ્વરનું પુરાતન મંદિર ક્ષિપ્રાની નિકટમાંજ કમળ હંસ બતકવાળા તળાવના તીરે છે. હર્ષદ માતા જેને રાજા વિક્રમે મસ્તક ચડાવી પ્રસન્ન કર્યાં હતા તેનું મંદિર તથા શ્રીગણપતિજીની અતિ વિશાળ મૂર્તિ ક્ષિપ્રા ગંગાથી મહાકાલેશ્વર

મહાદેવ જતાં રસ્તામાંજ આવે છે. મહાકાલેશ્વર મહાદેવનું લિંગ જમીન નીચેના મંદિરમાં બિરાજે છે અને ઉપર શ્રીઓંકારનાથ મહાદેવનું મંદિર છે. મંદિરના ચોગાનમાં આવેલા તળાવના નિર્મળ જળમાં સ્નાન કરી યાત્રી લિંગના દર્શન પુજા કર્યા બાદ જપ તપ કરી શકે એટલી વિશાળ જગ્યા તથા પુષ્કળ ઓસરી ઓરડા છે.

ઉજ્જૈન શહેર ઘણું વિસ્તારવાળું છે. તેની વસ્તી ૫૦-૬૦ હજાર જેટલી ગણાય. વસ્તીમાં લગભગ પચાસ ટકા તો વોરા મુસલમાન દેખાય છે. બ્રાહ્મણોના કરતાં વોરાની વસ્તી વધારે છે છતાં તે કોમ ઝાઝી ઉપદ્રવી ન હોવાથી તોફાન ટંટા થતા નથી. શહેરની બરાબર મધ્ય ચોક બજારમાં શ્રીદ્વારકાનાથજીનું મંદિર દર્શનીય છે. શહેરથી બે માઇલે એક રસ્તાપર શ્રીવલ્લભાચાર્યજીની બેઠક તથા સાંદીપની ઋષિનું સ્થાન છે, જયાં શ્રીકૃષ્ણ ભગવાને સુદામાજી સાથે વિદ્યાભ્યાસ કર્યો હતો. અને બીજા રસ્તાપર ક્ષિપ્રાના કિનારે કિનારે ચાલતાં બે માઇલ છેટે ભર્તૃહરિ ગુફા આવે છે. આ ગુફા બહારથી તો ટેકરા ઉપર જોતાં ગમાણ જેવી લાગે છે પણ અંદરના ભાગમાં બહુ સગવડવાળી વિશાળ ગુફા કોતરી કાઢેલી દેખાય છે. કહે છે કે આ ગુફામાં મહારાજા ભર્તૃહરિએ પિંગલાની દુષ્ટતાથી કંટાળી નાનાભાઇ વિક્રમને રાજગાદી સોંપી યોગસાધના કરી સિદ્ધિ મેળવી હતી. મહારાજા ભર્તૃહરિના ગુરૂ મત્સ્યેન્દ્રનાથનું સ્થાન પણ ગુફાની નજીકમાં છે. ગુફાને રાજા વિક્રમે ઠીક મરામત કરાવી પાકી કરી આપી છે. ગુફા બહાર ઠંડીના સુસવાટા શિયાળામાં આવે છે પરંતુ અંદર

મીણબત્તીના પ્રકાશની સહાયવડે જતાં ખાક થવા માંડે છે. ગુફાની દેખરેખ અત્યારે એક કાનફટો બાવો સહકુટુંબ ચેલા સાથે અડીંગો જમાવી પડયો છે તે રાખે છે. ગુફાથી શહેરમાં આવતાં એક રસ્તો અક્ષયવટ તરફ જાય છે. ગયાજી પ્રયાગની માફક અહીં પણ એક માઇલના અંતરે અક્ષયવટ છે. ખેતરવાડી ઉજ્જેનની બિલકુલ પડોશમાંજ છે. ખેતરોમાં છોડવાઓ ખૂબ ફુલ્યા ફાલ્યા વધેલા જણાયા એટલે અહીંની જમીન ફળદ્રુપ હશે એમ સહજ લાગે છે.

ઉજ્જેનમાં હવે ભોજ વિક્રમ તો નથી રહ્યા પણ તેની જાહોજલાલીના ચિહ્ન કાંઇક અવશેષ રહ્યા છે. જ્યોતિષ ન્યાયશાસ્ત્રમાં નિપુણ એવા પંડિતોની સંખ્યા સારી છે પણ ઉત્તેજનના અભાવે પ્રાચીન ઉપયોગી વિદ્યા દિવસે દિવસ નષ્ટ થતી જાય છે.

ઉજ્જેનથી કોટા આવ્યો. કોટા શહેર પણ કિલ્લાની અંદર તથા બહાર ગંગાજી જેવડી અને જેવી ચર્મણ્વતી નદીના કાંઠે વસેલું પુરાતન શહેર છે. શ્રીનાથજીની માફક અહીં શ્રીગુંસાઇજી સેવીત શ્રીમથુરેશજી બિરાજે છે એટલે સેંકડો વૈષ્ણવો દર્શને આવે છે. શ્રીમથુરેશજીના મુખ્ય મંદિર ઉપરાંત બીજી પણ સાત હવેલીઓ છે. તેમાં ચાર હવેલી તો મહારાજા પોતે ચૂસ્ત વૈષ્ણવ હોવાથી પોતા તરફથી સેવે છે. મહારાજાનો રાજમહેલ અતિ ભવ્ય છે તેમાં તેમની ચારેય હવેલીઓ આવેલી છે. પોતાની હવેલીઓમાં ઠાકોરજીની સેવામાં તથા બીજી હવેલીઓના નેગ ભોગમાં મહારાજા દર વર્ષે બે ત્રણ લાખ રૂપિયો ખર્ચી તેટ।

દ્રવ્યનું તો સાર્થક કરે છે. બાકી વિદ્યા હુન્નર ઉદ્યોગના વિષયમાં પ્રજાને બીજા દેશી રાજાઓની પ્રજા જેમ વિમુખજ રહેવું પડે છે. કોટાથી નીકળી મથુરા આવ્યા.

---

# ગિરિરાજ ગોવર્ધન.

## ૭૩

કંસની રાજધાની મથુરા જે પાછળથી ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર સેવીત મથુરા થઇ હતી ત્યાં તો ફક્ત શ્રીજમનાજીનું સ્નાન પાન તથા શ્રીદ્વારકાનાથજીનું ભવ્ય મંદિર મુખ્યત્વે દર્શનીય છે. બાકી તો સપ્તપુરીમાં એક પુરી હિંદની મધ્યમાં હોવાથી સરકારે શહેરને જબરૂ કેન્ટોન્મેન્ટ બનાવી દીધું છે. મથુરામાં ચોબા મંદર ઓર બંદરની વિપુલતા અતિશય છે તેથી ગફલત ખાનાર યાત્રીને માટે ચોબા ઓર બંદરનો ત્રાસ ઘણો મોટો છે.

મથુરાથી વૃંદાવન સાત માઇલ દૂર છે. ત્યાં જયપુરના રાજાનું ઉત્તમ કારીગરીવાળું મંદિર તથા જૈન શાહુકાર શેઠ લક્ષ્મીચંદને વૈષ્ણવ ધર્મના સિદ્ધાંત ઉત્તમ લાગવાથી તેણે લગભગ ૬૦ લાખ રૂપિયાના ખર્ચે બંધાવેલું અતિ વિશાળ કિલ્લાવાળું સુવર્ણ સ્તંભયુક્ત મંદિર તથા શાહજીએ ભગવાનના ચરણારવિંદમાં સઘળી દોલત સમર્પણ કરી પોતે પાછળથી ભગવાનને પામવા દીનભાવ ધારણ કરી વૃજવાસીના ઘેર ઘેરથી ટુકડા માગી પેટને ભાડું આપેલું તે ભક્ત શ્રેષ્ઠ શાહજીનું સુંદર કારીગરીવાળું અત્યંત વિશાળ મંદિર ખાસ દર્શન કરવા યોગ્ય

છે. બીજા પણ અનેક મંદિરો છે પણ તેમાં કેટલાક સેવાકુંજ કાલિયદમન વગેરેને તો યાત્રીઓને લૂટવાનાજ સ્થળ બનાવી દીધા છે. ભગવદ્ ભક્તિમાં અનુરક્ત એવી બંગાળી વૃદ્ધ સ્ત્રીઓ રાધા શ્યામનું રટણ કરતી વૃંદાવનમાંજ નિવાસ કરે છે. અહીં જમનાજી કિનારે પ્રેમ મહાવિદ્યાલય કરીને સંસ્થા પણ જોવા લાયક છે.

મથુરાથી ગોકુળ પાંચ માઇલ છે. એકામાં જઇ સાંજ પાછું દર્શન કરી આવી શકાય છે. ભગવાનની આ રમણભૂમિમાં પ્રાચીનપણું તો કાંઈ દૃષ્ટિએ પડતું નથી સિવાય કે કદંબ વૃક્ષ અને રેતી. બાકી હવેલીઓ પુષ્કળ છે.

જગન્નાથ શ્રીકૃષ્ણના ચરણારવિંદથી પાવન થયેલી વ્રજભૂમિ ૮૪ કોશમાં છે. તેની યાત્રા દર વર્ષે ભાદરવા માસમાં શ્રીગોકુળથી ઉપડે છે ત્યારેજ ભગવદ્લીલા અનુભવવાની ખરી મજા પડે છે. તો પણ અત્યારેય ભગવાનના અવતારનું સ્મરણ દેતી બે વસ્તુ અસ્તિત્વમાં છેઃ એક તો સૂર્ય પુત્રી શ્રીયમુનાજી તથા બીજો ગિરિરાજ ગોવર્ધન.

ગિરિરાજ ગોવર્ધન મથુરાથી ૧૬ માઇલ દૂર છે. મોટર લોરી, એક્કા, ગાડી આઠ બાર આને સ્વારી–એક માણસને લઇ જાય છે. ગાયો તથા વ્રજના લોકોની રક્ષા કરવા માટે ભગવાને ગિરિરાજને મસ્તકપર આંગળી વતી ધારણ કર્યો હતો એટલુંજ નહિ પણ વ્રજવાસીઓદ્વારા તેની–ગોવર્ધન પર્વતની પૂજા કરાવી પોતે શ્રીનાથજી સ્વરૂપે પ્રકટ થઇ ભોગ આરોગ્યો હતો એટલે આપણે હિંદુઓને તે પર્વત અતિશય પૂજ્ય ગણાય. ખરૂં રહસ્ય જાણવાવાળા વૈષ્ણવો તો ગિરિરાજપર ચઢતા પણ નથી પરંતુ તેની બાજુમાં ઉભા રહી દર્શન કરી પ્રદક્ષિણા કરે છે. મથુરાથી

નીકળતી વખતે અમોને ગ્વાલીઅરના દક્ષિણી ગૃહસ્થોની સુશિક્ષિત મંડળી મળી જતાં ગોવર્ધન ગામ પહોંચી મોટરમાંથી ઉતરી માનસી ગંગા નામના તળાવમાં આચમન કરી ગિરિરાજ ગોવર્ધનની પ્રદક્ષિણા ફરવામાં બહુ આનંદ પડયો હતો.

ગોવર્ધન ગામ ગોવર્ધન પર્વતને લઇ નિકટમાં વસેલું છે. મથુરાથી જોડા પહેરી લાવેલ તે ગામમાં વિશ્વાસુ સ્થળે રાખી ઉઘાડે પગે ગિરિરાજની પ્રદક્ષિણા કરવા નીકળ્યા. પ્રદક્ષિણા ખુલ્લા પગે કરવી પડે છે એટલે સવારમાં તડકો ન થયો હોય ત્યાં સુધીમાં કરી લેવાય તો ઠીક નહિતર સૂર્ય મધ્યાન્હે આવતા ખુબ પગ બળાણું સહન કરવું પડે છે. પ્રદક્ષિણાનો રસ્તો ગિરિરાજની બાજુ બાજુમાં જાય છે. ગિરિરાજ ગોવર્ધન બહુ પૂજ્ય હોઇ લોકો તેની માનતા કરે છે. પ્રથમ આ પર્વત ઘણો ઉંચો હતો પણ રોજ થોડો થોડો ઘટતા અત્યારે માત્ર ૨૦–૨૫ હાથ ઉંચો રહ્યો છે. ગર્ગસંહિતાના પ્રમાણુ મુજબ અને સ્થાનિક લોકોના પ્રત્યક્ષ અનુભવ પ્રમાણે લોકોનું એમ કહેવું થાય છે કે કલિયુગમે લઈ તેટલો પણ ગોવર્ધન રહેશે નહિ. તે બિલકુલ પૃથ્વીમાં સમાઇ જશે. ગોવર્ધનની પ્રદક્ષિણા આશરે સાત માઇલની છે. ભગવદ્ નામ લેતાં, ભગવદ્ લીલાનું સ્મરણુ કરતા, તડક બળતાં બળતાં પર્વતની પૂછડીએ થઇ મુખ આગળ યતિપુરા ગામ આવ્યા. યતિપુરા આગળ પર્વતની પડોશમાં એક પર્ણકુટી આવી. કુટીમાં ગોબરથી લીપેલા ચોકમાં એક સાધુ બેઠેલા હતા. તેને તે ખિલકુલ દૈવત વગરના લાગતા; પરંતુ અહીંની એક પરિચિત વ્યક્તિ જે "નર્મદાહુર"ના નામથી ઓળખાય છે અને એવા

સાધુ સંતોનીજ શોધમાં રહે છે તેમના કહેવાથી જાણ્યું કે તે કુટીની અંદર ગુફા છે તેમાં બેસી સાધુ સદાકાળ ભગવદ્ ભક્તિ કર્યા કરે છે. માત્ર સવારે શૌચ સ્નાન કરવા અને રાત્રે બાજુના ગામમાં એક બે ઘરે વ્રજવાસીના ટુકડા લેવા-જે આપે તે ભિક્ષા લેવા નીકળે છે. આ સાદી શાંત પ્રસન્ન મૂર્તિને પ્રણામ કરી અમોએ થોડીક વાતચીત કરી. અહા, કેવી તેની અમૃત જેવી નમ્રતાયુક્ત ભગવદ્ભાવવાળી વાણી! ખરેખર તે કદી ભૂલી શકાય તેમ નથી. આ મહાત્માના હૃદયમાં ભગવાનપર અતુલ શ્રદ્ધા અને પ્રેમ હતા. તેની વાણીમાં અનહદ મધુરતા તથા ગંભીરતા હતી. લોકો કહે છે આ સાધુના જેવા બીજા સેંકડો પ્રભુભક્ત સાધુ મહાત્માઓ ગિરિરાજ ગોવર્ધનની આસપાસ કુટીઓમાં રહે છે.

ગિરિરાજના મુખ આગળ શ્રી પુષ્ટિ માર્ગીય સંપ્રદાયના આચાર્યોનું સમાધિ સ્થાન છે. જે જે આચાર્ય લીલા વિસ્તારી જાય છે તેનું તેની નાનાઈ મોટાઈના પ્રમાણમાં ક્ષત્રિયોની કુંભીઓની માફક સ્મારક ઉભું કરવામાં આવે છે. યતિપુરા ગામ બહુ નાનું છે પણ હવેલીઓ ઘણી છે. સાત આઠ હવેલીઓમાં અન્નકૂટ વગેરે ઉત્સવ બહુ ધામધુમથી થાય છે. પુષ્ટિ-સંપ્રદાયી વૈષ્ણવો આ સ્થળને વિશેષ મહત્તા આપી દેવદર્શન કરે છે. પ્રદક્ષિણા યતિપુરાથી માનસી ગંગા સુધી પૂરી કરી ગોવર્ધન ગામમાં ભરતપુરના રાજાનો અત્યંત અનુપમ મહાલય છે તે જોયો. આ બંગલો એવી સરસ કારીગરીથી ઉત્તમોત્તમ પત્થર વાપરી બંધાવવામાં આવ્યો છે કે તેની નકશી આગળ આગ્રાનો તાજમહાલ પણ ઝાંખો પડે છે.

ગિરિરાજથી સાંજે મથુરા તરફ રવાના થતાં ઘોડાગાડી બહુ સસ્તી મળી. ચાર આને સ્વારી બેસાડી ગાડીવાળાએ તાબડતોબ મથુરાજી ત્રણ કલાકમાં પહોંચાડયા. મથુરાથી બીજે દિને સાંજની ગાડીમાં રવાના થઇ કાનપોર આવ્યો.

કાનપોર શહેર તેના ઉન તથા ચામડાના ઉદ્યોગ માટે આજકાલ પ્રખ્યાત થયેલું છે. અહીં ઉનની, ખાંડની, આટા-લોટની તથા ચામડા કેળવવા વગેરેની બારેક મીલ કારખાના છે. કાનપોર શહેર જેટલું જંકશન તરીકે પ્રસિદ્ધ છે તેટલું શહેરમાં જઈ જોતાં વેપાર વાણિજયમાં જણાયું નહિ. ચોકના ભાગમાં ઠીક રોનકદાર બજાર છે બાકી છૂટક છૂટક મકાન તથા દુકાનોથી ગંગાજી સુધીના બે ત્રણ માઇલના વિસ્તારમાં પથરાયલું છે. અહીં ગંગાજીનો પટ અતિ પહોળો છે. કાનપોર અવતારોની લીલા-ભૂમિ ન હોવાથી ખાસ યાત્રાર્થે યાત્રી આવતા નથી, પણ મુસાફર ભાવિક હોય તો તે ગંગા સ્નાન કરી જાય છે.

શહેરના વેપાર રોજગાર તથા વસ્તી જોયા પછી ત્યાંથી ૧૬ માઈલપર આવેલા બ્રહ્માવર્ત—વિઠુરમાં એક યોગી મહાત્માના નામની પ્રશંસા સાંભળવાથી વિઠુર ગયો. આ વખતે કાર્તિક પૂર્ણિમા હોવાથી વિઠુરમાં મોટો મેળો ભરાયો હતો. જે યોગી મહારાજને મળવા માટે બ્રહ્માવર્તમાં જવાનું થયું હતું તેનું નામ આત્માનંદ સરસ્વતી હતું. આ મદ્રાસી યોગી મહારાજ દશ વર્ષ પહેલા ગંગાના કિનારે ભૂખ્યા તરસ્યા પડયા રહેતા હતા પણ તેમના પ્રારબ્ધે જોર કરવાથી લોકોને કાંઇક ચમત્કાર જેવું તેનામાં જણાતાં તેને

ખાવાપીવાનું તથા જગ્યાનું કરી આપ્યું. પટણી સાહેબની માફક નશીબે વધારે જોર કર્યું એટલે કઇક લાલચુ ભોળા ભલા લોકો યોગી મહારાજની પૂજા અર્ચા કરવા સાથે તેનો નામ મહિમા પ્રસારવા લાગ્યા. સટ્ટામાં લાભ થવાની ધારણાથી કે દીકરા દીકરી સ્ત્રી ભાઇ બેન તંદુરસ્ત કરવાના હેતુથી કે તે ન હોય તો પામ થવાની મનોભિલાષાથી શ્રીમંત વર્ગમાં પણ યોગી મહારાજે પગ પેસાર્યો. લાગવગ જામેલી જોઈ યોગીએ પણ દંભ દમામ જમાવવા માંડયો. મંદિર ધર્મશાળા બનાવવાના બહાને પૈસો સારી પેઠે એકઠા કરી બે ત્રણ જગ્યાએ ગુફાવાળા મંદિર સાથે ધનિક લોકોના બંગલા જેવા પલંગ ખુરશી ટેબલ વગેરે ફર્નીચરયુક્ત બંગલા પણ બંધાવ્યા.

યોગી મહારાજ મંદિર નીચે ગુફામાંથી રાત્રે બહાર નીકળયા. દૈવ જાણે આ આડંબરી મોજી શોખી જીવ ગુફામાં પેસી યોગ સાધતા હશે કે ભોગ! પણ તે દિવસમાં એક બે વખત ગુફામાં દરવાજા બંધ કરી પ્રવેશ તો કરે છે જ. રાત્રે તે તેની સ્વાધીનતાના ગુફાવાળા મંદિરમાંથી ભભુત લગાવી બહાર નીકળી બંગલામાં છત્રીપલં-ગપર ભારેમાં ભારે કમળના આસનપર રેશમી વસ્ત્ર ઓઢી બેઠા. સંતરા સફરજન અંગુર બદામ ઉપરાંત શેર બશેર દૂધનો ગાંધીજીની માફક સૂક્ષ્મ આહાર કરી પરવાર્યો પછી દિવ્ય વચ-નામૃતો ઉચ્ચારવા મંડયા. પ્રથમ ગાંધીનો અધ્યાય ઉખળ્યો તેમાં "હમ એંસા નહિ ચાહતે લેકીન કયા કર સકતે હૈ!" વગેરે બોલી બીજે દિવસે તેણે નાની નાની બે ચોપડી પંડિતોની મદદથી છપાવી છે તે પર વિવાદ શરૂ કર્યો. સૂક્ષ્મ રીતે જોતાં એમ

જણાય છે કે યોગી મહાત્મા સંન્યાસીઓ બીજા પ્રાંતો કરતા મદ્રાસ પ્રાંતમાંજ વધારે પાકે છે પણ એ મદ્રાસ પ્રાંતની પરોપકારી ભૂમિ યોગી મહાત્મા પકવી પોતા માટે રાખતી નથી. એમને તો ભૂખ્યા તરસ્યા નાગા મૂર્ખ જેવા ઉત્પન્ન કરી બીજા પ્રાંતોના ઉદ્ધાર માટેજ મોકલી દે છે, જેમકે ભારતી કૃષ્ણતીર્થ, રાજગોપાલાચારી અને આ આત્માનંદજી મહારાજ. શાસ્ત્રી પંડિતોની પણ આજકાલ બહુ દુર્દશા થયેલી છે! એ તો જેને અનુભવ હોય તેજ જાણે. બીચારા દશ બાર વર્ષ અન્નક્ષેત્રના ટુકડા ખાઈ જ્યોતિષ કે વ્યાકરણ થોડું ઘણું ભણ્યા હોય તોય પેટનું સાધન ન થાય એટલે વેશધારી પાસે આવી કૃપા યાચે. વેશધારી પણ તકનો લાભ લઇ પંડિત પાસે કાંઇક લખાવી લે અથવા પોતાની ધારણા કબુલ કરાવી થોડી દાન દક્ષિણા કે લાલચ આપી સંતુષ્ટ કરી હમેશના આધીન ખુશામતીઆ બનાવી દે છે. આત્માનંદ યોગી હિંદી-સંસ્કૃત ભાષામાં છૂટથી બોલવા ઘણુંય મન કરી વિવાદ ચર્ચા કરવા ઇચ્છતા હતા પણ સરસ્વતીની અવ કૃપાથી નહોતું બોલાતું. ઓછામાં પૂરૂં વળી તેની જીભ તોતડી-ઝલાતી; નહિતર મંદિરમાં સરસ્વતિની પ્રતિષ્ઠા કરી દેવીને પ્રસન્ન રાખવા નો ઠીક કોશિષ કરે છે. ભયંકર લડાઇ કે ગાળાગાળી થતાં જેવા કર્ણ કઠોર અવાજ સંભળાય તેવા અવાજ સદાકાળ યોગી મહારાજના મુખે નીકળ્યાજ કરે છે. તેમણે સાંખ્ય વૈશેષિક ન્યાયને નિર્માલ્ય કહી શ્રી શંકરાચાર્ય શિવાયના ત્રણ આચાર્યો: શ્રીવલ્લભાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય તથા શ્રીમાધવાચાર્યને પાખંડી કહી ત્રણેય સંપ્રદાયોની નિંદા

કરવા માંડી એથી મારૂં મન બહુ દુઃખાયું અને મેં વાંધો ઉઠાવી તેમને જણાવ્યું મહારાજ! આ ત્રણેય સંપ્રદાયો અને આચાર્યો વેદ શાસ્ત્રોક્ત હોઈ સનાતન ધર્મના મુખ્ય અંગરૂપ છે, જેમ શંકરાચાર્ય છે તેમ. જો તમો તેઓની ટીકા-નિંદા કરવા પ્રવૃત્તિ કરશો તો ધર્મ વિઘાતક નિવડશો. ઉલટો તેથી સનાતન ધર્મમાં માંહોમાંહ કલેષ પેસશે, ને તમો સનાતન ધર્મના મિત્રને બદલે શત્રુની ગરજ સારશો, માટે તેમ કરવું છોડી દો.

મારી ટંકારથી તે ગાજી ઉઠયો. તું મને કહેનાર કોણ! હું તો બરાબર ટીકા કરીશ. શેરીનો કુતરો શેરીમાં લોટકો હોઇ જોરથી ભસે તેમાં નવાઇ શી? તેમ કહેવાતા યોગી મહારાજ વર્ત્યા. બીજે દિવસ આ વેશધારી યોગીરાજને પડતો મૂકી પ્રયાગ આવ્યો. ગઈ રાત્રે યોગી સાથે જે પંડિતજી ચર્ચામાં સામેલ હતા તે પણ મારી સાથે ટ્રેઇનમાં હતા તેમણે કહેવાતા યોગીની મૂર્ખતા વિશે મારી સાથે સહમત થતાં કહ્યું કે આજકાલ દુનિયા આવા પ્રપંચીઓમાંજ ફસાય છે. અમારાથી પણ સાધનની અપેક્ષાએ જાણવા છતાં સ્પષ્ટ બોલી શકાતું નથી. આપ બને તો મુંબઇમાં કોઇ શાળા પાઠશાળામાં અથવા સ્વતંત્ર ઉપદેશક તરીકે તજવીજ કરજો. વેશધારી યોગીરાજ સાથે તેનો એક સુરતનો નિત્યાનંદ કરીને શિષ્ય પણ કોઇ મતલબથી રહે છે. કાશ્મીર સીમલા મસુરી ડાર્જીલીંગ જેવા સ્થળે ઉત્તમોત્તમ માલ મેવા ઉડાવી સેકન્ડ અને ફર્સ્ટ કલાસ ડબામાં મુસાફરી મજા કરવા સાથે માન મળે એટલે શિષ્ય થઇ રહેવું કોને ન રૂચે?

પ્રયાગમાં સ્ટેશન પાસેની ધર્મશાળામાં ઉતારો કરી ગંગા યમુના સરસ્વતી–ત્રિવેણીના સંગમમાં સ્નાન કરી કિલ્લામાં આવેલા અક્ષયવડના દર્શન કરી કાશી તરફ બીજે દિવસ બપોરની ગાડીમાં રવાના થઈ સાંજે કાશી આવ્યો. મથુરાથી કુરૂક્ષેત્ર અને પ્રયાગથી ચિત્રકૂટ નજીક હોવાથી ત્યાં જવા તીવ્ર ઇચ્છા હતી પણ તપ યોગ અનુષ્ઠાનમાં વિલંબ થશે એમ ધારી સીધો કાશી આવ્યો. કાશીમાં વસનજી મોરારજીની ગોલધર ધર્મશાળામાં ઉતારો કરી ગંગાજી સ્નાન તથા વિશ્વનાથ અન્નપૂર્ણાના દર્શન કરી પેલા વેશધારી યોગીરાજને સવિસ્તર પત્ર લખ્યો કે તમે શંકરાચાર્ય સિવાય વલ્લભાચાર્ય, માધવાચાર્ય, રામાનુજાચાર્યને પાખંડી કહો છો તથા તેમના સ્થાપિત સંપ્રદાયોને વેદ વિરૂદ્ધ ઠરાવો છો માટે તે પાખંડી છે કે તમે પાખંડી છો? તેનો અહીં આવી શાસ્ત્રાર્થ વિદ્વાન્ પંડિતો સાથે કરી નિર્ણય કરો નહિતર ધર્મના દ્રોહ બદલ ક્ષમા માગો. એ સિવાય યોગ દર્શનમાં ૐ નો ઉચ્ચાર દ્વિજ વર્ણને કરવાનો અધિકાર છે તેની વિરૂદ્ધ થઇ તમે કહો છો કે ૐ નો તો સંન્યાસી સિવાય કોઇ ગૃહસ્થી ઉચ્ચારજ ન કરી શકે એ પણ પૂરવાર કરી બતાવો. જવાબમાં એ યોગી ઢોંગીએ લખ્યું કે તમે ગુરૂનો દ્રોહ કરો છો તે માટે તમારૂં બગડી જશે. એવી મુદ્દાને ઉડાવનારી ધમકીના ઉત્તરમાં મેં ફરીથી આમંત્રણ કરી વેશધારીને બોલાવ્યો અને ગુરૂ દ્રોહ તો તમે કરો છો હું તો તમારા જેવા ગુરૂદ્રોહી ઢોંગીને ઠેકાણે લાવનાર ગુરૂ ભક્ત છું એમ લખી જણાવ્યું તેના જવાબમાં તે નિરૂત્તર રહેલ છે.

---

# કાશી વિશ્વનાથ ગંગા.

૭૪

**मनोनिवृत्तिः परमोपशान्तिः सा तीर्थ मणिकर्णिकाच ।**
**ज्ञानप्रवाहा विमलादिगङ्गा सा काशिकाहं निजबोधरूपा ॥**

કાશી વિશ્વનાથ ગંગાનું મહાત્મ્ય અગાધ છે. જે કોઇ કાશીમાં વાસ કરે છે તેની મોક્ષ ગતિ અવશ્ય થાય છે એમ શાસ્ત્રકારો મુક્ત કંઠ કહે છે. કાશીનું સૌથી અધિક મહાત્મ્ય છે એનું કારણ ત્યાં શ્રી વિશ્વનાથ ભગવાનનો અખંડ વાસ અને પતિત પાવની ગંગાજીની નિર્મળ ધારાનું વહેવું છે. શિવરાત્રી જેવા પર્વને દિને લાખો યાત્રી તો આવેજ છે, પરંતુ સામાન્ય દિવસોમાં પણ ગંગા વિશ્વનાથના સ્નાન દર્શનાર્થે સેંકડો યાત્રીઓની ભીડ હોય જ છે. પ્રાંતે પ્રાંતના ભાવિક હિંદુ પોતાનો સઘળો વ્યવહાર છોડી કેવળ મોક્ષની ઇચ્છાથી કાશીજીમાં વાસ કરી રહ્યા છે. પૂજ્યપાદ શ્રી વલ્લભાચાર્યજી તથા ભક્તરાજ તુળસીદાસજી જેવાએ પણ કાશીનું અલૌકિક મહાત્મ્ય વિચારી વાસ કર્યો હતો. પૂર્વે સર્વ વિદ્યામાં કુશળ પંડિતો અહીંથી સાંપડતા તથા આત્મજ્ઞાની યોગી મહાત્માના પણ અહીં દર્શન થતા હતા તે જોકે અત્યારે રહ્યું નથી તોપણ વેદશાસ્ત્ર પુરાણ ન્યાય વ્યાકરણ જ્યોતિષ વેદાન્તમાં બીજા પ્રાંતો કરતાં ઉત્તમ પંડિતો અહીં સાંપડી શકે છે. સાધુ સંન્યાસીઓ પુષ્કળ છે તેઓમાં પણ કોઇ કોઇ સાત્વિક પ્રકૃતિના ભગવદ્ ભજન કરનારા છે. શ્રી વિશ્વનાથના મંદિર ઉપરાંત અન્નપૂર્ણા, વેણી માધવ, કાલભૈરવ, ગોપાલ

મંદિર, સંખટાદેવી, દુર્ગાદેવી, સંકષ્ટ વિમોચન વગેરે મંદિરો પુરાતન હોઇ દર્શન કરવા યોગ્ય છે. હિંદુ વિશ્વ વિદ્યાલય, ભારત ધર્મ મહામંડળ, કાશી નાગરી પ્રચારિણી સભા જેવી સંસ્થાઓ પણ અસ્તિત્વ ધરાવે છે. નાની મોટી સંસ્કૃત પાઠશાળા ૩૬૦ ગણાય છે તેમ અન્નક્ષેત્રો પણ તેટલા જ છે. કાશીમાં પીતળના વાસણની કારીગરી તથા જરી રેશમનું હાથ વણાટનું કામ સર્વોત્તમ લેખાય છે. કાશી શહેર દેખાય છે નાનું પણ તે નાની નાની ગલી ઘુંચીઓમાંપથરાયલું હોઇ અજાણ્યાને તો એક માસે પત્તાય ના લાગે એવું અટપટું બે લાખ માણસથી વધારે વસ્તીવાળું શહેર છે. કાશીમાં જેટલું પુણ્ય છે તેટલું પાપ પણ છે. સ્થાનિક હજારો લોક તથા બહારના યાત્રીઓ નિત્ય દેવદર્શન સ્નાન દાન ઉપાસના કરે છે તેમ તેટલાજ કુડકપટ અસત્ય દગો વ્યભિચાર હિંસાદિ પાપ પણ થાય છે. કાશીમાં ચીજ વસ્તુ શાકભાજી મકાનની કિંમત અને ભાડા બહુ સસ્તા છે. કાશીમાં કોઈ અમુક પ્રકારની વસ્તી કે ધર્મના માણસો નથી પણ પ્રાંતે પ્રાંતની પંચ ખીચડી અને વિવિધ ધર્મના ડેરા છે. ગુજરાતના પણ આઠ દશ હજાર બ્રાહ્મણો લાંબા કાળથી આવી વસેલા છે; પરંતુ તેઓ લગભગ હિંદુસ્થાની જેવા હિંદી ભાષા બોલવા વર્તવામાં થઈ ગયા છે.

વિશ્વનાથ ભગવાનના મહિમાથી કયો દુર્ભાગી હિંદુ અજાણ છે ! અર્થાત્ ત્રિગુણીઃ સત્વ રજ અને તમ સત્તામાં તમના નિયામક શ્રી શિવજીને આખું ભારતવર્ષ પરમ પૂજ્ય ભાવથી ઉપાસે છે. ભોળાનાથ ભોળા હોવાથી જલદી પ્રસન્ન થઈ ઉપાસકની

મનઃ કામના સફળ કરનારા હોવાથી પ્રાણી માત્ર તે દેવને ભાવથી ભજે છે. ભગવાન શિવજીનું મંદિર અને લિંગ મુસલમાન કાળ પહેલા જે હતા તે અત્યારે નથી. મુસલમાન બાદશાહોના હુમલાથી ભગવાને પોતાનું પવિત્ર લિંગ યવનોથી સ્પર્શ થઇ ભ્રષ્ટ ન થાય તે પહેલાં એક બ્રહ્મચારી પૂજારીને ચેતવી દઇ પોતે પાસેના કુવામાં પધારી ગયા. બાદશાહે ઘણીય શોધ કરાવી પણ લિંગનો પત્તો લાગ્યો નહિ. આખરે, બ્રહ્મચારીના પર શંકા જવાથી તેને પકડી બંદિવાન કર્યો પણ વિશ્વનાથની કૃપાથી તે છૂટો થઇ ગયો. ભગવાન શિવજીને કુવામાં શોધાવતા તેમાંથીય લિંગ હાથ ન આવ્યું. વિશ્વનાથજી, બ્રહ્મચારીને એવી પ્રેરણા કરી ચાલ્યા ગયા કે મુસલમાન આફત દૂર થાય એટલે અહલ્યાબાઈ હોલ્કર પાસે જઇ તું કહેજે કે મારૂ મંદિર બંધાવી નર્મદામાંથી જે લિંગ હાથ આવે તેની પ્રતિષ્ઠા કરે. બ્રહ્મચારી પૂજારી અહલ્યાબાઇ પાસે ગયા અને તેના કહેવાથી અહલ્યાબાઇએ મંદિર બંધાવી લિંગની પ્રતિષ્ઠા કરી; તેજ લિંગની અત્યારે વિશ્વનાથ તરીકે પૂજા અર્ચન વંદન આરતી થાય છે. હરેક સંપ્રદાયના લોક વિશ્વનાથના દર્શન ભક્તિભાવથી કરે છે. હિંદુ સિવાયના લોકો પણ વિશ્વનાથ અન્નપૂર્ણામાં હિંદુઓની વિશુદ્ધ ભક્તિ જોઇ ચકિત થાય છે. બ્રાહ્મણો ભગવાનનું મુખ હોવાથી હિંદુઓ તેમનું પૂજ્ય સ્થાન જાળવે છે. અહીં બ્રાહ્મણો પણ વેદશાસ્ત્ર સંસ્કૃત ભણવા ભણાવવામાં તથા પરધર્મીઓ સાથે વાદમાં ઉતરવા કટિબદ્ધ હોય છે. હજુ પણ ઘણા પવિત્ર બ્રાહ્મણો ધર્મ કર્મ અગ્નિ હોમમાં વર્તી નિયમ જાળવી રહ્યા છે.

વિશ્વનાથના પ્રભાવને લઇ કાશીમાં જ્યારે તમામ વિદ્યા અને વિદ્વાનો વિદ્યમાન્ હતા ત્યારે નવો ધર્મ કે સંપ્રદાય કાઢનારને પ્રથમ કાશીમાંજ વાદવિવાદ ચર્ચા કરી સર્ટીફીકેટ મેળવવું પડતું હતું; નહિતર તેનો ધર્મ, માન્ય ધર્મ ન ગણાતો. હમણા હવે કોઇ આદ્ય શંકરાચાર્ય કે શિવકુમાર શાસ્ત્રી જેવા પ્રખર વિદ્વાન્ સનાતન ધર્મ વિરૂદ્ધ વર્તનારની ખબર લેનાર ન હોવાથી અન્ય ધર્મીય અખાડાઓ પણ નભી શકે છે.

ગંગાજીની અવિચ્છિન્ન ધારા ભગીરથ રાજાના પુણ્ય પ્રભાવે ભગવાન શ્રી વિષ્ણુ ચરણથી નીકળી હરદ્વાર રામઘાટ કાનપોર પ્રયાગ થઈ અહીં આવે છે. ગંગા જળથી રોજ લાખો પ્રાણી પાવન થાય છે. ગમે તેવી કડકડતી ઠંડી હોય તો પણ એ ભગવતીના દર્શન સ્નાનપાન વૃદ્ધ અપંગ નરનારીઓ સુદ્ધાં ચાર વાગે વહેલા ઉઠી કરે છે. મણિકર્ણિકા ઘાટપર જેમ સેંકડો નરનારીઓ પ્રાણાત્મા ધારણ કરી પવિત્ર થાય છે તેમ જડ-મૃતક દેહ પણ ગંગાજળથી પવિત્ર થઇ અગ્નિદાહ પામી ઉર્ધ્વગતિએ જાય છે. કલિયુગના પાપી જીવોને સ્નાન કર્યે માનસિક પાપથી કેવળ ગંગાજી પવિત્ર કરે છે એટલુંજ નહિ પણ જે શરીરે રોગી હોય તેનેય ગંગાજીના હવાજળ અને માટીનો સ્પર્શ થતાં રોગીને રોગ મુક્ત કરી દે છે. અપચો, માથાનો દુઃખાવો ઈન્ફ્લુઅન્ઝા વગેરે રોગોમાં પણ ગંગાજી અને ગંગાજળે ધનવંતરીની ગરજ સારી છે. સ્નાનથી શુદ્ધ થઈ અનેક પવિત્ર પુરૂષો સંધ્યોપાસના પ્રાણાયામ ગંગાતીરે બાંધેલા ઘાટો પર બેસી આત્મશુદ્ધિ અર્થે કરતા દ્રષ્ટિએ પડે છે. નાના મોટા વિદ્યાર્થીઓ તથા વિદ્વાનો

વેદશાસ્ત્રનું સ્વાધ્યાય કે ચર્ચા ગંગા કાંઠે બેઠાં બેઠાં કરતાં અનુભવાય છે. ગંગાજીમાં સેંકડો નાવ-હોડકા આપારથી સામે પાર કે સામે પારથી આપાર, અથવા મણિકર્ણિકાથી દશાશ્વમેધ ઘાટ, હરિશ્ચંદ્ર ઘાટ, અસીઘાટ, રામનગર (જ્યાં કાશી રાજા રહે છે. કાશી તો બહાદુર બ્રિટીશ સરકારે હાથ કરેલું છે) વારાણસી વગેરે સ્થળે યાત્રીને લાવે લઈ જાય છે, તે નાવમાં બેસી ગંગાજીનું અનુપમ દશ્ય જોતાં ભારે આનંદ થાય છે. જેમ નાવમાં બેઠાં ગંગાજીનું અલૌકિક સૌંદર્ય અનુભવાય છે તેમ તેના કિનારાપર રાજા મહારાજા શેઠ શાહુકાર લોકોએ લાખો રૂપિયાના ખર્ચે બંધાવેલા ઘાટો, મંદિરો, અન્નક્ષેત્રો તથા સંન્યાસી આશ્રમો પણ અત્યંત દર્શનીય છે. આ જગજ્જનની પરમ સુખદાતા ગંગાજી, જેને સુર મુનિશ્વરો પણ અભિવંદન અર્પી કૃપા યાચે છે તેના પુનીત જળ પ્રવાહને નહેરના બહાને સરકારે એકદમ હમણા અટકાવી દીધા છે. ભારતવાસી હિંદુઓને બાયલા ધર્મવિમુખ જોઈ જેમ તમામ પરધર્મ અને પરજાતિવાળા નિંદે છે, તિરસ્કારે છે તેમ પ્રજાની સુખ સગવડતા સાચવવાર્થે સ્થપાયલી બ્રિટીશ સરકારે પણ ચોવીશ કરોડ હિંદુઓની લાગણીને ઠોકરે મારી ગંગાજીનો પ્રવાહ નરોરા આગળથી નહેરમાં વાળી લીધો તેનું હિંદુઓને કયાં ભાન છે! બેભાન બની ઢેડને અડકી ખાદી અને રેંટીયાના મંત્રમાં પતિત બનવા તૈયાર થયેલી હિંદુ જાતિને કયાં તેના સનાતન ધર્મની, શાસ્ત્રોની, ગંગાજી કે ગાયની પરવા છે? કાશીના શ્રી ભારત ધર્મ મહામંડળે અગાઉની માફક અત્યારે પણ ગંગાજીનો પ્રવાહ ખુલ્લો રાખવા પ્રશંસનીય ઉદ્યોગ કર્યો છે. આ વખતે કાઠિયાવાડ ગુજરાતના હિંદુઓને

સાવધાન કરવા અમોએ નીચેને લેખ કાશીથી "ગુજરાતી" માં પ્રકટ કરવાર્થે મોકલાવેલ હતો તેમ આગેવાન ધર્મજ્ઞોને પણ પત્રો લખ્યા હતાઃ—

## શ્રી ગંગાજીના પ્રવાહની રોકાવટ.

પતિતપાવની શ્રી ગંગાજી હિમાલય–સુમેરૂ પર્વતમાંથી નિકળી ઉત્તર કાશી, દેવપ્રયાગ, ઋષિકેશ, હરિદ્વાર, રામઘાટ, કાનપોર, પ્રયાગ, કાશી વગેરે સ્થળે લાખો હિંદુઓને પવિત્ર કરતી ગંગા-સાગરમાં મળી જાય છે. શ્રીમાન્ ભગીરથ રાજાએ તેના પૂર્વજ સગરપુત્રો જે મહર્ષિ કપિલ દેવના શાપથી ભસ્મ થઇ ગયા હતા તેનો ઉદ્ધાર કરવા માટે દશ હજાર વર્ષ પર્યન્ત ઘોર તપશ્ચર્યા કરી ભગવતી ગંગાજીને પ્રસન્ન કર્યાં હતા. ગંગાજી ભગીરથ રાજા સાથે આવવા તત્પર થયા પરંતુ તેનો ઉગ્ર પ્રવાહ સહેવા કોઇ શક્તિમાન્ જણાયું નહિ. આખરે મહાદેવને તપ કરી આરાધ્યા ત્યારે ભગવાન શિવજીએ શ્રી ગંગાજીને મસ્તક પરની જટામાં ધારણ કર્યાં. હિંદુઓ જ્યારે આટલી હદ સુધી સંકટ સહી ગંગાજીની પવિત્રતાનો લાભ લઇ આલોક પરલોક સુધારે છે ત્યારે બ્રિટીશ સરકારને કે તેના સલાહકારોને ૨૪ કરોડ હિંદુ પ્રજાની લાગણીની પરવા નથી.

ખરેખર સરકારી અધિકારીઓ વિલક્ષણ પ્રકૃતિના છે. હિંદુસ્થાનમાં હિંદીઓના હજારો પોકારો અનેક મુશિબતો માટે થઇ રહ્યા છે તેમાં આવી ડખલ ઉભી કરી બળતાંમાં ઘી હોમે છે. વર્ષ દરમ્યાન નવરા અધિકારીઓ એક એક એવી મુશ્કેલી ઉભી કરે છે કે હજુ જ્યાં એકનું સમાધાન ન થયું હોય ત્યાં બીજી આવીને ઉભીજ હોય! હરિદ્વાર પાસેથી સને ૧૯૧૪ માં સરકારે

નહેર કાઢવા ધારી હતી પરંતુ તે વખતે હરિદ્વારમાં કુંભ મેળો થતાં નાના મોટા રાજામહારાજા અને લાગવગવાળા હિંદુઓએ કાશી ભારતધર્મ મહામંડળના પ્રયાસથી એકત્ર થઇ ગંગાજીને નહેરમાં વહી જતાં અટકાવ્યા હતા; પરંતુ પાછો એવોજ પ્રયાસ અલીગઢ પાસે નરોરા સ્થળે આરંભવામાં આવ્યો છે. નરોરા પાસે અધિકારીઓએ ગંગાજીના પ્રવાહને નહેરમાં વાળી લીધો. જ્યારે એકદમ ધારા બંધ થઇ ગઇ ત્યારે લોકો વિચારમાં પડયા. નરોરાથી પાંચ માઇલ રામઘાટ છે ત્યાંના હિંદુઓએ સભા ભરી સરકારનું ધ્યાન ખેંચ્યું, તેમ ભારતધર્મ મહામંડળે ઉદ્યોગ કર્યો એટલે હવે ખાબોચીઆ જેટલું વહેન ચાલુ રાખવાનું સરકાર સ્વીકારે છે પરંતુ તેટલા વહેનમાં ગંગાજીનું પવિત્ર જળ જે જે તીર્થ સ્થળે વહી રહ્યું છે તે ચાલુ રહી શકે નહિ. એટલે હિંદુઓ જે ગંગાજીના અગાધ સામર્થ્યનો લાભ ઉઠાવી શરીર અને મન પવિત્ર કરી રહ્યા છે તે અટકી જશે. આથી હિંદુઓનું હૃદય કેટલું દુઃખાશે અને તેથી કેવું પરિણામ કડવાશભર્યું આવશે? એ કલ્પવું મુશ્કેલ છે.

સરકાર નહેર માટે ખેતીવાડી કરનારનો લાભ બતાવી જે બચાવ કરે છે તે સંદિગ્ધ છે. આજ ૧૫૦ વર્ષની કારકીર્દિમાં તેણે અનેક નહેરો કાઢી અને અનેક દુષ્કાળ પડી ચુકયા તેમાં સરકારે પ્રજાને નહેરદ્વારા કેટલો લાભ પહોંચાડયો છે, એ હવે અંધારામાં નથી. આશ્ચર્યની વાત છે કે જયારે અહીંની એકાદ સંસ્થા અને રામઘાટના લોકો ગંગાજી માટે પોકાર ઉઠાવી રહ્યા છે ત્યારે ગુજરાત કાઠિયાવાડના હિંદુ ભાઇઓ કેમ અજ્ઞાનતામાં પડયા રહી ધર્મ પ્રત્યે બેદરકારી બતાવે છે? શું ગુજરાત કાઠિયાવાડના ધર્મિષ્ઠ હિંદુભાઇઓ અને સંસ્થાઓને પતિત પાવની

ગંગાજીના જળની પવિત્રતાનો ભાવ ભૂલાઇ ગયો છે! અથવા પ્રવાહની જરૂર નથી જણાતી! અમો માનીએ છીએ કે માત્ર "ગુજરાતી" પત્ર અને અમદાવાદના હિંદુ શહેરીઓ પોકાર ઉઠાવે એટલુંજ બસ નથી, પણ શહેરે શહેર અને ગામેગામના હિંદુભાઇઓએ સભા ભરી સરકારે હિંદુ ધર્મમાં ડખલગીરી ન કરવા તથા શ્રી ગંગાજીનો અબાધિત પ્રવાહ સદાકાળ સંપૂર્ણ રીતે ચાલુ રહે તેવા ઠરાવો પાસ કરી ના. વાઇસરૉયપર તાબડતોબ મોકલી આપવા ઘટે છે.

મુસલમાન ભાઇઓ ખીલાફતની ચળવળ ચલાવી પોતાનું રક્ષણ કરે છે, ખ્રિસ્તી, પારસી, યાહુદી સૌ પોતપોતાના ધર્મમાં હરેક ક્ષણે સાવધાન રહે છે, અલબત તે લોકોને સત્તા, લાગવગ, તથા વર્તમાન પત્રોનો ટેકો છે. અને હિંદુઓને માટે ફક્ત એકાદ "ગુજરાતી" પત્ર બચાવ કરનાર છે તે શું હિંદુઓની આંખ ઉઘાડી બેદરકારી માટે શરમ ઉપજાવવા પૂરતું નથી! દર વર્ષ ધારાસભામાં મી૦ પટેલના ખરડા જેવા વર્ણસંકર ખરડા રજુ થાય છતાં સાવધ કેમ થતાં નથી? પરમ પુનીત ભાગીરથી ગંગાજીનો અલૌકિક લાભ દેવી સામર્થ્યવાળા પૂર્વજોએ આપ્યો છે એ પણ નષ્ટ થાય તે શું હિંદુઓ જતો કરશે? આશા રાખું છું કે ઉક્ત વિષયમાં હિંદુઓ સત્વર સાવધાન થશે.

કાશી.
તા. ૧૯-૧૨-૧૯૨૨ } નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

કાશી વિશ્વનાથ ગંગાજીની ઉપયોગિતા વિચારી હિંદુ હૃદયે અવશ્ય પોતાથી બનતી સેવા ગંગાજીનો અબાધિત પ્રવાહ ચાલુ રાખવાના કાર્યમાં સોંપવાની આવશ્યકતા છે.

# શ્રી ભારત ધર્મ મહામંડળ.

## ૭૫

દેશમાં નાના મોટી અનેક સંસ્થાઓ છે. કોઇ રાજદ્વારી વિષયમાં તો કોઇ ઔદ્યોગિક, ધાર્મિક કે સામાજીક વિષયમાં કામ કરે છે. દેશની પ્રગતિમાં અમારી પ્રીતિ હોવાથી પ્રાયઃ ઘણીખરી સંસ્થાઓનો અમોને સારી પેઠે અનુભવ છે પરંતુ તેમાં ભાગ્યેજ કોઇ સંસ્થા સંતોષકારક રીતે હેતુને અનુસરી કામ કરનાર દ્રષ્ટિગોચર થઈ છે. બહારથી દેખાવ તો એવો આકર્ષક રાખે છે કે હમણાજ તે દેશનું દારિદ્રય ફેડી દેશે પણ અંદરથી સૂક્ષ્મ નજરે જોતાં તેઓ પૈસાનું હરણ કરી ઉલટા પુરૂપાર્થથી ભ્રષ્ટ કરવાનીજ બાજી ખેલી રહેલ હોય છે.

"ભારત ધર્મ મહામંડળ" નામની સંસ્થા કાશીમાં છે અને તે સનાતન ધર્મ માટે સારા માઠું કામ કરે છે એવી દંદ વાતો મુંબઇમાં અમોએ સાંભળેલી પરંતુ જયારે એ સંસ્થાને પ્રત્યક્ષ જોવા અનુભવવાનો સુયોગ આ વખતે નેપાલ જતાં કાશીમાં બે માસ રહેતા પ્રાપ્ત થયો ત્યારે અમોને કંઇક સંતોષ થયો. ભારત વર્ષ સેંકડો રીતે અધઃપાત થયું છે. તે અધઃપાત થયું છે તે અંધઃપતનના કારણો વિચારવા બેસીએ તો અંત આવે તેમ નથી છતાં અગાઉના પ્રકરણોમાં કેટલાક સંક્ષેપમાં વિચારી ગયા છીએ. હવે તેનો ઉપાય શોધી અવલંબન કરવાની પરમાવશ્યકતા છે. લોકો વિવિધ દ્રષ્ટિએ ઉપાય શોધે છે પણ તેમાં હિંદુઓએ એટલું સ્મરણમાં રાખવાની જરૂર છે કેભારત આધ્યાત્મિક

ઉન્નતિ પ્રિય દેશ છે, યુરોપ અમેરિકાની માફક જડને સર્વસ્વ માની અધોગતિ ઇચ્છનારો નથી. જયારે આધ્યાત્મિક વાતને પ્રાધાન્ય આપી હરેક પ્રકારની ઉન્નતિ ભારત ઇચ્છે છે ત્યારે તે અધ્યાત્મ વિદ્યા કે જ્ઞાન સિવાય થઇ શકે નહિ એ સહજ છે. એ અધ્યાત્મ જ્ઞાન હિંદુ ધર્મમાં સંપૂર્ણ સમાયેલું છે. હિંદુ ધર્મમાં કેવળ આધ્યાત્મિક જ્ઞાન એકલુંજ છે એમ નથી પણ તેની સાથે રાજદ્વારી સામાજીક ભૌતિક વગેરે વ્યવહારિક જ્ઞાન ત્રિકાલ જ્ઞાની ઋષિ મુનિઓએ સંપૂર્ણ રીતે વિચારી જગતના શ્રેયાર્થે નિરૂપણ કરેલું છે, કે જેનો લાભ ઉઠાવી આગલા સમયમાં હિંદુઓ સામ્રાજય સત્તા સાથે આ લોક અને પરલોકનું શ્રેષ્ઠ સુખ ભોગવતા અને અત્યારે એ જ્ઞાનથી વિમુખ થતાં સુખ વંચિત અવસ્થા ભોગવવી પડે છે. "ભારત ધર્મ મહામંડળ" ના મૂળ સ્થાપનારનો પણ કાંઇક આવો હેતુ હોય એમ લાગે છે. એ સંસ્થાના યોજકોની એવી ધારણા છે કે હિંદુઓને પ્રથમ સનાતન ધર્મમાં જે અગાધ તત્ત્વ છે તે ચખાડવું. ધર્મનું સ્વરૂપ સમજી તે પ્રમાણે એટલે વેદ શાસ્ત્રની આજ્ઞાનુસાર આશ્રમ વર્ણાશ્રમ ધર્મમાં વર્તી ભલે હિંદુઓ સઘળો પુરૂષાર્થ કરે. આ હેતુથી આ સંસ્થાના સંચાલકોએ સનાતન ધર્મનું ઉત્તમોત્તમ સાહિત્ય સંગ્રહ કરી બહાર પાડવા માંડયું છે. ઉપદેશકોને તૈયાર કરી ઉપદેશ આપવા પ્રાંતે પ્રાંત મોકલવાની વ્યવસ્થા કરેલી છે. થોડા વખતમાંજ સંસ્થાએ રાજા મહારાજા તથા શ્રીમંત શાહુકારોને ધર્મનું સ્વરૂપ સમજાવી પક્ષમાં લઇ, બહોળું સાહિત્ય સાધન ઉત્પન્ન કરી ફેલાવી દઇ નાનકડી સંસ્થાને વિરાટ સંસ્થા બનાવી દીધી છે.

જેને અતિશય મોટા પ્રમાણમાં કામ કરવું છે તેની વખતે ભૂલ પણ થાય. તેમ રાજા મહારાજાઓને પ્રસન્ન રાખી પોતા તરફ સહાનુભૂતિ ખેંચવા માટે પણ કેટલીક ભૂલ જાણી જોઇને તેણે દરગુજર પણ કરવી જોઇએ છે. જેમકે મંડળે શારદાપીઠના શંકરાચાર્ય તરીકે સ્વામી શાન્ત્યાનંદને અને ગાયકવાડ સરકારને મેમ્બર તરીકે માન્ય રાખવા. છતાં એકંદર રીતે જોતાં અત્યારે તો મહામંડળની પ્રવૃત્તિ સનાતન ધર્મને માટે વ્યાપક અને કેટલેક અંશે શ્રેયસ્કર છે.

હિંદુ લોકોમાં ઘણાને મિથ્યા પ્રવૃત્તિ આડે કે સાધન શક્તિની પ્રતિકૂળતાને લઇ સનાતન ધર્મનું અગાધ તત્વ જાણવા વિચારવા શોધવા કે અવલંબન કરવાની ઇચ્છા થતી નથી અને કેટલાક જાણે છે તો તેઓ માત્ર આજીવિકાના હેતુથી વેદીયા વિદ્વાન્ વ્યાકરણ ન્યાય કે મુખપાઠમાંજ વિદ્વાન્ બને છે. આથી હિંદુ પ્રજા સ્વધર્મના જ્ઞાન વિના ધર્મ પ્રત્યે શંકાશીલ બની સનાતન ધર્મ રૂપ કામધેનુનેજ જડમૂળથી ઉખેડવા કે તેના અચલ અટલ સિદ્ધાંતોમાં ફેરફાર કરવા મથે છે. આટલે હદ સૂધી દુર્દશા થવાનું કારણ પરદેશીઓના સતત હુમલા અને આચાર્ય પંડિતોનું સ્વાર્થ પરાયણ વિષય લોલુપ જીવન થવું એ છે. અત્યારે પણ પરધર્મ-વાળા પરોપકારીપણાનો ડોળ રાખી દુષ્કાળ કે મહામારીના પ્રસંગે નિઃસાધનોને તથા અજ્ઞાનોને કહે છે કે "હિંદુઓ તમોને હલકા ગણે છે, હિંદુ ધર્મમાં કાંઇ નથી. અમે તમારૂં હિત થાય તેવું બધુંય કરશું." વગેરે લાલચ બતાવી તથા સ્કૂલ કોલેજોમાં કુમળીવયના બાળકોને બાઇબલ વગેરેનું શિક્ષણ આપી ચલિત

કરી રહેલ છે અને વળતે શ્રી ભારત ધર્મ મહા મંડળે, સનાતન ધર્મનું ઘણુંજ ઉપયોગી સાહિત્ય હિંદીમાં અવસ્થા, પાત્ર, સંપ્રદાય, ભેદ વગેરેના વિચાર કરી બહાર પાડી હિંદુઓ પર મોટો ઉપકાર કર્યો છે.

અલ્પ જ્ઞાનવાળા બાળક સ્ત્રીઓથી લઈ વૃદ્ધ વિદ્વાનોને ઉપયોગી થઇ શકે તેવા પુસ્તકો મહામંડળે શ્રુતિ સ્મૃતિ દર્શન શાસ્ત્ર પુરાણ મહાભારત રામાયણ ગીતાજીના આધારે તૈયાર કરાવ્યા છે. મોટી વયના ગૃહસ્થીઓને માટે જેમ તેણે ધર્મકલ્પ દ્રુમ દૈવી મીમાંસા દર્શન સાત ગીતા પ્રસિદ્ધ કર્યા છે તેમ સ્કૂલ કોલેજના વિદ્યાર્થીઓને માટે પણ નીતિ ચંદ્રિકા, ધર્મ ચંદ્રિકા, આચાર ચંદ્રિકા, ધી વર્લ્ડઝ ઈટર્નલ રીલીઝન વગેરે પુસ્તકો પ્રકટ કર્યા છે.

આ ઉપરાંત નિગમાગમ ચંદ્રિકા, મહામંડલ, નામના હિંદી ભાષામાં માસિકપત્ર તથા ત્રિમાસિક બહાર પાડે છે અને થોડા સમય બાદ પ્રથમ સાપ્તાહિક અને પછી સનાતન ધર્મનું દૈનિક વર્તમાનપત્ર કાઢવાની પણ તજવીજ કરી રહેલ છે.

મહામંડળ માત્ર વિદ્વાનોને રોકી સનાતન ધર્મ સાહિત્ય કે ઉપદેશકોમાંજ પોતાની પ્રવૃત્તિ અને હેતુ સમાવી દેતી નથી કિંતુ લુપ્ત થએલા સનાતન ધર્મ સાહિત્યનું સંશોધન પણ કરાવે છે. મંદિરો, ધર્મશાળાઓ તથા ઘાટોનો, કાશી કેદારનાથ કુરૂક્ષેત્ર કે જ્યાં ક્યાંય આવશ્યક્તા હોય ત્યાં જીર્ણોદ્ધાર પણ હજારો રૂપિયાના ખર્ચનો પ્રબંધ કરી કરાવે છે. પંડયા ગોર, સંન્યાસીઓ તથા સ્ત્રીઓ પણ તેઓ તેમના આવશ્યક ધર્મનું પાલન કરે

એવી અને ગંગાજીનો પ્રવાહ ચાલુ રખાવવા ને ગાયોનો વધ અટકાવવા સંબંધમાં પણ કોશિષ કરી રહેલ છે. આવી સનાતન ધર્મહિતકારી પ્રવૃત્તિ કરી રહેલ સંસ્થાને આપણે હિંદુઓએ સહર્ષ અભિનંદન અને ઉત્તેજન આપી આગળ વધારવી જોઇએ. તેમ તેના કોઈ દોષ દષ્ટિએ પડે તો તેની ગતિને ન રૂંધતા તેના સંચાલકને જણાવી, સુધારો કરાવી સનાતન ધર્મપ્રચાર અને રક્ષણના કાર્યને અત્યંત વેગથી કરવા પ્રોત્સાહન આપવું જોઇએ. ક્ષણભરમાં ચિત્ત ચલિત કરે એવા મલિન વાતાવરણમાં સંસ્થા ક્ષોભ પામી મૂળ સિદ્ધાંતથી ચળી ન જાય કિંતુ સનાતન ધર્મ પ્રત્યે અચલિત એકનિષ્ઠ રહે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

— —

# હિંદુ વિશ્વવિદ્યાલય.

૭૬

સમર્થ ઋષિમુનિઓના સમયમાં હિંદુસ્થાનમાં સમગ્ર પ્રકારની ઉપયોગી વિદ્યા પ્રાપ્ત કરવાની અનેક સંસ્થા હોવાના પ્રમાણુ મળે છે. એ સંસ્થાઓ 'કુળગુરૂ'ના નામથી ઓળખાતી, જેમાં યાજ્ઞવલ્ક્ય, ભરદ્વાજ, વસિષ્ઠ કે વેદવ્યાસ વાલ્મીકિ જેવા સકલ વિદ્યાવિશારદ ગુરૂની દેખરેખ નીચે દશ દશ હજાર વિદ્યાર્થીઓ જાતિ ગુણ લાયકાત પ્રમાણે ગુરૂની આજ્ઞામાં રહી, ધર્મને પ્રાધાન્યપદે રાખી, બ્રહ્મચર્ય પાળી, વિદ્યા ગ્રહણ કરતા. યુગના પરિવર્તનથી અત્યારે એ કુલગુરૂ કે કુલપતિના નામ માત્ર સિવાય કાંઈ રહ્યું નથી.

વિદ્યા હુન્નર જ્ઞાન વિના મનુષ્ય આ સંસારમાં પંગુ અને અંધ છે. જે મનુષ્ય વિદ્યાહુન્નર પ્રાપ્ત કર્યા વિનાનો ભોટ નિરક્ષર છે તેને આખી સૃષ્ટિ શૂન્ય લાગે છે. તેને આજીવન પર્યંત ભણેલાની સેવા ચાકરી ગુલામી કે વૈતરૂંજ કરવાનું રહે છે. હિંદુસ્થાનની પણ અત્યારે એવીજ સ્થિતિ છે. વિદ્યાહુન્નર કળામાં પારંગત યુરોપ અમેરિકા તરફ મુખ તાકી તેની ગુલામી કરવી પડે છે. બીચારા કેટલાક હિંદુ યુવકોને અમેરિકાની હોટેલમાં ભ્રષ્ટ માંસાહારીઓના મલિન વાસણ સુદ્ધાં માંજી, સાફસુફ કરી ગુલામી ભોગવવી પડે છે.

જેમ પૂર્વે હિંદુસ્થાનમાં વિદ્યાના પ્રતાપે ઉન્નતિ હતી તેમ અત્યારે યુરોપ અમેરિકામાં પણ છે. કેંબ્રીજ, ઓકસફર્ડ, બર્લીન, ન્યુયોર્ક ચિકાગો, સાનફ્રાન્સીસ્કો વગેરે શહેરોમાં ધનિક વિદ્વાન્ લોકો તથા સરકારની મદદથી એટલી ઉત્કૃષ્ટ પદ્ધતિના વિશ્વ વિદ્યાલયો સ્થાપવામાં આવ્યા છે કે જેમાં દેશના યુવકો ભણીગણી, કાંઇ ને કાંઇ દેશોપયોગી સ્વતંત્ર ધંધો શરૂ કરી, સુખમાં જીંદગી ગાળે છે. આપણે ત્યાં એવી પ્રકારની શિક્ષણ સંસ્થાઓનો અભાવ હોવાથી નાનીવયના બાળકોને પરદેશમાં હજારો રૂપિયા ખર્ચી ભણવા મોકલાવીએ છીએ, છતાં તેનો લાભ મળતો નથી. રંગભેદ, જાતિભેદ અને ધર્મભેદના કારણે આપણા હિંદી વિદ્યાર્થીઓને ઘણાખરા યુરોપીઅનો વિદ્યાલયોમાં બહુધા દાખલજ કરતા નથી અને કદાચ કોઈ વિદ્યાલયમાં મહા મુશ્કેલીથી દાખલ કરે કિંવા દૈવયોગે કોઇ હિંદી વિદ્યાર્થી દાખલ પણ થઈ જાય તો તેઓ હુન્નર ઉદ્યોગની ખરી ચાવી બતાવતા

નથી; પણ પૈસા હરી, ધર્મ હરી હિંદમાં નોકરી કરવા પાછો ધકેલે છે.

ઉપરોકત ખામી દૂર કરવાના શુભ હેતુથી આપણા દેશમાં આદર્શ વિશ્વવિદ્યાલય ખોલવાની ઘણાને તીવ્ર ઇચ્છા રહ્યા કરતી. પંડિત મદનમોહન માલવિયાજીને લાગણી થતાં તેણે શ્રમ વેઠી હિંદુઓ માટે કાશીમાં ચોરસચોરસ નવ માઇલના વિસ્તારમાં "હિંદુ વિશ્વ વિદ્યાલય" નામની જે નિવડે તો ઉપયોગી સંસ્થા ખોલી છે. હિંદુસ્થાનના કોઇ પણ પુરૂષ કરતાં પંડિત માલવિયાજીની સરકાર દરબાર રાજામહારાજા શેઠ શાહુકાર તથા વિદ્વાન્ વર્ગમાં તેનો સરળ સ્વભાવ, શુદ્ધ ચારિત્ર, નિઃસ્વાર્થ પરોપકારીપણું તથા જ્ઞાનપૂર્વક સમજાવવાની આવડતને લઇ સરસ લાગવગ હતી અને હજુ પણ થોડી છે. તેમણે હિંદુ રાજા મહારાજા તથા શેઠ શાહુકાર પાસેથી લગભગ કરોડ રૂપિયા જેવડી મોટી રકમ તથા વાર્ષિક ગ્રાંટ મેળવી હિંદુ યુનિવર્સિટીની સ્થાપના કરી દેશપર મોટો ઉપકાર કર્યો છે. કાશીના મહારાજા પાસેથી મફત જગ્યા મેળવી ગામના ગામ વસે એટલા વિસ્તારમાં જમીનને સરખી કરાવી, તેપર સડકો બંધાવી, સડકોની બન્ને બાજુ વૃક્ષો રોપાવી, વિદ્યાર્થીઓને રહેવા માટે વિશાળ સુંદર બોર્ડીંગ હાઉસો ચણાવી, કોલેજોની મનોહર અપટુડેઇટ સાધનવાળી બીલ્ડીંગો ઉભી કરાવી છે. તેમ શિક્ષકોને માટે પણ ખાસ રહેવાના મકાનો તૈયાર કરાવી વિદ્યાલયના અભ્યાસક્રમનું કામ ઝપાટાબંધ ચાલુ કરી દીધું છે.

પંડિતજીએ હિંદુ વિશ્વવિદ્યાલય માટે જે સ્કીમ-યોજના શરૂઆતમાં ઘડી દેશ આગળ રજુ કરી હતી તેથી જો કે ચતુર્થાંશે પણ ચાલુ થયું નથી છતાં થયું છે તે પણ ઉપવાસીને દૂધપાક મળવા જેવું થયું છે. બે માળ તથા અગાશીવાળા ત્રણ બોર્ડીંગહાઉસો જેની રૂમો, ગેલેરીઓ, હોલો વગેરેની બાંધણી વિદ્યાર્થીને નિર્મળ હવા પ્રકાશ મળી શકે તેવી છે તેમાં અત્યારે આશરે બેહજાર વિદ્યાર્થીઓ, દર ઓરડી દીઠ એક માસે રૂપિયા ત્રણ ભાડું ભરી રહે છે. બોર્ડીંગ હાઉસની નિકટમાંજ રસોડાનું તથા ભોજન કરવાનું સ્થળ છે, જયાં જાતિધર્મ અનુસાર મંડ સાચવીને બ્રાહ્મણ રસોયાના હાથની રસોઇ જમી શકાય છે તેનો ચાર્જ દર માસે રૂ. ૨૦ આવે છે જે આકરો ગણાય. બોર્ડીંગ હાઉસોની બરોબર સામે ત્રણ કોલેજ બીલ્ડીંગો છે તેમાં વિદ્વાન્ પ્રોફેસર શિક્ષકોને રોકી શિક્ષણ અપાય છે. તેના નામઃ આર્ટ કોલેજ, સાયન્સ કોલેજ, ઇજીનીઅરીંગ કોલેજ તથા ઓરીઅન્ટલ કોલેજ છે. કોલેજોના મકાન જોવા યોગ્ય છે. તેના ઓરડા પ્રયોગશાળાઓ, પરીક્ષાહોલો, ઓફિસ લાઇબ્રેરી વગેરે ફરીફરીને જોવા જેવા છે. વિશ્વવિદ્યાલય કાશી શહેરથી ત્રણેક માઇલ દૂર છે છતાં ભણેલા અને અભણ ઉભય કાશી આવેલ લોક ખાસ વિશ્વવિદ્યાલય જોવા જાય છે.

વિશ્વવિદ્યાલયને સરકારી ગ્રાંટ દર વર્ષે આશરે રૂપિયા એક લાખની મળે છે છતાં તેમાં સરકારની ઉપરથી દેખરેખ સિવાય બીજી કોઇ ડખલગીરી નથી. વિદ્યાલયનો કારભાર અને અભ્યાસ કરનાર વિદ્વાન હિંદુઓની એક સેનેટ બનાવવામાં આવી છે તે

સેનેટ યથા સમયે મળી વિચાર કરી કાર્ય કરે છે. વિદ્યાલયના વિદ્યાર્થીઓને રાજદ્વારી વિષયમાં ભાગ લેવાની છૂટ છે. સરકારી શાળા કાલેજોની માફક કોઇ અવિચારી બંધન નથી. માત્ર ખર્ચ આકરૂં છે. કપડાં લત્તા પુસ્તક ફી અને જમવા રહેવાનું ખર્ચ દર માસે ઓછામાં ઓછું રૂ. ૩૫ થવા જાય છે જે ગરીબને માટે તો દરવાજા બંધ જેવુંજ ગણાય પરંતુ સાધારણ સ્થિતિના ને પણ નિભાવવું ભારે પડતું લેખાય. ખર્ચમાં ખાસ મોટો ઘટાડો બીજી કોઇ વ્યવસ્થા કરીને કરવા જેવું છે એ વિદ્યાલયના સંચાલકોએ બરાબર લક્ષમાં રાખવું ઘટે.

પરંતુ વિદ્યાલય સંબંધમાં એક અગત્યની વાત કહેવી રહી જાય છે. પ્રથમ જયારે હિંદુ વિશ્વવિદ્યાલય શરૂ કરવાનું હતું ત્યારે ફક્ત હિંદુઓને માટે અને ખાસ કરી સનાતન ધર્મના શિક્ષણને ફરજીયાત આપવામાં આવશે એવું કહેવાયું હતું. વિદ્યાલયમાં હિંદુઓના દેવ: વિષ્ણુ ભગવાન, શિવજી, ગણપતિ વગેરેના મંદિરો બંધાવી વિદ્યાર્થીઓ પાસે દર્શન પૂજા હોમહવન કરાવવામાં આવશે અને અધ્યાપકો બ્રાહ્મણ જાતિનાજ રાખવામાં આવશે, એમ સ્પષ્ટ વચન અપાયું હતું અને તેથીજ એવી ધર્મયુક્ત વિદ્યા હુન્નરની પ્રવૃત્તિ થતી સાંભળીને હિંદુ રાજા મહારાજાઓએ તથા લોકોએ વિદ્યાલયને અંતઃકરણથી મદદ કરી હતી પરંતુ દિલગીરી સાથે જણાવવું પડે છે કે વિદ્યાલયના મુખ્ય સંચાલક શિથિલ મનના પંડિતજી એ કામ કરી શક્યા નથી. તેમના નરમ સ્વભાવે પરજાતિ પરધર્મ સાથે મેળ રાખવામાં હિંદુપણું બાજુએ મૂકી ઢેઢ સ્પર્શને સ્વીકારી લીધો છે. તેમ

હિંદુ વિશ્વવિદ્યાલયમાં જે મંગળાચરણમાં થવું જોઇતું હતું તે હિંદુ દેવતાઓના મંદિરોની પ્રતિષ્ઠાનું તથા સનાતન ધર્મના શિક્ષણનું કામ અદ્ધર રહી ગયું છે. મુસલમાનોને હિંદુ વિશ્વવિદ્યાલયમાં દાખલ કરવાની છૂટ મૂકાઇ છે અને બ્રાહ્મણોનેજ અધ્યાપકો તરીકે રાખવાના નિયમને તિલાંજલી આપી છે. હિંદુ વિશ્વવિદ્યાલયની સેનેટમાં જે નવા મેમ્બરોની પસંદગી થઇ છે તે પણ વાંધા પડતી છે કારણ કે તેમાંના ઘણાખરા હિંદુધર્મ રહિત—નાસ્તિક રીતિ નીતિના છે. આ સંબંધમાં વિદ્યાલયની ધનવડે સહાય કરનાર હરેક આસ્તિક હિંદુ રાજા મહારાજા તથા શેઠ શાહુકારે ઘટતું કરવું જોઇએ છે.

માણુસને જીંદગીની ઘાત આવે છે તેમ હિંદુ વિશ્વવિદ્યાલયને પણ ઘાત આવી ગઇ છે. જેમ બંગાળનો કાળો પહાડ મંદિરો તોડવા નીકળ્યો હતો તેમ સને ૧૯૨૧ માં જ્યારે ગાંધીજી વિદ્યાલયો તોડવા નીકળેલા હતા ત્યારે તેમણે હિંદુ વિશ્વ-વિદ્યાલયપર પણ ખૂબ જોરથી હલ્લો કર્યો હતો. તેણે વિદ્યાર્થીઓને ચલિત કરવા અનહદ કોશિષ કરી પણ વિશ્વનાથની કૃપાથી વિદ્યાલયને જરાય આંચ આવી નહોતી. આ વખતે એટલે સં. ૧૯૭૯ ના પોષ માસમાં હિંદુ વિશ્વવિદ્યાલયની અમો ત્રીજીવાર મુલાકાત લઇએ છીએ. તેની પ્રગતિ થતી જોઇ, સંતોષ પામવા સાથે જગદીશ પ્રત્યે પ્રાર્થના છે કે તેની ખોડ ખામી સુધારી, તેની આવશ્યકતાઓને પૂરી પાડી તે હિંદુઓનું એક આદર્શ વિશ્વવિદ્યાલય નિવડે એવી કૃપા કરો.

## તીર્થસ્થળો, પંડયા, ધર્મશાળાઓ અને યાત્રીવર્ગ.

૭૭

જે પવિત્ર તીર્થ સ્થળોમાં યાત્રી નિર્મળ ભક્તિભાવથી અનેક સંકટ અને ખર્ચ વેઠી જાય છે તેનો વાસ્તવિક હેતુ સ્નાન દર્શન સ્મરણ દાન સત્સમાગમ કરી પોતાના શરીર મન બુદ્ધિ આત્માને વિશુદ્ધ બનાવી જ્ઞાન અનુભવમાં વૃદ્ધિ કરવાનો છે. દેવતાઓની રમણભૂમિ એવા તીર્થ સ્થળોમાં વાસ કરવાથી તેના પ્રતાપે માણસને અસાર ઉપર અપ્રીતિ થતાં વૈરાગ્ય ઉપજે છે અને વૈરાગ્યથી શુદ્ધ થયેલ હૃદયમાં પ્રાણી સદ્ગુરુ-ગોર પાસેથી ઉપદેશ લઇને, જ્ઞાન પામીને દેહ આત્માનું સાર્થક કરી શકે છે. પરંતુ એ પવિત્ર તીર્થસ્થળો: દ્વારકા જગન્નાથ રામેશ્વર બદ્રીનાથ મથુરા હરિદ્વાર કાશી અયોધ્યા પ્રયાગ પુષ્કર ગયા વગેરેને પંડયા ગોરોએ તથા લોકોએ સ્વાર્થ બુદ્ધિ, અંધશ્રદ્ધા અને અને અજ્ઞાનતાથી પ્રભાવહીન કરી દીધા છે. તીર્થ સ્થળમાં જે ગુણો: સાત્ત્વિકપણું, સત્કાર, પ્રેમ, ઉદારતા, સદાચરણાદિ રહેવા જોઇએ તે દુષ્ટબુદ્ધિના સ્વાર્થી વિકારી માણસોએ રહેવા દીધા નથી. યાત્રી પાસે સ્નાન દર્શન સ્થળ મહાત્મ્યનું સ્મરણ, જપ તપ શ્રાદ્ધ વિધિસર કરાવવામાં આવતું નથી તેમ સુપાત્રે દાન અપાતું નથી એટલે તીર્થસ્થળો ફળદાયી થવાને બદલે ઉલટા દુખ:દાયી થઈ પડયા છે.

તીર્થસ્થળોની વિષમ સ્થિતિ જો કોઇ કરનાર હોય તો પશુબુદ્ધિ અજ્ઞાન સ્વાર્થી પંડયા ગોરજ છે. યાત્રી હજુ જયાં

સ્ટેશને પણ પહોંચ્યો ન હોય ત્યાં રસ્તામાંથી તેનો ટોટો પકડી સતાવવા માંડે છે. મહામુશિબતે યાત્રી તેનું સમાધાન કરતો સ્ટેશને પહોંચે છે એટલે જેમ જગાત વખતે વીરમગામ સ્ટેશને યમદૂતોની હારબંધ ટુકડી ગીધની માફક તૂટી પડતી તેમ પંડયાઓની ટુકડી યાત્રીપર તૂટી પડે છે. આ અવિચારી ટોળાથી મુંઝાઈ ગભરાઇ કેટલીક વખત યાત્રી પોતાનો સામાન ગુમાવી દે છે તો કેટલીક વખત તે પંડયા ગોરના ત્રાસે ધર્મ કે તીર્થ સ્થળોનો દોષ કાઢી નાસ્તિક થઇ જાય છે; પરંતુ હજુ યાત્રીની ખરી કસોટી તો બાકીજ છે. તુમ કોન હો! તુમારા બાપકા નામ કયા હૈ! તુમ કહાસે આતે હો! આગે કોઈ તુમારા આયે રહે! તીર્થમેં આયે હો ઔર કયું નહિ બોલતે! તુમારા કોઇ કુટુંબવાલા જાતવાલા ગામવાલા પ્રાંતવાલા હમારે ઇધર આયે હોયંગે. બોલો તો ચોપડા ખોલકે દેખલાવે! વગેરે વિચિત્ર પ્રશ્ન એક પછી એક એમ અનેક પૂછનારા ફક્કડ દંડાધારી પંડયાગોર પૂછતા થાકતા નથી. ધર્મશાળામાં ઉતારો કર્યો હોય તો વળી કાંઇક ઠીક પણ જો ભોગજોગે પંડયા ગોરને ત્યાં ઉતારો કર્યો હોય તો સંકલ્પમાં આટલું આપો, બ્રાહ્મણ ભોજનમાં તેટલું આપો, ગૌદાન કરો, વસ્ત્રદાન કરો, શ્રાદ્ધમાં તો અમોને આટલું મળવુંજ જોઇએ. અને આખરે રજા લેતી વખતે તો તમો રેલભાડું આટઆટલું ખર્ચીને જાવ છો ત્યારે અમોને દેતાં તમોને લોભ કેમ થાય છે? તમારો પૈસો પાપને માર્ગે આવ્યો હશે, તે સુકૃતમાં કયાંથી ખર્ચાય! આમ કહી યાત્રીને જેટલો તંગ કરાય-નિચોવાય તેટલો નિચોવે છે. સેવાકુંજ, કાલીયનાગ,

કાશીકરવત જેવા સ્થળોમાં પૂજારી સાથે પંડયો ભાગમાં મળી યાત્રીને લૂંટવામાં ઓછપ રાખતો નથી. કેટલાક પંડયા તો એટલા દુષ્ટ અને પાપી હોય છે કે એકલ દુકલ અશક્ત યાત્રીને વિશ્વાસમાં ફસાવી તેની મૂકેલી થાપણ ઓળંગાવે છે. લીધીજ નથી એમ ના કબુલ થાય છે અથવા બળાત્કાર કરી તેની પાસેથી પડાવી લે છે. બળાત્કારથી લૂંટાયલો યાત્રી સરકારને રિપોર્ટ કરશે તો બાર વાગશે એવી ભીતિથી યાત્રીને કાં એકદમ યમદ્વાર પહોંચાડી દે છે નહિ તો સત્તાવાળાને લાંચ રૂશવતથી પોતાનો કરી લે છે.

પંડયા ગોરો, બ્રાહ્મણ હોવાથી પૂજનીય છે, ગુરૂતુલ્ય છે પણ ઉપર જણાવ્યા તેવા રાક્ષસી કૃત્યોને સ્વીકારી ઘણાખરા વર્તતા હોવાથી આજકાલ જેટલો યાત્રીને પંડયા ગોર ઉપર અણગમો ઉત્પન્ન થયો છે તેવો ભાગ્યેજ બીજા કોઇ ઉપર થયો હશે કે થશે. પંડયા ગોરોએ, બ્રાહ્મણ જેવી પવિત્ર ઉચ્ચ જાતિમાં જન્મી સંસ્કૃત વિદ્યા ભણી ધર્મશાસ્ત્રોનું જ્ઞાન મેળવી, મન ઇંદ્રિયો પર કાબુ રાખી સંતોષ વૃત્તિથી સરળભાવે કર્મકાંડની ક્રિયા કરાવવી જોઇએ, એ તેનું કર્તવ્ય છે; પરંતુ તેમ તો તેઓ કરતા નથી. જાતે શીખતા નથી કે તેની ભાવિ પ્રજાને પણ શીખવાડવા યત્ન કરતા નથી. આથી તેઓના પ્રત્યે યાત્રી માન બુદ્ધિથી ન જોતાં ઘૃણાની નજરે જુવે છે. કેટલાક પંડયા ગોરો જેઓ યાત્રીને લૂંટી માલદાર બન્યા હોય છે તેઓ તો વળી નોકરો રાખી પંડયા પણું કરે છે. રામેશ્વરના એક ગોર પાસે ૭૦૦ નોકર છે. પોતે સ્થિતિએ પણ ૨૦-૨૫ લાખ રૂપિયાની આશામી ધરાવે છે. એના

નિરક્ષર નોકરને શું ગરજ પડી હતી કે તે કાળજી રાખી યાત્રીને બરાબર દેવદર્શન કરાવે! એ તો પગાર પૂરતી વેઠ કાઢીને ચાલતોજ થાય. આવા અભણ ભાડુતી નોકર પાસે યાત્રીએ કેવી રીતે શાસ્ત્રોક્ત વિધિએ ધર્મ કર્મ કરાવવું! અર્થાત્ ધર્મ કર્મ વિધિ તમામ લુપ્ત થઈ ગયા છે માત્ર દે લાવની વાત રહી છે તે એટલે સૂધી કે સામાની શક્તિ સ્થિતિ ન હોય અને આવવા જવાની ફી સુદ્ધાં ખલાસ થઈ ગઇ હોય છતાં પણ લૂંટવું. હવે પંડયા ગોર મહારાજો તેમને હાથેજ તેમનોજ અંત આણે (અને પંડયા ગોરના અંત સાથે તીર્થસ્થળો તથા જાત્રી લોકોનો પણ આવે) એવી ભયંકર ઘાતક પ્રવૃત્તિને એકદમ અટકાવી સાત્વિક બુદ્ધિએ વર્તવાની અનિવાર્ય જરૂર છે. જેમ તીર્થના પંડયાગોરોની અવિચારી રીતિનીતિ છે તેમ જ્ઞાતિઓના ગોરોની પણ છે તેઓએ પણ પોતાની વર્તણૂંકને એક વિદ્વાન્ સદાચારી બ્રાહ્મણને છાજે તેમ સુધારી વર્તવાનો વખત આવી લાગ્યો છે નહિતર હમણાની નવી-પ્રત્યક્ષનેજ પ્રમાણ માનનારી પ્રજા તમારી નહિ રહે એ સ્મરણમાં રાખજો.

શ્રીમંત લોકોએ પુણ્ય સંપાદન કરવાના શુભ હેતુથી તીર્થસ્થળોમાં ધર્મશાળાઓ બંધાવેલી છે અને બંધાવે છે. અન્ન જેવું, વસ્ત્ર જેવું, ભૂમિ જેવું કે વિદ્યા જેવું બીજું એકેય શ્રેષ્ઠ પુણ્ય નથી. તેમાં પણ વળી જ્યાં લોકો થાકી પાકીને અજાણ્યે સ્થળે ટાઢ તડકાના ભૂખ્યા તરસ્યા આવતા જતાં હોય તેને ઉતારો આપી આશ્રય દેવો તે અમોઘ પુણ્યનું કામ છે એમ કુટિલ સ્વાર્થી પણ કબુલ કરશે.

પરંતુ જે હેતુથી ધર્મશાળાના માલિકોએ ધર્મશાળાઓ બંધાવી છે, તે તેની બેદરકારીથી, સારાસારના વિવેકની ખામીથી કે પોતે દૂર રહેવાના કારણે તેનો ધર્મશાળા બંધાવી યાત્રી વર્ગને સંતોષ પમાડી પુણ્ય હાંસલ કરવાનો હેતુ બહુધા આજકાલ સિદ્ધ થતો જોવામાં આવતો નથી. ધર્મશાળાના માલિકની એ ફરજ છે કે હરેક હિંદુ યાત્રીને ઉતારો મળે, તેમાં શ્રીમંત ગરીબનો ભેદ ન રખાય, પાગરણ વાસણ કે બીજી જે કાંઇ સોઇ રાખવામાં આવેલી હોય તેનો એકસરખો લાભ દરેક યાત્રી વર્ગને અપાય, યાત્રી સાથે ધર્મશાળાની દેખરેખ રાખનાર મહેતા ચોકીદારથી ઉદ્ધતપણે વર્તી લાંચ રૂશવત ન ખવાય, કોઇ યાત્રીની ચીજ વસ્તુ ચોરાઇ ન જાય અને ધર્મશાળામાં બિલકુલ ગંદકી ન થવા પામે કિંતુ જગ્યા અરીસા જેવી સાફસુફ રહે તેવી પાકી વ્યવસ્થા ધર્મશાળાના માલિક કે ટ્રસ્ટીએ રાખવી ઘટે.

આવી વ્યવસ્થા કે કાળજી ન હોવાના કારણે અત્યારે ધર્મશાળાનો મહેતો કે ચોકીદાર બેધાજ ખરો માલિક બની યાત્રીને સતાવવામાં ઉણપ રાખતો નથી. પ્રથમ તો ગરીબ યાત્રીને ઉતારોજ મળતો નથી. પચાસ માણસ રહી શકે તેટલી જગ્યા ખાલી પડી હોય છતાં જગ્યા નથી, તમામ ભરાઈ ગયેલું છે એમ જણાવી યાત્રીને પાછો કાઢે છે. યાત્રી મુસાફર થાકયો પાકયો આવ્યો હોય, તેની સાથે બાળ બચ્ચા હોય અને શિયાળાની ટાઢ, ઉનાળાનો તડકો કે વરસાદ વરસતો હોય ત્યારે અજાણ્યો જાય કયાં? કદાપિ બીજે જાય તો ત્યાં પણ ચોરના

ભાઇ ઘંટીચોરજ પડયા હોય ! એટલે ગરજનો માર્યો તે બિચારો મહેતાને આજીજી કરી રૂપિયો બે રૂપિયા આપી રીઝવી માંડ માંડ જેવી તેવી જગ્યા મેળવે છે. સારી જગ્યા, પાગરણ કે વાસણનો ખરો ઉપભોગ તો તે મહેતો ચોકીદારજ કરે છે. યાત્રીને હજુ બે ત્રણ દિવસ ન થયા હોય ત્યાં તો "ખાલી કરો, ત્રણ દિવસ થઇ ગયા, વધારે રહેવાનો હુકમ નથી" વગેરે કહી ગભરાવે છે. કદાચ ભોગજોગે જો કોઇ એકલો યાત્રી મુસાફર નીકળ્યો હોય તો તેને મુદ્દલ ઉતારોજ મળતો નથી. વળી કેટલાક ધર્મશાળાવાળા તો પોતાના સગા સંબંધી ઓળખીતા કે નાતિલાને ભલામણપત્ર લખી આપી એક એક બબ્બે માસ રહેવાની છૂટ આપે છે એટલે ધર્મશાળાનો ખરો લાભ યાત્રી મુસાફરને મળતો નથી એથી બંધાવવાનું પુણ્ય પણ તેને પ્રાપ્ત થતું નથી. જો ધર્મશાળા પુણ્યનાજ હેતુથી બંધાવી હોય તો તેના માલિકે તેનો કબજો એકદમ મહેતા ચોકીદારને ન સોંપી દેતા ઉપર દર્શાવેલી ખામીઓ–અડચણો દૂર કરી યાત્રીની સગવડ સચવાય અને તે પ્રસન્ન ચિત્તે જાય તેવી વ્યવસ્થા પોતાના હાથે કરવી ઘટે. દરેક ધર્મશાળાના માલિકે ધર્મશાળામાં ઉતરવા માટે યાત્રી વર્ગને સુખ થાય તેવા નિયમો ઘડી તેને ધર્મશાળા બહાર અને અંદર ઓરડાના દ્વારપર ચોંટડાવી, હરેક યાત્રી મુસાફરનો વિદાય થતી વખતે અભિપ્રાય લખાવી, તે પ્રમાણે ઘટતો ફેરફાર કરાવી જાતે દેખરેખ અને વ્યવસ્થા રાખવી ઘટે. માલિક પોતે દૂર રહેતા હોય તો તેણે વર્ષમાં એકાદ વખત જરૂર અચાનક ત્યાં જઇ પહોંચી તપાસ લેવી જોઇએ. એમ યોગ્ય વ્યવસ્થા થશે તો યાત્રી વર્ગની અંતરની આશિષ મેળવી શકાશે.

પૂર્વે યાત્રીવર્ગ આખી જીંદગીમાં એક કે બે વખત યાત્રાએ નીકળતો. તે વખતે રેલ્વે વગેરેના જલદી પહોંચાડનારા સાધન ન હતા તેથી તીર્થયાત્રા બહુ કઠિન મનાતી, છતાં શ્રદ્ધા ભક્તિભાવ લોકોમાં અપૂર્વ હતો. બહુ પરિશ્રમવાળી એક વખતની યાત્રાથીજ તે આત્મકલ્યાણ કરી શકતો. આજે દ્વારકાથી જગન્નાથ કે રામેશ્વર જવું ટ્રેઇનને લઇ બિલકુલ સહેલ થઈ પડ્યું છે. વાત કરતા કરતામાં ત્રીજે ચોથે દિવસે પહોંચી શકાય છે, તેથી યાત્રી લોક ખૂબ તીર્થયાત્રા કરે છે, પરંતુ તે સઘળું ભક્તિભાવ રહિત શુષ્ક હૃદયે. યાત્રાનો હેતુ પ્રભુ સ્મરણ કરી, વ્રત ઉપવાસ હરિ કીર્તન સ્નાન દાન પુણ્ય સત્સંગ સેવનદ્વારા અંતઃકરણને નિર્મળ બનાવવાનો છે. અગાઉ યાત્રી લોક યાત્રાએ જતાં ત્યારે અનેક કુટેવ અને વ્યસનો ત્યજી ઉત્તમ ઉત્તમ ગુણ અનુભવ પ્રાપ્ત કરી ઘેર આવતા, ત્યારે હમણાના યાત્રીઓ કાંઇક દુર્ગુણ ગ્રહણ કરીનેજ બહુધા આવે છે. તીર્થયાત્રા કરવા નીકળવું, એથી મોટું પુણ્ય છે, એથી અનેક દોષ-નિવૃત્ત થાય છે એ વિશે જરાય સંદેહ નથી; પરંતુ જો તે બુદ્ધિપૂર્વક થાય તો. જો યાત્રાએ જનાર હિંદુઓ પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તો તેણે હમેશા સંઘના રૂપમાં એક સાથે પાંચદશ કે વધારે સમુદાય કે જે પોતાને અનુકૂળ સ્વભાવના હોય તેની સાથે નીકળવું. બનતા સુધી પગે ચાલીને કે બેલગાડાથી યાત્રા કરવી એટલે પ્રભુની સૃષ્ટિનું ખરૂં સૌંદર્ય દેખાશે. જે ગામ ઉતરવું ત્યાં કીર્તન કરવાં, ગીતા ભાગવત મહાભારત રામાયણ કે ઉપનિષદ્‌ની કથા કરવી, જે ગામ ઉતારો થાય તેનું ઐતિહાસિક વર્ણન જાણી સ્થળ જોઇ લેવું, સંત

વિદ્વાન્ હોય તો તેના દર્શન સમાગમ કરવો અને ફકત ગોર પંડયા કે મંદિરનેજ નહિ પણ તે સાથે સુપાત્ર વિદ્વાન્ બ્રાહ્મણ નિરાધાર વૃદ્ધ વિધવા વિદ્યાર્થીઓને પણ યથાશક્તિ દાન આપવું.

ઉપરોક્ત અનુભવ કાશીજીમાં ગંગા સ્નાન, વિશ્વનાથાદિ દર્શન, જ્ઞાની વિદ્વાન્ પંડિત સંન્યાસીઓનો સમાગમ કરતા થકા સહજ મળવા લાગ્યો. પાતાંજલ યોગ ઉપનિષદ્ તથા ભારત ધર્મ મહામંડળ અને નાગરી પ્રચારિણી સભાના ગ્રંથો વાંચી લીધા પછી અવકાશ અને એકાન્ત મનધાર્યા પ્રાપ્ત થતા તેનો લાભ લઈ દીર્ઘકાળથી વિવિધ પ્રકારના અનુભવનો એક બૃહત્ ગ્રંથ "તત્ત્વામૃત" અથવા "દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો જાતિય અનુભવ" લખવાનો સંકલ્પ હતો તે લખવાનો પ્રારંભ કર્યો. નિત્ય દશ કલાક લખતા તે લગભગ એક માસે પૂર્ણ થવા આવ્યો. એવામાં ગયાજીની કોંગ્રેસ ભરાવાના દિવસો પણ નજીક આવ્યા. જો કે મહાતમાના આગમનથી હવે કોંગ્રેસમાં કાંઇ ઉપયોગી કામ હાલ તુરત થવા સંભવ નથી એમ ચોક્કસ ખાત્રી હતી છતાં રાજકીય વિષય એ ખાસ પસંદગીનો વિષય હોવાથી તેમ ગયાજીમાં ફલગુ સ્નાન, વિષ્ણુપાદ દર્શન અને એક મિત્રની સુચનાથી યોગીનો સમાગમ થશે તો કરીશું, એમ સમજી તા. ૨૭–૧૨–૨૨ ના કાશીથી પ્રયાણ કરી ગયાજીની મેંદીબાગ ધર્મશાળામાં ઉતારો કર્યો.

દેશભક્ત દાસબાબુનું અધ્યક્ષ સ્થાન હોવાથી એકસ્ટ્રીમીસ્ટ પાર્ટીના તમામ આગેવાનોઃ બંગાળ, બિહાર, મહારાષ્ટ્ર, મદ્રાસ વગેરે પ્રાંતમાંથી કોંગ્રેસમાં ભાગ લેવા આવ્યા હતા. ગાંધી પંથના

અનુયાયી રાજગોપાલાચારી બજાજ વલ્લભભાઈ સરોજીની વગેરે પણ તેના બાપુની છાયાનો આશ્રય લઇ હાજર થયા હતા. બાબુ દાસ નેહરૂ માલવિયા કેલકર મુંજે સત્યમૂર્તિ વગેરેએ બારડોલીનો રચનાત્મક કાર્યક્રમ જે દેશને નપુંસક ભીરૂ મૂઢ ધર્મદ્રોહી અને ગુલામ બનાવનારો છે તેને બદલે ધારાસભા પ્રવેશ, બ્રિટીશ ગુડ્ઝ બોયકોટ અને વિદેશમાં પ્રચાર કાર્ય કરવાને લગતા ઠરાવ માટે ઘણુંય મથન કર્યું; પરંતુ જેને લવલેશ બુદ્ધિ નથી અને માત્ર નામધારીના ઓઠા નીચે પૂજાઇ લોકોનું મન હરણ કરવું છે એવા કહેવાતા અસહકારીઓ શી રીતે સંમત થાય ? અર્થાત્ નાફેર પક્ષવાળા ગાંધીની જે બોલાવતા તેના વિનાશાત્મક કાર્યક્રમને વળગી રહ્યા એટલે લાચારીએ દાસ નેહરૂ વગેરે આગેવાનોને તેઓથી જૂદા પડી કોંગ્રેસનાજ આશ્રય તળે "સ્વરાજ્ય પાર્ટી" ઉભી કરવાની ફરજ પડી અને તત્કાળ તેમાં ૮૦૦ ઉપરાંત આગેવાન દેશભક્તો જોડાઇ ગયા. સ્વરાજ્ય પાર્ટીના રાજકીય વિચારોને હું કેટલેક અંશે મળતો થાઉં છું, પરંતુ સ્પર્શાસ્પર્શ્ય બાબતમાં તેઓથી સખ્ત વિરૂદ્ધ પડું છું તેથી તેઓ સાથે પણ કામ પૂરતો વ્યવહાર થઈ શકે.

ગાંધીજીને હિંદુ ધર્મ અને હિંદુ જાતિના વિરોધી જોઈ જેમ કેટલાક નાસ્તિક, આર્ય સમાજીસ્ટ, સંસાર સુધારકો તેની સંઘમાં જઇ ભરાયા છે તેમ બુદ્ધિસ્ટો પણ ભરાવા લાગ્યા છે. પેલો દંગધડા વગરનો બાવો સત્યદેવ પોતાને બુદ્ધિસ્ટ કહેવરાવી બીજા બે ચાર બુદ્ધિસ્ટોને ઉશ્કેરી "બુદ્ધ ગયા" નો અધિકાર મહંત પાસેથી મેળવવા કોંગ્રેસદ્વારા ખટપટ જગાડી

બેઠા હતા. બુદ્ધદેવ અને તેના અનુયાયી અશોકે તેના નાસ્તિક અધઃપતન કરનારા સિદ્ધાંતોથી ભારતવર્ષના તમામ હિંદુઓને પ્રથમ ઉપદેશથી અને છેવટ બળાત્કારથી બુદ્ધિસ્ટો બનાવી વેદ-શાસ્ત્ર પુરાણોને તથા શ્રીકૃષ્ણ રામ શિવ ગણપતિની મૂર્તિઓને મંદિરમાંથી ફેંકાવી દીધી હતી; તેવા પતિત હિંદુઓને ઉગારી બુદ્ધ ધર્મમાંથી હિંદુ સનાતન ધર્મમાં પુનઃ પ્રતિષ્ઠિત કરાવનાર શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે સમસ્ત દેશમાં દિગ્વિજય કર્યા પછી બુદ્ધ ગયાના મંદિરને અને તે માંહેની બુદ્ધદેવની મૂર્તિને ખંડિત ન કરાવતા ઉદાર દિલ દાખવી તેને કાયમ રાખી તેનાપર મહંતને નિમ્યા છે. એ બુદ્ધ ગયાની વાર્ષિક ઉત્પન્ન ઘણી મોટી હોઇ તે બુદ્ધિસ્ટોની આંખમાં ખુંચી છે અને તેઓ મંદિર લેવા નિકળ્યા છે. જેમ કોંગ્રેસ અને હિંદુઓ ખીલાફતની બાબતમાં ગૌભક્ષી મુસલમાનોને વગર વિચાર્યું ઉત્તેજન આપે છે; અને જેમ આર્ય સમાજીસ્ટો વૈષ્ણવોની હવેલીઓનો અધિકાર લેવા મથે તેમ અકાલી શિખો કે જેઓ ઉદાસી પંથવાળાના મંદિરો અને મિલકત પોતાના અધિકારમાં લેવા મથે છે અને તેઓને જેમ કોંગ્રેસ અને હિંદુઓ મૂર્ખતાભર્યું ઉત્તેજન આપે છે તેમ ગયાજીમાં પણ કેટલાક ગમાર હિંદુઓ, કોંગ્રેસદ્વારા ઉહાપોહ કરાવી બુદ્ધિસ્ટોને બુદ્ધ ગયાજીનું મંદિર સોંપાવવાની હિમાયત કરવા નીકળ્યા હતા; પરંતુ બુદ્ધિમાન્ હિંદુઓએ તેઓને જણાવ્યું કે "તમે બે ચાર વ્યક્તિ બુદ્ધ ગયાના મંદિર વિશે માગણી કરો છો એ બરાબર નથી. જાપાન, ચીન, સીયામ, બરમા, સીલોન વગેરે દેશના રાજા અને પ્રજા એ વિશે પુખ્ત વિચાર કરી તેમના

તરફથી ડેપ્યુટેશન મોકલી- કોંગ્રેસ પાસે માગણી કરે ત્યારે બુદ્ધ ગયાનું મંદિર કે જે મંદિર મહંત આજ સેંકડો વર્ષથી સાચવી સંભાળી રાખ્યું છે- તેનો બદલો તેણે કેટલો લેવો અને અમારે અપાવવો વગેરે બાબતનો વિચાર મહંતજી સાથે હિંદુઓ કરશે;" માટે હમણા તો એ વિશે અમે કાંઇ કહી કે કરી શકતા નથી આવા ઉત્તરથી મંદિરનો કબજો લેવા ઇચ્છા ધરાવનાર નિરૂત્તર બન્યા.

ગયાજીના કાર્યથી પરવારી મિત્રના આગ્રહથી કલકત્તા ગયો. કલકત્તામાં થોડા દિવસ રોકાઇ મારા મિત્ર રા. રા. દયાશંકર દયાળજી ભટ્ટ કે જેઓ કલકત્તાની એક આગેવાન પેઢીના ભાગીદાર છે તેમની લાગવગથી નેપાલના બે મોટા વેપારીઓપર ભલામણ પત્ર લઈ કાશી રસ્તે નેપાલ જવા પ્રયાણ કર્યું. કાશી ગયાજીમાં સાધુ સંન્યાસી પુષ્કળ છે. કેટલાક ઉત્તમ લક્ષણવાળા વિદ્વાન પણ છે; પરંતુ સિદ્ધકોટીના પ્રાપ્ત થવા દુર્લભ જણાયા. કાશીને ફરતી ૨૫ કોશની પંચક્રોશી પ્રદક્ષિણા છે તે પણ કરી પરંતુ ત્યાંય કોઈ યોગી કે સિદ્ધ પુરૂષના દર્શન થયા નહિ.



# નેપાલ.

૭૮

**नृपस्य परमो धर्मः प्रजानां परिपालनम् ।**
**दुष्टनिग्रहणं नित्यं न नीत्या ते विना शुभे ॥**

હિંદુધર્મના ગ્રંથો અને ઇતિહાસ વાંચી સાંભળીને આપણે હિંદુઓ ઘણી વખત ઝંખના કરીએ છીએ કે અરે! હિંદુસ્થાનમાં રામરાજ્ય ક્યારે થાય! પ્રજા માત્ર એકજ હિંદુ જાતિની અને હિંદુધર્મની ક્યારે બને! ધન ધાન્યની સસ્તાઈ અને વિપુલતા ક્યારે જોઇ શકાય! રાજા પ્રજાને માટે અને પ્રજા રાજાને માટે જીવતા હોય એવું ક્યારે અનુભવી શકીએ!

જો કે ઉપરની ભાવના પ્રમાણે સંપૂર્ણ નહિ તો પણ થોડે ઘણે અંશે હિંદુસ્થાનની સરહદપર આવેલા નેપાલ દેશમાં રાજા પ્રજા વચ્ચે ઐક્ય અને આબાદી જોવામાં આવે છે.

નેપાલની અદ્ભુતતા વિષે ઘણું સાંભળ્યું હોવાથી આ વર્ષે નેપાલ જવાની ખાસ તક લીધી. નેપાલમાં દાખલ થવું સહેલ નથી. સખ્ત ચોકી પેરા ઠામઠામ બેઠેલા છે. માત્ર શિવરાત્રી પ્રસંગે યાત્રીઓને જવાની છૂટ મળે છે. રકસોલ સ્ટેશને ઉતરી ત્યાંથી ત્રણ માઇલપર આવેલું વીરગંજ ગામ કે જે નેપાલનું પ્રવેશદ્વાર છે અને જ્યાંથી નેપાલની રાજધાની ખટમંડુ શહેર ૬૭ માઈલ દૂર છે ત્યાં ઉતરી એક દિવસ રોકાયો. અહીં ખચ્ચર, કંડી કે ડોળી ભાડે મળે છે. મેં ફક્ત સામાન ઉપાડવાવાળો મજુર ૭ રૂપિયે ઠરાવી પ્રયાણ કરી પર્વતોની ચડાઇ ઉતરાઇ ચડી ઉતરી ખટમંડુ ઇંદ્રચોક પાંચમે દિવસ પહોંચ્યો.

હિમાલયની માફક નેપાલ પણ અતિ ઠંડો બરફવાળો પ્રદેશ છે. શિયાળામાં અનહદ ઠંડી, બરફ તથા વરસાદ પડયા કરે છે. સર્વત્ર પહાડ પર્વતો અને જંગલ વનસ્પતિ જોવામાં આવે છે.

ખટમંડુ શહેરની આસપાસ પાટન, ભાતગાઉ, શંભુ ભગવાન, બાલાજી બુઢા નિલકંઠ વગેરે રમણીય સ્થાન હોઇ જોવા લાયક છે; પણ સૌથી વિશેષ પ્રતિભાવાન્ સ્થાન તો ભગવાન પશુપતિનાથનું છે જે ખટમંડુથી બે માઈલ દૂર સીધી સડકના રસ્તે છે. રસ્તામાં રાજાધિરાજના, પ્રધાનના, જંગીલાટ અને ચીફ સાહેબના રાજમહેલો, લશ્કરીઓનું કવાયત મેદાન, હોસ્પીટાલો, હાઇસ્કૂલ કોલેજ તથા દેવમંદિરો અત્યંત મનોહર હોઇ જોનારનું ચિત્ત આકર્ષે છે. પશુપતિનાથના દર્શન કરી, ગંગાજળ ચડાવી, ભેટ ધરી.

શ્રીપશુપતિનાથ મહાદેવ એ બાર જ્યોતિર્લિંગોમાંનું એક હોઇ યાત્રાનું મુખ્ય ધામ છે. નેપાલી રાજા પ્રજાની તેનાપર અગાધ શ્રદ્ધા છે. વેદશાસ્ત્ર ભણેલા શુદ્ધ આહાર વિહાર કરવાવાળા પાંચ દક્ષિણી બ્રાહ્મણો પૂજારી તરીકે હંમેશા મંદિર તરફથી રહે છે. મંદિર અતિ વિશાળ અને પ્રાચીન છે. બરાબર મધ્યમાં બે હાથ ઉંચી ચાર મુખવાળી શ્રી શિવજીની મૂર્તિ બિરાજે છે. શાસ્ત્ર વિધિ અનુસાર પૂજા નિત્ય નિયમિત થયા કરે છે. પૂજાનું ખર્ચ બાર માસે અઢીલાખ રૂપિયાનું થતું સંભળાય છે. દર વર્ષે હિંદુસ્થાનમાંથી નેપાલ પશુપતિનાથની યાત્રાએ જનાર માણસોની સંખ્યા ૩૫-૪૦ હજારની છે જેમાં મોટો ભાગ સાધુસંતનો હોય છે. નેપાલ સરકાર તરફથી સાધુસંતોનો બહુ સારો સત્કાર થાય છે. દક્ષિણા તથા ભોજન વસ્ત્ર પાત્ર જોઇને અપાય છે.

નેપાલમાં રાજા પ્રજા બન્ને હિંદુ છે. રાજાને પ્રજા પરમેશ્વર તુલ્ય ગણે છે અને રાજા પ્રજાને પુત્ર પુત્રીતુલ્ય સમજે છે. નેપાલ રાજ્ય એ પણ એક ઇંગ્લાંડ ફ્રાન્સ જાપાનની માફક સ્વતંત્ર હિંદુ રાજ્ય છે. તેની પ્રજા ૫૬ લાખની ગણાય છે. રાજ્યને વર્ષે ૫ કરોડ રૂપિયાની આવક થાય છે જે ખેતીવાડી, જંગલમાંના લાકડા તથા કસ્તુરીના વેચાણમાંથી ઉપજે છે. એક લાખનું લશ્કર છે જેમાં હજાર ઉપરાંત ઘોડેસ્વાર તથા ૮૦૦ હાથીનો સમાવેશ થાય છે.

નેપાલી પ્રજા હુન્નર ઉદ્યોગની ખીલવણીના અભાવે શ્રીમંત નથી તોપણ તેનું નાણું કે અનાજ પરદેશ ઘસડાઈ જતું ન હોવાથી સુખી છે. કોઇપણ જાતનો મ્યુનિસિપાલિટી કે ઇન્કમટેક્સ જેવો કર ન હોવાથી તથા અનાજ ઘી દેશ બહાર ચડાવવાની મનાઇ હોવાથી વસ્તુ અતિ સસ્તી અને સારી મળે છે. રાજ્ય કે ધર્મ વિરૂદ્ધ બોલવા લખવાની સખ્ત મનાઇ હોવાથી તેમ ઇતર કોઇપણ યુરોપી પ્રજાનો પગપેસારો ન હોવાથી પ્રજા સાદી, ધર્મવૃત્તિવાળી, મોજશોખ વિનાની, મહેનતુ અને માયાળુ પણ મતલબી છે. હથિયાર ધારણ કરવાની સંપૂર્ણ છૂટ હોવાથી પ્રજા બહાદુર અને કૌવત્‌વાળી છે.

મનુભગવાનની આજ્ઞા મુજબ નેપાલી પ્રજા યથાવિધિ હિંદુ ધર્મ પાળે છે. હરેક હિંદુ સવારે શૌચ સ્નાનથી પરવારી બે ત્રણ કલાક સંધ્યા પૂજામાં ગાળી દેવદર્શન કરે છે. દરેક હિંદુના કપાળમાં ચાંદલો, માથામાં ચોટલી અને ડોકમાં જનોઈ ( દ્વિજ જાતિને ) હોયજ છે. ગાય બ્રાહ્મણ દેવતા અને ધર્મશાસ્ત્રને બહુ આદરથી નેપાલી સન્માને છે. નેપાલમાં ગાય બ્રાહ્મણનો વધ કરનારને ફાંસીની કઠોર શિક્ષા થાય છે.

સરકાર દરબારમાં ફરિયાદીની દાદ તુરત સંભળાય છે. વકીલની રીત નેપાલમાં બીલકુલ છે નહિ. વાદી પ્રતિવાદીનો ખટલો ખૂદ ન્યાયાધીશ સાંભળી ન્યાય આપે છે. ન્યાય પણ બહુ સસ્તો છે. એક પૈસામાં ફોજદારી દાવો થઇ શકે છે અને બાર આનામાં લાખ રૂપિયા સુધીનો દિવાની દાવો દાખલ કરી શકાય છે.

એકંદર નેપાલનું રાજતંત્ર ઘણું ઉત્તમ છે. પ્રજા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણેઃ બ્રાહ્મણ ઉપદેશક તરીકે, ક્ષત્રિય યુદ્ધ-લશ્કરી ખાતામાં વૈશ્ય વેપાર ખેતીમાં અને શૂદ્ર નોકરી મજુરીમાં આજીવિકા ચલાવી પરસ્પર પ્રેમથી વર્તે છે. નેપાલમાં બેંક, ટ્રામ, તાર, ટ્રેઇન, નોટ કાગળીઆનું ચલણ, વીમાકુંપની કે કોઇ યુરોપીઅનની પેઢી નથી. માત્ર જૂના કાળથી આવી વસેલા હિંદુસ્થાનના ૩૫-૪૦ કાપડ કરિયાણાના હિંદુ વેપારીઓ છે.

નેપાલમાં પખવાડિયું રહી તે દેશના સુંદર દર્શનીય સ્થળો, પ્રજાની રીતિનીતિ, વેપાર વાણિજ્ય અને રાજતંત્ર બોઇ, તેમાંથી લેવાય તેટલો અનુભવ લઈ મહાત્મા યોગીની શોધ બની શકી તેટલી કરી પરંતુ સાચાયોગી મહાત્માના દર્શન અહીં પણ થયા નહિ. નેપાલમાં તંત્રશાસ્ત્રના હસ્ત લિખિત ગ્રંથોનો સારો સંગ્રહ છે પણ નેપાલનું રાજતંત્ર બહુ ગુપ્ત રાખવામાં આવે છે; તેથી ભાગ્યેજ કોઈથી કાંઇ જોઈ કે પૂછી શકાય છે. અત્યારે રાજાધિરાજ શ્રીમાન્ ત્રિભુવન વીર વિક્રમ સહદેવ જે પાંચ સરકાર કહેવાય છે તેનું રાજ્યકારભારમાં જરાય ઉપજતું નથી પણ નેપાલના નાના મોટા રાજ્યોને એકત્ર કરનાર વીર જંગબહાદુરના

પૌત્રોમાંના એક શ્રીમાન્ ચંદ્ર સમશેર જંગબહાદુર જે મુખ્ય પ્રધાન છે અને જે તીન સરકાર કહેવાય છે તેનુંજ ચલણ છે. આ તીન સરકારનું વલણ કાંઇક યુરોપના રંગઢંગ તરફ દિવસે દિવસ વધતુ ચાલ્યું છે, નહિતર લોકો કહે છે કે નેપાલમાં જાણવા જેવું તત્ત્વ ઘણું છે; થોડા વર્ષ પૂર્વે યોગી મહાત્માઓ સાધનાના બળવડે આકાશગમન કરી શકતા વિગેરે. તેમ નેપાલમાં ત્રાંબા પીત્તળ વગેરે ધાતુઓની ખાણો પણ ઘણી હોય એવું લાગે છે પરંતુ જમીન ખોદાવવાની સખ્ત મનાઇ છે. દેશ નાનકડો છે પણ પહાડ પર્વતો અને જંગલોવાળો છે; તેથી કોઇ પરાયું રાજ્ય તેનાપર ચડાઇ કરી ફાવે તેમ નથી. નેપાલની ઉત્તરે બરફ આચ્છાદિત શુભ્ર પર્વતોની હારમાળા છે તેની નીચે કસ્તુરી મૃગ ઉત્પન્ન થાય છે અને એજ પહાડોની પાછળ ટિબેટ દેશ આવેલો છે. શાલિગ્રામ જ્યાં મળી શકે છે એ ગંડકી નદી અને મુક્તિનાથ તીર્થે પણ અહીંથી જઇ શકાય છે. ત્યાં જ્યેષ્ઠ કે આષાઢ માસમાં ભોમિયા સાથે જઈ શકાય. માઘ ફાગણમાં ટાઢ બહુ હોય છે અને રસ્તો બરફથી ઢંકાયલો રહે છે. શિવરાત્રી વિત્યા પછી નેપાલમાં યાત્રી મુસાફરને વધારે દિવસ રહેવાનો અધિકાર ન હોવાથી હિંદુસ્થાન તરફ પ્રયાણ કરી રકસોલથી કલકત્તા દિલ્હી કુરૂક્ષેત્ર પુષ્કર થઇ મુંબઇ આવ્યો.



# ઉપસંહાર.

भूमण्डलं लयमुपैति भवत्यथार्थं
लब्धात्मकं पुनरपि प्रलयं प्रयाति ।
आवर्तते सकलमेतदनंतवारं
ब्रह्मादिभिः सममहो न सुखं जनानाम् ॥

આવા પ્રવાસ અને જાતિય અનુભવના પુસ્તકને ઉપસંહાર લખવાની આવશ્યક્તા રહેતી નથી; કારણ કે જે જે વસ્તુ દર્શાવવામાં આવી છે તેમાં લવલેશ તર્ક કે કલ્પનાને સ્થાન નથી કિંતુ આધુનિક જગતના વિવિધ ક્ષેત્રોમાં વિચરતા જે નજરે જોયું અનુભવ્યું તેજ પ્રદિપાદન કરેલ છે. તદુપરાંત પ્રભુ ઇચ્છા હશે તો પ્રસ્તુત પુસ્તકનો "બીજો ભાગ" પણ થોડા સમયમાં લખવા ધારૂં છું તેથી અત્રે માત્ર એટલુંજ હિંદુ પ્રજાને નિવેદન કરી વિરમું છું કે જો તમે આસ્તિક હિંદુ હો, હિંદુ સનાતન ધર્મમાં શ્રદ્ધા રાખતા હો, જો તમે તમારી અને દેશની ઉન્નતિ ઇચ્છતા હો, જો તમારે આંખ મીચામણા કરી ભયંકર દુર્ગતિને પામવાનું ન હોય તો તમે હિંમત રાખી વેદ ધર્મશાસ્ત્ર પુરાણની આજ્ઞાને અનુસરો. ઇશ્વરી નિયમને લક્ષમાં રાખી ઇતિહાસને અનુસરી ચાલો. અત્યારના જાદુકર જેવા પ્રપંચી દેશભક્તો અને વેશ્યા જેવી શ્વાંગધારી કુલટા નાયિકાઓથી બચો. હમણાના મહાત્મા દેશભક્તો દેશોદ્ધારને નામે તમારૂં ધન બળ બુદ્ધિ ધર્મ આયુષ્ય કીર્ત ઇત્યાદિ હરી તમોને વિશેષ અને વિશેષ અધો-

ગતિના ઉંડા ખાડામાં હડસેલી સ્વરાજ્યને બદલે સત્યાનાશ વાળી રહ્યા છે તેનાથી ઉગરો.

આત્મ અને દેશ કલ્યાણ ચાહનાર વ્યક્તિને દેશોદ્ધારનો માર્ગ આ પુસ્તક વાંચતા સહજ મળી શકે એમ છે. પૃથ્વીપરના સઘળા દેશોમાં કયો દેશ શ્રેષ્ઠ સુખદાયક વસાવા યોગ્ય છે એ પણ જણાઈ શકે એમ છે, છતાં તારણરૂપે નીચેના સૂત્ર લક્ષમાં રાખવા યત્ન કરશોઃ—

૧ પૃથ્વી પરના સઘળા દેશોમાં સર્વથી ઉત્તમ દેશ હિંદુસ્થાન છે. હિંદની આબોહવા, ઉત્પત્તિ, લોકોની ભલાઇ, સાદાઈ, વસ્તુની સસ્તાઇ બીજે કયાંય નથી. તેમ જેમાં હિમાલય અને કાશ્મીર જેવા સુંદર રમણીય પ્રદેશ આવેલા છે તેની અંદર પ્રવાસ કરતા તથા રહેતા દિવ્ય આનંદ, ઉત્તમોત્તમ વિચાર અને ખરી શાન્તિ મળી શકે છે; માટે કોઇ હિંદુએ મૂર્ખ બની હવાફેરની ખાતર યુરોપ અમેરિકા ન દોડતા હિમાલયના જમનોત્રીવાળા પ્રદેશ તરફ અથવા કાશ્મીરમાંના ગુલમર્ગ તરફ જવું.

૨ યુરોપ અને અમેરિકાનો આદર્શ આપણે હિંદુઓને હોઈ શકે નહિ. તે જડવાદી પ્રજા છે એટલે ધન અને દેહને સર્વસ્વ માને જયારે આપણે આત્મવાદી પ્રજા હોઇ દેહને, સંસારને તુચ્છ નાશવંત દુઃખદાયી માની મોક્ષનેજ આત્યંતિક સુખનું સ્થાન સમજીએ છીએ.

૩ આત્મવાદી હિંદુ પ્રજા જયારે મોક્ષનેજ પોતાનું ધ્યેય માને છે ત્યારે તેણે મોક્ષ પ્રતિપાદન કરનારા વેદ ધર્મશાસ્ત્ર પુરા

ણોનો અભ્યાસ સૌથી પ્રથમ કરી તેની આજ્ઞાનુસાર વર્ણાશ્રમ ધર્મ પાળવોજ જોઇએ.

૪ વર્ણાશ્રમધર્મ ગુણ કર્મથી નથી પણ જન્મથીજ છે અને જન્મ થયા પછી જાતિ અનુસાર હિંદુએ ગુણ કર્મ આચરવાના છે.

૫ વર્ણાશ્રમ ધર્મમાંની ચાર જાતિઓમાંથી પ્રાંત, ધંધા, સમય, સંજોગ વગેરેને લઇ અનેક નાતો જાતો હિંદુઓની થયેલી માલુમ પડે છે પણ તે કોઇ કોઇને નુકશાનકર્તા કે બાધક નથી. પ્રત્યેક જ્ઞાતિ પોતપોતાનો ધર્મ પાળી વ્યવહાર સુખપૂર્વક ચલાવી સનાતન ધર્મના અંગ તરીકે આનંદમાં જીવન ગાળી શકે છે.

૬ છતાં કેટલાક નાસ્તિકો અને અધદગ્ધ અંગ્રેજી ભણેલા હિન્દુઓ વેદ શાસ્ત્ર પુરાણની અવગણના કરી નાતો જાતો કાઢી નાખી શ્રાદ્ધ મૂર્તિપૂજાનું ખંડન અને વિધવા વિવાહ ઉંચ નીચનો ભેદ રાખ્યા વિના કરવાનું અને ચંડાળ–ઢેઢ ચમારને અડવાની હિમાયત કરે છે તે તદ્દન મૂર્ખાઇ ભરી, પ્રજાનો સંહાર કરનારી અને આલોક પરલોક ભ્રષ્ટ કરનારી છે માટે એવો મિથ્યા બકવાદ કરનારાઓને પ્રજાએ સખ્ત રીતે તિરસ્કારી બહિષ્કાર કરવો ઘટે.

૭ ઢેઢ ચમાર તેના કર્મથીજ તે જાતિમાં અવતર્યા છે અને તે તેનું જાતિકર્મ કરી પ્રભુ સ્મરણદ્વારા સદ્દગતિને પામ્યાના અનેક દૃષ્ટાંત મળે છે. વળી એ જાતિનો સ્પર્શ ન કરવો એ સૃષ્ટિની શરૂઆતથીજ છે. તેમને અસ્પર્શ્ય ગણવાનો મુદ્દો કાંઈ કોઇએ પોતાની તર્ક બુદ્ધિથી નવો ઉઠાવેલો નથી છતાં ગાંધી જેવા હિંદુ સનાતન ધર્મદ્રોહીની આગેવાની હેઠળ માલ

વિયા શ્રદ્ધાનંદ પટેલ અને બીજા ભ્રષ્ટ હિંદુ જૈન ખ્રિસ્તી પારસી મુસલમાનો સ્વરાજ્યનું સસશૃંગ જેવું બહાનું આપી ઢેઢાઓને બહેકાવી અડવાની અતિ આગ્રહભરી હિમાયત કરે છે એટલુંજ નહિ પણ તેઓને હિંદુઓના દેવ મંદિરો તથા નિશાળોમાં દાખલ કરી કુવાઓપર પાણી ભરાવવાનો પણ ઉચ વર્ણના હિંદુઓપર બળાત્કાર કરી રહ્યા છે.

૮ એવી ઢેઢ સ્પર્શની ચળવળને પારસી મુસલમાન છાપાવાળાઓ ટેકો આપી રહ્યા છે અને ઉગતી ઉછરતી વયના અજ્ઞાન જુવાનો તેના ભોગ બની રહ્યા છે છતાં હિંદુ ધર્મના આચાર્યો, રાજા મહારાજાઓ, શાસ્ત્રી પંડિતો અને હિંદુ પ્રજા ગમાર મૂઢ બની જોયા સાંભળ્યા કરે છે એ માટે તેવા ભીરૂ ધર્મહીન બાયલાઓને હજારોવાર ધિક્કાર ઘટે છે પણ એથી ધર્મનિષ્ઠ હિંદુઓએ જરાપણ ડગવાનું કારણ નથી. કલિયુગ તેનો ભાવ ભજવે છે. સત્પુરૂષોની કસોટી થાય છે હરેક હિંદુએ ખાત્રીપૂર્વક માનવું કે પાપ પાખંડ લાંબો વખત નભી શકશે નહિ. તેનું પાપ, અવિચારીપણું તેનેજ ભારે પડશે અને આખરે ધર્મજ્ઞ લોકોનું સ્વયં પરમેશ્વર કોઇને કોઇ સ્વરૂપે રક્ષણ કરશેજ, છતાં આપણે પણ આપણા અધિકાર અને શક્તિ મુજબ ધમ સમજી આચરનો અને હિત શત્રુઓથી હિંદ પ્રજા તથા ધર્મનું સાવધતાથી રક્ષણ કરવું આવશ્યક છે.

૯ અંત્યજ—ઢેઢની કુલ સંખ્યા વધારેમાં વધારે આખા દેશમાં ૩૫ થી ૪૦ લાખની છે. ઢેઢના હિમાયતીઓ તરફથી સાત કરોડની એટલે હિંદુ પ્રજાના ત્રીજા ભાગની કહેવામાં આવે છે એ બીલકુલ મિથ્યા વાત છે. સાત કરોડની સંખ્યા તો શૂદ્ર

જાતિના લોક (કોળી ભીલ હજામ મોચી સુતાર લુવાર વગેરેની) પણ નથી; પરંતુ વર્ણસંકરોને સત્ય અસત્યનો વિવેક શો ! યેન કેન પ્રકારેણ મિથ્યા બકવાદ કરી લોકોના અધઃપતનદ્વારા પોતાની પૂજા કરાવી સ્વાર્થ સાધવો એજ તેનું કર્તવ્ય છે.

૧૦ અહિંસા પાળી, શાન્તિ રાખી, ખાદી પહેરી, રેંટીયો કાંતી. ઢેઢને અડી ગાંધી મહમદઅલીની કે મદ્રાસીને પરણેલી બંગાલણ સરોજીનિની "જે" બોલાવવાથી સ્વરાજય કદી નહિ મળી શકે. જો એમજ થતું હોત તો ભગવાનને વારંવાર અવતાર ધરી યુદ્ધ કરવા ન પડત. જો અહિંસા પાળી રૂસણું કરવાથી પ્રજાનું રક્ષણ થતું હોત તો મહારાણા પ્રતાપને કે શિવાજીને કે કમાલ પાશાને કે આયર્લેન્ડને સમશેર ઉઠાવવી ન પડી હોત. જો સાચું સ્વરાજય મેળવવા ઇચ્છા જ હોય તો પ્રજાએઃ-

૧૧ સામ દામ દંડ ભેદની રાજનીતિ અખત્યાર કરી દુશ્મન સાથે વર્તવું જોઇએ.

૧૨ અહિંસા શાંતિ રેંટીયાને છાપરે મૂકી અર્થાત્ ગાંધીના આશ્રમમાં ફેંકી ઠામ ઠામ અખાડા ખોલી બળ પરાક્રમ સાધન એકઠા કરવા જોઈએ.

૧૩ સ્વઆત્મા, દેવ મંદિર, ગાય માતા, સ્ત્રી બાળક અને વેદ શાસ્ત્રનું રક્ષણ ગમે તે ભોગે થાય કિંવા કરાય તેમાં જરાય દોષ નથી કિંતુ તેવે વખતે અંગીકાર કરેલું અસત્ય અને હિંસા એ અસત્ય હિંસા નહિ પણ સત્ય અહિંસા ઠરે છે એમ આદ અનાદિ કાળથી બુદ્ધિમાનોનું કહેવું છે, માટે તેનું અવલંબન કરવું જોઇએ.

૧૪ સ્વરાજ્ય લેવા ઇચ્છનાર દેશે પોતાના દેશના તમામ હુન્નર ઉદ્યોગ કળા કૌશલ્ય પગભર કરવા જોઇએ. જે જે વસ્તુ દેશમાં ન બનતી હોય અને પરદેશથી આવતી હોય તે તે શીખવા હુશિયાર યુવકોને ત્યાં મોકલી અથવા તે દેશના પ્રવીણ પ્રોફેસરોને આપણા દેશમાં બોલાવી તેની પાસેથી શીખી લઈ બનાવવા, વાપરવા અને ઉત્તેજન આપવા ભારે કોશિષ કરવી જોઇએ.

૧૫ લપોડસિંગ તો લાખના સવા લાખ બોલે પણ તે કોઇ પાસેથી કાંઈ લે નહિ પરંતુ હમણાના લપોડસિંગોના પણ લપોડસિંગો તો એક વર્ષમાં સ્વરાજ્ય અપાવી દેવાને બહાને કરોડ ઉપરાંત રૂપિયા અને સ્ત્રીઓના સૌભાગ્યના ચિન્હરૂપ, મરણ મુડી સમાન દાગીના પણ ઉતારી ગયા અને હજુ નવા નવા સ્વરૂપે ધન હરણ કરતાં જાય છે તો પણ ગાંડી અંધશ્રદ્ધાળુ મૂર્ખ પ્રજા ચેતતી નથી કે એ માર્ગ ભૂલ ભરેલો છે. પૃથ્વીના કોઈ ભાગમાં ક્યાંય કદી ચમત્કાર વિના નમસ્કાર થયો નથી અને થાયજ નહિ. સ્વરાજ્ય તો પોતાનું બળ બુદ્ધિ વિદ્યા હુન્નર ખીલવવા સાથે ધર્મને ધારણ કરી શત્રુના દુશ્મનને મિત્ર બનાવાય અને શત્રુના મિત્રને તેના દુશ્મન બનાવી માંહોમાહે યાદવાસ્થળી જમાવાય એટલે તકનો લાભ લઇ સ્વરાજ્ય સ્થપાય. પરંતુ એ વખતે પણ એટલું ધ્યાનમાં રાખવાનું છેકે કે સ્વરાજ્ય એટલે સ્વચ્છંદતા નહિ પણ શ્રીરામચંદ્રજી જેવું અન્ન જળ સુખ સમૃદ્ધિ જ્ઞાન પરાક્રમવાળું ધર્મયુક્ત સુરાજ્ય.

૧૬ પ્રજાના પૈસાથી શ્રીમંત બનેલા રાજા મહારાજાઓ, આચાર્ય મહારાજો તથા મહંતો અને પૈસાદાર શેઠ શાહુકાર જે. પી. નાઇટો! તમારૂં ધર્મરૂપી ધનાદિ સર્વસ્વ જવા બેઠું છે. અરે કાંઇક તો ચેતો! જો ચેતાય તો પ્રાંતે પ્રાંતમાં એક એક સનાતન ધર્મનું "દૈનિક પત્ર" કઢાવો, પ્રાંતે પ્રાંતમાં હરિદ્વાર ઋષિકુળથી પણ અનેક રીતે ચડીઆતું સનાતન ધર્મ ગુરૂકુળ ખોલાવો, હિંદુ પ્રજા ચોટલીને સ્થાને બાબરા રાખી સંધ્યા વંદનને સ્થાને ચા બીડીથી કાળજું બાળી અનેક દોષ દુરાચાર અને વ્યસનને આધીન થઈ ગીતા ભાગવત રામાયણ મનુસ્મૃતિને સ્થાને બિભત્સ નવલકથા વાંચી જીવતા નરકવાસ જેવું દુઃખ ભોગવે છે, તેમે ચારિત્ર્યવાન્ ધર્મ પરાયણ વિદ્વાન્ ઉપદેશકોદ્વારા ઉપદેશ અપાવી, તથા ગરીબ નિરાધાર વૃદ્ધિ વિધવાઓને પોષણનું સાધન આપી સુધારી ઋણમુક્ત થાવ.

**સુજ્ઞેષુ કિંબહુના**—જે વિચારશીલ સજ્જન પુરૂષો હશે તેઓ તો થોડામાં ઘણું સમજી શકે છે એટલે મારૂં કહેવું પણ તેવા સુજ્ઞ ધર્માત્મન્ પ્રત્યે હોઈ તેઓ અવશ્ય કાંઇને કાંઈ તાત્પર્ય ગ્રહણ કરશે એમ ઇચ્છી જે પરમદયાળુ જગન્નાથ શ્રીકૃષ્ણચંદ્રની કૃપાથી પ્રાણીમાત્ર હલેચલે છે તેના સ્મરણપૂર્વક આ ગ્રંથ આટલેથી સમાપ્ત કરી વિરમું છું. હરિઃ ૐ તત્ સત્.



# સાંગાણી કૃત પુસ્તકો.

હિમાલયની યાત્રા........( આવૃત્તિ ત્રીજી ) કિં. રૂ. ૦-૪-૦
આત્મોત્કર્ષ.... .... ....( આવૃત્તિ બીજી ) કિં. રૂ. ૦-૪-૦
નારાયણ નીતિ .... .... .... ,, .... ....કિં. રૂ. ૦-૪-૦
હિંદુ તીર્થ યાત્રા વર્ણન.... ,, .... ....કિં. રૂ. ૦-૪-૦
નેપાલનો પ્રવાસ .... .... .... .... ....કિં. રૂ. ૦-૪-૦
હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ ...કિં. રૂ. ૦-૧૨-૦
યુવક સદ્બોધ માળા .... .... .... ....કિં. રૂ. ૦-૪-૦
જન્માષ્ટમી.... .... .... .... .... .... ....કિં. રૂ. ૦-૨-૦
તત્ત્વામૃત ભાગ ૧ લો .... .... .... ....કિં. રૂ. ૨-૮-૦
તત્ત્વામૃત ભાગ ૨ જો (છપાય છે).... ....કિં. રૂ. ૨-૦-૦
દિનચર્યા .... .... ....(છપાય છે ).... ....કિં. રૂ. ૦-૪-૦
આત્મદેવનો અનુભવ ( છપાય છે ).... ....કિં. રૂ. ૧-૦-૦
શાસ્ત્ર સિદ્ધાંત અથવા ધર્માચરણદ્વારા
દેશોન્નતિનું દ્વાર ( છપાય છે ) ....કિં. રૂ. ૧-૦-૦

# સાંગાણીકૃત પુસ્તકો વિશે
# અભિપ્રાય.

---

સુરત ૧૯-૧૨-૨૪.

૧ હિંદુ તીર્થયાત્રા વર્ણન.
૨ હિમાલયની યાત્રા.
૩ નેપાળનો પ્રવાસ.
૪ આત્મોત્કર્ષ.
૫ નારાયણનીતિ.

કર્તા,
રા. રા. નારાયણ પુરૂષોત્તમ સાંગાણી.

ઉપલા પાંચે પુસ્તક વાંચી રાજી થયો છું.

'**હિંદુ તીર્થયાત્રા વર્ણન**' ના પુસ્તકમાં સંક્ષેપમાં હિંદુસ્તાનમાં તમામ તીર્થ યાત્રાનું વર્ણન કર્યું છે. ટૂંકામાં જાણવા જોગ બધી હકીકત છે.

'**હિમાલયની યાત્રા**' આ પુસ્તકમાં બદરીનાથ, કેદારનાથ અને હિમાલયની અન્ય યાત્રાનું વર્ણન છે. સંક્ષેપમાં બહુ ઉપયોગી હકીકત સમાએલી છે.

'**નેપાળનો પ્રવાસ**'—આ સંક્ષિપ્ત પુસ્તકમાં ઘણી જાણવાજોગ હકીકત છે. નેપાળનું સ્વરૂપ—ત્યાંના લોકો, તેમના રિવાજ, તેમની રાજકીય સંસ્થા, વગેરે ઘણી સુંદર રીતે વર્ણવ્યું છે.

'આત્મોત્કર્ષ'—આ નાનકડા પુસ્તકમાં આત્માનો ઉત્કર્ષ

કેવી રીતે થાય, વર્ણાશ્રમ ધર્મ એટલે શું, તે પાળવાની કેવી જરૂર છે, ધર્મ, ભક્તિ, ને જ્ઞાન કેમ પ્રાપ્ત થાય તે સુંદર રીતે દર્શાવ્યું છે.

'નારાયણ નીતિ'—આમાં ૧૦૧ પરિચ્છેદો છે, તે દરેકમાં બહુ હિતકારક બોધ સમાએલો છે.

ઉપયોગી હકીકત ને નીતિનો ને ધર્મનો બોધ, એથી ભરેલાં આવાં નાનાં ને સોંઘાં પુસ્તકો વાચકવર્ગને પૂરા પાડવા માટે તમને બહુ ધન્યવાદ ઘટે છે.

તમારા પુસ્તકો જન મંડળને ઉપકારક છે.

(રા. બ.) કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

(સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ સાહેબ.)

---

## રા. રા. શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

આપના ચાર પુસ્તકો તો મેં વાંચ્યા છે. નારાયણ નીતિનું પુસ્તક હજી વાંચી શકયો નથી તે પાછળથી વાંચીશ.

પુસ્તકો વાંચી કોઇ સનાતન ધર્મીને એમ તો કહ્યા વિના નહિજ ચાલે કે આપે પ્રવાસની માહિતીના જ્ઞાનની સાથે સાંપ્રત કાળમાં વિપથગામીને અમૂલ્ય સૂચનાઓ જે કરી છે તે માટે તેઓ તેમજ આર્યાવર્તના ધર્મિષ્ઠ મનુષ્યો આપનો ઉપકાર ભૂલશે નહિ. અત્યારે કાળ કોઇ વિચિત્ર વર્તે છે; જનસમાજનું વહાણ કયે બંદરે પોતાના આત્મિક બળનો માલ ઉતારશે તે માટે અત્યારે કાંઇ કહી શકાય તેમ નથી.

જુદી જુદી સંસ્થાઓ, જુદી જુદી સમાજો ભિન્ન ભિન્ન માર્ગે કૂચ કરી રહ્યા છે. જો કે સર્વ કોઈનું અંતિમ ધ્યેય પોતાના તથા દેશના કલ્યાણ અર્થે હોય છે; પરંતુ આર્યાવર્તના પ્રાચીન ઋષિમુનિઓ તથા મહાત્માનું લક્ષબિન્દુ તથા ધ્યેય કાંઈક વિલક્ષણજ હતું. આત્મોત્કર્ષ અથવા આત્મોન્નતિ તેઓ સર્વ ત્યાગમાંજ સમજતા એમ મારી સમજણ ગ્રંથાવલોકનથી થયેલી છે, તે કેટલે અંશે સત્ય છે તેની પરીક્ષા બીજા કરે તેના કરતાં મારૂં પોતાનું મન અને અંતઃકરણ તથા બુદ્ધિ જે માર્ગ સનાતન ધર્મ પ્રત્યે મને સૂચવે છે તેજ પ્રત્યે હું ચાલ્યા કરૂં છું: અને આપનો રસ્તો પણ આપના પુસ્તક ઉપરથી તેજ હોય એમ મને જણાય છે તેથી આપને આપના કાર્ય માટે અભિનંદન આપી "તત્વામૃત"ની એક કોપી માટે મારૂં નામ ભરી અત્રે વિરમું છું.

શુ. મૂળશંકર દયારામ દવેના યથાઘટિત.
(ધ્રોળ સ્ટેઇટના કારભારી સાહેબ.)

---

**શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણી,**

આપનું "**હિમાલયની યાત્રા**"નું પુસ્તક વાંચ્યું. હરિદ્વાર સુધી હું ગયો હતો. ત્યાંથી આગળ જવામાં કષ્ટ વધારે છે એમ મેં સાંભળ્યું હતું; પરંતુ તે સંબંધી તમારા સ્વાનુભવથી લખેલી હકીકત જાણી આનંદ થયો. યાત્રાનો મૂળ ઉદ્દેશ તિતિક્ષા હોવો જોઇએ. હાલના સગવડીઆ જમાનામાં તે ઉદ્દેશ પર બિલકુલ લક્ષ ન હોવાથી તેમજ શ્રદ્ધાના અભાવથી જે

લાભ આપણા પૂર્વજો યાત્રાથી મેળવતા તે લાભ હાલના માણસો મેળવી શકતા નથી. પરંતુ તમોએ સ્વાનુભવથી આપેલું વર્ણન વાંચનારને આવી યાત્રાને અનુકૂળ તિતિક્ષા અને શ્રદ્ધા પ્રાપ્ત કરવાને પ્રેરે છે. એથી આપનો સદહું પુસ્તક લખવાનો શ્રમ સાર્થક થયો છે એમ હું માનું છું. અંતમાં આપે આપેલી આવશ્યક સૂચનાઓ પ્રત્યેક મનુષ્યને ઉપયોગી હોવાથી આપનું પુસ્તક-જનસમાજપર ઉપકારક છે એ દેખીતું છે.

લિ. હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી (સોલીસીટર)
ના જયજય.

---

ભગવદીય ભાઈ નારણજી પુરૂષોત્તમ સાંગાણી,

આપે લખેલા પાંચ પુસ્તકઃ—આત્મોત્કર્ષ, હિમાલયની યાત્રા, નારાયણનીતિ, હિંદુ તીર્થ યાત્રા વર્ણન તથા હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ મને મોકલ્યાં તેને માટે આભારી છું.

સાહિત્યમાં રસ લેનારા સાક્ષરો સાહિત્ય ઘણું લખે છે. પરંતુ તેમાં ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક, અને નૈસર્ગિક તત્ત્વ બહુ ઓછું હોય છે. મને જણાવતાં અતિ હર્ષ ઉપજે છે કે જે સાહિત્યની આપણી ગુજરાતી ભાષાને ખોટ છે તે આપના પુસ્તકોથી ઘણે અંશે દૂર થશે.

આત્મોત્કર્ષની અંદર એક મનુષ્ય પોતાની જાતને પવિત્ર રાખી સમાજને પરમોપયોગી થવા સાથે પ્રભુપદનો અધિકારી સહજ રીતે થઈ શકે તેવા મનનીય ઉપાયો આપે બતાવ્યા છે; એટલુંજ નહિ પરંતુ અજ્ઞાનતા, સંગદોષ, તથા પરિસ્થિતિને વશ

થઇ ઘણી વખત મનુષ્ય ભૂલાવામાં પડી જાય છે, તેને તેવા અનર્થને માર્ગે જતો અટકાવી પ્રભુકૃપાથી પ્રાપ્ત થયેલ મન બુદ્ધિ ઇન્દ્રિયોને કેવા સત્કર્મમાં કામે લગાડવી તેનું પણ ઉત્તમ રીતે ભાન કરાવ્યું છે. અર્થાત્ વ્યવહાર સાથે પરમાર્થની સાધનાના ખરેખરા વ્યવહારૂ ઉપાયો આપે સૂચવ્યા છે.

આપે હિમાલયના ચારેય ધામઃ—જમનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદ્રીનાથની પગરસ્તે યાત્રા કરી તેનું વર્ણન અનુભવ પૂર્વક સચોટ ભાષામાં દર્શાવી લોકોને ઉપયોગી સાહિત્ય પૂરૂં પાડયું છે.

બાળકથી તે યુવાન વૃદ્ધ સ્ત્રી પુરુષને આ વિષમ જગત્‌માં વિચારતા શું કરવા જેવું શું ન કરવા જેવું, શું જાણવા વિચારવા આચરવા જેવું શું ત્યજવા જેવું વિગેરે વિષયપર આપે આપના જાતિ અનુભવના ૧૦૧ સૂત્રો સૂચવી, નારાયણ નીતિમાં લોકોની ખાસ કરીને ઉગતી ઉછરતી વયના બાળકોની અમૂલ્ય સેવા કરી છે.

હિંદુસ્થાનના નાના મોટા તમામ તીર્થ સ્થળોની સંક્ષેપમાં પણ મહત્વની તમામ હકીકત હિંદુ તીર્થયાત્રા વર્ણનમાં પૂરી પાડી યાત્રી વર્ગના આશીર્વાદને પાત્ર ઠર્યા છે.

એકંદરે આપના પુસ્તકો ધર્મભાવનું પોષણ કરનારા, ઉન્નતિની ખરી દિશામાં જવાની પ્રજાને પ્રવૃત્તિ કરાવનારા અને સરળ હોઇ આપનો પ્રયાસ ઘણો સ્તુત્ય અને આદરને પાત્ર છે. આવા ગ્રંથોનો પ્રચાર થવાથી જનસમાજના જીવનમાં સુધારો થશે એ નિઃશંક છે. પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ્ય અર્પી

આવાજ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવા આપને પ્રવૃત્ત કરે એમ ઇચ્છું છું.

સ્નેહાધીન,

**પરવારી રણછોડદાસ વૃંદાવનદાસના ભગવદ્ સ્મરણ.**

( દિવાન સાહેબ, મોરબી સ્ટેટ. )

---

॥ૐ॥ શ્રી મુંબઇ, સૌમ્યે, તા. ૫–૯–૨૩.

**શ્રીયુત્ ભાઈ નારણજી સાંગાણી,** નિ. મુંબઇ.

આપનું રચેલું પુસ્તક નામે "નેપાલનો પ્રવાસ" વાંચી જતાં એ નાનું સરખું પુસ્તક મોટા ગંજાવર પુસ્તકો નિરર્થક રૂપમાં હાલ પ્રકટ થાય છે, તેને શરમ ઉપજાવે એવું છે. તેમજ હમણાના પોતે ભૂલાવામાં પડી બીજાઓને પોતાના જેવાજ ખાડામાં નાખનારા મિથ્યા સત્યાગ્રહી કહેવાતા લોક નાયકને પણ નિરૂત્તર કરવાના સામર્થ્યવાળું છે. ભૂલાવામાં પડેલી સનાતની આર્ય પ્રજાને પોતાના કરી બંધ કરવાના સામર્થ્યવાળું છે. ભૂલાવામાં પડેલી સનાતની આર્ય પ્રજાને પોતાના અપૂર્વ પૂર્વજોની નીતિરીતિ ઉપર પાછા લાવીને ધર્માગ્રહી બનાવવામાં એ જેટલું ઉપયોગી છે, તેટલુંજ કે તેથી પણ વિશેષ તેમનામાં પોતાનીજ સ્વદેશ ભૂમિમાં આવેલી અનેક સ્થલીઓના સૌંદર્ય માહાત્મ્ય જાણવામાં ઉત્સુકતા અર્પી, તે તે સ્થાનોમાં વિચરવાના ક્રમવિધિ સંબંધી પણ એક ભોમિયારૂપ પૂર્ણ માહિતી આપે છે એ જોઇને પરમ સંતોષ થાય છે. તમારા પ્રયાસો અવશ્ય સ્તુત્ય ને આદરણીય છે.

લી. સદા શુભેચ્છક,

**શાસ્ત્રી, રાજારામ રામશંકરની**

**અનેક શુભેચ્છા પૂર્વક આશિષ.**

**ભાઈશ્રી નારાયણજી પુરૂષોત્તમ સાંગાણીની પવિત્ર સેવામાં.**
**મુંબઈ.**

આપના મોકલેલા 'હિમાલયની યાત્રા, નેપાલનો પ્રવાસ, આત્મોત્કર્ષ, નારાયણ નીતિ તથા હિન્દુ તીર્થ યાત્રા વર્ણન' આદિ પાંચ લઘુ પુસ્તકો મળ્યા. અત્યંત ઉપકાર થયો. પુસ્તકો લઘુ હોવા છતાં ઉપયુક્ત માહિતીથી ભરપૂર તથા વાંચવા યોગ્ય છે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. આવાં પુસ્તકોની અનેક આવૃત્તિઓ થવી જોઇએ. આશા છે કે આપનું હવે પછી પ્રકાશિત થનારૂં "તત્વામૃત" નામક પુસ્તક અતિશય ઉપયુક્ત તથા પ્રશંસનીય નીવડશે. પુસ્તક તૈયાર થાય ત્યારે એક નકલ વી. પી. થી મોકલશો.

સ્નેહાધીન,
**ઠક્કુર નારાયણ વિસનજી**
ના સ્નેહવંદન સ્વીકારશો.

---

**રા. રા. નારણજીભાઈ,**

આપના તરફથી "નારાયણ ગ્રંથમાળા" નાં પાંચ પુષ્પો–હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણ નીતિ, નેપાલનો પ્રવાસ, હિંદુ તીર્થયાત્રા વર્ણન મને મલ્યાં છે. તે પુષ્પોના દલોનું હું અવલોકન કરી ગયો છું. આ પુષ્પોમાં હિંદુ ધર્મના સનાતન સુંદર સત્યોની સુવાસ આવે છે. હું ધારૂં છું કે હિંદુ-બાળકોને આ પુષ્પોની માળા કંઠાભરણરૂપે આપવા લાયક છે. "નેપાલનો પ્રવાસ" એ લેખ મને વધારે આકર્ષક જણાયો છે: કારણ

કે તેમાં કેવળ હિંદુ ધર્મવાળા રાજાના રાજ્યતંત્રમાં ત્રૈવર્ણિક વ્યવસ્થા કેવી જીવંત છે તેની છાયા સારી રીતે આપવામાં આવી છે. તે સાથે ત્યાંના લોકોનો આચાર, શાસન પદ્ધતિ, રાજા (પાંચ સરકાર) અને પ્રધાન (તીન સરકાર) નો પરસ્પર સંબંધ, નેપાલ સરકારનો હિંદી સરકાર સાથેનો સંબંધ અને તેમાં જળવાયલો નેપાલ સરકારનો મોભો ઇત્યાદિ પ્રસંગોનું ચિત્ર ગુજરાતી પ્રજા આગળ આપે પ્રસાદવાળી ભાષામાં ઘણું સારૂં ચિતર્યું છે. તે સાથે ત્યાંની શાસન પદ્ધતિની કેટલીક ખામીઓ, તીન સરકારની હાલની ઇંગ્રેજી નકલી અનુકરણ કરવાની રીત; એક પત્નીવ્રતનો અભાવ, રખાત સ્ત્રીઓનો રીવાજ, કેળવણીનો ન્યૂનપ્રચાર વિગેરે દોષો જણાવવામાં આપે ઉત્તમ વિવેચક મતિ અને તુલના શક્તિનું વાચકને ભાન કરાવ્યું છે.

આશા છે કે આ માલાના નવા પુષ્પો ક્રમશઃગ્રથિત થઈ પ્રજાને પરિમલથી મોહિત કરશે.

લી૦ શુભેચ્છક,
નર્મદાશંકર દેવશંકર મહેતાના સપ્રેમ પરમાત્મ સ્મરણ
(અમદાવાદના ડે. કલેક્ટર સાહેબ.)

---

શ્રીયુત્ ભાઇ સાંગાણીજી,

**હિમાલયની યાત્રા**—વાંચી ગયો. તેમાં જ્યાં ત્યાં સનાતન ધર્મની દઢતા સંપૂર્ણ સચવાણી છે. પરોપકારના ઉજવળ પીછોડા નીચે આંગ્લ રાજનીતિના શ્યામતમ ધાબાનું દર્શન વાંચકોને ઠીક

કરાવ્યું છે. ગમે તેવા નિર્બળ આત્માઓમાં પણ સંપૂર્ણ પ્રોત્સાહન પ્રેરે એવું આપનું સ્વાભાવિક લખાણ છે. ગર્ભશ્રીમંત, શરીરના પોપલાઓ, ડૉક્ટરની દવાઓના વ્યસનીઓ માટે હઠ યોગ દ્વારા હિમાલયના ચઢણ અને ઉતરણમાં થતા દીર્ઘ શ્વાસોશ્વાસ અને કેવલી કુંભકની રામબાણ દવાની જરૂરીઆત સુંદર જણાવી છે.

સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓને આવી શૌર્ય અને પ્રોત્સાહન પ્રેરનારી સરળ ભાષાવાળી બુકોની ટેક્સ્ટ બુક તરીકે કેટલી આવશ્યકતા છે? તેને તો વર્તમાન સમયમાં માત્ર ઇશ્વર સિવાય ઈતર કોણ જાણી શકે?

નકામી કુથલીઓ, ઢંગ ધડા વિનાના આદેશો, ભાષાનો ખીચડો એવા નોવેલોનો સદંતર ત્યાગ થાય અને આવા આપના નેપાલનો પ્રવાસ, હિમાલયની યાત્રા જેવા સ્વાનુભવી સરળ અને ગમ્મત ઉપજે એવા પુસ્તકોનો સમાજમાં પ્રચાર થાય એ અભિષ્ટ છે.

"પથીક" શ્રીરાધાકૃષ્ણ.

---

**હિમાલયની યાત્રા**—આ નાના સરખા પુસ્તકમાં લેખકે હિમાલયની યાત્રાનું વર્ણન વાંચકને ઘણો રસ પડે તેવી રીતે કર્યું છે. પોતાની યાત્રાનો હેવાલ વાર્તાના રૂપમાં આપ્યો છે જેથી વાંચનાર જાણવા જેવું આનંદની સાથે જાણે છે. ટુંકામાં પણ જાણવા જેવી તમામ બાબતો તેમણે જણાવી દીધી છે.

ભાષા શુદ્ધ, સરળ અને સંસ્કારી છે. હિમાલયની યાત્રા કરવા ઇચ્છનારે અને ન ઇચ્છનાર બન્નેએ આ પુસ્તક વાંચવા યોગ્ય છે. આ સંબંધમાં લખાએલા પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમપદે આવે છે, એમ અમને લાગે છે. લેખક પાસેથી તે મળી શકે છે. તેમણે લખેલા બીજા પુસ્તકો પણ અવશ્ય વાંચવા યોગ્ય છે.

"પ્રાતઃકાલ"

---

**આત્મોત્કર્ષ**—આર્યોની અસલ સંસ્કૃતિના ઉચ્ચ આદર્શનું સ્મરણ કરાવતું આ નાનું પેમ્ફલેટ ઉપયોગી ધર્મનો ઉપદેશ આપે છે. ચાર આનામાં આમાંથી અધિકગણું જ્ઞાન અને ગંભીરતાથી વિચારવાની બાબતો મળે છે. એના વિદ્વાન્ અને અનુભવી લેખકે સરળ ભાષામાં લાગણીયુક્ત વિચારોની વાની પીરસી છે. દરેકને વાંચવા જેવું છે

"સમાજ જીવન"

---

**હિમાલયની યાત્રા**—રા. સાંગાણીએ આ નાનું પણ ઉપયોગી પુસ્તક લખીને અનેક યાત્રાળુઓપર ઉપકાર કર્યો છે. હિમાલય બદ્રીકેદારેશ્વર જનારા દરેક યાત્રાળુએ આ પુસ્તક પાસે રાખવું ઘટે છે. પુસ્તક એવી સરળ પદ્ધતિથી લખાયું છે કે જાણે આપણે પણ લેખક સાથે યાત્રા કરી રહ્યા છીએ એવું ભાન વાંચતા વાંચતા થઇ આવે છે.

"વૈષ્ણવધર્મપતાકા"

---

રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણી,

આપે ચાર પુસ્તકો—હિમાલયની યાત્રા, નારાયણ નીતિ, આત્મોત્કર્ષ, અને હિન્દુ તીર્થયાત્રા વર્ણન મોકલાવ્યા તેને માટે આપનો આભારી થયો છું.

આપના ઘણાખરા પુસ્તકો વાંચ્યા છે. આ પુસ્તકો ઉગતી વયના વિદ્યાર્થીઓના હાથમાં મુકાય તો નિઃશંક હિંદુ સમાજને ઘણો લાભ થશે, અને નાની વયમાં નંખાયલો નીતિ અને ધર્મનો પાયો મોટી વયમાં લીધેલી પાશ્ચયાત્મિક કેળવણીથી ડગશે નહિ.

હંસરાજ પ્રાગજી ઠાકરશી.

---

**નેપાલનો પ્રવાસ**—લેખક અને પ્રકાશક નારણજી પુરૂષોતમ સાંગાણી, ચાઇના બીલ્ડીંગ-ભીંડી બજાર, મુંબઇ. મૂલ્ય ચારઆના.

સ્વાનુભવથી મેળવેલી નેપાલ દેશની ઘણી ઘણી માહેતીઓ આ નાનકડી ચોપડીમાં આપવામાં આવી છે. શ્રીદક્ષિણા મૂર્તિએ પ્રકટ કરેલ "કૈલાસયાત્રા" કલ્પનામય ને ભાવાત્મક છે, જયારે આ "પ્રવાસ" વર્ણનાત્મક છે. પ્રવાસીને માર્ગદર્શક થઈ શકે તેવી દષ્ટિથીજ લખાએલ છે.

"સૌરાષ્ટ્ર"

**રા. રા. નારણજી પુરૂષોતમ સાંગાણી,**

જત આપના ચાર પુસ્તકો—હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ નારાયણ નીતિ અને હિંદુ તીર્થયાત્રા વર્ણન વાંચી અતિશય સંતોષ અને આનંદ થયો છે. આશા છે કે, આવા પુસ્તકો ધાર્મિક તત્ત્વને પોષક હોઇ જનસમાજને અધિક અધિક લાભદાયી નિવડશે.

**ધર્મદાસ ત્રિભુવનદાસ વરજીવનદાસના**
જયશ્રીકૃષ્ણ વાંચશો.

---

**નારાયણ નીતિ**—આ પુસ્તકના વખાણમાં જેટલું લખીએ તેટલું ઓછુંજ છે. સંસ્કૃત શાસ્ત્રોના ઉતારાના હારડાઓ ટાંકી લેખકો પુસ્તકોની વૃદ્ધિ કર્યેજ જાય છે, પરંતુ આ પુસ્તકમાં અંતઃકરણના અનુભવની વાતો લખી રા. નારણજીભાઇએ આબાલવૃદ્ધ સર્વ સ્ત્રી પુરૂષોને સેંકડો પ્રસંગે અત્યંત ઉપયોગી નીતિના ૧૦૧ સૂત્રો રજુ કર્યા છે. ખાસ કરીને વિદ્યાર્થી વર્ગમાં આ પુસ્તક મફત વહેંચવાને લેખક યત્ન કરશે એવી ભલામણ છે.

"પુષ્ટિસુધા"

---

**હિન્દુ તીર્થયાત્રા વર્ણન**—ઇસમે સેતુબંધ રામેશ્વરસે લેકર બદ્રીનાથ કેદારનાથ સમસ્ત હિન્દુઓંકે તીર્થોંકા વર્ણન હૈ. ઔર યહ ભી બતાયા હૈ કિ અમુક સ્થાનસે અમુક જાનેકે લિયે ઇતના

રેલ કિરાયા લગતા હૈ. પુસ્તક હિન્દુ માત્રકે લિયે ઉપયોગી હૈ. મૂલ્ય રૂા. ૦ા.

"श्री वेंकटेश्वर समाचार."

---

**હિમાલયની યાત્રાઃ**—લેખક નારણજી પુરૂષોત્તમ સાંગાણી, મુંબઇ, મૂલ્ય ૦-૪-૦. પ્રવાસના પુસ્તકો થોડા લખાય છે, એવા સમયમાં આ નાની ચોપડીને આવકાર આપવો જોઇએ. હિમાલયની તળેટીમાં અને ઉપર આવેલા યાત્રાના સ્થળ અને ધર્મનું ખરૂં વર્ણન આપણને આકર્ષે છે અને યાત્રા કરવા લલચાવે છે, એથી વધારે આ ચોપડી માટે શું લખાય !

**"સાહિત્ય."**

---

રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણી તરફથી પ્રકટ થયેલા **હિન્દુ તિર્થયાત્રા વર્ણન, આત્મોત્કર્ષ, હિમાલયની યાત્રા** તથા નારાયણ નીતિ નામના ચાર લઘુ પુસ્તકો અવલોકનાર્થે મળ્યા છે. તે સર્વે યાત્રીઓને પ્રવાસમાં અતિ ઉપયોગી છે. આત્મોત્કર્ષમાં નિષ્કામ કર્મયોગ તથા બ્રહ્મચર્યના વિષયો તથા નીતિ વચનો વાંચવા લાયક છે. લેખકનો પ્રયાસ સ્તુત્ય છે. દરેક પુસ્તકની કિંમત બહુ જુજ હોવાથી એ પુસ્તકોને સારૂં ઉત્તેજન મળવું ઘટે છે.

**મગનલાલ દલપતરામ ખખ્ખર ( જે. પી. )**

---

રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણી,

આપના ચારેય પુસ્તકો વાંચ્યા. પુસ્તકો ધર્મ તથા નીતિ સંબધી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપે છે એટલુંજ નહિ પણ વાંચનારના હૃદયમાં પ્રવાસની અભિલાષા તથા ધાર્મિક ભાવનાઓના સંસ્કાર જાગૃત કરે છે. યાત્રાના સ્થળોનું વર્ણન ઘણી સારી રીતે વર્ણવેલું છે. તે લંબાણ ન કરવાથી વાંચનારને કોઇ પણ જાતનો કંટાળો ઉત્પન્ન કરતું નથી. નારાયણ નીતિમાં આપેલી વ્યાખ્યાયીકાઓ આનુભાવિક ને લાક્ષણિક છે.

ગુલાબદાસ ગોકળદાસ સરૈયા.
બી. એ. એલ. એમ. એન્ડ એસ.

---

**હિમાલયની યાત્રા**—હિમાલયના પ્રદેશમાં ઘણા થોડા લોકો જઇ શકે છે અને તેથી ત્યાંની સ્થિતિ, વસ્તી અને વર્ણન જાણવાને ઘણા લોકો આતુર રહે છે. મી. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ પોતાના મિત્ર સાથે હિમાલયના પ્રદેશની કઠણ યાત્રા કરી છે અને તેનો અનુભવ પોતાને એકલા માટે સંગ્રહી ન રાખતાં તેમણે નાના પુસ્તકરૂપે જનસમાજ સમક્ષ રજુ કર્યો છે. આ પુસ્તકમાં હિમાલયના પ્રદેશનું વર્ણન સરસ રીતે કરવામાં આવ્યું છે તથા જનારને સાથે શું શું રાખવાની જરૂર છે તે પણ તેમણે જણાવ્યું છે, તે જોતા આ પુસ્તક ભોમીયાની ગરજ સારે તેવું છે. આ પુસ્તકની કિંમત ૪ આના છે અને તે કર્તા પાસેથી ચાઇના બીલ્ડીંગ-ભીંડી બજાર, મુંબઇ ખાતેથી મળી શકે છે.

"પ્રજામિત્ર"

મોરબી, તા. ૨૬-૩-૨૪

**સ્નેહી ભાઈશ્રી નારણજીભાઈ,**

આપના પાંચ પુસ્તકોનું પારસલ મળ્યું. એ પુસ્તકો સામાન્ય પ્રજાને અતીવ ઉપયોગી છે અને એમ લાગે છે કે એ પુસ્તકો આપના જ્ઞાનનો ભંડાર છે અને આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય તેટલું એ પુસ્તકોના વાંચનદ્વારા મળી શકે તેમ છે. કેળવણી ખાતામાં ઇન્સપેકટરો આવાં પુસ્તકો મંજુર કરે તો વિદ્યાર્થીવર્ગને ઘણો લાભ થશે. ટાયલાં પુસ્તકો ઇનામ તરીકે મંજુર થાય અને ઇનામ તરીકે વહેંચાય તેના કરતાં સનાતન ધર્મનું સામાન્ય જ્ઞાન જેમાંથી પ્રાપ્ત થાય એવાં આ પુસ્તકો વહેંચાય તો કેવું સારૂં?

લિ૦ **સુંદરદાસ માણેકચંદ** બી. એ. ના જયશ્રીકૃષ્ણ.

---

**રા. રા. ભાઇશ્રી નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

આપે લખેલું 'નેપાલનો પ્રવાસ' નામનુ પુસ્તક વાંચ્યું, મનન કર્યું અને બહુજ ખુશી થયો છું.

આપણા દેશના યાત્રાળુઓ દર વર્ષે ઘણા જતાં હશે પરંતુ આપે અતિ શ્રમ વેઠી ત્યાંની (નેપાલની) જે જે હકીકત જોઇ અનુભવી તે પુસ્તકરૂપે બહાર પાડી તે ખાતે ખરેખર શુદ્ધ સનાતન ધર્માવલંબીઓ આપનો ઉપકાર માને તેટલો થોડોજ છે; કેમકે ઉપર્યુક્ત પુસ્તક વાંચવાથી સમજાય છે કે આપણ હિંદુઓનુ તેમજ સનાતન ધર્મનું જે ગૌરવ છે તે આજ દિવસ સુધી માત્ર એકજ જગાએ જળવાયલું જણાય છે, અને તેથી મનમાં ધર્માભિમાન કેટલું થાય છે! જે પત્રદ્વારા હું તો વર્ણવી શકું તેમ નથી.

આપનું પુસ્તક વાંચી જો કોઇ નેપાલની યાત્રાએ જશે તો તેનું કાંઇક અંશેનું પુણ્ય આપને અવશ્ય મળશે એમ મારૂં માનવું છે.

લિ. શ્રુ. મહંત રાજપુરા ભગવાનપુરાજીના નારાયણ સ્મરણ.

---

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

**દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા,**
ચાઇના બીલ્ડીંગ ભીંડી બજાર–મુંબઈ.

**રા. વર્ધમાન એન્ડ સન્સ બુકસેલર્સ,**
પાયધુની ટ્રામ જંકશન–મુંબઈ.

**પંડિત નારાયણ મુળજી બુકસેલર્સ,**
કાલબાદેવી રોડ–મુંબઈ.

**રા. વસનજી પરમાણંદ ચાહવાળા બુકસેલર્સ**
કાલબાદેવી રોડ–મુંબઈ.

**રા. પુરૂષોત્તમદાસ રાઘવજી પંડયા,**
૨૨ અમૃતલા સ્ટ્રીટ–કલકત્તા.

**રા. દુર્લભજી ગોવિંદજી સાંગાણી,**
સકરસાથ–ઉમરાવતી ( બિરાર )

**રા. ઉજમશી બાપુલાલ કાપડીયા બી. એ.**
ધંધુકા–કાઠિયાવાડ.

**માસ્તર ઉમીયાશંકર શિવશંકર,**
દડવા મોટા–કાઠિયાવાડ.